# દીક્ષાકુમારી પ્રવાસ

## ભાગ ૨ જો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.

પાલીતાણા.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦.

સંવત્ ૧૯૬૭. સને ૧૯૧૧.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભાવનગર—ધી "આનંદ" પ્રીન્ટીંગ પ્રેસ.

# અર્પણ પત્રિકા.

આર્હત ધર્મ વિભૂષિત સ્વર્ગસ્થ શેઠ નેણસિંહભાઇ દેવશી.

પવિત્રાત્મા શ્રાવકવર્ય !

આપના શાંત અને નિર્મલ અંતઃકરણમા પવિત્ર વિચારો, ભવ્ય ભાવનાઓ અને નીતિમય ચારિત્રની જ પૂર્ણ પ્રભા પ્રકાશતી હતી, તેથી જણાય છે કે આપ દેવ ધર્મની શુદ્ધિને દર્શાવનાર ગુરૂ તત્વની શુદ્ધિની ઉત્કટ અપેક્ષા રાખતા હતા. તે અપેક્ષા પૂર્ણ કરનાર આ દીક્ષાકુમારીનું પ્રવાસના બીજા ભાગનો લેખ કે જે શ્રી આચારાંગ સૂત્રની પવિત્ર વાણીના વિલાસથી ભરપૂર છે, તે આપ શ્રીને અર્પણ કરી આપની જ્ઞાન પ્રકાશ પ્રત્યેની વૃત્તિનું સમાજમાં એક ઉદાહરણ નોંધી અમે કૃતાર્થ થઈએ છીએ. ગુરૂતત્વની શુદ્ધિને ઇચ્છનાર મુનિવર્ગ તથા ગૃહસ્થવર્ગ આ દીક્ષાકુમારીના પ્રવાસને વાંચી પોતાના આત્માને શિવ માર્ગનો પ્રવાસી કરવા સમર્થ થશે, એ મહાન્ કલ્યાણના અધિકારમા આપનો પવિત્ર આત્મા પણ ભાગીદાર થાઓ, એમ અમારી અંતરની યાચના છે.

અમો છીએ આપના ધર્મ બંધુઓ,

શ્રી જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગના વ્યવસ્થાપકો.

# પ્રસ્તાવના.



આ જગત્માં ચિંતામણિ રત્ન સમાન એવા મનુષ્યત્વને પ્રાપ્ત કર્યા પછી તેને પરાકોટી ઉપર લઈ જવું, એ મનુષ્યોનું મુખ્ય કર્ત્તવ્ય છે, અને પ્રવૃત્તિ માત્રનો હેતુ પણ એજ છે. મન, વચન અને કાયાની સ્થૂલ અને સૂક્ષ્મ શક્તિઓ ફોરવવાને માટે જે અનેક જાતના પ્રયત્નો કરવામાં આવે છે, તેપણ એવાજ હેતુથી છે. જ્ઞાનપ્રાપ્તિ, જ્ઞાનવિસ્તાર, ધર્મોપાસના, પ્રેમ, ભક્તિ, શુદ્ધ વ્યવહાર અને દ્રવ્યોપાર્જન આદિ ઊર્મિઓ પણ મનુષ્યજીવનની પરાકોટીને માટે પ્રવર્ત્તે છે.

મનુષ્યત્વને પરાકોટી પર લઈ જવામાં જેમ ઉત્તમ પ્રકારનાં સાધનો મળી આવે છે, તેમ તેને તોડી પાડવામાં અનેક અંતરાયો પણ ઉભા થાય છે. જો તેને માટે માનસિક પ્રવૃત્તિ કરવામાં આવે તો કામ, ક્રોધ, મોહ વગેરે અંતરંગ શત્રુઓ તેનો પરાભવ કરવામાં તત્પર બને છે. જો વાચિક પ્રવૃત્તિ કરવામાં આવે તો વિવિધ જાતના વચન દોષોથી તે પ્રતિહત થઈ જાય છે. અને જો કાયિક પ્રવૃત્તિ કરવામાં આવે તો ક્ષુધા તથાહિક કાયાનો વૈષયિક વેગ તેનો નિરોધ કરવા મથે છે. એથી તે ત્રિવિધ પ્રવૃત્તિથી પણ મનુષ્યત્વ પરાકોટીમાં લાવવું અશક્ય થઈ પડે છે.

એક અનુભવી વિદ્વાન્ લખે છે કે, " માણસના સ્વભાવનો સાહજિક નિયમ એવો છે કે, તેણે કોઈપણ પ્રકારનો વિનિમય કરવો જોઈએ; એટલે માણસે કાંઈક આપ લે કરતાં રહેવું જોઈએ; નહીં તો તે પોતાનું મનુષ્યત્વજ સિદ્ધ કરી શકે નહીં—જગત્ના વ્યવહારમાં રહીજ શકે નહીં. પદાર્થ માત્ર જ્ઞાત અને અજ્ઞાત વિનિમય કર્યાજ કરે છે. તેમાં પણ માણસ પોતાના સહજ સ્વભાવને અનુસારે એક કરતાં વધારે પ્રકારના

વિનિમય નિરંતર કર્યાજ કરે છે. તે વિનિમય શરીર, મન, વચન અને આત્માના ભેદથી ચાર પ્રકારે થાય છે. તે શરીરના નિર્વાહને માટે ભરણ-પોષણ તથા આચ્છાદનાદિ સામગ્રીનો વિનિમય કરે છે. મનના એટલે હૃદયના અર્થાત્ બુદ્ધિ તથા ચારિત્રના નિર્વાહને માટે અનેક વિચાર, વિતર્ક તથા વિવિધ પ્રસંગે ઉત્તમાધમ એવા હૃદયના ગુણોનો વિનિમય કરે છે. શરીર, મન, હૃદય એ સર્વ થકી જે પ્રત્યેકનો પરસ્પર વિનિમય ચાલે છે, તેમાંથીજ વિવિધ આગમ, કલા, કાવ્ય, તત્ત્વજ્ઞાન, પ્રેમાસક્તિ અને ઉત્સાહ વગેરે અનેક પ્રકારો ઉદ્ભવે છે. ચોથા આત્માના વિનિમયથી અધ્યાત્મજ્ઞાનનો ગહન વિષય મેળવી શકાય છે, અને તે એક મનુષ્યત્વને પરાકોટીમાં લાવવાનો ઉપાય છે. ”

મનુષ્યને પરાકોટીમાં લાવવાને માટે જૈન મહાત્માઓએ અનેક માર્ગો દર્શાવ્યા છે અને તેમાં દાન, શીલ, તપ અને ભાવ—એ ચતુર્વિધ ધર્મની યોજના ઘડી છે, અને એ યોજના સર્વોત્તમ છે, એમ સાબીત કર્યું છે; તે છતા કર્મોની મહાન્ શક્તિઓ તેનું ઉલ્લંઘન કરી મનોવૃત્તિને વિવિધ માર્ગમાં દોરી જાય છે. સત્કર્મોની શક્તિઓના આવેશથી કોઈ અધ્યાત્મ જ્ઞાનમાં, કોઇ સ્વાત્માનુ ભવમાં, કોઇ ભક્તિભાવમાં, કોઇ વિશ્વોપકારમાં અને કોઇ સામાજિક સેવામાં વિવિધ પ્રવૃત્તિઓ યોજે છે. બીજી તરફ કુકર્મોની શક્તિઓના આવેશથી કોઇ ખાનપાન પૂર્વક મદ્યમાદકાદિકના સેવનમાં, કોઈ રંગ રાગ વિલાસ વૈભવમા, કોઇ સમૃદ્ધિની જાળ રચનામાં અને કોઇ સ્વેચ્છા પ્રવૃત્તિના વિલાસમાં પોતાની પ્રવૃત્તિઓને પ્રેરે છે.

મનુષ્યત્વને પરાકોટીમાં લાવવાના આવા વિવિધ પ્રકારો રહેલા છે; પરંતુ અનુભવી તત્ત્વજ્ઞોએ એ સર્વમાં સ્વાર્પણના પ્રકારને પ્રથમ પદે સ્થાપ્યો છે. સ્વાર્પણ અથવા સ્વાત્મભોગ—એ માનવજીવનની મહત્તાને વધારનારો અને સ્થાનારોહણના ક્રમથી ઉત્કૃષ્ટ ગુણસ્થાન પર્યંત પોહોચાડનારો ઉત્તમ પ્રકાર છે. આપણે પ્રત્યક્ષ રીતે જોઇ શકીએ છીએ કે, સ્વાત્મભોગ આપનાર મહાત્માઓ આ લોકમાં

સત્કીર્તિ સંપાદન કરી પરલોકના ઉચ્ચ પદના અધિકારી બનેલા છે. અતિ જોસ્વાલો જમાનો આ વિશ્વ ચક્રની ચક્કી ફેરવવા મનુષ્ય જાતને પ્રેરણા કરે છે. તેમાંથી ઘણા શોધો, ભવ્ય ચમત્કારો, અતિ ઉન્નત તર્કો, ઘણાજ હૃદય દ્રાવક ઉદ્ગારો ઇત્યાદિ જે જે ઘણું ઘણુ ઉદ્ભવ્યું છે અને ઉદ્ભવે છે, તે બધાંના ઉપજાવનાર કોણ છે ? તે સ્વાર્પણ કરનારા મહાત્માઓજ છે.

આ સ્વાર્પણ અથવા સ્વાત્મભોગ આપવાને માટે અનાદિ કાલથી ચારિત્રનો અંગીકાર એ ઉત્તમ ઉપાય યોજવામાં આવ્યો છે. ભગવાન્ તીર્થંકરોએ છદ્મસ્થાવસ્થાનો ત્યાગ કરી ચરિત્રાવસ્થામાં આત્મભોગ માટેજ પ્રવેશ કરેલો હતો. ચારિત્ર એ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં આવવાનો માર્ગ છે, પણ તે આત્મિક પ્રવૃત્તિનો પ્રેરક છે, આનંદમય, પ્રશાંત અને જ્ઞાનમય છે. વિશ્વોપકારના મહાવ્રતને પુષ્ટ કરનારો અને અનુભવના આનંદ રસનો ઉત્પાદક છે

તે ચારિત્ર દ્રવ્ય અને ભાવથી દ્વિવિધ છે. દ્રવ્ય ચારિત્રના કરતાં ભાવ ચારિત્ર બલવાન્ છે અને તે લિંગાદિ ધર્મમાં નિરપેક્ષ હોઇ શુભ પ્રવૃત્તિપૂર્વક નિવૃત્તિને તે સાધી શકે છે. ભાવ ચારિત્રી જમાનાનો આશ્રય લે છે, પણ વસ્તુતાએ જમાનાની દરકાર કરતો નથી. બલવાન જમાનો ઉન્મત્ત થઇ તેને આક્રાંત કરવા આવે તો પણ તેને તે પોતાના નિર્મલ મનોબળથી કલ્પનાની ટોચે લઇ જઇ બુદ્ધિના ગૂઢમાં ગૂઢ એવા ગર્ત્તમા ગોથા ખવરાવી દે છે.

અનેક ચારિત્રધારીઓએ પોતાના ઉપદેશના અને નિઃસ્વાર્થ વૃત્તિના બળથી જમાનાને પલટાવી નાંખ્યો છે. તે સાથે જમાનાના ઉત્તમ અંશોને ગ્રહણ કરી અધમ અંશોનો નાશ કર્યો છે.

આવા અભેદ ભાવનાને વધારનારા ચારિત્રને ધારણ કર્વામાં ગુરૂતત્ત્વ રહેલું છે તે ગુરૂતત્ત્વની શુદ્ધિનો શોધ કરવાને માટે આ લેખનો ઉપક્રમ છે. દીક્ષાકુમારીના પાત્રની યોજના કલ્પિત છે, પણ તેના વૃત્તાંતની યોજના કલ્પિત નથી પણ અનુભૂત છે. વર્ત્તમાન

કાલના જે ગુર્વાભાસોએ ગુરૂતત્ત્વને કલંકિત કરવાના ઉપાયો લેવા માંડ્યા છે અને અજ્ઞાની ગૃહસ્થોએ રાગાધ થઇ તેમને ઉત્તેજન આપવા માંડયું છે, તે અંધાધુની દૂર કરવાને માટે આ પ્રમાણિક લેખનો પ્રાદુર્ભાવ થયેલો છે. લેખની પાત્ર યોજના માત્ર કલ્પિત છે, પણ લેખની વસ્તુ અનુભૂત અને સત્ય છે. તેમજ તે આગમના પ્રમાણોથી અંકિત અને પ્રસિદ્ધ છે. જે જે સ્વાત્માર્પક અનગારોએ જગતના મોહ વિલાસોને જીતવા, પુરાણી વસ્તુને નવીનતા અર્પવા, અને શુષ્કને રસમય કરવા સ્વાર્પણરૂપ ચારિત્રને ગ્રહણ કરી પોતાનો ભોગ આપ્યો છે અને આપે છે, તેમનો ભવ્ય ધર્મ, તેમના ભવ્ય આચાર અને તેમા ઉચ્ચ વર્તનો પ્રગટ કરવાનો શુદ્ધ આશય પણ આ લેખમા ગર્ભિત છે.

દીક્ષાકુમારી પ્રવાસના પ્રથમ ભાગથી પ્રસન્ન થયેલા મુનિવરો અને ગુરૂતત્ત્વની જાહોજલાલીને ઇચ્છનારા ગૃહસ્થોએ આ બીજા ભાગનો લેખ પ્રગટ કરવામા પ્રકર્ષવાળી પ્રેરણા કરી છે, તે ઉપરથી ઉત્સાહિત થયેલાં હૃદયે આ લેખનો ઉપક્રમ કરેલો છે.

આ દીક્ષાકુમારી પ્રવાસના દ્વિતીય ભાગમાં આઠ પ્રવાસો આપેલા છે. પ્રથમ ભાગની રચના જેમ દશવૈકાલિક સૂત્રને ઉદ્દેશીને કરવામાં આવી છે, તેમ આચારાગ સૂત્ર ઉપરથી આ ભાગને ગ્રથિત કરવામા આવ્યો છે. આ મહાસૂત્ર જૈનધર્મનું સર્વથી પહેલું રચાએલું મુખ્ય સૂત્ર છે, તે સૂત્રના બે શ્રુત-સ્કંધ અથવા ભાગ છે. તેમા પહેલા ભાગનુ નામ આચાર અને બીજા ભાગનું નામ આચારાગ્ર છે. એ સૂત્ર ઉપર મહાનુભાવ ભદ્રબાહુ સ્વામીએ એક સુબોધક નિર્યુક્તિ રચી છે તેમજ જિનદાસ મહત્તરાચાર્યે પ્રાકૃતમાં વ્યાખ્યા રૂપે એક ચૂર્ણી રચેલી છે. અને વિદ્વાન શીલાચાર્યે એક સંસ્કૃતમાં સુબોધક ટીકા લખી છે. એ સર્વનો આધાર લઇ મુનિઓના આચાર ધર્મનું યથાર્થ સ્વરૂપ આ લેખમા દર્શાવવામાં આવ્યું છે.

પ્રથમ પ્રવાસમાં મહેશ્વરી દીક્ષાકુમારી અને પ્રથમ ભાગમા

વર્ણવેલા મહામુનિ સુધાવિજયના સમાગમનો પ્રસંગ લેવામાં આવ્યો છે.

દ્વિતીય પ્રવાસમાં મહાનુભાવા દીક્ષાકુમારી સૌરાષ્ટ્ર દેશમાં આવેલા એક શહેરમાં આવે છે, ત્યાં મુનિઓના આહારનો સમય હોવાથી તેમની અનુચિત ચેષ્ટાઓ જોઇ મહાદેવી ખેદાતુર થાય છે, અને પછી તે મુનિઓના વરિષ્ટ એક વૃદ્ધ મુનિની સાથે વાર્તાલાપ કરે છે, તે પ્રસંગે મહાદેવી અહિંસા વગેરે ધર્મનો ઉપદેશ આપે છે.

તૃતીય પ્રવાસમાં મહાદેવી એક ઉપાશ્રયમા પ્રવેશ કરે છે, ત્યા સાધુ અને બે શ્રાવકોનો વાર્ત્તાલાપ સાંભળવામા આવે છે. મુનિ સ્વાર્થવિજયને મહાદેવી દીક્ષાકુમારી તિરસ્કાર પૂર્વક પ્રતિબોધ આપે છે. આ પ્રસંગ ઘણો રસિકતાથી વર્ણન કરવામાં આવ્યો છે. સાધુઓએ પોતાના સંબધીઓના સહવાસથી દૂર રહેવાનો ઉત્તમ ઉપદેશ અહીં દર્શાવવામાં આવ્યો છે.

ચતુર્થ પ્રવાસમા મહાદેવી એક ઉપાશ્રયમાં પ્રવેશ કરતા બે પદવીધર મુનિઓના વિચિત્ર વર્તનો અવલોકે છે. પન્યાસ ક્ષમા-વિજય અને આચાર્ય જ્વલનવિજયનો પ્રસંગ ચર્ચી એક પાત્રની ઉત્તમતા અને બીજા પાત્રની અધમતા સારી રીતે દર્શાવવામા આવી-છે. અવાંતર પ્રસંગમાં મુનિ શંખવિજય અને દંડવિજય વગેરે પાત્રોના કુવર્ત્તન તથા સદ્વર્ત્તનને દર્શાવી આ પ્રવાસને અતિ રસિક બનાવ-વામાં આવ્યો છે.

પંચમ પ્રવાસમા મહાદેવી એક ઉપાશ્રયમાં પ્રવેશ કરી ઉપાધિસાગર નામના પન્યાસને અવલોકે છે. પન્યાસ રાત્રે પોતાના શિષ્યોને એકઠા કરી ચાતુર્માસ્ય કરવાની સંમતિ મેળવે છે. તે પ્રસંગે સાધુઓની સ્વેચ્છા પ્રવૃત્તિનું અવલોકન કરી મહાદેવી ઉત્તમ પ્રકાર-નો સૂત્ર વાણીનો બોધ આપે છે,

ષષ્ટ પ્રવાસમાં મહાદેવી દીક્ષાકુમારી એક ઉપાશ્રયમા આચાર્ય પ્રતાપવિજય (ઉર્ફે) પ્રચંડવિજય નામના વરિષ્ટ મુનિનું આચરણ જુવે છે. તે પ્રસંગે ફિતૂરવિજય વિગેરે પાત્રોનો પ્રસંગ

એવી અચ્છી રીતે વર્ણવવામાં આવ્યો છે કે જે વાંચનારના હૃદયમાં ચારિત્ર ધર્મના શુધ્ધ સ્વરૂપની છાપ પાડી શકે છે. પ્રસ્તુત વિષયમાં કેટલાએક અયોગ્ય ગૃહસ્થ પાત્રોના દુરાચરણનું સ્વરૂપ પણ દેખાડવામાં આવ્યું છે.

સપ્તમ પ્રવાસમાં રાત્રે મહાદેવી એક ઉપાશ્રયમાં પ્રવેશ કરે છે, ત્યાં માનવિજય અને દર્પવિજય તથા યુક્તિવિજય અને દ્વેષવિજય નામના મુનિઓનો વાર્ત્તાલાપ સાંભલે છે. તે પ્રસંગનું વર્ણન કરી આચાર્ય વેષવિજય તથા પન્યાસ પટુવિજયના વર્ત્તનનો ઉપક્રમ થાય છે. તે પ્રસંગે મહાદેવી ખેદાતુર થાય છે. તેના અનુસંધાનમાં મહાનુભાવ પ્રભાવિજય પ્રવર્ત્તકજીની સૌમ્યતા અને ચારિત્ર ધર્મની નિર્મલતાથી તે મહાશયા અતિશય પ્રસન્ન થઇ આચારાંગ સૂત્રનો ઉત્તમ ઉપદેશ આપે છે.

અષ્ટમ પ્રવાસમા આચાર્ય વેષવિજયનો પ્રસંગ લાવી તેની અંદર આવેલા પાત્રોના વર્ત્તનનો ચીતાર આપી મુનિઓના સદાચારનું સુબોધક દૃષ્ટાંત બતાવી આપ્યું છે અને તે પ્રસંગે સૂત્રવાણીનો ઉત્તમ ઉપદેશ આપી આ ગ્રંથને સમાપ્ત કરવામાં આવ્યો છે

આ પ્રમાણે આ દ્વિતીય ભાગની કરવામાં આવેલી યોજના ગ્રંથના યોજકના આશયને સિધ્ધ કરવામાં સારી રીતે સફલ થયેલી દેખાશે. તે સાથે ગુરૂતત્ત્વના શુધ્ધ સ્વરૂપના ઉત્કર્ષનું જે યથાર્થ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, તે વાચકોને સુબોધક થયા વિના રહેશે નહીં.

ચારિત્ર ધર્મના ધારકને સર્વદા અવિકારિતા અને અકષાયતા હોવી જોઇએ; સંસારના પદાર્થો માટે વ્યગ્રતા ન હોવી જોઇએ. સદા સર્વ તરફ ઉદાસીનતા રહેવી જોઇએ. પ્રસાદ હો વા ન હો, તથાપિ અધ્યાત્મ રસથી ઉત્પન્ન થયેલા આનંદમાં ભંગ પડે નહીં, શોક, વિગ્રહ, આલસ્ય કે ભય કશું જોઇએ નહીં. તે મહાનુભાવે સમજવું જોઇએ કે, મનુષ્યજીવનની સમતામાં વિષમતા ઉત્પન્ન થાય છે. જે ભય પામે છે, તેજ પરતંત્ર છે. તેથી મનોવૃત્તિને અધ્યાત્મ રસનો સ્વાદ ચખાડી નિઃસ્વાર્થ વૃત્તિમાં જોડવી કે જેથી આનંદ અભંગ રહે.

સર્વસ્થાને, સર્વકાલે, સર્વ સ્થિતિમાં ચિત્ત પ્રસન્ન અને શાંત રહે અને તેમાંથી સર્વદા ઉચ્ચ ભાવનાઓ પ્રગટ થાય. આ વર્ત્તનમાંજ ચારિત્ર જીવનની સાર્થકતા છે. આ ગ્રંથ પણ તેવોજ બોધ કરે છે

જે પવિત્ર ચારિત્રધારી મુનિ આ ગ્રંથને મનન પૂર્વક આદ્યંત વાંચશે, તે પોતાના દોષોને જોઇ શકશે. પછી તે વીર મહામુનિ હર્ષ અને વિષાદ રૂપ ચંચલ અને ક્રૂર નાયકોને પોતાનો આત્મા સોંપી દેશે નહીં. તેને સોંપી દેવાથી કેવી ભયંકર અને દુઃખમય સ્થિતિમાં ફસાવાય છે, એનું તેમને ભાન આવશે. તેમની પ્રસન્નતા માત્ર પોતાના આત્મામાંથી ઉદ્ભવશે અને તે પોતાના હૃદયમાં જ સમાપ્ત થશે. તે અનુભવથી જાણી શકશે કે પર વસ્તુનો આનંદ નિરાધાર, નિઃસાર અને ઉપર ઉપરનો જ હોય છે; પણ જે વાસ્તવિક આનંદ છે તે સસાર અને શાશ્વત છે. તેવો આનંદ આ સુબોધક ગ્રંથના વાંચનથી પ્રાપ્ત થવા માટે અમારો જે પ્રયાસ છે, તે સફલ થાય, એવી કૃપાલુ પરમેશ્વર પ્રત્યે અમારી સવિનય પ્રાર્થના છે.

આ ગ્રંથ પ્રગટ કરવામાં કચ્છ **રાયધણજર**ના રહેવાશી શેઠ **નેણશી દેવશી**ના વિધવા બાઈ **મીઠાબાઇ**એ રૂ. ૫૦૦) ની મદદ આપી છે. અજ્ઞાન રૂપી અંધકાર દૂર કરવાને જ્ઞાન રૂપી સૂર્યની આવશ્યકતા છે. જ્ઞાનોદ્ધાર સમાન પૂજ્ય અન્ય કોઇ પણ નથી. મનુષ્યને કર્તવ્ય બોધ ઉત્તમ સદ્ગ્રંથોદ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. જ્ઞાનની રક્ષા એ શાસનની જ રક્ષા કહેવાય છે. આવો જ્ઞાનનો મહિમા બ્હેન મીઠાબાઇને સમજવામાં આવવાથી પોતાના સ્વર્ગવાસી પતિના સ્મરણાર્થે આ ઉત્તમ પુસ્તક પ્રગટ કરવાનું મહાન્ પુન્ય સંપાદન કર્યું છે. મીઠાબાઇનું ઉદાહરણ લઈ બીજી પણ ધર્મરક્ત બ્હેનો જ્ઞાનોદ્ધારમાં દ્રવ્યનો સદુપયોગ કરશે એવી અમો ઇચ્છા રાખીએ છીએ અને બ્હેન મીઠાબાઈએ વર્ગના જ્ઞાન ખાતાને જે ઉત્તમ મદદ આપી છે તેથી તેમનો આભાર માનીએ છીએ

પાલીતાણા.
જ્યેષ્ઠ કૃષ્ણ પંચમી.
સં. ૧૯૬૭

પ્રસિદ્ધ કર્તા,
શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ.

# अनुक्रमणिका.







# દીક્ષાકુમારીનો પ્રવાસ.

## ભાગ ૨ જો.





મધ્યાન્હકાલનો સમય હતો. નભોમંડલપર તરણિ પોતાના તીવ્ર કિરણોને પ્રસારતો હતો. ધર્મીલોકો પોતાના ધર્મની મધ્યાન્હકાલની ક્રિયાઓ કરતા હતા. ઉદ્યોગ ચક્રમાં પ્રવર્તેલા લોકો આહાર અને વિશ્રાંત લેવા ઉદ્યુક્ત થયા હતા. પ્રમાદી પુરૂષો શાસ્ત્ર નિયમની દરકાર કર્યા વગર શય્યાભૂમિનુ સેવન કરતા હતા. નિશાકાલે વિશેષ પ્રવૃત્તિ કરનારાઓ દૈવિક પ્રવૃત્તિમાથી કંટાળી નિદ્રાનુ આવાહન કરતા હતા. અહર્નિશ ઉદ્યોગ ચક્રમા ગુંથાએલા ધનલુબ્ધ પુરૂષો મગજપર આરૂઢ થયેલી નિદ્રાને બલાત્કારે હઠાવતા હતા. અપ્રમત્ત સાધુઓ કાળ મર્યાદા સાચવી સ્વાધ્યાયથી વિરત થઇ તત્ત્વચિંતન કરતા હતા અને પ્રમત્ત સાધુઓ ધર્મશાસ્ત્રનુ ઉલ્લંઘન કરી ઉપાશ્રયની ભૂમિપર નિદ્રાની ઉપાસના કરતા હતા.

આ સમયે એક મધ્યવયની સુંદર વનિતા એક નગરની બાહેર આવેલા અશોકવૃક્ષ નીચે ઉભી હતી. તેણીનુ શરીર મધ્ય વયનું હતું, તથાપિ તેમા લાવણ્યની પ્રભા સ્પષ્ટ રીતે દેખાતી હતી. મુખની આકૃતિ ઉપરથી દેખાઇ આવતું હતું કે, તેણી યૌવનવયમાંથી મુક્ત થઇ છે, તથાપિ યૌવન વયનો પવિત્ર પ્રેમ તેણીનીપર હજુ થોડો થોડો ટકી રહ્યો છે. મધ્ય વય યૌવનને હઠાવવાને તત્પર થયું છે, તથાપિ તેણે જોઇએ તેવો વિજય હજુ મેળવ્યો નથી. અર્થાત્ તેણીના

સુશોભિત શરીર ઉપર હજુ યૌવનની છાયા પ્રસરેલી દેખાતી હતી. તેણીના મનોહર મુખ ઉપર ધાર્મીક તેજ પ્રકાશી રહ્યું હતું. એ રમણીએ પોતાની વયને અનુસરી સુંદર અલંકારો ધારણ કર્યા હતા. તે અલંકારોનો દેખાવ શૃંગારનો પોષક ન હતો, પણ શાંત રસનોજ પોષક હતો.

આ શાંતમૂર્ત્તિ સુંદરીના લલાટ ઉપર ચિંતાની ત્રિપુટી વળી હતી. તેણીએ અશોક વૃક્ષનો આશ્રય લીધો હતો, પણ તે અશોક થઇ ન હતી. ઘણીવાર ચિંતા કર્યા પછી તે બાળા ગગન તરફ દ્રષ્ટિ રાખી નીચે પ્રમાણે બોલી—"અરે પંચમકાળ! તારૂં સામ્રાજ્ય હજુ ઉચ્ચતાને પ્રાપ્ત થતું જાય છે, તારો પ્રભાવ હજુ પ્રતિહત થતો નથી, તારી શક્તિ ઉગ્રતાને ધારણ કરી જગત્‌મા પ્રવર્ત્તે છે. મે પ્રથમ પ્રવાસમાં જે અવલોકયુ હતું, તેનાથી પણ આજે વિશેષ જોવામાં આવે છે. હું તારૂણ્યમાથી મધ્યવયમાં આવી, તોપણ તારો પ્રભાવ હઠયો નહિ. અરે પવિત્ર મૂર્ત્તિ, ચારિત્ર વિભૂષિત મહામુનિ સુધાવિજય! તમે ક્યાં છો? તમારી નિર્મળ વાણીનો પ્રકાશ કયાં થાય છે? હે મહાનુભાવ, પ્રત્યક્ષ થઇ તમારી શાંત મૂર્ત્તિના દર્શન કરાવો. શું આ પંચમકાળના પ્રભાવથી તમે નાશી તો ગયા નથી? એ વાત અસંભવિત છે. તમારી ચારિત્રમય નિર્મળ શકિતની આગળ બીચારો પંચમકાળ શું કરી શકે તેમ છે? મહાત્મા, આપ શા માટે અદૃશ્ય થયા? આપના વિના ચારિત્રની સંભાળ કોણ લેશે? આપના અભાવથી ચારિત્ર નિરાધાર થઇ જશે. વર્ત્તમાનકાળે મુનિઓનો મોટો ભાગ ચારિત્રનેજ પ્રહાર કરવા તૈયાર થયો છે. ચારિત્રના શુદ્ધ ગુણો સિદ્ધાચલની તળેટીપર આવી રૂદન કરે છે. તેઓ અનાથ, અનાધાર અને અનાશ્રિત થઇ ગયા છે. તેમને આદર આપનારા મહાત્માઓની સંખ્યા ઘણીજ જુજ છે. અનાચારનું વિશેષ બળ થવાથી સાધ્વાચાર શોકાતુર થઇ ગયો છે. અનાચારરૂપી વિકાળ સિંહે ચારિત્રના ગુણરૂપી મૃગોને નસાડવા માંડયા છે. શ્રી પ્રભાવિક વીરશાસન તટસ્થ રહી આક્રંદ કરે છે, અને પોતાની દિવ્ય શક્તિ કુંઠિત ન થાય,

તેને માટે ઉપાય શોધે છે. ભગવન્, શાસનદેવ, તમારી ઉગ્ર શક્તિ દર્શાવો અને મુનિઓની મોટી સેનાએ આશ્રય આપેલા અનાચારને હઠાવી સદાચારનો રાજ્યાભિષેક કરો, તમારો અષ્ટાક્ષરી મહામંત્ર ગજાવો અને તેની ઉદ્ઘોષણા કરાવો. " जैनं जयति शासनम्. "

( અષ્ટાક્ષરી મહામંત્ર. )

આ પ્રમાણે કહી તે પવિત્ર રમણીએ પોતાના હૃદયમા પંચપરમેષ્ઠીનું ધ્યાન કર્યું. ક્ષણવાર ધ્યાન કરી તે મહાદેવી જાગ્રત થયા, તેવામાં એક દિવ્ય પવિત્ર મૂર્ત્તિ તેમની દૃષ્ટિ આગળ પ્રત્યક્ષ થઇ તે પવિત્ર મૂર્ત્તિના દર્શન થતા ધ્યાન મુક્ત થયેલી તે સુંદરી સાનંદાશ્ચર્ય થઇ ગઇ. તે પવિત્ર મૂર્ત્તિને જોતાજ દેવીના હૃદયમા જરા આશ્ચર્ય થયું પણ તેણીએ જ્ઞાન શક્તિથી તે દિવ્યામૂર્ત્તિને ઓળખી લીધી તો પણ તેનું યથાર્થ સ્વરૂપ જાણવાની અને સાંભળવાની ઈચ્છાથી તે રમણીએ પૂછ્યું. " મહાનુભાવ, આપ કોણ છો ? અને મારી પર અનુગ્રહ કરી સ્થળને કેમ અલંકૃત કર્યુંછે ? " પોતાના દાંતોના કિરણોથી દિશાઓને ઉજ્વલ કરતા તે દિવ્ય મૂર્ત્તિએ વાણી પ્રગટ કરી. "

મહાદેવી, હુ આપના પૂર્ણ પ્રસાદનું પાત્ર મુનિ **સુધાવિજય** છું. આપના પવિત્ર સ્વરૂપની ઉપાસના કરી હું કાળધર્મ પામી દેવલોકનો અધિકારી થયો છું. ચારિત્ર દીક્ષાના દિવ્ય પ્રભાવે મને દિવ્યસ્થાન આપ્યું છે. આપ આ પંચમકાળનો વિપરીત પ્રભાવ જોઇ ખિન્ન હૃદયે શોક કરતા હતા, એ વાત અવધિજ્ઞાનથી મારા જાણવામાં આવી તેથી હું આપના પૂર્વોપકારનું સ્મરણ કરી આપને આશ્વાસન આપવાને અહિં હાજર થયો છુ વળી આપ દીક્ષાકુમારીએ પ્રથમ પ્રવાસમાં તારૂણ્યરૂપ પ્રગટ કરેલું હતું અને આ બીજા પ્રવાસમા મધ્યવયનું રૂપ પ્રગટ કરેલ છે, એ પણ મારા જાણવામા આવ્યું હતું તે આ પ્રત્યક્ષ જોઇ મારા હૃદયમા જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે ભદ્ર, આ સમયે પંચમકાળે આ વિશ્વ ઉપર પોતાનો ક્રૂર પંજો પ્રસાર્યો છે. કેટલાએક ચતુર્વિધ સંઘ રૂપી મૃગલાઓ તેના તે ક્રૂર

પંજામા સપડાયા છે. આવા વિષમ કાળમાં આપ -મહાદેવીએ બીજા પ્રવાસનો આરંભ કેમ કર્યો છે ? આ બીજો પ્રવાસ આપને હૃદયમાં વિશેષ શલ્યરૂપ થશે, એવો મને ભય રહે છે. વર્ત્તમાનકાળે ચતુર્વિધ સંઘો અવ્યવસ્થિત થઇ ગયા છે. ઉત્તમ પદવી પર આવેલા કેટલાએક મુનિઓએ પોતાના આચારની મર્યાદા મુકવા માંડી છે. નિરાધાર થયેલા ચારિત્રને કોઇકજ મુનિ આશ્રય આપે છે. દયા ધર્મને સૂચવનારા મુનિઓના ઉપકરણ અધર્મના ઉપકરણો થઈ પડયા છે. મુનિઓએ ઉત્તમ આશયથી રાખેલા દાંડાઓ તાડનની ક્રિયામાં ઉપયુક્ત થાય છે. ધર્મધ્વજ તરીકે ઓળખાતા યોદ્ધાઓ દંભધ્વજ તરીકે ઓળખાય છે. વાયુકાય જીવની રક્ષા માટે રાખેલી મુખવસ્ત્રિકા અને અનુચિત શબ્દોને પ્રગટ કરતા તે મુનિઓના મુખથી દૂર રહ્યા કરે છે. અને પ્રાસુક અને નીરસ આહાર લેવાને યોગ્ય એવા તેમના પાત્રામાં સરસ અને વિગઇ ભરેલા આહારો પડે છે. ભદ્ર, આ કાળે તમારે પ્રવાસ કરવો યોગ્ય નથી "

દીક્ષાકુમારી ખિન્ન વદને બોલી—"હે દિવ્ય મૂર્ત્તી, તમે કહો છો, તે યથાર્થ છે. આ જગતનું અવલોકન કરતાં મને બધુ ભાસી આવ્યું છે; તથાપિ મારા હૃદયમાં હજુ ઉમદી આશા રહેલી છે. ભગવાન્ વીર પ્રભુના શાસનનો વિજય જોવાની મને બહુ ઇચ્છા છે. હજુ મને આશા રહે છે કે, કોઇ વીર પુત્રો વીરશાસનને દીપાવનારા હશે. જ્ઞાતપુત્રના પવિત્ર પરિવારનો હજુ તદ્દન ઉચ્છેદ થયો નહીં હોય. મારી એ આશાએ મને બીજા પ્રવાસની પ્રેરણા કરી છે, અને એ આશાથીજ હું મારા આ પ્રવાસમાં સફળ થવાની અભિલાષા રાખું છું, તથાપિ મારે કહેવું જોઇએ કે, તમારા જેવા પવિત્ર મુનિના પ્રથમ દર્શન થવાથી હું મારા પ્રવાસને પૂર્ણ રીતે સફળ કરી શકીશ.

"હે દિવ્ય મૂર્ત્તી, તમે મને મારા પ્રવાસમાં સહાયભુત થજો. હું તમારો તે વિષે હૃદયથી આભાર માનીશ હે મહાશય, જો આપની ઇચ્છા હોય તો આપ મારી સાથે પ્રવાસમાં ફરો, કે જેથી હું મારી શક્તિ પૂર્ણ વિકાશ કરવાને સમર્થ થઇ શકીશ."

દિવ્યમૂર્ત્તીએ વિનયથી કહ્યું, "મહાદેવી, આ દિવ્ય આત્મા આપની આજ્ઞાને સદા આધીન છે, તથાપિ જો આપ પ્રસન્ન હો તો હું એક વિનંતિ કરવા ઇચ્છા રાખું છું. મને આશા છે કે, આપ મારી યોગ્ય વિનંતિ ધ્યાનમાં લેશો."

દીક્ષાકુમારીએ કહ્યુ, "મહાનુભાવ, આપની મનોવૃત્તિને અનુકૂળ થવું, એ મારી ફરજ છે, માટે આપ ખુશીથી આપની ઇચ્છા જણાવો." સુધાવિજય શાંત સ્વરથી બોલ્યા—"મહાદેવી, હું આ દિવ્યરૂપે આપની સાથે સદાકાળ ફરી શકીશ નહીં, પરંતુ જે પ્રસંગે આપ મને સંભારશો, તે પ્રસંગે હું આજ સ્વરૂપે આપની પાસે હાજર થઇશ."

દીક્ષાકુમારી પ્રસન્ન થઇને બોલ્યાં—"મહાનુભાવ, જેવી આપની ઇચ્છા. મારા હૃદયમાં પણ એજ ધારણા હતી. હવે હુ અહીંથી મારો પ્રવાસ શરૂ કરૂં છું આપ હાલ ખુશીથી દિવ્યલોકમાં જાઓ. જ્યાં સ્મરણ કરૂં, ત્યા સાનિધ્યમા વર્ત્તજો"

દીક્ષાકુમારીનાં આ વચન સાંભળી દિવ્યમૂર્ત્તી મુનિ સુધાવિજય હૃદયમા ખુશી થઇ ત્યાંથી ચાલવા ઇચ્છા કરતા હતા, તેવામાં તેમના હૃદયમા એક પ્રશ્ન કરવાની ઇચ્છા થઈ એટલે તેઓ મધુર સ્વરથી બોલ્યા—"મહેશ્વરી, જતાં પેહલા મારા હૃદયમાં એક પ્રશ્ન કરવાની ઇચ્છા પ્રગટી છે, તો કૃપા કરી તે સાભળો. આપે પ્રથમ પ્રવાસમા દશ વૈકાલીક સૂત્રનો ઉપદેશ પ્રસાર્યો હતો તો આ બીજા પ્રવાસમાં ક્યા સૂત્રનો ઉપદેશ પ્રસારવા ઇચ્છા રાખો છો? તે કૃપા કરી જણાવશો."

દીક્ષાકુમારી પ્રસન્નતાનો પ્રભાવ દર્શવતા બોલ્યા—"મહાનુભાવ, તમે જાણો છો કે, શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર સ્વામી પાસેથી અર્થ સાભળીને તેમના શિષ્ય શ્રી સુધર્મસ્વામીએ **દ્વાદશાંગી** એટલે બાર અંગવાળુ જિન પ્રવચન અથવા નિર્ગ્રંથ પ્રવચન રચેલ છે. તે બાર અંગમાનું છેલ્લું દ્રષ્ટિવાદ નામે અંગ વિચ્છિન્ન થયેલું છે અને બાકીના અગીયાર અંગો રહેલા છે. તેઓમા પ્રથમ **આચા-**

રાંગ નામે પ્રખ્યાત સૂત્ર છે. તે જૈનધર્મનું સર્વથી પેહેલું રચાએલું મુખ્ય સૂત્ર છે. તેમાં સાધુનો સંપૂર્ણ આચાર પ્રતિપાદિત કરેલો છે. તેમાં કહેલા આચારને જે પાળે તેજ શુદ્ધ સાધુ કહેવાય છે. તે સૂત્રના બે શ્રુત-સ્કંધ અથવા ભાગ છે. તેમાં પેહેલા ભાગનું નામ **આચાર** અને બીજા ભાગનુ નામ **આચારાગ્ર** છે. એ સૂત્ર ઉપર શ્રીભદ્રબાહુ સ્વામીએ 'નિર્યુક્તિ કરી છે. તેમાં તે મહાનુભાવે જણાવ્યું છે કે, પ્રથમ શ્રુતસ્કંધ સ્થવિર મુનિઓનુ રચેલ છે અને બીજું શ્રુતસ્કંધ બીજા સ્થવિર મુનિઓએ રચેલું છે. તે ઉપર શ્રી જિનદાસ મહત્તરાચાર્યે પ્રાકૃતમાં વ્યાખ્યા રૂપે ચૂર્ણિ રચેલ છે અને શ્રી શીલાચાર્યે સંસ્કૃતમાં ટીકા રચેલી છે. આ પવિત્ર સૂત્રના ઉપદેશને પ્રસરાવવાની ઇચ્છાથી મેં આ બીજા પ્રવાસનો આરંભ કરેલ છે. મને આશા છે કે, આવા વિષમ કાળમા પણ એ સૂત્રવાણીનો ઉપદેશ સારી અસર કર્યા વિના રહેશે નહીં."

દિવ્યમૂર્ત્તિ આનંદપૂર્વક બોલ્યા—"મહેશ્વરી, આપની ઇચ્છા જાણી મને અત્યંત આનંદ થાય છે આપનો આ પ્રવાસ સફળ થાઓ, એવી મારી તીવ્ર અભિલાષા છે. મને હૃદયમા ખાત્રી થાય છે કે, પવિત્ર આચારાંગ સૂત્રની દિવ્ય વાણીનો પ્રકાશ આ વિષમ કાળના અંધકારને થોડે ઘણે અંશે પણ દૂર કર્યા વિના રહેશે નહીં. મહાદેવી, આપ એ સૂત્રની વાણીને પલ્લવિત કરો અને મહાન્ વીરશાસનને દીપાવો. હવે હું રજા લઉં છું."

આ પ્રમાણે કહી એ દિવ્યમૂર્ત્તિ મુનિ સુધાવિજય પ્રણામ કરી આકાશ માર્ગે ચાલ્યા ગયા અને દીક્ષાકુમારીએ અભયમુદ્રા કરી આશિષ આપી અને જે દિશામાં દિવ્યમૂર્ત્તિ ચાલતી હતી, તે દિશા તરફ મહાદેવી એકી દ્રષ્ટિએ જોઇ રહ્યાં.



# દ્વિતીય પ્રવાસ.

પવિત્ર અને શાંતમૂર્તિ દીક્ષાકુમારી પેલી દિવ્ય મૂર્તિ અદૃશ્ય થયા પછી તે સ્થળેથી આગળ ચાલતાં થયાં તેઓ પ્રથમ સૌરાષ્ટ્ર દેશની ભૂમિ તરફ ફરવાં લાગ્યા. માર્ગમાં આવતાં મોટાં શેહેરોની અંદર તેઓ ઉપાશ્રયની ભૂમિમાં પ્રવેશ કરતા અને ત્યાં રહી મુનિઓનાં ચારિત્રનું અવલોકન કરતાં હતા.

એક વખતે તે મહાશયા કોઈ મનોહર શેહેરમા આવી ચડયાં. તે શેહેર રાજધાનીની શોભાથી અલંકૃત હતું. ચાર વર્ણોનો નિવાસ ક્રમ પ્રમાણે તેમાં ગોઠવેલો હતો. વિવિધ પ્રકારના જૈન ચૈત્યો દેવવિમાનની જેમ શોભી રહ્યા હતા. શ્રાવકપ્રજા, દેવ, ગુરૂ અને ધર્મને શુદ્ધ રીતે માનતા હતા. ઉપાશ્રયો જુદા જાદા હોવાથી લોકોની શ્રદ્ધાના વિભાગ પડી ગયા હતા ચૈત્યરાગ, ઉપાશ્રયરાગ અને ગુરૂરાગના પ્રકારો અલ્પમતિ લોકોના હૃદયમાં પ્રવિષ્ટ થયા હતા. ક્ષુદ્ર હૃદયના લોકોએ ધર્મના શુદ્ધ સ્વરૂપને છિન્ન–ભિન્ન કરી નાખ્યુ હતું.

પવિત્ર દિક્ષાકુમારી આ શેહેરની રચના જોતાં જોતાં ઉપાશ્રયોની શ્રેણીમાં ફરવાં લાગ્યાં વિવિધ ઉપાશ્રયોમા વિવિધ રાગની દશા જોઈ એ મહાદેવીના હૃદયમાં શોક થતો હતો, અને ધર્મ ગુરૂઓની વિપરીત પ્રવૃત્તિ દેખી તે મહેશ્વેરી પોતાના નેત્રોમાથી શોકાશ્રુને વર્ષાવતાં હતાં

સર્વ નગરના ચૈત્યોમાં અને ઉપાશ્રયોમાં ફરતા ફરતા મહાદેવી એક સુંદર ઉપાશ્રયમાં આવી ચડયાં. તે ઉપાશ્રય ઘણો સુશોભિત હતો. ચારે તરફ વિવિધ જાતના રંગ પુરેલા હતા, દીવાલો ઉપર મનોહર મુર્તિઓનાં ચિત્રો હતા. તે ઉપાશ્રયને બે માળ હતા. ઉપરના માળમાં સાધુઓની બેઠકો હતી અને નીચેના ભાગમાં તેમનું આહારસ્થાન હતું આહારસ્થાનની પાસે જળના ઘડાઓ શ્રેણી બંધ પડયા હતા. તે પાસે ચક્રેતાથી રંગેલી કાષ્ટની પાટો આવેલી હતી જે ઉપર સાધુઓના નવરંગિત પાત્રાઓ પડેલાં હતાં

દીવાલોની ખીતીઓ ઉપર મયૂર પિંછ અને બીજી જાતની માર્જની-ઓ ( સાવર્ણીઓ ) લટકતી હતી.

મહાદેવી આ ઉપાશ્રયમાં ગયાં ત્યાં સાધુઓનું વૃંદ તેમના જોવામા આવ્યું. આ વખતે સાયંકાલનો સમય હતો. સાધુઓ આહાર પાણી કરી પરવાર્યા હતા. અને પ્રતિક્રમણની રાહ જોતા હતા. આ સમયે સાધુઓની વિવિધ ચેષ્ટાઓ મહાદેવીના જોવામા આવી. કેટલાક મુનિઓ એકઠા થઈ આહારની વાતો કરતા હતા, કોઈ અમુક આહારની નિંદા કરતા હતા અને કોઈ અમુક આહારની પ્રશંસા કરતા હતા. કોઇ પોતાને નહી પસંદ પડેલા આહારને લાવનારા મુનિને ઉપાલભ આપતા હતા, ત્યારે કોઇ અનુકૂળ આહાર લાવનારા મુનિને શાબાશી આપતા હતા, કોઇ આહાર આપનારા ગૃહસ્થ શ્રાવકોના ઘરની વાતો કરતા હતા, કોઇ તેમની ઉદારતા અને લોભને પ્રગટ કરતા હતા, કોઇ આહારથી તૃપ્ત થઈ આનંદ પામતા હતા. કોઈ પૂર્ણ ભરેલા ઉદરને હાથવડે પંપાળતા હતા, કોઈ આહારના ઓડકાર ખાઇ ગર્જના કરતા હતા, કોઈ પૂર્વ દિવસના અજીર્ણને લઇને આહારનો અભાવ થવાથી હૃદયમા શોક કરતા હતા, કોઇ પોતાથી વડિલને ખુશ કરવાને આહારના સ્વાદ વિષે પૂછતા હતા, કોઇ આહારના ખાવાની વિવિધ જાતની ચેષ્ટાઓ કરતા હતા, કોઇ પરસ્પર અંગ લગાડી શરીરની વિવિધ ચેષ્ટાઓ કરતા હતા, અને કોઇ ઉંચે સ્વરે હાસ્ય કરી પરસ્પર મશ્કરી કરતા હતા.

મહાદેવી દીક્ષાકુમારીએ તે ઉપાશ્રયની અંદર પ્રવેશ કરી આસપાસ ફરવા માંડયું. સાધુઓનું ઉપર પ્રમાણે પ્રવર્ત્તન જોઇ તેણીને હૃદયમાં શોક ઉત્પન્ન થઈ આવ્યો. તેણીના નેત્રમાંથી શોકાશ્રુની ધારાઓ ચાલી. તેણી પોતાના મનમાં બોલી, "અહા ! આ કાળની પ્રવૃત્તિ કેવી છે ! વીર પ્રભુનો પરિવાર કેવી સ્થિતિમાં આવી પડયો છે ! જે મહાવીર પ્રભુએ આ વિશ્વના ઉદ્ધાર માટે અનેક પ્રકારે ઉપદેશ આપી પોતાના પરંપરાના પરિવારને સત્કર્મ અને સદાચારમાં જોડયો હતો, તે પરિવાર આજે આવી સ્થિતિમાં આવે, એ કેવા ખેદની

વાર્ત્તા છે. ? તેમના પવિત્ર શાસનની આ મુનિઓએ કેવી સ્થિતિ કરી છે ? અરે શાસનદેવ, તમે આ વિષે ઉપાલંભને યોગ્ય છો. ભગવાન્ વીર પ્રભુએ તમારા વિશ્વાસ ઉપર પોતાના શાસનને મૂક્યું છે. તમારા જેવા સમર્થ દેવે આવી ઉપેક્ષા કેમ કરી ? શું આ પંચમ કાલની મહાન્ શક્તિ આગળ તમારી શક્તિ ચલી નહીં. ? હવે સાવધાન થઇ તમારી શક્તિ ફોરવો. તમારી અગાધ શક્તિ પ્રવર્ત્તાવી વીરપ્રભુના શાસનને પુનઃ સતેજ કરો.

અહા ! આ મુનિઓ પોતાના આચારનો વિચાર કેમ કરતા નહીં હોય ? તેઓ કોના વંશજો છે, તેનો વિચાર તેમના મનમાં કેમ આવતો નહીં હોય ? અરે નવરંગિત ઉપાશ્રય, તું જડ છે, એટલે તને વધારે શું કહેવું ? પણ તારી ભૂમિમા સાધુઓ આવી રીતે વર્ત્તે એ તારી શોભા નથી. હે પવિત્ર ઉપાશ્રય, તું રાજમેહેલ કે ગૃહસ્થની હવેલી નથી, પણ અનગાર મહાત્માઓનું નિવાસ સ્થાન છે. તારી ભૂમિમાં કોઇ ગૃહસ્થો રહેતા નથી પણ કાંચન અને કામિનીના ત્યાગી નિર્ગ્રથો રહે છે. તેઓ આવી વિપરીત ચેષ્ટાઓ કરે, એ તને શરમ ઉપજાવનારૂં છે ”

આ પ્રમાણે મનમાં ઉચ્ચારી મહાશયા દીક્ષાકુમારી તે ઉપાશ્રયના એક ભાગમા ઉભાં રહ્યા થોડીવાર પછી એક વૃદ્ધ મુનિએ આજ્ઞા કરી કે, “ મુનિઓ, પ્રતિક્રમણનો સમય થયો છે, તેથી તૈયાર થઇ જાઓ. ” આ આજ્ઞા થતાં મુનિઓ તે ક્રિયા કરવાને પ્રવર્ત્યા. સર્વે પોતાના વરિષ્ટ ગુરૂની પાસે શ્રેણીબંધ બેશી ગયા. એક તરફ કેટલાએક ગૃહસ્થ શ્રાવકો ગોઠવાઇ ગયા હતા. ક્ષણવાર પછી પ્રતિક્રમણનો આરંભ થયો. જેમાં અનેક જાતના દોષો દેખાતા હતા. શાંત અને એકાગ્રચિત્તે કરવાની તે ક્રિયા સાધુઓએ જેમ તેમ કરી થોડી વારમા તો પૂરી કરી દીધી. જાણે વેઠ કાઢતા હોય, તેમ તેઓએ પ્રતિક્રમણની ક્રિયા અસ્તવ્યસ્થ કરી સમાપ્ત કરી. પ્રતિક્રમણના સૂત્રોના પાઠોમાં શુદ્ધાશુદ્ધતા જોવામાં આવતી ન હતી.

હૃદયની ભાવના તો જાણે સંતાઇ ગઇ હોય, તેમ દેખાતી હતી.

તે ક્રિયા સમાપ્ત થયા પછી જાણે માથેથી બોજો ઉતાર્યો હોય, તેમ નિવૃત્ત થઇ મુનિઓએ આડી અવળી વાતો ઉપાડી અને નિંદા અને પ્રશંસાની મિશ્ર ચર્ચા કરવા માંડી. કોઇ મુનિ કહે, "અમુકના સંઘેડાના સાધુઓમાં વિક્ષેપ છે, પણ તે વિક્ષેપ અમુક વિજય કરાવે છે. અમુક વિજયે અમુક સ્થળે ચોમાસું કર્યું, તેમાં સંઘમાં બખેડો ઘાલ્યો છે. અમુક આચાર્યે બળાત્કારથી અમુક શ્રાવકને સંઘ બાહેર મુકાવ્યો છે, અમુક પંન્યાસે પોતાની શક્તિ ફોરવી અમુક શ્રાવકને સંઘનો અગ્રેસર બનાવ્યો છે. અમુક વિજયે પોતાના નામથી એક જૈન પાઠશાલા સ્થાપી છે, અને અમુક વિજયે પોતાની સાધ્વીના નામથી એક શ્રાવિકાશાલા ઉઘાડી છે, અમુક વિજયે એક ગૃહસ્થ શ્રાવક પાસેથી દશ હજાર રૂપીઆ શુભ કામ માટે કઢાવ્યા છે,અને અમુક મુનિએ એક દિવસ આહાર પાણી બંધ કરી અમુક શ્રાવકને શિક્ષા કરાવી છે."

આવી અનુચિત ચર્ચા ઘણીવાર ચાલ્યા પછી વરિષ્ટ ગુરૂની આજ્ઞાથી મુનિઓ પોતપોતાના બિછાના તરફ શયન કરવાને ગયા. તેમની પાછળ કેટલાએક રાગી શ્રાવકો પોતપોતાને અનુકૂળ એવા મુનિઓની સેવા કરવા પાછળ ગયા. કોઇ મુનિના ચરણની ચંપી કરવા લાગ્યા, કોઇ મુનિને ટરપીનટન તેલ ચોળવા લાગ્યા, કોઇ પગની પાનીએ તેલ લગાડવા લાગ્યા, કોઇ મુનિનો વાંસો દબાવા લાગ્યા, અને કોઇ મુનિની આગળ ખુશામતના શબ્દો બોલવા લાગ્યા. આ દેખાવ જોઇ મહાશયા દીક્ષાકુમારી ખિન્નવદના થઇ ગયાં અને તેમનું હૃદય પરિતાપથી દગ્ધ થવા લાગ્યું.

પેલા વૃદ્ધ વરિષ્ટ મુનિની આગળ કેટલાએક સંઘના આગેવાનો અને માનિતા શ્રાવકો બેસી અનેક જાતની ચર્ચા કરતા હતા. તેઓ ગુરૂને વંદના કરી પોતપોતાને ઘેર વિદાય થયા. બીજા પણ મુનિઓના રાગી શ્રાવકો ઉપાશ્રયની ભૂમિને છોડી ચાલતા થયા. સર્વત્ર રાત્રિની શાંતિ પ્રવર્ત્તવા લાગી. રાગી શ્રાવકોએ ઉપાશ્રયની ભૂમિના અમુક ભાગમાં દીવાઓ ગોઠવ્યા હતા અને કેટલાએક શૂદ્ર સેવકોને મુનિઓની પરિચર્યા કરવાને નિમ્યા હતા, તેઓ ઉપાશ્રયની નીચેની દ્વાર ભૂમિમાં સુઇ ગયા હતા.

આ પ્રસંગે મહેશ્વરી દીક્ષાકુમારી પેલા વરિષ્ટ ગુરૂની પાસે આવી અદૃશ્યરૂપે ઉભાં રહ્યાં. ક્ષણુવાર પછી તે મહાશયા સ્પષ્ટ વાણીથી નીચે પ્રમાણે બોલ્યાં હતાં.

**આ જગતમાં કેટલાએક જીવોને એવું જ્ઞાન નથી હોતું કે, હું કઇ દિશાથી અત્રે આવેલોછું, પૂર્વથી કે દક્ષિણુથી? પશ્ચિમથી કે ઉત્તરથી ? ઉપરથી કે નીચેથી અથવા કોઈ પણુ દિશાથી કે વિદિશાથી ? તેજ પ્રમાણે કેટલાએક જીવોને એવું જ્ઞાન પણુ નથી હોતું કે, મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહીં ? હું અગાઉ કોણુ હતો ? અથવા અહીંથી ચ્યવીને જન્માંતરમાં હું કોણુ થઈશ ? "**

અદૃશ્ય વાણીથી ઉચ્ચારેલા આ શબ્દો સાંભળી તે વૃદ્ધ મુનિ આશ્ચર્ય પામી ગયા અને બીજા જાગતા મુનિઓ પણુ તે સાભળી ચકિત થઈ ઉઠીને પોતાના વૃદ્ધ ગુરૂની પાસે દોડી આવ્યા. તેઓ ઉપાશ્રયની અંધકારમય ભૂમિમા ચારે તરફ જોવા લાગ્યા, પણુ કોઇ તેમના જોવામાં આવ્યું નહીં. ક્ષણુવાર પછી મહાદેવી દીક્ષાકુમારી પ્રગટ થયાં. તેમનાં તેજથી ઉપાશ્રયની ભૂમિમાં ચોતરફ પ્રકાશ પડી રહ્યો. તેમને જોતાજ વૃદ્ધ મુનિ અતિશયે આશ્ચર્ય મગ્ન થઇ ગયા, અને તે સાથે તે ભયભીત થઈ કંપવા લાગ્યા. મુનિને કંપતા જોઈ દયાળુ મહાદેવી શાત સ્વરથી બોલ્યાં—" વૃદ્ધ મુનિ, શા માટે કંપો છો ? હું તમોને ભય આપનાર નથી પણુ અભય આપનાર છુ મારા સમાગમથી તમને અલભ્ય લાભ થવાનો છે. તમને કોઇ જાતની હાનિ થવાની નથી. જયારે તમે મારા સ્વરૂપને ઓળખશો, ત્યારે તમોને ખાત્રી થશે કે, આ વ્યક્તિ મારા જીવનનો ઉદ્ધાર કરનારી અને શાંતિ આપનારી છે. "

મહાદેવી દીક્ષાકુમારીનાં આવાં વચનો સાંભળી તે વૃદ્ધ મુનિને આશ્વાસન મળ્યું અને તેમનું શરીર કંપ રહિત થઇ ગયું. તે વૃદ્ધ મુનિ અંજળિ જોડી બોલ્યા—" ભદ્રે, આપ કોણુ છો ? અને આ સ્થળે

અચાનક કેમ પ્રગટ થયાં છો ? આવા વિષમ કાળમાં આપના જેવી દીવ્યમૂર્ત્તિના દર્શન થતાં નથી. હું મારા આત્માને કલ્યાણનું પાત્ર સમજુ છું કે, જે આપની દિવ્ય મૂર્ત્તિનાં મને દર્શન થયાં."

દીક્ષાકુમારી શાંત અને પ્રૌઢ સ્વરથી બોલ્યાં—"વૃદ્ધ મુનિ, હુ ચારિત્ર ધર્મની અધિષ્ટાત્રી દેવી છું. મારૂં નામ 'દીક્ષાકુમારી છે. તમે મુનિઓ મારા સ્વરૂપને ધારણ કરો છો. મારા શુદ્ધ સ્વરૂપથી તમારૂં ચારિત્ર શોભે છે. વર્ત્તમાન કાળે મારા ચારિત્ર સ્વરૂપની કેવી સ્થિતિ છે ? તે જાણવાને માટે હું પ્રવાસ કરવા નીકળી છું. આ મારો બીજો પ્રવાસ છે. આ મારો પ્રવાસ તદ્દન નિષ્ફળ થશે, એવો મને મોટો ભય રહે છે, તથાપિ ભવિષ્યની સારી આશા રાખી હું આ ઉદ્યોગમાં પ્રવર્ત્તી છું."

મહાદેવીનાં આ વચન સાંભળી તે વૃદ્ધ મુનિ વિનયથી બોલ્યા —"મહેશ્વરી, આપ દયાળુ છો, આપના પ્રત્યક્ષ દર્શન થવાથી હું અને આ મારો પરિવાર કૃતાર્થ થયો છે. આપના સ્વરૂપને ધારણ કરી અમે અમારા કર્ત્તવ્યમાં પ્રવર્ત્તીએ છીએ. જો કે હાલના વિપરીત સમયમાં સાધુઓની સ્થિતિમાં મોટો વ્યત્યય થઇ ગયો છે, તથાપિ વીરશાસનના પ્રભાવિક દેવના પસાયથી અને અમારા આદ્ય ગુરૂના અનુગ્રહથી અમારો સંઘેડો સ્વધર્મમાં યથાશક્તિ પ્રવર્ત્તે છે. આપને અહીં જેવો સંતોષ થશે તેવો સંતોષ બીજે સ્થળે નહીં થાય, તોપણ આપ ભાગ્યશાળી મહેશ્વરીનો બીજે સ્થળે પ્રવાસ થોડે ઘણે અંશે સફળ થયા વિના રહેશે નહીં એવી મને પૂર્ણ પ્રતીતિ છે.

વૃદ્ધ મુનિના આ વચન સાંભળી દીક્ષાકુમારીના હૃદયમાં રોષનો આવેશ થઇ આવ્યો. તેણી જરા તીવ્ર સ્વરથી બોલી ઉઠી "વૃદ્ધ મુનિ, તમારા આત્મ પ્રશંસાના વચનો સાંભળી મને માઠું લાગે છે. તમે કહો છો કે, 'અમારો સંઘેડો સ્વધર્મમાં યથા શક્તિ પ્રવર્તે છે.' આ તમારાં વચનો તદ્દન અસત્યતાથી ભરપૂર છે. તમારા પરિવારની સ્થિતિ કેવી છે ? તે મેં હમણાંજ પ્રત્યક્ષ જોયેલ છે. તમે અને તમારા મુનિઓ ચારિત્ર ધર્મથી વિમુખ થયેલા મારા જોવામાં આવે-

લ છે. હું સાયંકાળથી તમારા ઉપાશ્રયમાં દાખલ થઇ છું. અત્યારના અલ્પ સમયમાંજ તમારા આચારનું સ્વરૂપ મારી દ્રષ્ટિગોચર થયું છે. અરે વૃદ્ધ અનગાર, શા માટે તમારા દોષ છુપાવો છો ? હું મારી દષ્ટિએ તમને જોઇ શકી છું. તમારા પરિવારનું પ્રવર્ત્તન તદન ધર્મ વિરૂદ્ધજ છે, તમે અને તમારો પરિવાર સાધુ-આચારને ભૂલી ગયેલ છે, એટલુંજ નહીં પણ તમારામાં અનાચારે પ્રવેશ કરેલો છે. અરે વૃદ્ધ મુનિ, તમારે વિચાર કરવો જોઇએ કે, " આ ચારિત્ર શામાટે લેવામાં આવ્યું છે ? મુનિજીવનની સાર્થકતા શેમાં છે ? અને વીર પ્રભુના પરિવારનો ધર્મ શો છે ? " આવો વિચાર કરવાથી તમે તમારા ખરા સ્વરૂપને ઓળખી શકશો. જયારે તમે તમારા સ્વરૂપને ઓળખી શકશો, એટલે પછી તમારી પ્રવૃત્તિ આચારવાળી થઈ જશે, અને જે આ દુરાચાર પ્રવર્ત્તે છે, તેને દૂર કરવાને તમે પોતેજ ઉત્સાહિત થશો કે, જે તમારો ઉત્સાહ તમારા આત્માને હિતકારી થઇ પડશે. "

દીક્ષાકુમારીનાં આ વચનો સાંભળી તે વૃદ્ધ મુનિ વિચારમાં પડી ગયા. તેમના હૃદયમાં ચિંતાની મહા જ્વાલા પ્રગટ થઇ આવી. ' પોતાના દોષ દીક્ષાકુમારી જાણે છે, ' એ વિષે તેમને ભારે અફસોસ થવા લાગ્યો. તેમના મુખ ઉપર મલિન છાયા પ્રસરી ગઇ, મુખ મંડલ ઉપર ગ્લાનિનો દેખાવ થઇ ગયો, અને હૃદયમાં દાહ થવા લાગ્યો.

ક્ષણવાર પછી તે વૃદ્ધ મુનિ ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા-"માતા, હું આપનો પૂર્ણ અપરાધી છું અને મિથ્યા ભાષી છું. આ અપરાધીને ક્ષમા આપો. આ પંચમ કાલરૂપ અજગરે મને પણ ગળી લીધો છે. અને દુષમકાલરૂપ અગ્નિની મહાન્ જ્વાળામાં દગ્ધ થઇ ગયો છું. મહેશ્વરી, ક્ષમા કરો, ક્ષમા કરો. "

તે વૃદ્ધ મુનિનાં આવા દીન વચન સાંભળી તે દયાળુ દેવીને દયા ઉત્પન્ન થઈ આવી. મહેશ્વરી મધુર સ્વરથી બોલ્યાં "વૃદ્ધ મુનિ, તમારી દીન વાણી સાંભળી મને દયા આવે છે, તેથી હું તમને વિશે-

ષ ઉપાલંભ આપવાની ઈચ્છા રાખતી નથી, તથાપિ તમારા હિતની ખ તર મારે તમને ઉપદેશ વચનો કહેવાં જોઈએ. હે વૃદ્ધ અનગાર, તમે શો અભ્યાસ કર્યો છે? જૈન આગમરૂપી મહાન્ સાગરમાંથી તમને કેટલો ભાગ મળ્યો છે? તમારા પરિવારમાં રહેલા મુનિઓની અંદર કેટલા મુનિઓ વિદ્વાનો છે અને વ્યુત્પન્ન છે? તમારા પરિવારમાં કોઈપણ સૂત્રપાઠી છે કે નહીં?"

મહાદેવીનાં આ વાક્યો સાંભળી તે વૃદ્ધ મુનિ અંજલિ જોડીને બોલ્યા—"ભગવતિ, મેં મારી શક્તિ પ્રમાણે સામાન્ય અભ્યાસ કર્યો છે, પણ સૂત્રની વાણીમાં મારો પ્રવેશ થયો નથી. કલ્પસૂત્ર અને ચરિતાનુયોગના કેટલાએક ગ્રંથો વાંચ્યા છે અને વ્યાકરણ વગેરેમાં મારો સામાન્ય અભ્યાસ છે. મારા પરિવારમાં બે મુનિઓ સારા બુદ્ધિમાન્ છે અને તેમને વ્યાકરણનો અભ્યાસ ચાલે છે."

મારા એક શિષ્યે સારો અભ્યાસ કર્યો છે. તે વ્યાકરણ, ન્યાય અને સૂત્રોમાં પ્રવીણ છે, પણ તે સ્વભાવે ઉગ્ર હોવાથી મારાથી જુદો પડેલ છે. મેં સારી આશાથી તેને કાળજીથી અભ્યાસ કરાવ્યો અને તેના અભ્યાસમાં અનેક જાતની સહાય કરી પણ આખરે એ ઉગ્ર સાધુ ઉન્મત્ત થઈ મને અને મારા પરિવારને છોડી એકલો ચાલ્યો ગયોછે. તેણે સૌરાષ્ટ્ર દેશના અમુક ભાગમાં ચાતુર્માસ્ય કરી ઘણાં રાગી શ્રાવકો કર્યા છે, અને કેટલાએક શિષ્યો પણ એકઠા કર્યા છે. અને અત્યારે મારાથી વિરૂદ્ધ રીતે વર્તે છે. મહાદેવી, જુવો. આ પંચમકાળનો કેવો પ્રભાવ છે? શિષ્યો ઉન્મત્ત થઈ પોતાના ઉપકારી ગુરૂનો ત્યાગ કરે છે, અને સ્વતંત્રતાથી વર્તવાને જુદા પડે છે. જ્યારથી એ ઉન્મત્ત મુનિએ મારો ત્યાગ કર્યો, ત્યારથી બીજા કોઈ મુનિને વિશેષ વિદ્વાન્ બનાવવાને મારો ઉત્સાહ મંદ થઈ ગયો છે. તે વિષે મારૂં હૃદયબળ શિથિલ થઈ ગયું છે. મહાદેવી, આ પ્રમાણે મારી અને મારા પરિવારની જે સ્થિતિ છે, તે મેં આપને યથાર્થ રીતે નિવેદન કરી છે."

વૃદ્ધનાં આવાં વચન સાંભળી દીક્ષાકુમારી મધુસ્વરથી બોલ્યાં—"મુનિરાજ, તમારી આ હકીકત સાંભળી મને દયા અને ક્રોધ બન્ને

ઉત્પન્ન થાય છે. તમે પોતે મંદ અભ્યાસી છો, છતાં આચારમાં મંદ કેમ રહો છો ? જ્ઞાનની પ્રાપ્તિ થવી એ કર્માધીન છે. જો જ્ઞાનાવરણીય કર્મના અંતરાય હોય તો જ્ઞાનનો ઉત્કૃષ્ટ લાભ થતો નથી, પણ આચારમાં વર્તવું, એ તમારા પોતાના હાથમાં છે. જ્ઞાનમાં હીનતા હોય અને આચારમાં ઉત્કૃષ્ટતા હોય તો મુનિ, પોતાના ધર્મ પ્રમાણે વર્તનારા અને ચારિત્રને પાળનારા ગણાય છે.અલ્પ જ્ઞાન ચારિત્રને દૂષિત કરતું નથી પણ અલ્પ આચાર કે વર્તન ચારિત્રને દૂષિત કરે છે. તમારૂં વર્તન ઉત્તમ ન હોવાથી તમારા પરિવાર અનાચારના પાશમાં સપડાયો છે, અને હજુ વધારે સપડાશે ભદ્ર, તમે વૃદ્ધ અને પ્રાૈઢવિચારના છો, તેથી મારે તમને કહેવુ જોઇએ કે, તમે પોતે મુનિ ધર્મના શુદ્ધઆચારને અનુસરો, એટલે તમારા પરિવાર પણ તે આચારને અનુસરશે. જે માર્ગે વડિલો પ્રવર્તે તે માર્ગે અનુયાયીઓ પ્રવર્ત્તે છે. તમે તમારા આચારના ગ્રંથો વાંચો અને જો વાચવાની શક્તિ ન હોય તો સાંભળો અને તે પ્રમાણે વર્તવાને તત્પર બનો. વિશ્વોપકારી મહાન્ વીર પ્રભુએ ભવિષ્યની મુનિ પ્રજાને માટે ઉપદેશરૂપ સૂત્ર વાણી પ્રરૂપેલી છે. મહાનુભાવ સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને ઉદ્દેશીને આચારાંગ સૂત્ર કહેલું છે. એ પવિત્ર સૂત્રમાં જૈન મુનિઓનો શુદ્ધ આચાર દર્શાવેલો છે. મહાવીર પ્રભુના મુખમાંથી જે વાણી પ્રગટ થયેલી તે આચારાંગ સૂત્રમાં ગ્રથિત કરવામાં આવી છે. જો તમે એ વાણીને શ્રવણ કરી તેનું મનન કરશો તો તમારા હૃદય ઉપર સાધુતાની ઉત્તમ છાપ પડયા વિના રહેશે નહીં. ભદ્ર, થોડા વખત પહેલાં મેં જે વાકયો ઉચ્ચારેલાં હતાં, તે તમારા સાભળવામાં આવ્યાં હતા કે નહીં ?" વૃદ્ધમુનિ લજ્જાથી મંદ થઇને બોલ્યા—"મહાદેવી, આપના મુખમાંથી અદૃશ્ય ભાવે જે વચનો પ્રગટ થયાં હતાં, તે મારા સાંભળવામાં આવ્યાં હતાં, પણ અચાનક ભય અને આશ્ચર્યને લઇને હું દબાઇ ગયો હતો, તેથી મેં ધ્યાન પૂર્વક સાંભળ્યાં ન હતાં. ભગવતિ, કૃપા કરી ફરીવાર તે વચનો સંભળાવો અને મારા દૂષિત આત્માને પવિત્ર કરો."

દીક્ષાકુમારી ઉત્સાહથી બોલ્યાં—"મુનિરાજ, જે મેં વચનો ઉચ્ચાર્યા હતાં, તે આચારાંગ સૂત્રનાંજ હતાં. માગધી ભાષાની તમારી અજ્ઞાનતાને લઇને મેં ભાષારૂપેજ એ વચનો કહ્યાં હતાં. વૃદ્ધમુનિ, એ મહાત્માનાં વચનોમાથી ઘણો બોધ લેવાનો છે. તમે અને આ તમારા શિષ્યોની પ્રવૃત્તિ જોઇ મને ઘણો અફસોસ થાય છે. સાયંકાળે આહાર પાણી કરવામાં અને તેનીજ વાતો કરવામાં તમારો કાળ કેવો નકામો જાય છે, તેનો વિચાર કરો. તમારે આહાર કરવામાં અતિલુબ્ધ થવાનું નથી. વળી તમે પ્રતિક્રમણ વખતે જે પ્રવૃત્તિ કરી છે, તે પ્રત્યક્ષ જોઇ મને હૃદયમાં અતિક્ષોભ થયેલો છે. એ પવિત્ર ક્રિયા શાંત ચિત્તથી કરવાની છે. તેને બદલે તમે જાણે વેઠ કાઢતા હો તેમ કરો છો. એ કેવી દિલગીરી ? તે પછી તમે અને તમારા શિષ્યો નિંદા અને બીજાની ચર્ચા કરવામાં નકામો સમય ગુમાવો છો, એ તમારૂં વર્તન તદ્દન નિંદાને પાત્ર છે. તમારે સમયે સમયે એવો વિચાર કરવો જોઇએ ? તેને માટે તમારા આચાર શાસ્ત્રનું સ્મરણ કરો. પ્રતિક્રમણની પવિત્ર ક્રિયા પછી તમારે જે વિચાર કરવો જોઈએ, એ મેં તમને અદૃશ્ય રૂપે સંભળાવ્યો હતો. પવિત્ર મુનિઓ રાત્રિના કે બીજા શાંત સમયમાં આ પ્રમાણે વિચાર કરે છે—" હું કયાંથી આવ્યો છું ? મારો આત્મા પુનર્જન્મ પામવાનો છે કે નહીં ? હું અગાઉ કોણ હતો અથવા અહીંથી ચ્યવીને જન્માંતરમાં હું કોણ થઇશ ?" આ વિચાર કરવાથી તમોને તમારા સ્વરૂપનું ભાન થશે અને તેથી તમારા આત્માના ઉદ્ધારને માટે સારા સારા વિચારો પ્રગટ થઈ આવશે મુનિઓ, વર્તમાનકાળે ઉપરના વિચારનો નિર્ણય થઇ શકે તેમ નથી, કારણકે, જીવનું આગમન કયાંથી થયું છે ? તે પાછો કયાં જવાનો છે અને તે કોણ હતો ? એવું જ્ઞાન ધરાવનારા મહાત્માઓ હાલ વિદ્યમાન રહ્યા નથી તથાપિ જો આત્મા એવી ભાવના કરી વિચાર કરે તો તેને તે વિષેનું ખરૂં જ્ઞાન તો ન થાય, પણ પોતાના વર્તમાન સ્વરૂપનું તો અવશ્ય જ્ઞાન થયા વિના રહે નહીં. તેના વિચાર કરનારને

જાણવામાં આવે કે " હું પ્રથમ ગૃહસ્થ શ્રાવક હતો, અને કોઇ ગુરૂના ઉપદેશથી મને ચારિત્ર પ્રાપ્ત થયું છે. જો હું યથાર્થ રીતે ચારિત્રને પાળીશ તો મારો આત્મા અહીંથી સારી ગતિમાં જશે અને અનુક્રમે હું પરમ સુખનો અધિકારી થઇશ. " આ પ્રમાણે સ્વરૂપના જ્ઞાનથી તેનો વિચાર કરનાર મુનિને પછી ઘણો લાભ થવા સંભવ છે. હે વૃદ્ધમુનિ, તમે પણ તમારા પરિવાર સાથે એવો વિચાર કરવાને પ્રવર્તો. નકામી પર નિંદા અને પરની ચર્ચા કરી તમારો અમૂલ્ય સમય શામાટે નિર્ગમન કરો છો? પૂર્વના મહાન પુરૂષો ત્રિકાળનું જ્ઞાન ધરાવતા હતા તેથી તેઓ આત્મવાદી, લોકવાદી, કર્મવાદી અને ક્રિયાવાદી કહેવાતા હતા. તેઓના અપૂર્વ જ્ઞાનની ભાવના ભાવી તમે તમારા આત્માને ઉત્કૃષ્ટ થવાની ઇચ્છા રાખો, જેથી તમારા હૃદયની ઉત્તમ પ્રકારની વિશુદ્ધિ થશે.

મુનિઓ, વળી તમારે ક્ષણે ક્ષણે કર્મના બંધના હેતુઓનો વિચાર કરવાનો છે. 'મેં કર્યું, મે કરાવ્યું, મેં બીજા કરનારને અનુમોદન આપ્યું. હું કરૂં છું, હું કરાવું છું અને બીજા કરનારને અનુમોદું છું. હું કરીશ, હું કરાવીશ અને બીજા કરનારને અનુમોદીશ. આ નવ પ્રકાર કે જે મન, વચન અને કાયાની સાથે યોજતાં તેના સત્યાવીશ ભેદ થાય છે આ સત્યાવીશ ભેદો કર્મ બંધના હેતુરૂપ છે, એ તમારે પ્રથમ જાણવાના છે. તમે આ રાગી શ્રાવકોની સાથે જે વર્તન ચલાવો છો, તે વર્તનમાં તમને એ સત્યાવીશ ભેદો માંહેલા અનેક ભેદો લાગુ પડતા હશે અને તેથી તમારે અસંખ્યાત કર્મનો બંધ થતો હશે. મુનિઓ, મેં તમારા વર્તનને પ્રત્યક્ષ જોયું છે, તે ઉપરથી મારે દિલગીરીની સાથે કહેવું પડે છે કે, તમે માત્ર નામનાજ સાધુઓ છો, તમારી પ્રવૃત્તિમા ચારિત્રનો શુદ્ધ અંશ એક પણ જોવામાં આવતો નથી. મહાત્મા વીર પ્રભુની વાણીરૂપ આચારાંગ સૂત્રમાં લખે છે કે, " જે પુરૂષ ઉપકારની ક્રિયાઓને જાણતો નથી, તે પુરૂષ દિશાઓ અને વિદિશાઓમાં ભમ્યા કરે છે, અનેક યોનિઓમાં ઉપજે છે, અને અણુગમતા સ્પર્શ વિગેરેના દુઃખો ભોગવે છે. "

વળી તે મહાનુભાવ સૂત્રકાર લખે છે કે—"જે એ પરિજ્ઞાનથી એ ક્રિયાના ભેદો શુદ્ધ રીતે સમજેલો હોય, તેજ કર્મોને સમજીને તેના કારણોથી દૂર રહેનાર મુનિ સમજવો." મુનિઓ, તમારે આ સૂત્રવાણીનો વિચાર મનન પૂર્વક કરવાનો છે. જ્યાં સુધી તમે એ વિચારનું મનન નહીં કરો ત્યાં સુધી તમને મુનિપણાંનો અધિકાર પ્રાપ્ત થયો નથી, એમ હું સમજું છું. એટલે મારે કહેવું જોઇએ કે, તમે ખરેખરા મુનિ નથી પણ માત્ર વેષ ધારી છો.

દીક્ષાકુમારીના આ વચનો સાંભળી તે વૃદ્ધ મુનિ અને તેમનો પરિવાર ગ્લાનવદન થઈ ગયો. તેમની મુખમુદ્રા ગ્લાનિ અને લજ્જાથી કરમાઇ ગઇ. ક્ષણવાર પછી વૃદ્ધ મુનિ નમ્રવદને બોલ્યા—"મહેશ્વરી, આપ જે કહો છો, તે યથાર્થ છે. અમારામાં મુનિપણાનો શુદ્ધ અંશ પણ નથી. હવે કૃપા કરી અમોને આચારાંગ સૂત્રનો બોધ આપો કે, જેથી અમે અમારા ભુલાઇ ગયેલા સ્વરૂપને યથાર્થ રીતે સમજી શકીએ. આપના જેવા સત્યવક્તા કોઇ અમને મળશે નહીં"

દીક્ષાકુમારી સોત્સાહ થઇને બોલ્યાં—" મુનિઓ, આચારાંગ સુત્રનો સમગ્ર બોધ આપવાનો મને હાલ સમય નથી, તથાપિ તેના બીજા ઉદ્દેશમાં હિંસાના પરિહારને માટે જે કાંઇ કહેલું છે, તે તમે સાવધાન થઇને સાંભળો. મુનિઓએ પ્રથમ છકાય જીવની હિંસાનો પરિહાર કરવાનો છે, અને તેમના સઘળા આચારમાં એ મુખ્ય કર્તવ્ય છે. જે મુનિઓ એમ કહેછે કે, "અમેજ માત્ર અનગાર એટલે જીવરક્ષાને માટે ઘરબાર છોડીને થયેલા યતિઓ છીએ" પણ એ તેમનો માત્ર બકવાદજ છે. કારણકે, તેઓ આ પૃથ્વીથી થતાં કામોમાં પૃથ્વીકાયના જીવોને હથીઆરોવડે મારતા રહે છે. તે સાથે વનસ્પતિ વિગેરે અનેક જીવોને પણ મારે છે. ભગવાન્ વીર પ્રભુએ સમજ આપી છે કે, પ્રાણીઓ લાંબુ જીવવા માટે, કીર્ત્તિ મેળવવા માટે, માન પામવા માટે, જન્મ, જરા તથા મરણથી છુટા થવા માટે અને દુઃખ મટાડવા માટે પોતાની જાતે પૃથ્વીકાયની હિંસા કરે છે, બીજાની પાસે કરાવે છે અને બીજાને કરતાં અનુમોદે છે. પણ એ બધું એમને અહિત કરનાર અને અજ્ઞાન વધારનાર થવાનું છે."

મુનિઓ, આ વાત તમારે લક્ષમાં રાખવાની છે. તમે રહેવાને માટે નવરંગિત ઉપાશ્રયોની ઇચ્છા રાખો છો. તે ઉપાશ્રયમાં અનેક જાતના સુખના સાધનો એકઠા કરો છો અને રાગી શ્રાવકોની પાસે અનેક જાતની સુખદાયક સેવાઓ કરાવો છો. એમાં પૃથ્વીકાય જીવો-નો મોટો સંહાર થયા કરે છે. મુનિઓ, તમે એમ માનતા હશો કે, પૃથ્વીકાયના એકેંદ્રિય જીવોની હિંસા શી રીતે કહેવાય ? તેમનામાં ચેતના નથી અને ચેતના સંબંધી સ્ફુરણા નથી, તો એ તમારી મા-ન્યતા તદન ખોટી છે. એ જીવોની હિંસાને માટે આચારાંગ સૂત્રમાં કહેલું છે કે, 'જેમ એક માણસને કોઈ એકદમ ઘા મારી મૂર્છિત કરે અને પછી મારી નાંખે ત્યારે તેને મૂર્છા હોવા છતાં પણ પીડા થાયજ છે, તે પ્રમાણે એ પૃથ્વીકાયના જીવોને પણ મારતાં વેદના થાય છે. તેથી બુદ્ધિમાન્ પુરૂષે એ બધું જાણીને જાતે પૃથ્વીકાયની હિંસા કરવી નહીં, કરાવવી નહીં અને કરનારને અનુમોદવું નહીં. જે પૃથ્વીકાયની હિંસાને અહિત કરનારી સમજી તેનો ત્યાગ કરે તેજ ખરેખરો મુનિ જાણવો."

મુનિઓ, આ સૂત્ર વાણીનો વિચાર કરજો, અને તમારા પ્રવ-ર્તનમાં અનેક રીતે થતી પૃથ્વીકાયની હિંસાનો પરિહાર કરજો.

હે વૃદ્ધ મુનિ, તમારા અને પરિવારના વર્તન તરફ જોતાં મને લાગે છે કે, તમારાથી અપ્કાય જીવની વિરાધના પણ અનેક રીતે થતી હશે. કારણ કે, આચારથી વિમુખ થયેલા મુનિઓ પોતાને પીવા માટે અગર સ્નાન શોભા કરવા માટે પાણી વાપરવામા કશો દોષ માનતા નહીં હશે. જેમ તેમને શરીરે તૈલ મર્દન કરવાની આદત પડી છે, તેમ વખતે તેમને સ્નાન શોભા કરવાની પણ આદત પડી હશે. તેથી અનાચારી મુનિઓ અપ્કાય જીવની વિરાધના કરવામા પ્રવર્તતા હ-શે. મુનિઓ, તમે એ અપ્કાય જીવની હિંસાથી દૂર રહેજો. તમારે જરૂરી પ્રસંગે અચિત્ત પાણી વાપરવાનુ છે. જો તમે અનાચારી સ્વભાવથી કે પ્ર માદથી સચિત્ત જળ વાપરશો તો તમને મહાન્ દોષ લાગશે. સચિત્ત પાણી વાપરવામા કેવળ જીવ હિંસાનો દોષ લાગતો નથી પણ અદત્તા

દાનનો દોષ પણ લ.ગે છે, કારણકે, એ સચિત્ત પાણી એક પરપરિગૃહીત વસ્તુ છે અને તે તેની અંદર રહેલા જીવોની રજા ન હોવા છતાં વાપર્યાથી અદત્તાદાનનો દોષ લાગે છે. માટે તમારે ત્રિવિધ પ્રકારે એ અપ્કાયની વિરાધનાનો પરિહાર કરવો.

મુનિઓ, તમે વૈભવ સુખની ઇચ્છાવાળા થતા જાઓછો, તેથી તમોને અગ્નિકાય જીવની હિંસાનો દોષ લાગ્યા વિના રહેશે નહીં. કારણકે જમીન, તણખલાં, પાન, લાકડાં, છાંણા અને કચરો, એ સર્વની સાથે ત્રસ જીવો રહે છે. તે ત્રસ જીવો તથા બીજા ઓચિંતા અંદર આવી પડતા સંપાતિમ ત્રસ જીવો તે બધા અગ્નિનો સમારંભ કરતાં અગ્નિની અંદર આવ્યાથી તેમના શરીર સંકોચવા માંડેછે. અને પછી તેઓ મૂર્છા પામી મરણ પામે છે. તમે પોતાની જાતે કદિ એ અગ્નિ સમરંભ નહીં કરતા હો પણ તમારા રાગી શ્રાવકો તમને સુખ આપવાને માટે તમારાજ નિમિત્તે એ સમારંભ કર્યા વિના રહેશે નહીં તમે પણ સુખના અભિલાષી હોવાથી તે તરફ ઉપેક્ષા રાખશો, એટલે તમોને અગ્નિકાય જીવોની હિંસાનું મહા પાપ અવશ્ય લાગશે. અરે અનગારો, મારા આ વચનનો વિચાર કરશો, તો તમને તમારા દોષનું ભાન થઇ આવશે, કે જેથી કરી તમે તમારા શુદ્ધ આચારનું સ્મરણ કરી એ અનાચારથી દૂર રહેવાની ઇચ્છા કરશો. માટે તમારે એવી રીતે થતી અગ્નિકાય જીવની હિંસામાથી દૂર રહેવું.

મુનિઓ, તમે જો આવી રીતે વર્તતા રહેશો તો તમને વનસ્પતિ કાય જીવની હિંસાના દોષ પણ લાગુ પડશે. તમારા ભક્ત શ્રાવકો તમારી પૂજા કરવા માટે અનેક જાતની પ્રવૃત્તિ કરશે અને તમારે નિમિત્ત વનસ્પતિકાય જીવની હિંસા કરી તમોને દૂષિત કરશે.

વનસ્પતિ એ શરીરની જેમ વિકારી વસ્તુ છે, તેથી તેનો છેદ થવાથી અવશ્ય હિંસા દોષ લાગે છે; માટે તમારે તમારા શુદ્ધ આચારમાં વર્ત્તવું કે જેથી તમોને એ દોષ લાગે નહીં.

મુનિઓ, તમારા આવા પ્રવર્તનમાં ત્રસકાય જીવોની હિંસા ઘણી થઇ જાય છે. અનેક જાતના નવાનવા ઉપકરણુઓનો ઉપભોગ તમે કરવા માંડયો છે. તમારા આસનની પાસે નવરંગીત ખડીઆઓ, સુશોભિત હોલ્ડરો, મનોહર પેન્સીલો, બ્લૉટીંગ પેપરો, નોટપેપરો, પંચરંગી પુંઠાઓ, સોનેરી અક્ષરવાળી ચોપડીઓ, ડાયરીઓ અને બીજા સુંદર ઉપકરણુઓની પંક્તિઓ થાય છે. ઉંચી જાતના કોમળ વસ્ત્રો તમે ધારણુ કરો છો. અને ઉંચી જાતના ભોગ ઉપભોગની વસ્તુઓ તમારી સમીપે આવે છે. આ બધા સાધનો ત્રસકાય જીવની હિંસાના હેતુરૂપ છે, એ તમારે અવશ્ય જાણવું. કેટલાએક પદાર્થો જીવ હિંસા થયા વિના બની શકે તેવા નથી તમારા ઉપભોગમાં પણુ કેટલાએક તેવાજ પદાર્થો આવતા હશે, તેથી તમોને ત્રસકાય જીવની હિંસાનો દોષ લાગે છે. આચારાંગ સૂત્રમાં તેને માટે નીચે પ્રમાણે લખેલું છે.

" કેટલાએક લોકો જાનવરોના શરીરનો ભોગ આપવા માટે તેને મારે છે. કેટલાએક તેના માંસ માટે મારે છે, કેટલાએક લોહીને માટે, કેટલાએક હૃદયને માટે, કેટલાએક પિત્ત માટે, પીંછાં માટે, પૂંછડી માટે, વાળ માટે, શીંગડાં માટે, દાંત માટે, દાઢ માટે, નખ-માટે, નાડીઓ માટે, હાડકાં માટે, ચરબી માટે, એમ અનેક સ્વાર્થો માટે તેને મારે છે. કેટલાએક પ્રયોજન વિના ગમત ખાતર જીવ હિંસા કરે છે, કેટલાએક ' આપણુને એણે માર્યું હતું ' એવું વિચારી તેને મારે છે, કેટલાએક 'આપણુને એ મારે છે' એમ ધારી તેને મારે છે અને કેટલાએક 'આપણુને એ મારશે' એમ વિચારી તેને મારે છે. એ ત્રસકાયનો સમારંભ કરતાં અનેક આરંભ લાગે-છે અને તેનું રક્ષણુ કરતાં કશો આરંભ લાગતો નથી, એમ જાણી બુદ્ધિમાન્ પુરૂષે ત્રસ જીવોની હિંસા ન કરવી, ન કરાવવી અને કરનારને અનુમતિ પણુ ન આપવી. જેણે એ રીતે ત્રસકાય જીવની હિંસા અહિતકારી જાણી ત્યજી હોય, તેજ મુનિ જાણુવો એમ હું કહું છું." મુનિઓ, આ સૂત્રવાણીનો વિચાર કરજો.

તમારા વર્તનમાં ત્રસકાયની હિંસા થવાનો પૂર્ણ સંભવ છે, તેથી તમે એ હિંસાનો ત્યાગ નહીં કરો તો પછી તમે મુનિપણામાંથી ભ્રષ્ટ થઈ જશો. પછી તમારામાંથી હું મારા દીક્ષા સ્વરૂપને ખેંચી લઈશ.

મુનિઓ, આ વખતે તમે તમારા અંગની એવી એવી ચેષ્ટાઓ કરો છો, તેમજ તમે એવા ઉંચા સ્વરથી બોલો છો, હસોછો, અને પરસ્પર મશ્કરી કરો છો, કે જેથી અનેક રીતે વાયુકાય જીવની હિંસા થયા કરે છે. તમારા માહેલા કેટલાએક મુનિઓ તો અહર્નિશ રાગી શ્રાવકોની સાથે અનેક જાતની વાતો કર્યા કરે છે, વળી કોઇ વાર ક્રોધ લાવીને શ્રાવકોને વઢે છે અને તેમનો તિરસ્કાર કરે છે. કોઈ મુનિઓ, જો પોતાની સેવા કરવામાં કાંઇ કસુર આવે છે તો તત્કાળ શ્રાવકોને ધમકાવે છે, અને તેમની સામે કુવચનો કાઢેછે. આ તમારી બધી પ્રવૃત્તિ વાયુકાય જીવોની હિંસા કરનારી અને બીજી રીતે પણ કર્મના બંધને કરનારી થાય છે. અરે અનગારો, વિચાર કરો, તમે કોણ છો? એ તમારા સ્વરૂપને ઓળખો અને તે પ્રમાણે સમજી તમારા વર્તનમાં સુધારો કરો. તમે અહિંસક ધર્મના ઉપાસક છો, અને શ્રી વીરપ્રભુના પરિવારના સંતાન છો. જયારે તમે તમારા સ્વરૂપને ભૂલી જઈ આવા કુત્સિત પ્રવર્ત્તન ચલાવશો તો પછી જૈન મુનિઓનું શુદ્ધ સ્વરૂપ નિરાધાર થઇ જશે,અને ચારિત્ર ધર્મ અનાથ બની જશે.

હે મુનિઓ, મેં કહેલા આચારાંગ સૂત્રનાં વચનો તમારા હૃદયમાં રાખજો અને તે પ્રમાણે વર્તી તમારા મુનિ જીવનને સફળ કરજો.

દીક્ષાકુમારીનાં આ વચનો સાભળી તે વૃદ્ધ મુનિ અને તેમનો પરિવાર ક્ષણવાર વિચારમાં પડી ગયો. તેઓ પોતાના નઠારા વર્તનને માટે મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યા, પોતાના દૂષિત આત્માને હૃદયથી ધિક્કારવા લાગ્યા અને શુદ્ધ મુનિધર્મ પાળવાની ભાવના કરવા લાગ્યા.

ક્ષણવાર પછી વૃદ્ધમુનિ નમ્રવદને બોલ્યા—"ભગવતી, આપે કૃપા કરી અમોને જે ઉપદેશ આપેલો છે, તે માટે અમે આપનો આભાર માનીએ છીએ. આપે પ્રત્યક્ષ દર્શન આપી અમારા આત્માનો ઉદ્ધાર કર્યો છે, અને અમારા પાપોનો પ્રલય કર્યો છે. અમે પંચમકાળના પ્રભાવથી ચારિત્ર ભ્રષ્ટ થઈ ગયા છીએ, અમારા ચારિત્ર રત્નને વિષમ કાલની મલીનતા લાગી ગઈ છે, અમારી મનોવૃત્તિમાં અનેક જાતના વિકારો પ્રસરતા જાય છે, અને અમે સાધુ થઈ ઉભય ભ્રષ્ટ થયા છીએ. મહાદેવી, જો કે અમારી નઠારી પ્રવૃતિ થવાનું મુખ્ય કારણ ગૃહસ્થ શ્રાવકો છે, તથાપિ અમે રાગ દશાને લઇને ભ્રષ્ટ થયા છીએ. તેમાં અમારો પણ મુખ્ય અપરાધ છે. વળી વિશેષે કરીને અમારી અવનતિનું કારણ અમારો કુસંપ પણ છે બ્રાહ્મણોમાં કહેવત છે કે, "भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते." એ કહેવત પ્રમાણે અમારા સાધુઓમાં પણ બનવા લાગ્યું છે. જુદા જુદા સંઘાડાઓ પરસ્પર સ્પર્ધા કરવા લાગ્યા છે. એક સંઘાડામાં આચાર્ય, પંન્યાસ કે ગણી બને છે, ત્યારે બીજા સંઘાડાવાળાઓ તેમની સ્પર્ધાથી જેવા તેવા અયોગ્ય મુનિને આચાર્ય, પન્યાસ અને ગણી બનાવી દે છે. જ્ઞાન, પ્રૌઢતા, વિનય કે વિવેક જોવામાં આવતાં નથી, તેમજ પાત્ર અપાત્રની પરીક્ષા કરવામાં આવતી નથી. ઉછાછળા, ક્રોધી અને પ્રચંડ સ્વભાવી યુવાન મુનિઓને વરિષ્ટ પદના અધિકારી બનાવવામાં આવે છે. આથી મુનિ ધર્મની મર્યાદા રહેતી નથી. તે સાથે અલ્પ વિદ્યાના ગંધથી ગાંધી બનેલા તરૂણ મુનિઓ શ્રાવકોના બહુ માનથી ફાટી જાય છે અને દ્રવ્ય અને ભાવથી વય અને જ્ઞાનમા ઉછેરી વધારનારા પોતાના ગુરૂનો ત્યાગ કરી ચાલ્યા જાય છે અને સ્વતંત્ર થઈ વિશ્વમાં વિહાર કરી પોતાનું શાસન ચલાવે છે મહાદેવી, મને પોતાને મારા એક શિષ્યનો પૂર્ણ અનુભવ છે. મેં તેને બાળ વયથી દીક્ષા આપીને ભણાવી તૈયાર કર્યો અને અનેક રીતે તેની સંભાળ રાખી, તો તે શિષ્ય અત્યારે સ્વતંત્ર થઇ મને છોડી ચાલ્યો ગયો છે. એટલુંજ નહિ પણ વિદેશમાં વિચરીને જ્યાં ત્યાં મારી અને મારા પરિવારની

નિંદા કરે છે. મહેશ્વરી, આ પ્રમાણે અમારી સ્થિતિ થઇ ગઇ છે. આવા સમયમાં આપની સહાય હશે તોજ જૈન મુનિઓની સ્થિતિ સુધરશે. આપની સહાય વિના અમે અનાશ્રય અને અનાથ છીએ."

આ પ્રમાણે કહી તે વરિષ્ટ મુનિ દીક્ષાકુમારીના ચરણમાં નમી પડ્યા અને અનેક પ્રકારે તેમની ક્ષમા યાચવા લાગ્યા.

મહાદેવી હૃદયમા દયા લાવીને બોલ્યાં—"વૃદ્ધ મુનિ, તમારી નમ્રતા અને દીનતા જોઇ મને દયા આવે છે. તમે કોઈ ભવ્ય જીવ છો, એવી મને પ્રતીતિ થઇ ગઇ છે, અને મને આશા રહે છે કે, તમે તમારૂં ભવિષ્યનું જીવન સુધારી શકશો. તથાપિ તમને મારે કહેવું જોઈએ કે, તમે કેટલાએક સાહસિક કાર્યો કરો છો. પાત્ર અપાત્રનો વિચાર કર્યા વગર અયોગ્ય બાળકોને અને તરૂણોને મારા સ્વરૂપને ( દીક્ષાને ) ગ્રહણ કરાવો છો, તમારો શિષ્ય અભ્યાસ કરી સ્વતંત્ર બની ચાલ્યો ગયો, તે તમે વિચાર કરો તો તમને બોધ આપતો ગયો છે. હવે તમારે સમજવું જોઇએ કે, પાત્ર–અપાત્રની પરીક્ષા કર્યા વિના કોઇને સાહસ કરી દીક્ષા આપવી ન જોઈએ. ચારિત્ર રત્ન અધિકાર વિના પ્રાપ્ત કરાવી શકાતું નથી. જે પુરૂષ સંપૂર્ણ રીતે યોગ્ય હોય તેનેજ ચારિત્ર રત્નથી અલંકૃત કરવો જોઇએ. ચારિત્ર રત્નનો પ્રકાશ પાડવો એ મુશ્કેલી ભરેલું કાર્ય છે. વૃદ્ધ મુનિ, હવેથી તમે સાહસ કરશો નહીં. જો તમારાથી બને તો દશવૈકાલિક અને આચારાંગ સૂત્રનો અભ્યાસ કરજો અને જો તેનો અભ્યાસ ન બને તો કોઇ વિદ્વાન્ મુનિનો સમાગમ કરી તે સૂત્રનું શ્રવણ કરજો જ્યારે તમારા હૃદયમાં તમારા આચારના વાક્યો ઉતરશે ત્યારે તમને તમારા સ્વરૂપનું ભાન થઈ આવશે અને પછી તમને તમારા દોષો જણાઇ આવશે હે મુનિઓ, તમે બધા પણ આ વૃદ્ધ ગુરૂની સેવા કરજો અને દશવૈકાલિક અને આચારાંગ સૂત્રનો અભ્યાસ કરી તમારા ધર્મને જાણજો. તમે હૃદયમા જો સ્વતંત્રતાની ઇચ્છા રાખતા હો તો તે દૂર કરજો અને સર્વદા વડિલને તાબે રહેવામાં તત્પર બનજો. જો તમે તમારા હૃદયમાં સ્વતંત્રતાને અવકાશ આપશો તો તમારામાં

કર્તવ્યચ્યુત, પ્રમાદ અને સુખેચ્છા વિગેરે દોષો ઉત્પન્ન થશે. જે દોષો તમને તમારા મુનિધર્મમાંથી ભ્રષ્ટ કરી દેશે. જેવી તમે પરંપરા આ સંસારના મહાન્ ચક્રમાં ભમ્યા કરશો અને અંતે અધમગતિના પાત્ર બનશો. "

મહેશ્વરી દીક્ષાકુમારીનાં આ વચનો સાંભળી વૃદ્ધ મુનિ અને બીજા મુનિઓએ હૃદયમાં આનંદ પામી તે ઉપદેશ અંગીકાર કર્યો અને તે પ્રમાણે વર્તવાને મનમાં નિશ્ચય કર્યો.

વૃદ્ધ મુનિ ગદ્‌ગદ્ કંઠે બોલ્યા—" મહેશ્વરી, આપ અમારા ઉપર દયા લાવી અમોને આચારાંગ સૂત્રનું શ્રવણ કરાવો. આપના મુખથી તે શ્રવણ કરી અમે અમારા આત્માને કૃતાર્થ કરીશું અને અમારા વર્તનને સુધારી સ્વધર્મમાં તત્પર બનીશું. "

દીક્ષાકુમારી આનંદ પૂર્વક બોલ્યાં—મુનિઓ, હાલ તેટલો સમય રહેવાનો મને અવકાશ નથી. મારે હજુ ભારતવર્ષના ઘણા ભાગોમાં પ્રવાસ કરવાનો છે; તેથી તમે તમારૂં હિત સમજી તમારી મેળે એ પવિત્ર સૂત્રનું શ્રવણ કરજો અને પ્રતિજ્ઞા પૂર્વક તમારા વર્તનને સુધારજો. "

આ ટલું કહેતાંજ તે મહાદેવી અદૃશ્ય થઇ ગયાં અને ઉપાશ્રયમાં પ્રસરેલો તેમના તેજનો પ્રકાશ પણ અદૃશ્ય થઇ ગયો. પુનઃ કેટલાએક પ્રદેશોમાં અંધકાર પ્રસરી ગયું. મહાશયા દીક્ષાકુમારી અદૃશ્ય થતાં તે વૃદ્ધ અને બીજા મુનિઓ ચકિત થઇ ગયા અને ચારે તરફ એ દિવ્ય મૂર્ત્તિના દર્શન કરવાને આતુર બની ગયા. તેઓ વહીવાર આશા ધરી પુનર્દર્શનની રાહ જોવા લાગ્યા, પણ અદૃશ્ય થયેલી એ મનોહર મૂર્ત્તિ તેમની દૃષ્ટિગોચર પુનઃ થઇ નહીં.

દીક્ષાકુમારી અદૃશ્ય થયા પછી વૃદ્ધ મુનિએ પોતાના શિષ્યોને ઉદ્દેશીને કેટલાંએક હિત વચનો કહ્યાં હતાં અને પોતાના શિષ્યોને સદાચારમાં પ્રવર્તવાના નિયમો ધારણ કરાવવામાં આવ્યા હતા, ત્યારથી તે વૃદ્ધ મુનિ અને તેના શિષ્યો યથાશક્તિ પોતાના સદાચારમાં પ્રવર્તવા લાગ્યા અને દીક્ષાકુમારીનાં દર્શનના મહિમાને સદા ગાવા લાગ્યા.

૪



# તૃતીય પ્રવાસ.

રાત્રિનો સમય હતો, સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યું હતું, નિશા નારી વિશ્વની રંગ ભૂમિ ઉપર આનંદથી નૃત્ય કરતી હતી, ગૃહસ્થ લોકો પ્રવૃત્તિમાથી નિવૃત્ત થઈ શાંતિ મેળવવાને પોતાના ગૃહરાજ્યનો આશ્રય કરી રહ્યા હતા, અને ધનલુબ્ધ પુરૂષો પ્રવૃતિના વેગમાં તણાઈને તે વખતે પણ નિવૃત્તિથી વિમુખ રહેતા હતા.

આ સમયે પવિત્ર દીક્ષાકુમારી એક ઉપાશ્રયના દ્વાર આગળ આવ્યાં. ઉપાશ્રયની ભૂમિમાં શાતિ થતી આવતી હતી. ગુરૂ સમીપે પ્રતિક્રમણ કરવાને આવેલા ગૃહસ્થ શ્રાવકો એક પછી એક પોતપોતાના ઘર તરફ જતા હતા અને કેટલાએક રાગી શ્રાવકો પોતપોતાના માનેલા સાધુઓની પાસે બેશી અનેક જાતની ખુશામતો કરતા હતા.

પવિત્ર મહાશયા દીક્ષાકુમારીએ દ્વારમાંથી ઉપાશ્રયની અંદર પ્રવેશ કર્યો. પોતે અદૃશ્ય રહી ઉપાશ્રયના બધા ભાગોમાં ફરવા લાગ્યા. પ્રથમ તેઓ એક ભાગમા આવ્યાં ત્યાં એક મુનિની પાસે બે શ્રાવકો બેઠા હતા. તેઓ બધા મળી છાની રીતે વાર્ત્તાલાપ કરતા હતા. મહાદેવી તેમની પાસે અદૃશ્ય રૂપે ઉભા રહ્યાં તે વખતે તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતો થતી હતી.

એક શ્રાવકે મુનિને કહ્યુ, "મહારાજ, આ વખતે હું દુઃખી અવસ્થામાં આવી પડયો છુ. સટ્ટાના વેપારમાં મને મોટી નુકસાની લાગી છે. જો કૃપા કરી કોઇ ગૃહસ્થ શ્રાવક પાસેથી પાંચસો રૂપીઆની મદદ અપાવો તો મારી લાજ રહેશે. વળી હું તમારો સગો ભાઈ થાઉ છું, અને તમારે મારી સાથે સંસારી સંબંધ છે. આપણો બાપ જીવે છે, ત્યાંસુધી ઘરની લાજ રાખવી જોઇએ. તમે દીક્ષા લઇને તમારા આત્માનું સુધાર્યું પણ તે સાથે ઘરનું પણ સુધારવું જોઇએ. વળી આ ચોમાસામાં વરસાદ પડવાથી આપણા ઘરનો કરો શિથિલ થઇ ગયો છે, તે પણ ચણાવવો જોઇશે તેમાં પણ સો રૂપિયાનું ખર્ચ છે. દરમાસે ઘરખર્ચમા પચીશ રૂપીઆ જોઇએ છીએ. માંડ માંડ

ગઈ છે. મહારાજ, તેણીના અકાળ મૃત્યુથી મારા માતા પિતાને અને મારા કુટુંબને ભારે શોક થયો હતો. મારી માતા તો અદ્યાપિ રૂદન કરતાં કહ્યા કરે છે કે "બ્હેનના વરે જો દીક્ષા લીધી ન હોત તો તેણીનું મૃત્યુ કદિપણ થાત નહીં અને તેણીના વરે દીક્ષા લઈ પોતાના આત્માનું સુધાર્યું છે પણ તેમને એક સ્ત્રીહત્યા લાગી છે."

મહારાજ, મારે આપની આગળ આ વચનો કહેવાં ન જોઈએ પણ દુઃખના ઉભરાને લઈને હું આપની આગળ કહું છું. હવે જે બન્યું તે ખરૂં, પણ આ વખતે અમારૂં કુટુંબ દુઃખી છે, તેથી દ્રવ્યની સહાય આપી અમને સુખી કરો. આપ પરોપકારી છો અને સાધુપણું લઈ સારી પ્રતિષ્ઠા પામ્યા છો. મારે કાંઈ હજારો રૂપિઆ જોઈતા નથી પણ માત્ર અત્યારે બસો રૂપીઆ અપાવો તો અમારો હાલ નિર્વાહ થઈ શકે તેમ છે. મહારાજ, જ્યારે મારી નજર કાંઈ પહોંચી નહી ત્યારે હું તમારા ભાઈની સાથે અહીં આવ્યો છું. આટલા વખતમાં હું કોઈવાર આવ્યો નથી. કારણકે, હું મારા કુટુંબનો નિર્વાહ કરી શકતો હતો, પણ હવે જ્યારે ખરેખર મુઝાયો, ત્યારે આપને શરણે આવ્યો છુ. મને પૂર્ણ આશા છે કે, આપ મને નિરાશ કરશો નહીં."

આ પ્રમાણે તે શ્રાવક પોતાના ઉદ્ગાર કાઢી બંધ થયો. તે મુનિ પણ તેની વાત સાંભળી ક્ષણવાર વિચારમાં પડયા. ક્ષણવાર પછી તે અનગાર જરા ધીમે અને જરા તીવ્રતાથી બોલ્યા—"ભાઈઓ, તમે જે વાત કહી, તે તમારી દૃષ્ટિએ યોગ્ય છે, પણ એ વાત બનાવવામાં મને ઘણી મુશ્કેલીઓ પડે તેમ છે. તમે જાણો છો કે, શ્રાવકો ઘણાં પહોંચેલા હોય છે. તેઓ મને ઘણું માન આપે છે અને મારા વચનને માન્ય કરે છે પણ જો મારા વચનમાં કાંઈપણ સ્વાર્થનો અંશ જોવામાં આવે તો તેઓ તદ્દન ફરી જાય તેવા છે જ્યાંસુધી હું નિઃસ્વાર્થ રીતે વર્તું, ત્યાં સુધીજ તેઓ મારા રાગી રહે છે, પણ જો મારામાં કોઈ જાતનો સ્વાર્થ જોવામાં આવે તો તેઓ તત્કાળ ખસી જાય તેવા છે. ધર્મ, તીર્થ, દેરાસર, અને સાધુની વૈયાવચ્ચ

કરવામાં તેઓ ઉદારતાથી દ્રવ્ય વાપરે છે, પણ સાધુઓના સગાંવ્હા-લાંને દ્રવ્ય આપવામાં આનાકાની કરેછે. તમે આવી ખોટી આશા રાખીને આવ્યા, તે તમે ભૂલ કરી છે. મારી ઇચ્છા પ્રમાણે કરો તો તમારે આવી વ્યર્થ આશા ન રાખવી જોઇએ. "

મુનિનાં આવાં નિરાશ ભરેલાં વચનો સાંભળી તે બંને શ્રાવકો નિરૂત્સાહી બની ગયા, પણ તેમાંથી જે શ્રાવક મુનિનો ભાઇ થતો હતો, તે જરા ઉદ્ધતાઇને બોલ્યો—" મહારાજ, તમે વિચાર્યા વગર આમ શું કહો છો ? હું ખર્ચ કરીને આપની પાસે આવ્યો છું, તે તદ્દન નિરાશ થઇને પાછો જવાનો નથી. તમે મારા સંસારી ભાઈ છો, તેથી તમારી ઉપર મારો પૂર્ણ હક છે. તમારા શિવાય હું બીજા કોની પાસે જાઉં ? આપણા પિતાએ પણ ખરી આશા ધારીનેજ મને મોકલ્યો છે. મહારાજ, જરા વિચાર કરો. આપણા પિતાએ તમને પાળીપોષીને મોટા કર્યા અને હજાર રૂપીઆ ખર્ચીને પરણાવ્યા તે વાત તમારે ભૂલી જવી ન જોઇએ. તમે જ્યારે કમાઇને કુટુંબ પોષણ કરવાને લાયક થયા ત્યારે વૃદ્ધ પિતાને અને બધા કુટુંબને છોડી નાશી ગયા અને દીક્ષા લઇ સાધુ થઇને બેઠા અને પાછળ શું બનશે તેનો કાંઇ વિચાર કર્યો નહીં. વૃદ્ધ માતા પિતા અને યુવાન સ્ત્રીને રખડતી મુકી ચાલી નીકળતાં તમને જરા પણ દયા આવી નહીં. હવે એ વાત જે બનવાની હતી તે બની ગઇ, પણ જ્યારે તમારો સારો વખત આવ્યો, હજારો ધનાઢ્ય શ્રાવકો તમારા ચરણમાં વંદના કર-વાને આવવા લાગ્યા, અનેક જાતના ધાર્મિક ઉત્સવોમાં હજારો રૂપી-આ તમારી આગળ ખર્ચાવા લાગ્યા, મોટા મોટા શહેરોમા તમે મહાન પ્રતિષ્ઠા મેળવવાને યોગ્ય બનવા લાગ્યા, ત્યારે આવા ઉત્તમ સમયમાં તમે તમારા ગરીબ કુટુંબનો ઉદ્ધાર ન કરો તો પછી ક્યારે કરશો ? મહારાજ, અમે સાભળીએ છીએ કે, તમારી વ્યાખ્યાન વા-ણી સાંભળી શ્રાવકો અને શ્રાવિકાઓ ગાંડા બની જાય છે, તમારા વચન ઉપર તેઓ હજારો રૂપીઆ ખર્ચે છે, તમારા પુસ્તકો લખા-વવામાં તથા તમને અને તમારા શિષ્યોને અભ્યાસ કરાવવાને માટે

સો સો રૂપીઆના માસિક પગારવાળા બ્રાહ્મણ શાસ્ત્રીઓને રાખવા-માં શ્રાવકો હજારો રૂપીઆ ખર્ચે છે. તમે જે શહેરમાં પ્રવેશ કરો-છો તે શહેરમા શ્રાવકો મોટી ધામધુમથી સામૈયું કરે છે, અને તમારા આગમનથી હર્ષિત થયેલા તે લોકો તમારે માટે પ્રાણ પાથરે છે. મુનિરાજ, તમારી આવી પ્ર-તિષ્ઠા સાંભળી અમોને સારી આશા કેમ ન બંધાય ? અમે રસ્તામાં આવતાં ગામો ગામ તમારી નામના સાંભળતા આવ્યા છીએ. લોકો અમને કહેતા હતા કે, અત્યારે સાધુમંડળમાં મુનિ સ્વાર્થવિજય ઘણાં પ્રખ્યાત્ થયેલા છે, તેમનામાં ઘણી વિદ્વતા છે, એટલુંજ નહીં પણ તેમની વ્યાખ્યાન કરવાની પદ્ધતી ઘણી ઉંચા પ્રકારની છે, તેમના વ્યાખ્યાનમાં હજારો લોકોની મેદિની ભરાય છે, અને લોકો ઉમંગથી તેમના નામના જય ધ્વનિ કરે છે. માટે હે સ્વાર્થવિજય મહારાજ, આ વખતે અમોને તમારે ઉત્તમ સહાય આપવી જોઈશે. અમોને સહાય આપવામા આપનો પણ સ્વાર્થ રહેલો છે, તેથી કૃપા કરી તમે તમારા સ્વાર્થ વિજય નામને કૃતાર્થ કરો અને અમારા સ્વાર્થને સિદ્ધ કરો. ”

આટલા વચનો કહી તે શ્રાવક બોલતો વિરામ પામ્યો એટલે બીજો શ્રાવક કે જે તે મુનિનો શ્યાલો થતો હતો, તે પણ જરા તીવ્ર સ્વરથી બોલ્યો–“ મહારાજ, આપના બંધુએ જે વાત કહી તે આપે શાંતતાથી સાભળી છે, તો હવે મારી વાત પણ હૃદયમાં ઉતારશો. હું પણ આપના સ્મોડાનો સગો છું. મારા પિતાએ માત્ર એક હજાર રૂપરડી લઇને આપને મારી બ્હેન આપી હતી. જો તે કન્યા કોઇ ધનાઢ્ય અને પ્રૌઢ વયના ગૃહસ્થને આપી હોત તો અમોને પાંચ હજાર રૂપીઆ પ્રાપ્ત થાત અને આપની પાસે યાચના કરવા આવ-વાનો અમારે વખત પણ ન આવત. પરંતુ અમોએ તે લોભ ન કરતાં માત્ર તમારા કુટુંબની ભલાઇ જોઇને અને તમારા જેવા બુદ્ધિ-માન્ વરને જોઇને એક હજાર રૂપીઆમાંજ સંતોષ માની મારી બ્હેન આપી હતી મુનિરાજ, તમારે આ વાત હૃદયમાં લાવી મનન કરવા

જેવી છે અને અમે કરેલા તે ઉપકારનો બદલો વાળવાની ઉત્કંઠા રાખવી જોઇએ. મહારાજ, મારે બે પુત્રીઓ થઇ હતી અને તેમાં એક પુત્રીને બે હજાર રૂપીઆ લઇ પરણાવી હતી, પણ પૂર્વ કર્મના યોગે વેપારમાં કોઇ મોટી નુકશાની લાગવાથી અમારી પાસે તે રૂપીઆ રહી શકયા નહીં. પછી બીજી પુત્રી ઉમર લાયક થઇ, ત્યારે તેણીના વિક્રયમાંથી મોટા લાભની આશા બંધાઇ અને તેને માટે હું અનેક જાતના હવાઇ મનોરથો કરવા લાગ્યો, તેવામાં અચાનક વ્યાધિ થવાથી તે મૃત્યુને શરણ થઇ ગઇ. આથી અમારા આશા ભર્યા કુટુંબ ઉપર મોટો આઘાત થઇ આવ્યો અને અમારી મોટી પાયમાલી થઇ ગઇ. ”

આટલું કહી તે શ્રાવક ગળગળો થઇ ગયો અને તેના નેત્રોમાથી અશ્રુની ધારા પડવા લાગી. મુનિ સ્વાર્થવિજયના હૃદયમાં આથી વિશેષ દયા આવી અને તે બંને શ્રાવકોના કાર્યની સિદ્ધિ કરવાનો તેણે નિશ્ચય કર્યો.

આ પ્રમાણે બંને શ્રાવકોના દુઃખની વાતો સાંભળી જેના હૃદય ઉપર અસર થયેલી છે. એવા સ્વાર્થવિજયમુનિ શાંત સ્વરથી બોલ્યા. “ શ્રાવકો, તમે બંને મારા સંબંધી છો, તમારૂં દુ.ખ દૂર કરવાની મારી ઇચ્છા થઇ છે. હું યથાશક્તિ પ્રયત્ન કરીશ. કદિ શ્રાવકવર્ગમાંથી તમને સહાય કરનાર કોઇ ઉભો નહિ થાય તો પછી શ્રાવિકા વર્ગમાંથી કોઇ શ્રાવિકાને ઉભી કરીશ. સ્ત્રી જાતિ ભોળા દિલની અને અત્યંત ભક્તિવાળી હોય છે. તે સાથે તેઓ સાધુઓની મનોવૃત્તિ સાચવવાને વધારે તત્પર રહ્યા કરે છે. જો કે તમને અપાવવાની રકમો મોટી છે, તેથી શ્રાવિકાઓ વખતે આપવાને સમર્થ નહીં થઇ શકે, તથાપિ કેટલીએક વિધવા બાઇઓ ખાનગી રીતે પૈસાવાળી હોય છે તેથી તેમની દ્વારા તમારા કાર્યની સિદ્ધિ થવાનો વિશેષ સંભવ છે, હવે તમે અત્યારે અહીંથી અમુક શેરીમાં જાઓ અને ત્યાં રાગચંદ્ર નામે એક ગૃહસ્થ મારો રાગી શ્રાવક રહે છે, તેની પાસે મારૂં નામ આપશો અને મારો સંબંધ બતાવશો, એટલે તે

તમારૂં સારૂં આતિથ્ય કરશે. તે શ્રાવક જો કે ધનાઢ્ય નથી, પણ સામાન્ય રીતે સારી સ્થિતિવાળો છે. વળી મને જે શ્રાવકો કે શ્રાવિકાઓ પુસ્તક લખવા માટે અથવા અમારે કોઇ પ્રસંગે ખપ પડે તે વખતે પૈસા આપે છે, તે બધા પૈસાનો હીસાબ તે શ્રાવકની પાસે રહે છે અને તે પૈસા ઉપર અમારીજ મુખત્યારી રહે છે. જો બીજી રીતે તમને આપવાનો યોગ નહીં થાય તો હું તે મારા જમા થયેલા પૈસામાથી તમને અપાવીશ. કોઇ જાતની ચિંતા રાખશો નહીં. ધર્મના પસાયથી બધું સારૂં થશે. ”

મુનિ સ્વાર્થવિજયનાં આ વચનો સાંભળી તે બંને શ્રાવકો આનંદમગ્ન બની ગયા અને તેમના હૃદયમાં આશાના અંકુરો પ્રગટ થઇ આવ્યા. તેઓમાથી મુનિનો બંધુ આનંદના આવેશમા બોલી ઉઠયો. “ મહારાજ, તમારા જેવા ઉપકારી પુરૂષ થોડા હશે. તમે દીક્ષા લઈને અમારા કુળને ઉજ્વલ કર્યું છે. તમારા અવા નિર્મળ ચારિત્રથી આપણા પૂર્વજો તરી ગયા છે. તમારી કૃપાથી પાચસો રૂપીઆની કોથળી લઈને જ્યારે હું ઘેર જઇશ, ત્યારે આપણા માતાપિતા ખુશી થઈ જશે, તમારી સંસારી ભાભી પણ આનંદ મગ્ન બની જશે અને તમારા ભત્રીજાઓ હૃદયથી આશીષ આપી કહેશે કે, “અમારા સ્વાર્થવિજય કાકાનો જય થાઓ. ”

તે પછી મુનિનો શ્યાલો બોલી ઉઠયો કે, મહારાજ, તે પ્રમાણે મારા કુટુંબમાં પણ આનંદ મંગળ વર્તાઇ રહેશે. જ્યારે બસો બસો રૂપીઆની કોથળી લઇને હું ઘરમાં પ્રવેશ કરીશ અને તે સર્વને બતાવીશ એટલે તમારા સંસારી સાસૂસસરા એટલા બધા ખુશી થશે કે, આ વખતે તેમની ખુશાલીનું વર્ણન હું કરી શકતો નથી. મારા ઘરમાં તો સ્ત્રી અને છોકરાઓ આનંદથી કૂદકા મારશે. મારો પુત્ર કહેશે કે, ‘ મારા સ્વાર્થવિજય ફુવાનું ભલું થજો અને તેઓ દીર્ઘ આયુષ્ય ભોગવી અમોને વારંવાર આવી મદદ આપ્યા કરજો. ”

બંને શ્રાવકોના આવાં હર્ષ ભરેલાં વચનો સાંભળી મુનિ સ્વાર્થવિજય હૃદયમાં મલકાવા લાગ્યા અને ફુલાવા લાગ્યા. તેમણે હર્ષના નાદથી

ઉંચે સ્વરે કહ્યું કે, શ્રાવકો, જાઓ, હવે તમારૂં કાર્ય સિદ્ધ થયેલું માની લેજો. ગમે તે રીતે હું તમને તમારી ધારેલી રકમ અપાવ્યા વગર રહીશ નહીં. જો હુ ધારૂં તો શ્રાવકો પાસેથી ગમે તેટલી રકમ કઢાવી શકુ તેમ છું લોભીમાં લોભી એવા ધનાઢ્ય શ્રાવકને તેની કાનની ખુટ પકડીને પૈસા કઢાવવાને હું સમર્થ છુ. કદિ જો કોઇ શ્રાવક મારી આજ્ઞામાં ન વર્તે અને મારા વચનને ન માને તો હું તેને સંઘની બહાર મૂકાવી તેને હેરાન કરૂં તેવો છું. શઠ અને લુચ્ચા શ્રાવકો પણ મારી પાસે પાંસરા દોર જેવા ચાલે છે. જાઓ, તમારા કાર્યની સિદ્ધિ થઇ ચુકી."

મુનિ સ્વાર્થ વિજયનાં આ દ્રઢ વચનો સાંભળી હૃદયમાં હરખાતા તે બને શ્રાવકો તેમને વંદના કરી ચાલ્યા ગયા.

મહાશયા દીક્ષાકુમારી અદૃશ્યરૂપે આ સર્વ વૃત્તાંત સાંભળતા હતા. તે મહાદેવી આવી અનાચારની વાર્તા પ્રત્યક્ષ રીતે સાંભળી હૃદયમાં શોકાતુર થઇ ગયા. મહાવીર પ્રભુના શાસનની અને ચારિત્ર ની આવી અધમ દશા સાંભળી તેઓ અતિશય ખેદાતુર થઇ ગયા. તેમનું શરીર કંપાયમાન થવા લાગ્યું અને નેત્રોમાથી અશ્રુની અખંડ ધારા વહેવા લાગી.

મહાદેવી દીક્ષાકુમારી પ્રથમ આ પ્રમાણે સ્વગત બોલ્યા—અરે પંચમકાળ, શું તારી ક્રૂરતા આટલી બધી પ્રવર્તી છે? શું તું ચારિત્ર ધર્મનો પ્રલય કરવાની ઇચ્છા રાખે છે? અહા! મુનિઓ, તમે વીરપ્રભુના નિર્મળ ચારિત્રનો તદ્દન નાશ કરવાને કેમ ઉભા થયા હો? અરે અધમ અનગારો, તમે શામાટે મારા સ્વરૂપને નાહક અભડાવો છો? તમારા જેવા સાધુના ભ.સો શામાટે ઉત્પન્ન થતા હશે? વીરપ્રભુનો પરિવાર ભલે થોડો હોય, ભલે થોડી વિદ્યાવાળો હોય, અને ભલે સારૂં વ્યાખ્યાન કરનારો ન હોય, પણ તે આચાર શુદ્ધ હોય તો બસ છે અનાચારને વધારનારો વિશેષ પરિવાર શા કામનો છે? વીર શાસનને કલંકિત કરનારા અને અનાચારને માર્ગે ચાલનારા વિદ્વાન્ મુનિઓની કાંઇ જરૂર નથી. તેવા મુનિઓની વિદ્યા ચં-

દનના ભારને વહન કરનારા ખરના જેવી નિષ્ફળ છે. તેમનું સૂત્ર જ્ઞાન પણ બોજા રૂપ છે. અને તેમના વ્યાખ્યાનો કદિ મધુર હોય તો પણ તે માછીની જાળની જેમ છેતરવાના સાધનરૂપ છે. તમારા કરતાં અલ્પ અભ્યાસી સ્થૂલ બુદ્ધિવાળા અને સામાન્ય બોધ કરનારા શુદ્ધ મુનિઓ એક લાખ દરજ્જે સારા છે. એટલુંજ નહીં પણ દેશથી વિરત, પરોપકાર કરનારા, અને પરહિતમાં આત્મહિત માનનારા ગૃહસ્થ શ્રાવકો તમારાથી વધારે સારા છે. તેવા શ્રાવકો કદી પંચ મહાવ્રતોને ઓછી રીતે પાળતા હોય, માથે દેખાવનો લોચ કરતા ન હોય, શ્વેત કે પીત વસ્ત્રોના વેષ ધરતા ન હોય અને પાત્રામા રસ ભર્યા આહાર વ્હોરતા ન હોય તોપણ તેઓ અનાચારી અને દંભથી લોકોને છેતરનારા સાધુઓ કરતાં અતિશય શ્રેષ્ટ છે.”

મહાદેવી આ પ્રમાણે સ્વગત બોલી તેઓ નીચે પ્રમાણે અદૃશ્ય વાણીથી બોલ્યાં—

“જે વિષયો છે, તે સંસારના હેતુ છે, અને જે સંસારના હેતુ છે, તે વિષયો છે. માટે જે વિષયાર્થી હોય છે, તે પ્રમાદી બની બહુ દુઃખ પામતો રહે છે. તે એ રીતે કે,—‘મારી મા, મારો બાપ, મારો ભાઇ, મારી બેન, મારી સ્ત્રી, મારા પુત્રો, મારી પુત્રી, મારા મિત્ર, મારાં સગાં, મારાં સંબંધી, મારા જાણીતા, મારાં સાધનો, મારી દોલત, મારૂં ખાનપાન, અને મારાં વસ્ત્રો એવી અનેક પંચાતોમાં ફસી પડેલા લોકો મરણ પર્યંત ગાફલ થઈ આરંભ કરતાં રહે છે, તથા તેને માટે રાત દિવસ ચિંતા કરતા, અને કાળ અકાળની કશી પણ દરકાર નહીં કરતાં, કુટુંબ પરિવાર તથા ધનમાં લુબ્ધ બની વિષયમાંજ ચિત્ત ધરતા નિર્ભયપણે લુંટફાટ મચાવવા મંડી પડે છે અને અનેક પ્રકારે છકાય જીવની હિંસા કરતા ફરેછે.”

અકસ્માત્ આવા અદૃશ્ય શબ્દો સાંભળી તે મુનિ ભયભીત થઇ ગયા, ચારે તરફ તેણે નિરીક્ષણ કરવા માંડયું, પણ કોઇ ઠેકાણે કાંઇ

જોવામાં આવ્યું નહીં. તે વિદ્વાન્ મુનિએ ભય સહિત વિચાર કરવા માંડયો કે, " આ શબ્દો કયાંથી આવે છે ? આ શબ્દો આચારાંગ સૂત્રના છે. મારા શિવાય અત્રેના મુનિમંડલમાં કોઇ આચારાંગ સૂત્ર જાણતું નથી. આ શું હશે ? " આ પ્રમાણે વિચારી તે વિદ્વાન્ મુનિ ભયથી કંપતા બેઠા થયા, અને ઉપાશ્રયના બીજા ભાગમાં તેણે ફરવા માંડયું, અને બીજા લઘુ મુનિઓને પૂછવા માંડયું. બીજા મુનિઓ પણ તે શબ્દો સાંભળી ચકિત થઇ ગયા હતા. સર્વ મુનિમંડળ એક ભાગમાં એકઠું થયું અને પરસ્પર આશ્ચર્ય સાથે વિચાર કરવા લાગ્યું.

ક્ષણ વાર પછી પાછા તેજ ભાગમાં નીચે પ્રમાણે અદૃશ્ય શબ્દો પ્રગટ થયા.

એમ જાણી બુદ્ધિમાન્ પુરૂષ આ અવસર પામીને સંયમમાટે તત્કાળ ઉજમાલ થાય છે અને ઘડી ભર પણ પ્રમાદ કરતો નથી. જેમાટે વય અને યૌવન ઘસારાબંધ ચાલ્યા જાય છે જેઓ તેમ નથી જાણતા તેઓ અસંયમથી જીવવામાં ગાફલ થઇ રહે છે અને તેઓ સર્વથી અધિકતા મેળવવાને માટે છકાયને મારતા, કાપતા, ફોડતા, લૂંટતા, ઝુંટતા, પ્રાણ રહિત કરતા તથા ત્રાસ આપતા રહે છે."

આટલા શબ્દો પ્રગટ થયા પછી વાણી વિરામ પામી ગઇ. તે સાંભળી મુનિઓ ઉપાશ્રયના આકાશ પ્રદેશ તરફ જોવા લાગ્યા અને ભય સાથે ચકિત થવા લાગ્યા. પેલા વિદ્વાન્ સ્વાર્થવિજયે વિચાર કર્યો કે, આ કોઇ દેવ વાણી છે મેં મારા સંબધીઓ સાથે જે વાતચીત કરી તે સાંભળી કોઇ દેવતા અદૃશ્ય થઇ આ વાણી ઉચ્ચારે છે આ શબ્દોના અર્થ આચારાગ સૂત્રના બીજા અધ્યયના પેહેલા ઉદ્દેશના છે. " આ પ્રમાણે તે મુનિ વિચાર કરે છે, ત્યાં પુનઃ નીચે પ્રમાણે પાછા શબ્દો પ્રગટ થયા.

" અમે અપરિગ્રહી છીએ " એમ બોલી કેટલાએક દીક્ષિત થયેલા પણ આજ્ઞાથી બાહેર થઇ મુનિના વેષને લજવતા થકા મળતા કામને સેવતા રહે છે, તથા તે મેળવવાના ઉપાયોમાં મચ્યા રહી વારંવાર મોહમાં ડુબ્યા રહે છે. તેઓ નથી આ પાર કે નથી પેલી પાર.

આ શબ્દો પાછા ઉચ્ચારી વિરામ પામી ગયા. આથી મુનિ મંડળમાં ભારે ઘોંઘાટ મચી રહ્યો. કોઈ મુનિ ભય પામી ઉપાશ્રયમાંથી બાહેર જવાનો વિચાર કરવા લાગ્યા, કોઇ પોતાના શ્રાવકોને બોલાવી તે વાત જાહેર કરવાની ઈચ્છા કરવા લાગ્યા, અને કોઈ 'આમાંથી કાંઇ વિપરીત થશે,' એવી શંકા લાવવા લાગ્યા. પેલા સ્વાર્થવિજય તો દિગ્મૂઢજ બની ગયા. 'મને ભયંકર દેવતાની શિક્ષા થશે' એવો વિચાર લાવી કંપવા લાગ્યા અને પોતાના ભાઇ અને શ્યાલાને ઉત્તેજન આપવાના અનુચિત કાર્યને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

આ વખતે મહાશયા દીક્ષાકુમારી સર્વ મુનિમંડલ વચ્ચે અકસ્માત્ પ્રગટ થઈ આવ્યાં. તેમના દિવ્ય તેજથી ઉપાશ્રયની ભૂમિ પ્રકાશિત થઇ ગઈ. તેમના દિવ્ય તેજથી સર્વ મુનિઓ અંજાઇ ગયા અને ભયથી કંપવા લાગ્યા. મહાદેવીની દિવ્ય મૂર્ત્તિની સામે કોઈ જોઇ શક્યું નહીં. કેટલાક તો નેત્રોને મીંચી સભય કંપિત થવા લાગ્યા. ક્ષણવાર પછી મહાદેવી રોષના આવેશથી ઉગ્ર સ્વર કાઢી બોલ્યાં—"અરે અનાચારી સ્વાર્થવિજય મુનિ, ભયથી શા માટે કંપો છો? જો તમોને ભય લાગતો હોય તો તમારા કર્મનો ભય લગાડો. મારાથી ભય પામશો નહીં. હું ભયંકર નથી પણ શુભંકર છું. જેનાથી તમારે ભય પામવાનો છે, તેનાથી તમે શામાટે ભય પામતા નથી? જેઓ તમને ભયંકર વેદનાના મહાન્ સાગરમાં ડુબાડનારા છે, અને અનંત ભવ ભ્રમણમાં નાખી પીડનારા છે, તેવા કર્મોનો ભય રાખો. જો તમે તેનો ભય રાખ્યો હોત તો આવી સ્થિતિમાં આવત નહીં તમે રાગી શ્રાવકોના સન્માન ગૌરવથી બ્હેકી ગયેલા છો, મદ અને ગર્વની અંધતાથી તમારા જ્ઞાનચક્ષુ અંધ થઇ ગયા છે, ઉન્માદ અને પ્રમાદ તમારા હૃદયમાં વ્યાપી ગયા છે અને તમારી મનોવૃત્તિ ઉપર અનાચારની મલિનતા છવાઇ ગઇ છે. મુનિઓ, જરા મનન પૂર્વક વિચાર કરો. તમે કોણ છો? તે વિચારી જુઓ. આર્ય દેશ, ઉત્તમ કુળ, નીરોગી શરીર અને આર્હંત ધર્મ કેટલા પુણ્ય કર્યા હોય ત્યારે પ્રાપ્ત થાય છે? તેમાં પણ જ્યારે

પુણ્યના પુંજ એકઠા થયા હોય ત્યારે ચારિત્રરત્નનો મહાન્ લાભ મળે છે, તે વાત તમે જાણતાં છતાં કેમ ભૂલી જાઓ છો ? અરે મુનિ સ્વાર્થવિજય આ સર્વ મુનિઓના કરતાં તમે વધારે અપરાધી છો. મેં જ્ઞાનબળથી જાણ્યું છે કે, તમે એક સારા વિદ્વાન્ મુનિ છો, તમારામાં શબ્દાર્થની વ્યુત્પત્તિનું સારૂં જ્ઞાન છે, તે છતાં તમે [1]જાગ્રત મૂત્રિત ન્યાયથી વર્ત્તો છો, એ વિશેષ દિલગીરી છે. તમારૂ વર્તન કે જે મેં આ સ્થળે પ્રત્યક્ષ જોયું છે, તેથી મને તમારે માટે દયા અને દિલગીરી વિશેષ થાય છે. તમે પોતે ડુબનારા અને બીજાઓને ડુબાવનારા છો, અને નારકીના ઘોર માર્ગના તમે પથિક બની ચુકયા છો. તમારા જેવા વેષધારી મુનિઓ વીરપ્રભુના પ્રભાવિક શાસનને સર્વથા કલંકિત કરનારા અને આર્હત ધર્મનો ઉચ્છેદ કરનારા છે. તમારાથી નિરક્ષરી અનાગારો અને પવિત્ર ગૃહસ્થ શ્રાવકો સો દરજ્જે સારા છે. તમારા જેવા આડંબરી અનગારો વિચારવાથી આ ભારત ભૂમિ ભારવતી થાય છે. આ તમારા શિષ્યોના પરિવારની વચ્ચે મને વધારે કહેતા લજ્જા ઉત્પન્ન થાય છે, પણ તમને અનુચિત કાર્યો કરતાં લજ્જા આવતી નથી, એ શોકપ્રદ વાર્તા છે."

આટલું બોલી મહાશયા દીક્ષાકુમારી વિરામ પામ્યા અને વિકરાળ છતા દયાળુ દૃષ્ટિથી તે મુનિઓ તરફ જોતા આકાશ સ્થળે ઉભા રહ્યાં.

મહેશ્વરીના આ વચનો સાંભળી મુનિ સ્વાર્થવિજય નીચું જોઇ રહ્યા હતા. તેમના હૃદયમાંથી ઉષ્ણ નિઃશ્વાસો નીકળતા હતા, અને ગ્લાનિની મલીન છાયા તેમના અંગે અંગમાં પ્રસરી રહી હતી. તેમના શરીરના પ્રત્યેક અવયવો કંપથી ધ્રુજતા હતા. મુનિ સ્વાર્થવિજયે કાંઇક બોલવા વિચાર કર્યો પણ ભય અને કંપના આવેશથી તેઓ બોલી શકયા નહીં. ક્ષણવારે માંડમાંડ તેઓ બોલવાને સમર્થ થયા. ઘણી દીનતાથી અને મંદતાથી તેઓ નીચે પ્રમાણે બોલ્યા—

"હે દિવ્યમૂર્ત્તિ, આપ કોણ છો ? આ સમયે અહીં કયાંથી

૧ જાગતાં પિશાબ કરે તે ન્યાયે.

આવ્યાં છો ? આપના મુખમાંથી જે અદૃશ્ય ભાષાના શબ્દો નીકળ્યા છે, તે આચારાંગ સૂત્રના બીજા અધ્યયનના છે. તે શબ્દો આપે બરાબર સમયે આવીને પ્રગટ કર્યા છે. મહેશ્વરી, હું આપનો પૂર્ણ અપરાધી છું. આપે જે કાંઇ મારા દોષો જોયા હોય, તેને માટે મને ક્ષમા આપશો. અને મને પણ ખાત્રી થાય છે કે, આપ જૈનધર્મના શાસનના કોઇ દેવતા છો, તેથી આપનામા દયાનો ભાગ વિશેષ હોવો જોઈએ. માટે આ દીન સાધુ ઉપર દયા કરી તેને ક્ષમા દાન આપશો ”

મુનિ સ્વાર્થ વિજયના આ શબ્દો સાંભળી જેમનો હૃદયમાં હજુ રોષનો આવેશ રહેલો છે, એવા દીક્ષાકુમારી જરા ઉગ્રસ્વરથી બોલ્યાં—“અરે, વેષધારી મુનિ, તું મારી પાસે ઘણી દીનતા દર્શાવે છે, પણ આજ વખતે તારૂં જે અનુચિત આચરણ જોવામાં આવ્યું છે, તેનું સ્મરણ મારા હૃદયમાંથી હજુ ગયું નથી. તે સંભારતાં મારા હૃદયમાં જ્વાળા પ્રગટ થાય છે અને તે જ્વાળા મારા હૃદયની દયા રૂપી વલ્લીને બાળવાનો પ્રયત્ન કરે છે. તથાપિ અરિહંત પ્રભુના પવિત્ર ધર્મના આશ્રયથી મારા હૃદયની તે દયા રૂપી વલ્લી દગ્ધ થતી નથી. તેથીજ હજુ તારી ઉપર મને દયા આવે છે.

અરે અનાચારી અનગાર,મારે તને માનથી બોલાવવો જોઇએ પણ તારા આચરણને લઇને તેં તારૂં માન ગુમાવ્યું છે તે છતાં જ્યાં સુધી તારામાં આર્હત ધર્મના ધર્મ ગુરૂનો પવિત્ર વેશ છે અને આર્હત ધર્મની મહા વિદ્યાનું જ્ઞાન તારા મગજમાં રહેલું દેખાય છે, ત્યાં સુધી તને તુંકારાના શબ્દોથી બોલાવવો એ મને લજ્જા ઉત્પન્ન કરે છે, અરે મુનિ, જરા મનથી વિચાર કરો. તારા હૃદયમાં આચારાંગ સૂત્રના જ્ઞાનના તેજસ્વી કિરણો પ્રસરી રહ્યા છે, તે છતાં હજુ તારામાથી અંધકાર કેમ દૂર થઇ ગયું નથી ? અરે મુનિ, તમે મારૂં સ્વરૂપ જાણવા માગો છો, પરંતુ તમારા જેવા આચાર હિત મુનિની પાસે મારૂં સ્વરૂપ કહેતાં મને શરમ આવે છે; કારણ કે, તમે મારા સ્વરૂપનો તદ્દન અનાદર કર્યો છે-તિરસ્કાર કર્યો છે તે છતાં દયાધર્મના પ્રભાવથી તમારા દીન આત્મા ઉપર દયા લાવી હું મારૂ સ્વરૂપ ત-

મારી આગળ પ્રગટ કરૂં છું. અરે મુનિ, હું દીક્ષાકુમારી છું. ચારિત્ર દીક્ષાના મહાવ્રતોની અધિષ્ઠાત્રી છું. તમે વેષનો અને જ્ઞાનનો આડંબર કરી મારૂં સ્વરૂપ ધારણ કરી જગત્‌માં ફરો છો. તમારા જેવાઓની પાસે જો કે મારૂં સત્ય અને શુદ્ધ સ્વરૂપ નથી, છતાં મારા નામથી પણ તમારા જીવનનો નિર્વાહ થાય છે. આજકાલ તમારા જેવા વેષધારી મુનિઓ ઘણા થાય છે, તેથી તેમનો ઉદ્ધાર કરવાને માટે હું ભારતવર્ષના કેટલાક ભાગમા પ્રવાસ કરવા નીકળી છું. મેં પ્રથમ પ્રવાસ કરી યથાશક્તિ મારૂં કર્ત્તવ્ય બજાવ્યું હતું, પણ તેથી અસતોષ થતા પુનઃ આ બીજો પ્રવાસ કરવાને બાહેર નીકળી છું. અરે મુનિ,આ પ્રવાસ કરતી વખતે એક પવિત્ર દિવ્ય આત્માએ મને પ્રગટ થઇને કહ્યું હતું કે, "મહાદેવી, વર્ત્તમાનકાળે મુનિઓનો મોટો ભાગ અનાચાર તરફ વર્તવા લાગ્યો છે. માટે એ જોઇ તમને વિશેષ ખેદ થશે, તેથી આ બીજો પ્રવાસ બંધ રાખો." હે મુનિ, એ મહાત્માનાં વચન મને યથાર્થ ભાસ્યાં છે, તથાપિ તમ લોકોને વાક્‌-શિક્ષા કરવાને માટે મેં મારા બીજા પ્રવાસને ચાલુ રાખ્યો છે. વળી મારા હૃદયમા આશા બંધાય છે કે,ભગવાન્ વીર પ્રભુનું શાસન વંધ્ય હોય નહીં. હજુ કોઈ આચારથી અલંકૃત અને ચારિત્રધર્મને દીપાવનાર મહા મુનિના દર્શન થઇ આવશે અને તેથી મારા મનને સંપૂર્ણ આશ્વાસન મળશે. અરે સ્વાર્થવિજય, મારી એ આશા હજુ સફળ થઇ નથી થોડા દિવસ પહેલાં એક શેહેરમાં પ્રવેશ કર્યો હતો. ત્યાં પણ કેટલોક અનાચાર જોયો હતો. તે પછી અહિં આવી છું અને અહીં તમારા અનાચારને દેખી મારૂં હૃદય અતિશય ખેદાતુર બની ગયું છે. પેહેલા ઉપાશ્રયમાં જે અનાચાર જોયો હતો, તે બધો જ્ઞાનના અભાવને લઇને હતો, એટલે મને અલ્પ ખેદ થયો હતો પરંતુ આ ઉપાશ્રયમાં જે અનાચાર જોવામાં આવ્યો, તે જ્ઞાનનો ભાવ છતાં જોવામાં આવ્યો, તેથી મારા મનમાં અતિશય ખેદ ઉત્પન્ન થયો છે. અરે મુનિ, તમે વિદ્વાન્ છો, અને તમે તમારા આચારના ગ્રંથો જાણો છો, આચારાંગ જેવા ઉત્તમ સૂત્રનો તમે અભ્યાસ કર્યો છે, તે છતાં

તમે આવો અનાચાર પ્રવર્તાવો, એ કેવા ખેદથી વાર્તા છે? મેં કહેલા શબ્દો તમારા આચાર ધર્મના છે, તેનો હૃદયથી વિચાર કરો. મહાત્મા સુધર્મા સ્વામીએ જંબૂ સ્વામીને એ સૂત્રથી જે ઉપદેશ આપ્યો છે, તે પ્રત્યેક અક્ષર તમારે તમારા હૃદયમાં કોતરી રાખવા જોઇએ. જ્યારે તમે જાણતાં છતાં આવી અજ્ઞાનતા ધારણ કરશો તો પછી એ મહા સૂત્રનો બોધ કોણ ગ્રહણ કરશે? તમારો આચાર નિરાધાર થઇ જશે અને તેને જગત્‌માં કોઇ જાણશે નહીં. જરા લક્ષ આપીને વિચારો."

દીક્ષાકુમારીના આ શબ્દો સાંભળી મુનિ સ્વાર્થવિજય મંદ-સ્વરથી અંજલિ જોડી બોલ્યા—હે મહેશ્વરી, ક્ષમા કરો. આ દીન મુનિના સહસ્ર અપરાધોને માફ કરી તેને તેના મુનિ ધર્મનો ખરો માર્ગ દર્શાવો. હું મૂર્ખ, અજ્ઞાની, અનાચારી અને આ પંચમકાળે પરાભવ કરેલો તમારો એક દીન બાળક છું, અને મારૂં જ્ઞાનરૂપી રત્ન મારી પાસે રહેલું છતા મારી મૂર્ખતાની મલિન છાયાથી આચ્છાદિત થઇ ગયેલું છે. હું જ્ઞાનને ભૂલી જઇ અજ્ઞાનના અંધકારમાં ભૂલો પડી ગયો છુ, અને તમારા સ્વરૂપને ભૂલી ગયો છું. હે માતા, પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા થતા નથી. આપ દયાળુ દેવી આ દીન બાળક ઉપર દયા કરો, અને તેને ઉત્તમ માર્ગ બતાવી તેના મલિન આત્માનો ઉદ્ધાર કરો. મહેશ્વરી, હું સર્વ રીતે નાલાયક છું, અનાચારથી અભડાએલો છું અને મૂર્ખતામાં મગ્ન થઇ ગયો છું, છતા હું મારા આત્માને પુણ્યવાન્ માનું છું. કારણ કે, આજે હું આપ મહાદેવીનું પવિત્ર દર્શન કરવાને ભાગ્યશાળી બન્યો છું. જો મારામા તદ્દન પુણ્યનો અભાવ હોય તો આવી અંધારી રાત્રે આપની દિવ્ય મુર્ત્તિનાં દર્શન ક્યાથી થાય? આપે કૃપા કરી મને આપનાં પવિત્ર દર્શન કરાવ્યાં છે, તેથી અયોગ્ય છતાં હું મારામા કાંઇ યોગ્યતા થવાની આશા રાખું છું. મહાદેવી, હવે ક્ષમા કરી મારા મુનિ જીવન ઉપર દયા કરો અને મારો આત્મા અનંત સંસારી ન થાય તેવા માર્ગનું દર્શન કરાવો."

મુનિ સ્વાર્થ વિજયના આ વચનો સાભળી દીક્ષાકુમારી જરા

શાંત થયા. તે દયા ભુ દેવી હૃદયને દયાથી આર્દ્ર કરીને બોલ્યાં. મુનિ, તમારાં વચનો સાંભળી મને દયા આવી છે. પરંતુ તમે આ વચનો શુદ્ધ બુદ્ધિથી કહો છો કે નહીં? તેને માટે મારા હૃદયમાં શંકા ઉત્પન્ન થાય છે. મારે તમને જણાવવું જોઈએ કે, હવે હૃદય, વાચા અને ક્રિયામાં એકતા રાખજો. જેવું હૃદયમાં હોય તેવું વાચામાં લાવજો અને જેવું વાચામા હોય તેવું ક્રિયામા મૂકજો. માયા-કપટ ભાવને દૂર કરી મારી સાથે વર્તજો. વળી મારે તમને એક વાત ચેતાવાની ખાતર જણાવવી જોઈએ કે, જો તમે મારી સાથે કપટથી વર્તશો તો તે જ્ઞાનના બળથી મારા જાણવામાં આવ્યા વિના રહેશે, નહીં. સામાના હૃદયના શુદ્ધ કે અશુદ્ધ જે પ્રતિબિંબો હશે, તે મારા હૃદયમાં પડયા વિના રહેશે નહિ, તેથી તમારે મારી પાસે શુદ્ધ ઉદ્ગાર પ્રગટ કરવા. હાલ છલ, કપટ, માયા, વંચકતા, આડંબર અને ઢોંગ એ મારી પાસે ચાલવાના નથી. તમારા મધુર વ્યાખ્યાનોના જાળમા બીચારા અલ્પમતિ શ્રાવકોજ ઝંપલાય છે અને અજ્ઞાની શ્રાવિકાઓ સપડાય છે હુ કદિપણ તમારા માયાવી જાળમાં સપડાવાની નથી મુનિ સ્વાર્થવિજય, તમારે માટે મને જેટલી દયા ઉપજે છે, તેનાં કરતાં આ બીચારા તમારા શિષ્યોને માટે મને વિશેષ દયા ઉત્પન્ન થાય છે. આ બીચારા ગાડરીઆ પ્રવાહની જેમ તમારા દોષરૂપી મહાન્ ગર્ત્તમા પડવા લાગશે અને તમારા આત્માની સાથે તેમના આત્માઓ આ અનંત સંસારમા અથડાશે. મુનિરાજ, આ વિચાર તમારે શુદ્ધ હૃદયથી કરવાનો છે. હવે મારે તમને તમારા વર્તનને માટે બોધ આપવો જોઈએ મુનિ, તમે આચારાંગ સૂત્રના અભ્યાસી છો, એટલે તમારી પાસે એ વિષેનો બોધ આપવો, એ પુનરૂક્તિ જેવુ છે, તથાપિ તમોને ફરીવાર સ્મરણ આપવાને માટે મારે બે બોલ કહેવા જોઈએ. મુનિરાજ, આચારાંગ સૂત્રના બીજા અધ્યયનમાં તમારા આચારનું કેવુ શુદ્ધ સ્વરૂપ આપેલુ છે, તેનો એકાગ્રતાથી વિચાર કરો. અને એ અધ્યયનમા આપેલા લોકવિજયના સ્વરૂપનુ મનન કરો. એ મનન કરવાથી તમે જે આ વખતે અનાચાર કર્યો છે, તેને માટે તમને વિ-

ચાર થઈ પડત. મુનિરાજ, ચારિત્ર રત્નને ગ્રહણ કર્યા પછી સંબંધીઓનો સહવાસ રાખવો, એ તમારા ચારિત્ર ધર્મની વિરૂદ્ધ છે. તમે તમારો પવિત્ર સંયમ પાળવાને માટે એ સર્વ પરિવારનો ત્યાગ કરી મારા સ્વરૂપને પ્રાપ્ત થયા છો. હવે પુનઃ તેમનો સહવાસ રાખવો અને તેમને તેમના સાંસારિક કાર્યોમા દ્રવ્યની મદદ કરવા તત્પર બનવું, એ કેટલું બધું વિરૂદ્ધ છે? મને કહેતા કંપારી છૂટે છે કે, તમે તમારા ભાઈને અને સાળાને રૂપિઆની મદદ આપવાને તૈયાર થયા અને શ્રાવકો પાસેથી બળાત્કારે તે ધન કઢાવવાની ઈચ્છા કરી, એ કેટલું બધું વિપરીત કહેવાય? તમારા વર્તન ઉપરથી મને લાગે છે કે, તમારા જેવા માયાવી મુનિઓ બીચારા રાગી શ્રાવકો પાસેથી હજારો રૂપીઆ તેવી રીતે કઢાવતા હશે. અહા! આ કેવો જુલમ કહેવાય? કોઇ પોતાની ધાર્મિક કીર્ત્તિને માટે મોટા મોટા આડંબરી ઉત્સવોમા, કોઈ પાત્ર અપાત્રની પરીક્ષા કર્યા વગર ભોળાદિલના શ્રાવકોના છોકરાઓને છૂપી રીતે દીક્ષા આપવાને માટે કરેલી યોજનાઓમા કોઈ વધુ પડતા પુસ્તકો, વસ્ત્રો અને વૈભવિક પદાર્થો લેવામાં અને કોઇ તમારી જેમ પોતાના સગા, સબંધી અને સંસારી મિત્રોને સહાય આપવામા શ્રાવકોના ઘરમાથી હજારો રૂપીઆ કઢાવે છે. અરે શું આ આર્હત શાસનની દશા થઈ છે"

વેષધારી મુનિઓ લુંટારાની જેમ શ્રાવક કોમ ઉપર મોટી લુંટ ચલાવે છે. તેમની મોટી લુંટ થવાથી બીજાં ક્ષેત્રો તદ્દન શુષ્ક બની ગયા છે. સાત ક્ષેત્રોના દ્રવ્યને સાધુક્ષેત્ર એકલુ જ ગળી જાય છે અને શ્રાવકોની લક્ષ્મીનો મોટો ભાગ અશુદ્ધ સાધુ ક્ષેત્રમા ભસ્મીભૂત થઇ જાય છે. મારે આ પ્રસંગે શ્રાવકોને પણ ઉપાલંભ કરવો જોઇએ. તેઓ ગગાધ થઈ પોતાની લક્ષ્મીનો ગેરઉપયોગ કરે છે, હજારો શ્રાવકો નિરાશ્રિત અને કંગાલ બની દુઃખી થાય છે, હજારો શ્રાવકોના પુત્રો બુદ્ધિબળ છતા આશ્રયના અભાવથી નિરક્ષર રહી રખડે છે, હજારો સધવા અને વિધવા શ્રાવિકાઓ શેઠાણીના પદમાથી ભ્રષ્ટ થઇ દાસીની સ્થિતિ ભોગવે છે, હજારો સુંદર કન્યકાઓ ગરીબાઇને લઇને

વેચાઇ દુઃખી સંસારમાં પડે છે, અને હજારો સુંદરબાળાઓ વૃદ્ધ વિવાહની વિપત્તિનો ભોગ થાય છે. આ તરફ કોઇનું લક્ષ જતું નથી. એવા એવા દ્રવ્યનો સદુપયોગ કરવાના સ્થાનોને ભૂલી જઈ વેષ ધારી સાધુઓની સેવામાં પડેલા શ્રાવકો ધોળે દિવસે લુંટાય છે.”

આટલું કહેતાં મહાશયા દીક્ષાકુમારી શોકના આવેશમાં આવી ગયા તેમના નેત્રોમાંથી શોકાશ્રુની ધારાઓ નીકળવા લાગી અને તેઓ કંઠે ગદ્ગદિત થઈ ગયાં.

આ વખતે મુનિ સ્વાર્થવિજય નમ્રતાથી બોલ્યા—“ મહેશ્વરી. ધૈર્ય રાખો. આપ મહાશક્તિ જ્યારે આમ કરશો તો પછી આર્હત ધર્મને કોનું અવલંબન મળશે ? આપની આટલી બધી લાગણી જોઇ મને હૃદયમાં અતિશય પશ્ચાત્તાપ થાય છે હું મારા આત્માની હૃદયથી નિંદા કરૂં છું અને તે સાથે મારા જેવા બીજા મુનિઓને પણ ધિક્કારૂં છું. મહાદેવી. આપની આવી લાગણી જોઇ મને મારા હૃદયમાં નિશ્ચય થયો છે કે, હવેથી આ મુનિ સ્વાર્થવિજય કદિપણ મુનિના આચારની વિરૂદ્ધ એક પણ પગલું ભરશે નહીં, તેમજ આ તેના અનુયાયીઓને તેવું પગલું ભરવા દેશે નહીં. આપ મહેશ્વરીના મુખમાંથી જે શબ્દો નીકળ્યા છે, તે યથાર્થ છે. વર્ત્તમાનકાળે અમારા મુનિઓ પોતાના સ્વરૂપને ભૂલી ગયા છે અને મદ તથા પ્રમાદથી ભ્રમિત થઇ ગયા છે જો કે પ્રથમ દોષ અમારો પોતાનો છે, પરંતુ આજ કાલના રાગી અને ખુશામત કરનારા શ્રાવકોએ અમારા વર્ગની અધમ દશા કરેલી છે તેઓ ગુરૂભક્તિનું બહાનું કરી અનેક રીતે અમારી ખુશામત કરે છે અને અમોને લલચાવી અમારા ચારિત્રના શુદ્ધ આચારમાંથી ભ્રષ્ટ કરે છે કેટલાએક તો અતિ ભક્તિ કરી અમોને લૌકિક પદાર્થો તરફ પણ દોરી જાય છે અને અમોને સાધ્વાભાસ કરી મૂકે છે. મહાદેવી, તોપણ અમારો તેમાં મુખ્ય દોષ છે. જો અમે અમારા ધર્મમાં દ્રઢ રીતે વર્તતા હોઇએ તો તે બીચારા અમોને શું કરી શકે તેમ છે? અમે અલ્પમતિવાળા હોવાથી તેઓ અમારો અધઃપાત કરવામાં ફાવી જાય છે તેઓ અમોને આગ્રહ કરી એકજ

સ્થળમાં રાખે છે અને અમારા વિહારની મર્યાદા તોડી નાંખે છે. આથી અમો તેમના સહવાસમા એટલા બધા આવીએ છીએ કે, જાણે તેના સંબંધીઓ હોઇએ તેમ વર્ત્તીએ છીએ. આથી અમારામાં ગૃહસ્થપણાના ગુણોનો આવિર્ભાવ થાય છે, અને તેથી કરીને અમે અમારા સંબંધીઓના વિશેષ પરિચયમાં આવવા શીખીએ છીએ.

મહામાતા, આથી કરીને અમે અમારા સંબંધીઓને સહાય કરવા તૈયાર થઇએ છીએ. હું પણ એજ પદ્ધતીથી ભ્રષ્ટાચારી થયો છું અને તેથી મેં મારા સબંધીઓને સહાય આપવાની ઈચ્છા કરી છે હે ચારિત્ર માતા, હવે હુ કદિપણ તેવું આચરણ કરીશ નહીં. મન, વચન અને કાયાની શુદ્ધિથી હું મારા ધર્મને પાળીશ અને તમારૂં સ્વરૂપ (દીક્ષા) કે જે મને મારા પૂર્વનાં ઘણાં પુરુયોથી પ્રાપ્ત થયેલું છે, તેનું શુદ્ધ ભાવથી રક્ષણ કરીશ માતા, મારા અપરાધને ક્ષમા કરો અને મારામા ચારિત્ર પાળવાની શુદ્ધ બુદ્ધિ અખંડિત રહે તેવી આશીષ આપો હું તમારો દીન બાળક છું અને મોટો ગુન્હેગાર છું. ”

મુનિ સ્વાર્થવિજયનાં આવાં વચનો સાંભળી દીક્ષાકુમારી જરા-શાંત થયા અને એ દયાળુ દેવીના હૃદયમા દયાના અંકુરો પ્રગટ થઇ આવ્યા.

દીક્ષાકુમારી મધુર સ્વરથી બોલ્યાં—“ મુનિ, તમારા હમણાના વૃત્તાંતનું જ્યારે હું સ્મરણ કરૂં છું, ત્યારે મને તમારી ઉપર ઘણી અપ્રીતિ થાય છે, પણ તમારાં વચનો ઉપરથી મને તમારી ઉપર દયા ઉત્પન્ન થાય છે, તેથી તમારા પ્રબુદ્ધ છતાં અપ્રબુદ્ધ એવા હૃદય ઉપરથી ઉપદેશની છાપ પાડવાની મને ઇચ્છા થાય છે; કારણકે, હું વિચાર કરૂં છું, ત્યારે મને જણાય છે કે, તમે કોઈ કારણથી ભ્રષ્ટાચારી બની ગયા છો, પરંતુ વસ્તુતાએ તમારામાં ભવીપણું છે. તેથી તમે ધર્મના ઉપદેશને સર્વ રીતે પાત્ર છો. હે મુનિ, પ્રથમ તો મારે તમને કહેવુ જોઇએ કે, તમે વિદ્વાન્ છો અને આચારાંગ સૂત્રના જ્ઞાતા છો, તે છતા તમે એ આચારના સ્વરૂપને ભૂલી જાઓ,

એ કેવા પ્રકારનો ન્યાય કહેવાય ? કદિ અવિદ્વાન અને અજ્ઞાત પુરૂષ કે જેના મનમાં ધર્મ યથાર્થ રીતે ન સમજવાથી ભૂલ કરે પરંતુ તમારા જેવા આચાર્ય સાધુ વધારે જાણ્યા છતાં આવી મોટી ભૂલ કરે, એ આશ્ચર્યની વાત છે.”

લીલાકુમારીનાં આ વચનો સાંભળી તે આચાર્ય વિજય દીનવાણીથી બોલ્યા—“ ભગવતિ, આપનાં વચનો યથાર્થ છે. મેં જાણ્યા છતાં મેં ભૂલ કરી છે તથાપિ મારે આપની સમક્ષ સાચું કહેવું જોઈએ. ભદ્ર દેવી, હાલ પંચમ કાળનો પ્રભાવ એવો વિપરીત પ્રવર્તે છે કે, શાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્વાન થયેલા મુનિઓ અને ગૃહસ્થો વિશેષતાથી વિરૂદ્ધ રીતે વર્તે છે. વિદ્વાન્ મુનિઓના કરતાં સામાન્ય જ્ઞાન ધરાવનારા સાધુઓ વધારે આચાર પાળનારા છે. ગૃહસ્થોમાં પણ જે વિદ્વાન અને ધર્મનું વિશેષ જ્ઞાન ધરાવનારા હોય, તેમના કરતાં નિરક્ષર ગૃહસ્થો સારા વર્ત્તનમાં રહેનારા જોવામાં આવે છે, તેનું કારણ શું છે ? તે હું અનુભવથી જાણી શક્યો છું. અમારા જેવા વિદ્વાન્ મુનિઓ કે જેઓને પૂરી યોગ્યતા પ્રાપ્ત થઇ નથી, તેમને અજ્ઞાની શ્રાવકો બહુ માન કરી ચડાવે છે, મોટા મોટા આડંબરથી તેમના સામૈયા કરે છે, અને મોટું માન આપે છે એટલુંજ નહીં પણ સાહસ કરીને તેમને પન્યાસ, ગણી અને આચાર્ય વગેરે મોટી મોટી પદવીઓ અપાવે છે અને જાણે સર્વ દેશોની જૈન પ્રજાના અને સર્વ મુનિમંડળના મુગટ રહિત રાજા થયા હોય તેવું આધિપત્ય આપે છે તે અલ્પમતિ શ્રાવકો વિચાર કરતા નથી કે, મુનિઓની પદવીઓ કેવી જોખમ ભરેલી છે ? જેમાં વય, સ્વભાવ વિદ્યા, ક્ષમા, તપ અને આચારની મુખ્યતા જોવામા આવે છે, અને સંઘના ધર્મકાર્યો અને મુનિઓને નિયમમા રાખવાને દીર્ઘ અને વિશાળ એવા વિચારવાળા શાંત ગુણી મહાત્માઓની જેને માટે ચુંટણી કરવામાં આવે છે, તેવી પવિત્ર પ્રૌઢ પદવીઓનો વિચાર કર્યા વગર અમલોકોને એનાયત કરવામાં આવે, એથી અમારી આવી દશા થાય છે. યોગ્યતા વગર મોટી પદવીને પામેલા કુસ્વભાવી મુનિઓ

તત્કાળ બ્હેકી જાય છે, અને ગર્વના પર્વત ઉપર ચડી આ વિશ્વ પોતાને વશ થયેલું માને છે. મહાદેવી, એવા કેટલાએક કારણથી અમે આચાર ભ્રષ્ટ થઇએ છીએ, માટે આપ જેવા દયાળુ દેવી દયા લાવી ભારતવર્ષમા પ્રવાસ કરો અને સર્વ મુનિઓને તેમના આચારનો ઉપદેશ કરો. વિશ્વજનની, હું આ ચારાંગસૂત્રને જાણું છું, તોપણ તમારા મુખથી તે સાંભળવાની ઇચ્છા રાખું છું. માટે કૃપા કરી અમોને તે પવિત્ર વાણી સંભળાવો."

મુનિ સ્વાર્થવિજયના આ વાકયો સાંભળી દીક્ષાકુમારી હૃદયમાં પ્રસન્ન થયા, કારણકે તે મુનિની વાણી તેમને યથાર્થ લાગી, તેથી તેમની મનોવૃત્તિમા પ્રસન્નતાનો પ્રકાશ થઇ આવ્યો. તેઓ મધુર સ્વરથી બોલ્યા–"ભદ્ર મુનિરાજ, તમે કહેલા તમારા ભ્રષ્ટાચાર થવાના કારણો યથાર્થ છે. માત્ર એટલોજ ખેદ થાય છે કે, તમે, આટલું બધું સમજો છો, તે છતા વિપરીત માર્ગે ચાલ્યા છો. બાકી બીજી રીતે તમારી બુદ્ધિ અને અનુભવને હું પ્રશસનીય ગણું છું મુનિરાજ, હવે આચારાગ સૂત્રના લોકવિજય નામના અધ્યયનમાં તમારા આચારને માટે શું કહ્યું છે ? તે તમે જાણોછો, છતા પુન. મારા મુખથી સાંભળો. પ્રથમ તો માતા પિતા, વગેરે સંબધીઓને જીતી સંયમ પાળવો જોઇએ.એ સંબંધીઓ સર્વે સ્વાર્થી છે, માટે તેમનો સર્વથા સંગ ત્યજવો જોઇએ. મેં તે વિષે અદૃશ્ય વાણીમાં તમને સભળાવ્યું છે. છેવટે તે સૂત્રકાર લખે છે કે' દરેક જીવના સુખ દુઃખ જુદાં જુદા સહેવાના જાણીને તથા હજુ પોતાની વય કાયમ રહેલી છે, એમ સમજીને હે પંડિત આ અવસરને ઓળખ. જ્યાં લગી શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસન તથા સ્પર્શેન્દ્રિયની વિજ્ઞાનશક્તિ મંદ નથી પડી, તે દરમીયાન તું તારો આત્માર્થ સિદ્ધ કરી લે."

મુનિઓ, આ સૂત્રવાણીનો ઉપદેશ કેવો ઉત્તમ છે ? તને તમારી મનોવૃત્તિમાં તેનુ મનન કરજો. મારે તમને કહેવું જોઇએ કે જયાંસુધી તમે તરૂણ છો, નીરોગી છો અને પરિષહો સહન કરવાને સમર્થ છો, ત્યાં સુધી તમારે તમારા શરીરની સેવા કરાવવી નહીં,

અંગે તૈલમર્દન કરાવવા નહીં, અને પગચંપી કરાવવી નહીં. કદિ પણ અરતિ કરવાનો સ્વભાવ રાખવો નહીં. આચારાંગમાં અરતિને ટાળી સંયમ પાળવાને માટે શું કહ્યું છે ? તેનો વિચાર કરજો તે સૂત્રવાણીમાં લખ્યું છે કે, " બુદ્ધિમાન પુરૂષે સંયમમાં થતી અરતિને દૂર કરવી, એમ કર્યાથી ઘણુ અલ્પકાળે મુક્ત થવાય છે. જે અજ્ઞાની અને મૂઢ જીવો છે, તેમની ઉપર જ્યારે પરીષહ કે ઉપસર્ગો આવી પડે છે, ત્યારે તેઓ આજ્ઞાથી બાહેર થઇ સંયમથી ભ્રષ્ટ થતાં રહે છે. કેટલાએક તો ' અમે અપરિગ્રહીજ છીએ ' એમ બોલી દીક્ષિત થયા છતાં પણ આજ્ઞાથી બાહેર થઇ મુનિના વેષને લજવતાં કામને સેવતા રહે છે તેમજ મેલવાના ઉપાયોમા મચ્યા રહી વારંવાર મોહમાં ખુચ્યા રહે છે. તેઓ મુનિ કહેવાતા નથી તેમ ગૃહસ્થ કહેવાતા નથી. જેઓ સયમને સદા પાળી નિર્લોભ થઇ લોભને ધિક્કારી કહી કામભોગને ઇચ્છતા નથી, અથવા જેઓ મૂળથીજ લોભને નિર્મૂળ કરી સારા સ્વરૂપને ( દીક્ષાને ) પ્રાપ્ત કરે છે, તેઓ કર્મ રહિત બની સર્વજ્ઞ અને સર્વદર્શી થાય છે, અને ખરેખરા અનગાર કહેવાય છે. ખરેખરા અનગારોએ અગીયાર બળ મેળવવાની ઇચ્છા કરવી ન જોઇએ. તે અગીયાર બળો આ પ્રમાણે છે—આત્મબળ, જાતિબળ, સ્વજનબળ, મિત્રબળ, પ્રેત્યબળ. (ભવાંતરમાં જવાનું બળ ) દેવબળ, રાજબળ, ચોરબળ, અતિથિબળ, કૃપણબળ, અને શ્રવણબળ—આ બળો મેળવવાને ઉદ્યક્ત થનારા મુનિઓ અનેક જાતના આરંભો કરી ચારિત્રથી ભ્રષ્ટ બની જાય છે. મુનિ સ્વાર્થવિજય, તમારા કેટલાએક એ બળથી બ્હેકી જાય છે. શરીરે મજબૂત એવા મુનિ આત્મબળ માની બીજાઓને દબાવે છે. ' હું ધનવાન્ અને કુળવાનના કુળમાંથી દીક્ષા લઇ આવ્યો છું. ' એમ જાતિબળથી ગર્વ ધરનાર મુનિ મદાવસ્થાને પ્રાપ્ત થાય છે. કોઇ સ્વજન બળથી બોલે છે કે, " મારા સ્વજનો—સગાંવ્હાલાઓ ઘણાં ધનાઢ્ય અને મોટાં છે, તેથી મારા જેવો કોઇ નથી. " કોઇ સાધુ થયા પછી પણ મિત્રબળનું અભિમાન રાખે છે. " અમુક ગૃહસ્થો

અને અમુક મુનિઓ મારા મિત્રો છે, તેથી મારી સામે કોણ થનાર છે ?" આવું ધારી ઉચ્છૃંખલ બની જાય છે, કોઇ કર્મની શકિતને જાણ્યા વગર પ્રેત્યબળથી બોલે છે કે, "મને ખાત્રી છે કે, હું ભવાંતરે સારી ગતિમા જવાનો છું." આથી તે મનમાં વૃથા મદ રાખે છે. કોઇ મંત્રતંત્રના પ્રયોગમાં પડી પોતાને દેવતાનું બળ છે, એવું માની બીજાઓને આક્રાંત કરે છે. "મારે અમુક રાજા તાબે છે, મેં અમુક રાજાને ઉપદેશ આપી વશ કર્યો છે," આવું રાજબળ ધારણ કરી કોઇ મુનિ ગર્વના ગજેન્દ્ર ઉપર આરૂઢ થાય છે. તેવીજ રીતે હલકી વૃત્તિવાળા કોઇ મુનિઓ લુચ્ચા અને ચોર લોકોની મદદ મેળવી બીજાઓને ભય આપે છે. કેટલાએક અતિથિ તથા ભિક્ષુકોનું બળ ધારણ કરી અનાચાર પ્રવર્તાવે છે, અને કેટલાએક "અમુક આચાર્ય મારા પક્ષમાં છે, અમુક પન્યાસ મારે વશીભૂત છે અને અમુક વિજય તથા અમુક સાગરજી હું કહું તેમ કરે છે, આવું શ્રમણબળ પ્રાપ્ત કરી કેટલાએક સાધુઓને સ઼ઘેડા બહાર અને નિરપરાધી શ્રાવકોને સંઘની બહાર મૂકવાને ઉભા થાય છે.

હે સ્વાર્થ વિજય મુનિ, આ પ્રમાણે વર્તનારા મુનિઓ સાંપ્રતકાળે ઘણા થયા છે. તેઓ ચારિત્રને દૂષિત કરી પોતાના આત્માને અધઃપાતના અધિકારી બનાવે છે. તમારે એ વિપરીત માર્ગથી સર્વદા દૂર રહેવું, એ મારો ઉપદેશ છે.

મુનિઓ, આ પ્રસંગે મારે જણાવવું જોઇએ કે, આચારાંગ સૂત્રના બીજા લોકવિજય અધ્યયનમા જે જે વાત દર્શાવી છે, તે તમારે વારંવાર પઠન પાઠન કરી સ્મરણમાં રાખવા જેવી છે. તેમાં માનને દૂર કરી ભોગમાં રકત ન થવાને માટે જે સૂત્રવાણીમાં દર્શાવ્યું છે, તે ખરેખર બોધનીય છે. તમારે સમજવું જોઇએ કે, "આ જીવ ઘણીવાર ઉચ્ચ ગોત્રમા અને ઘણીવાર નીચ ગોત્રમાં ઉપજેલો છે. તેથી કોઇપણ જાતનો ગર્વ કરવો નહીં તેમજ માનને ધારણ કરવું નહીં. બુદ્ધિમાન્ પુરૂષે હર્ષ કે શોક ન કરવો બધા જીવોને સુખ પ્રિય છે, એમ જાણી સમિતિવંત થઇ વિચરવું. જીવને જે અંધતા, બધિરતા,

મુંગાપણું, હુંઠાપણું, કુબડાપણું વાંકાપણું, કાળાપણું તથા કાબરાપણું વિગેરે થાય છે, તે તેના પ્રમાદથીજ થાય છે એટલુજ નહીં, પ્રમાદને લઈને જીવ અનેક યોનિઓમાં જન્મ ધરે છે અને ભયંકર દુઃખો વેઠે છે. અજ્ઞાની જીવ રોગથી ગ્રસ્ત તથા અપયશવાળો થઇ જન્મ મરણમાં ફસાતો રહે છે. તેવા બાળ જીવો રંગ બેરંગી વસ્ત્ર, મણિ, આભરણ, સુવર્ણ અને સ્ત્રીઓને પામી તેમાંજ આસકત રહે છે એ મૂઢ જીવો એટલા બધા બ્હેકી જાય છે કે, તેઓ વારંવાર બકે છે કે, " આ જગત્‌માં યમ કે નિયમ કશા કામના નથી. " પણ જેઓ આચારવંત છે, તેઓ તેવી રીતે જીવવા ચહાતા નથી. તેઓ તો જન્મ મરણ થતાં જાણી સંયમ પાળવામાંજ ઉજમાળ રહે છે. "

વળી વીરભગવંત કહે છે કે, " એમ અજ્ઞાન પ્રાણીઓ બીજાઓને માટે ક્રૂર કર્મ કરતાં તેના દુ.ખ જાતે ભોગવે છે જેઓ સંયમ લઇ પાછા સંયમમાં નથી રહી શકતા,તે અજાણ જીવો અસત્ય ઉપદેશ પામીને અસંયમમાં રહે છે, પણ જેઓ તત્ત્વવેત્તા છે, તેઓને કાંઇ કહેવું પડતું નથી. તેઓ સમજુ હોવાથી પોતે સીધે માર્ગે ચાલ્યા જાય છે પણ જે બાળ જીવ હોય છે,તે વિષયમાં આસકત બની તેમને સેવન કરતો દુઃખ વધારીને દુંખોનાજ ચક્રમાં રખડે છે. "

હે મુનિઓ, જો તમે ચારિત્રના પરીષહોને સહન કરી શકો અને સુખની ઇચ્છા રાખી ભોગ ભોગવવા તત્પર બનો તો પણ પરંપરાએ રોગના ભોગ થઇ પડશો. પરંપરાએ એટલે કામભોગથી કર્મબંધ, કર્મબંધથી મરણ, મરણથી નરક, નરકથી ગર્ભ અને ગર્ભથી રોગ થાય છે. આ ભવમાં પણ જો પૂર્વના કર્મ ઉદય આવે તો રોગો ઉત્પન્ન થાય છે. જે જીવો ધનની બહુ ઇચ્છા કરે છે,તેમને કદાચ ધન મળે તો અંતે તે ધન ભાયાતો વ્હેંચે છે, યા ચોર ચોરી જાય છે, યા રાજાઓ લુંટી લે છે, યાને વ્યાપારમાં નાશ થઇ જાય છે અથવા અગ્નિથી બળી જાય છે. હે મુનિઓ, તમારે વિષયની આશા અને લાલચથી દૂર રહેવું. જો તમે એ આશારૂપ શલ્ય હૃદયમાં ધરશો તો તમે પોતાને હાથે દુઃખી થશો. વળી સ્ત્રીઓથી તો સર્વદા દૂર રહેવું.

તે સ્ત્રીઓને જે સુખનુ સ્થાન માને છે,તે પૂર્ણ અજ્ઞાની છે. ખરૂં જોતાં તો તે સ્ત્રીઓ દુઃખ, મોહ, મરણ, નરક અને તિર્યંચગતિની હેતુભૂત છે. શ્રી વીર પ્રભુએ મજબુતાઈથી કહ્યુ છે કે, સ્ત્રીનો વિશ્વાસ મુનિએ નહીં કરવો; માટે કુશલ પુરૂષોએ અપ્રમાદથી મોક્ષ અને પ્રમાદથી થતાં મરણને વિચારી તથા શરીરને ક્ષણભંગુર જાણી તે પ્રમાદ દૂર કરવો. વળી વિષયભોગથી કાંઇ તૃપ્તિ થતી નથી, માટે એ કશા કામના નથી. હે મુનિ, એ કામભોગેચ્છા મહા ભયંકર છે, એમ વિચારજે."

હે મુનિઓ, તમારા માહેલા કોઇ કહેશે કે, અમારે ગૃહસ્થોને ઘેર ભિક્ષા લેવા જવું પડે તેમાં સ્ત્રીઓનો સહવાસ રાખવો પડે છે, તો તે તદ્દન ખોટું છે. તેને માટે સૂત્રકાર લખે છે કે, " તમારે ભિક્ષા પ્રસંગે જતાં કોઇ નહીં આપે તો તેના તરફ કોપ નહીં કરવો, થોડું મળ્યાથી તેની નિંદા નહીં કરવી.તેણે ના પાડયાથી ઝટ પાછા વળવું. હે મુનિ,આવું મુનિત્વ પાળવાથી ગૃહસ્થ વર્ગમાં સ્ત્રીઓનો સહવાસ થતો નથી હે મુનિઓ, તમારે વાસ્તે અહાર લેવાને માટે મહાન્ સૂત્રકારે એવા એવા ઉત્તમ નિયમો બાંધ્યા છે કે, જો તમે એ નિયમ પ્રમાણે વર્ત્તો તો તમો તમારા ચારિત્રને નિરાબાધપણે પાળી શકો. સૂત્રકાર લખે છે કે, "સંયમમાં ઉજમાળ, આર્ય, પવિત્ર, બુદ્ધિમાન્, ન્યાયદર્શી અને તત્ત્વવેત્તા એવા અનગારે કદિપણ દૂષિત આહાર લેવો નહીં. લોકો પોતાના પરિવારને માટે અનેક જાતના આરંભ કરીને આહાર બનાવી રાખે છે, એ વાત તમારે ધ્યાનમા રાખવી જોઇએ. તમારે જાતે એવા આરંભવાળા દૂષિત આહારને લેવો નહીં, તેમ લેવરાવવો નહીં અને લેનારને પ્રશંસવા નહીં. "

હે સ્વાર્થવિજય મુનિ, તમે આચારાંગ સૂત્રમાં વાચ્યું હશે કે, મુનિએ નવ બાબત જાણવાની છે અને તે નવ બાબત જાણી મમતાને દૂર કરનારો અનગાર યથાકાળ આહાર પાણી, નિઃસ્પૃહ રહી રાગ દ્વેષ છેદીને મોક્ષ માર્ગમાં ચાલ્યો જાય છે.

મુનિ સ્વાર્થવિજયે વિચાર કરીને કહ્યું, " મહેશ્વરી, એ નવ બાબત મારા વાંચવામાં આવી હશે,પણ પ્રમાદને લીધે હું ભૂલી ગયો તો કૃપા કરી મને સમજાવો. "

લીલાકુમારી આશ્ચર્ય પામીને બોલ્યા—અરે મુનિ, મને અફ્સોસ થાય છે કે, પોતાના ધર્મના રહસ્યને દર્શાવનાર આચારાંગ જેવા સૂત્રને વાંચ્યા છતાં પછી તેને વિસ્મરણ કરી દેવું, એ મોટી દિલગીરીની વાત છે. આમ થવાનું કારણ એ છે કે, આજકાલ વિદ્વાન્ થયેલા ઘણા મુનિઓ ચંદનના ભારને વહન કરનારા ખરની જેમ માત્ર જ્ઞાનના ભારને વહન કરનારાજ છે. તેઓ ભણ્યા પછી માનના મદમા આવી પ્રમાદના મહાન ગર્ત્તમાં પડી જાય છે અને તે તરફ ઉપેક્ષા કરી જાણે પોતે તરી ગયા હોય, અથવા કેવળ જ્ઞાની બની ગયા હોય, તેમ વર્તી અનુક્રમે અનાચારમાં ઉતરતા જાય છે. તમારે માટે પણ તેમજ બન્યુ છે પરંતુ હવે 'જાગ્યા ત્યાંથી સવાર' એ ન્યાયે પુનઃ આચારાંગસૂત્રને મનન પૂર્વક વાચવા તત્પર બનજો.

હે મુનિ, મુનિએ જે નવ બાબતો જાણવી જોઇએ તે સાંભળો કાળ, બળ, માત્રા. ખેદ, ક્ષણ, વિનય, સ્વસમય, પરસમય અને ભાવ. આ નવ બાબતો મુનિએ અવશ્ય જાણવી જોઇએ અને તે જાણ્યા પછી મુનિ પોતાના જીવનને સારી રીતે સુધારી શકે છે. મુનિએ કાળ એટલે અવસર તે જાણવો જોઇએ. 'આ અવસરને જાણનારા મુનિઓ થેડા છે, તેથી લોકોમાં તે અપ્રિય બનતા જાય છે. અને તેથી ધર્મની અનેક સંસ્થાઓ જુદા જુદા વિચારની બંધાય છે.

મુનિએ બળ જાણવુ જોઇએ. પોતાનામા કેટલી શકિત છે, તેનો વિચાર કરવો જોઇએ. ઘણા મુનિઓ શકિત ઉપરાંતના કાર્યો કરવા પ્રવર્ત્તે છે, તો તેથી તેઓને પાછળથી પશ્ચાતાપ કરવો પડે છે મુનિએ ત્રીજી બાબત માત્રા એટલે વિભાગ જાણવાની છે વિભાગની અંદર દેશ આવી શકે છે, એટલે 'આ વિભાગે આવું વર્તન યોગ્ય છે.' એવો વિચાર કરવો જોઇએ વિભાગના જ્ઞાન વગરનો મુનિ સારી રીતે પરાભવ પામે છે મુનિએ ચોથી બાબત ખેદને જાણવાની છે. ખેદનો અર્થ અહિં અભ્યાસ થાય છે. એટલે મુનિએ અભ્યાસ પાડવ ની ટેવ રાખવી જોઇએ. અભ્યાસને લઇને મુનિ કસાય છે, એટલે પછી તે જ્ઞાનની મહેનત કરવામાં અને

પરીષહોને સહન કરવામાં એકકો થાય છે. હે સ્વાર્થવિજય મુનિ, આજકાલના મુનિઓ અભ્યાસનો ત્યાગ કરી સુંવાળા બની ગયા છે. શ્રાવકોની સેવાથી તેઓ અમીરાઈમાં આવી ગયા છે. એક આધુનિક કવિ સંસ્કૃતમાં નીચે પ્રમાણે લખે છે.

"आहारेण विहारेण जोगोपजोगवेशतः ।
लाल्यते श्रावकैर्नित्यं मुनी राजकुमारवत्" ॥ १ ॥

"શ્રાવકો આહાર, વિહાર, ભોગ, ઉપભોગ અને વેશથી રાજકુમારની જેમ મુનિનું લાલન કરે છે.–તેને લાડ લડાવે છે." ૧

આ કાવ્ય પ્રમાણે જ્યારે યુવાન મુનિઓ રાજકુમારના જેવા વૈભવો ભોગવે છે, તો પછી તેઓ અભ્યાસ અને પરીષહોના ખેદને શી રીતે સહન કરી શકે? તેથી મુનિઓએ સર્વદા ખેદને જાણવો જોઇએ. હે મુનિ, અનગારે ક્ષણ એટલે સમયને જાણવો જોઇએ કોઇ પણ રીતે પોતાનો સમય વૃથા ન ગુમાવાય, તેને માટે સાવધાન રહેવું જોઇએ. પ્રતિક્રમણ. પ્રતિલેખના, આહાર, પાન, શયન અને જાગરણ વગેરેના સમયને બરાબર જાણી તે પ્રમાણે વર્તવું જોઈએ.

હે મુનિઓ, આજકાલ તો ઘણા મુનિઓ તેમાં ખાસ કરીને પદવીધારી મુનિઓ પોતાનો અમૂલ્ય સમય પ્રમાદમાંજ પસાર કરે છે. સંઘની ચોવટો, લોકોની પંચાતો, બીજા સંઘેડાના સાધુઓની ચર્ચાઓ, નિંદાઓ, પોતાની પ્રશંસાઓ અને નકામી વાર્ત્તાઓમાંજ તેમનો સમય જાય છે. સાયંકાળે મળવા આવેલા પોતાના રાગી શ્રાવકોની સાથે જો વાર્ત્તાવિનોદ ચાલતો હોય તો તેઓ પ્રતિક્રમણની ક્રિયા કરવા તરફ ધ્યાન પણ આપતા નથી. છેવટે નછૂટકે પ્રતિક્રમણ કરવા ઉઠે છે, પણ તે આવશ્યક ક્રિયાને વેઠની જેમ અલ્પસમયમાં પૂરી કરી દે છે. આવા મુનિઓને માટે મને ભારે ખેદ થાય છે તેથી દરેક મુનિએ ક્ષણના જ્ઞાતા થવુ જોઇએ.

હે મુનિઓ, તે પછી છઠ્ઠી બાબત વિનયની છે. મુનિએ સર્વદા વિનયના જાણ થવું જોઇએ. વિનયથી વિભૂષિત એવો મુનિ પોતાના

ધર્મમાં ઉત્તમ ગણાય છે કારણ કે, આર્હત ધર્મ વિનયમૂલ કહેવાય છે, આજકાલ તમારા લોકોએ વિનયને તો દેશવટો દીધો છે. યુવાન મુનિ જરા ભણ્યો ગણ્યો એટલે તત્કાળ ગુરૂની સામે થાય છે. તેમાં જો કોઇ જાતની પદવી મળી તો પછી તેનામાં વિનયનો અંશ પણ રહેતો નથી. મે મારા પ્રથમ પ્રવાસમાં પણ વિનયને કોઈ કોઇ ઠેકાણે જોયો હતો તો આ બીજા પ્રવાસમાં હું વિનય જોઇ શકીશ કે નહી? એ મને મોટી શંકા છે હે મુનિઓ, તમારે તમારા કર્ત્તવ્યમાં વિનયને પ્રથમપદે રાખવો જોઈએ. તેમાં જ્ઞાનાદિકનો વિનય મુખ્ય રીતે રાખવો જોઇએ

હે મુનિ, તે પછી સાતમી બાબત સ્વસમય જાણવાની છે. જૈન મુનિએ પ્રથમ પોતાના મતનો સિદ્ધાંત યથાર્થ જાણવો જોઇએ. પોતાના સિદ્ધાંતમા તત્ત્વો શું છે? અને ક્રિયા અને આચારને માટે શું કહેલું છે? તે રહસ્ય સાથે જાણવું જોઇએ. સાંપ્રતકાળે મને લાગે છે કે, પોતાના સિદ્ધાતને જાણનારા મુનિઓ ઘણાજ થોડા હશે. કદિ કેટલાક જાણનારા હશે તો તેઓ તમારી જેમ તે પ્રમાણે વર્તનારા નહીં હોય. માત્ર શુક પાઠની જેમ વાચી જનારા નીકળશે. સિદ્ધાંતના રહસ્યને મનન કરી જાણી તે પ્રમાણે વર્ત્તનારા વિરલા હશે.

હે મુનિ, તે પછી આઠમી બાબત પરસમય જાણવાની છે. પરમતમાં તત્ત્વો વિષે શું કહેલું છે, અને તેમના આચાર અને ક્રિયા કેવા છે? તે મુનિએ સારી રીતે જાણવુ જોઇએ. જયારે પરસિદ્ધાતનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે સ્વમત અને પરમતમા શું તારતમ્ય છે, તે સમજી શકાય છે તેથી કરીને પોતાના મત ઉપર વિશેષ શ્રદ્ધા પ્રગટ થાય છે, અને મિથ્યાત્વનું સ્વરૂપ જાણી શકાય છે. આજકાલ પોતાના મતનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યા વગર કેટલાએક પરમતનું જ્ઞાન ધરાવા જાય છે, તે પણ માત્ર વાદ અને નિંદા કરવાની ઇચ્છાથી પ્રવર્તે છે, પણ સારગ્રાહી બુદ્ધિથી પ્રવર્ત્તતા નથી. કેટલાએક તો પોતાના સિદ્ધાંતનુ જ્ઞાન અપૂર્ણ હોય તેનો વિચાર કર્યા વ-

ગર પરમતનું ખંડન કરવાને પ્રવર્ત્તે છે, તેઓ પરિણામે મહાન્ પરાભવને પામે છે.

હે મુનિ, પછી નવમી બાબત ભાવ જાણવાની છે. ભાવ એટલે બીજાના ચિત્તનો અભિપ્રાય સમજવો. મુનિએ સાવધાનીથી બીજાના ચિત્તનો અભિપ્રાય જાણવો જોઇએ. વર્ત્તમાનકાળે કેટલાએક સાહસિક સાધુઓ બીજાના શું અભિપ્રાયો છે? તે જાણવાની દરકાર રાખતા નથી. સંઘનો પોતાની તરફ કેવો ભાવ છે અથવા અમુક માણસોએ પોતાને માટે કેવો અભિપ્રાય બાંધેલો છે? તેમજ તેઓની તેને માટે કેવી લાગણી છે? તેનો કાંઇ પણ વિચાર કરતા નથી. કોઇ કોઈવાર તો સંઘનો ભાવ જાણ્યા વિના મુનિઓ હઠ પકડીને બેસે છે, અને અનેક જાતના ફંદ કરી શ્રાવકોને સતાવે છે. કોઈ કોઇ ઉન્મત્ત મુનિ તો જાણે રાજા હોય, જાણે પોતે પોલીસનો અમલદાર હોય, તેમ જબરૂં તોફાન મચાવી બીચારા રાગાંધ શ્રાવકોને હેરાન કરે છે. મુનિઓ, તમારી આ પ્રવૃત્તિ શાસનની નિંદા કરાવનારી અને મુનિપણાના ગૌરવને ઘટાડનારી છે, તેથી દરેક મુનિએ ભાવના જ્ઞાતા થવું જોઇએ હે મુનિ સ્વાર્થવિજય તમારે અને બીજા મુનિઓએ આ નવ બાબતો અવશ્ય જાણવી અને તે જાણવાથીજ તમારૂં ચારિત્ર અદૂષિત રહેશે.

હે મુનિ, પરિગ્રહને માટે મમતા ન રાખવી, એ તો તમારે સર્વદા બુદ્ધિમાં રાખવાનું છે. મને તે વિષે વિસ્તારથી કહેવાનો હાલ સમય નથી, તેને માટે તો આચારાંગ સૂત્રકાર નીચેના વાક્યો લખે છે, તે તમારે યાદ રાખવા.

"આહાર મળ્યો હોય, તેને સંઘરી રાખવો નહીં અને બીજા પરિગ્રહથી દૂર રહેવું. વળી ધર્મોપકરણને પણ પરિગ્રહરૂપે નહીં દેખતા ધર્મોપકરણ રૂપે દેખી તેમના પર મમતા નહીં ધરવી"

આ વાક્યોથીજ તમારે સમજી લેવાનું છે, કે વસ્ત્રો, પાત્રાઓ, પુસ્તકો કે જે ધર્મના ઉપકરણો છે, તે ઉપર પણ મમતા ન રાખવી તો બીજાની શી વાત કરવી? સાંપ્રતકાળે તેમાં ઘણોજ વિપરીત ભાવ

જોવામા આવે છે. મુનિઓ ધર્મના ઉપકરણો પણ એટલા બધા વધારે છે, અને તે ઉપર એટલી બધી મમતા કરે છે કે, તેને માટે પરસ્પર ઝઘડા ઉભા થાય છે. આવા કુવર્તનથી તમારે દૂર રહેવું જોઇએ.

હે મુનિઓ, કેટલાએક અનગારો સંસાર અને તેના વિષયોપભોગ છોડી ચારિત્ર ધર્મમાં આવ્યા પછી પુનઃ તેની ઈચ્છા કરે છે, તેઓ પોતાના ચારિત્રને સર્વથા દુષિત કરે છે. વીરશાસનને વગોવે છે અને પોતે ગૃહસ્થપણામાંથી અને મુનિપણામાંથી બંનેથી ભ્રષ્ટ થાય છે. વિષય ભોગ છોડ્યા પછી પુન. તેની ઈચ્છા કરવી, એ ઘણીજ નઠારી પ્રવૃત્તિ છે, તેને માટે આચારાંગ સૂત્રમાં નીચે પ્રમાણે મહા વાક્યો લખેલા છે. તેમને સર્વદા હૃદયસ્થ કરજો.

"બુદ્ધિમાન્ પુરૂષે બાળકો જેમ મુખમાંથી વહેતી લાળને પાછા ચૂસીલેછે, તેમ લાળ ચૂસનાર નહીં થવું. અર્થાત્ છાડેલા ભોગોની પુનરભિલાષા ન કરવી."

હે મુનિઓ, તમારે તમારા સંયમને અર્થે લોકને અનુસરવું, પણ તે છતા તેની મમતા ન કરવી. દેશ અને કાળને અનુસરી લોકો કોઇ પણ જાતની ધર્મ પ્રવૃત્તિ કરતા હોય તો તેમા તમારે આડા આવવું નહીં કેટલાએક અબુદ્ધ મુનિઓ પોતાને અનુકુળ એવી પ્રવૃત્તિ જોવામા ન આવે તો તેની વિરૂદ્ધ પડે છે, અને તેમાં મોટા મોટા કલહો ઉભા કરે છે.

ધર્મનો ઉદય દેશકાળને અનુસરીને થાય છે. એવો કાળ હોય કે, જેમા બીજાઓનો જે માર્ગથી ધર્મનો ઉદય થયો હોય અથવા જનસમુદાય જે પદ્ધતીને વિશેષપણે અનુસરનો હોય, તે રીતિથી ધર્મને પ્રસાર કરવાની યોજના કરવી જોઇએ. કોઇ કાળ એવો હોય કે, જેમા તપસ્યાથી ધર્મનો ઉદય હોય, કોઇ એવો કાળ હોય કે જેમા કેવળ જ્ઞાન–વિદ્યાથીજ ધર્મ અને સંસારનો ઉદય થઇ શકે તેમ હોય, કોઇ કાળ એવો હોય કે જેમા ક્રિયા માર્ગથી ધર્મની ઉન્નતિ

થતી હોય, કોઈ કાળ એવો હોય કે જેમાં દાનથી ધર્મની પ્રભાવના વધતી હોય, કોઈ કાળ એવો હોય કે જેમાં યોગ–સમાધિથી લોકોમાં ધર્મ ફેલાવો પામતો હોય, કોઈ કાળ એવો હોય કે જેમાં ભક્તિથી ધર્મઉદય ગિરિપર આવતો હોય, અને કોઈ કાળ એવો હોય કે, જેમાં ઉત્તમ પ્રકારની સંસ્થાઓ બાંધવાથી ધર્મની વૃદ્ધિ થતી હોય તે કાળને અનુસરીને વર્તવું જોઈએ, તેની સાથે દેશનું પણ સમજવાનું છે જે જે દેશમાં જે માર્ગ તરફ લોક રૂચિ હોય તે તે માર્ગે ધર્મનો પ્રસાર કરવો જોઇએ.

સાંપ્રતકાળે અલ્પ વિચારી મુનિઓ એ વાત ધ્યાનમાં લેતા નથી. તેઓ તેવી દશકાલાનુંસાર પ્રવૃત્તિની સામે થાય છે, અને તેમાં અનેક જાતના અંતરાયો ઉભા કરે છે, આથી તેઓ ધર્મને અંતરાય કરનારા કર્મો બાધે છે અને લોકનિંદા વ્હોરીને મહાન પરાભવને પામે છે. કેટલાએક સ્વાર્થી મુનિઓ, એવા હોય છે કે, તેઓ પોતાના માનનો ગૌરવનો નાશ થવાનો ભય ધારણ કરે છે અને તેથી તેઓ તેવા ધાર્મિક કાર્યોમા અનેક જાતના વિઘ્નો નાંખે છે. વળી કેટલીએક સંસ્થાઓને તોડવા તેઓ એવા એવા પ્રયત્નો કરે છે કે, જેમાં તેઓ અનંત કર્મોને બાધે છે અને કેટલાએક રાગી જીવોને બંધાવે છે. આ તેમની પ્રવૃત્તિને માટે મને તેમની તરફ ભારે તિરસ્કાર આવે છે. કેટલાએક પદવીધારી મુનિઓ પદવીના ગર્વથી ઉચ્છૃખલ બની આર્હત ધર્મની વૃદ્ધિ કરવાને બદલે ઉલટી તેની હાનિ કરે છે. મુનિઓને કેવો ઉપદેશ આપવો જોઇએ ? તે વિષેની મર્યાદાને મુકી તેઓ પોતાના માનની વૃદ્ધિ થાય, તેવા સ્વાર્થી ઉપદેશો આપે છે, તેમાં પણ તેઓ એટલો બધો પક્ષપાત કરે છે કે, કોઇને કાંઇ ઉપદેશ આપે છે અને કોઇને કાંઇ ઉપદેશ આપે છે. તેમના ઉપદેશમાં એટલો બધો પક્ષપાત રહેલો હોય છે કે જેથી ઉત્તમ જીવો તો તેમનો ઉપદેશ સાંભળવાની ઇચ્છા કરતા નથી. કેટલાએક ઉત્તમ ગૃહસ્થો તો એવો નિશ્ચય કરી બેઠા છે કે, સ્વાર્થી મુનિઓ તો પક્ષપાત ભરેલો ઉપદેશ સાંભળવાના કરતાં તે ન સાંભળવો વધારે સારૂં છે, અથવા

તો જો ઉપદેશ સાંભળવાનો સમય સાર્થક કરવો હોય તો સામાયિક લઇ કોઇ સારા લેખકનાં પુસ્તકને વાંચવાનો સ્વાધ્યાય કરવો વધારે સારો છે.

હે મુનિઓ, આચારાંગ સૂત્રમાં મુનિએ કેવો નિઃસ્વાર્થી ઉપદેશ આપવો જોઇએ, તેને માટે નીચેના વાકયો લખે છે કે—

" મુનિએ જે રીતે રાજાને ઉપદેશ આપવો, તે રીતે રાકને પણ આપવો અને જે રીતે રાકને આપવો તે રીતેજ રાજાને પણ આપવો. અર્થાત નિઃસ્પૃહપણે બંને પર સરખો ભાવ રાખવો. પણ એવો કાઇ નિયમ નથી કે એક રૂપે ઉપદેશ આપવો; કિંતુ જેમ જેમ પ્રતિબોધ પામે તેને તેમ સમજાવવું. રાજાને ઉપદેશ આપતા તેના અભિપ્રાયને અનુસરીને ઉપદેશ આપવો, નહીં તો કદાચ તે કોપાયમાન થઇ હણવા પણ ઉઠે માટે ધર્મકથા કરવાની રીતિ જાણયા શિવાય ધર્મકથા કરવામાં પણ કલ્યાણ નથી. માટે મુનિએ ઉપદેશ આપતાં " શ્રોતા પુરૂષ કેવી તરેહનો છે તથા કયા દેવને નમે છે " ઇત્યાદિ બાબતો વિચારી ઉપદેશ આપવો."

એવી રીતથી ઉપદેશ આપીને સંસારમા ઉર્ધ્વ, અધો અને તિરશ્ચીન દિશાઓમા બંધાઇ રહેલા જીવોને જે પરાક્રમી પુરૂષો છોડાવે છે, તે વખણાયા છે તેવા પરાક્રમી પુરૂષો હમેશા જ્ઞાનક્રિયાથી વર્ત્તતા થકા હિંસાથી લીંપાતા નથી જે પુરૂષ કર્મને દૂર કરવામાં કુશળ હોય તથા બંધ અને મોક્ષનો તપાસનાર હોય તે ખરેખરો બુદ્ધિમાન્ જાણવો. ( આ વાત છદ્મસ્થને લાગુ પડે છે. )

મુનિઓ, આ સૂત્રના મહાવાકયોનુ સ્મરણ કરી તમારે તે પ્રમાણે વર્તવુ. જો તમે પરમાર્થદર્શી થાશો તો તમોને કોઇ જાતનો કર્મબંધ થશે નહીં તમારા કોઇ પણ વર્ત્તનમા સ્વાર્થનો એક અંશ પણ આવવો ન જોઇએ. જે મુનિઓ સ્વાર્થના મહાન્ પ્રવાસમા તણાયછે, તેઓ મુનિપણામાંથી સત્વર ભ્રષ્ટ થઇ જાય છે. તમારે તો સર્વથા પરમાર્થદર્શી થવુ. ગૃહસ્થ હોય પણ તે જો પરમાર્થદર્શી હોય તો

તે તમારાથી ચડીઆતા છે. તેઓ દ્રવ્યમુનિ ન હોય પણ ભાવમુનિ જેવા છે. પરમાર્થને માટે આચારાંગ સૂત્રકાર એક નીચેનું વાક્ય લખે છે.

"પરમાર્થદર્શી મુનિને કશું જોખમ નથી."

આ વાક્યનો ભાવાર્થ એવો છે કે, જો મુનિ પરમાર્થદર્શી હોય તો તેનું વર્તન બીજા અલ્પમતિઓને રૂચે નહીં તોપણ તેને કર્મ બંધ થતો નથી. તો કદિ પરમાર્થને ઉદ્દેશીને અપ્રિય વચનોથી ઉપદેશ આપે, તોપણ તે મુનિને કોઇ જાતની હાનિ થતી નથી. પરિણામે તે લોકવિજયી થાય છે

હે મુનિ સ્વાર્થવિજય, હવે હું મારો ઉપદેશ સમાપ્ત કરૂં છું. મારે હજુ ઘણે સ્થળે પ્રવાસ કરવાનો છે. છેવટે સંક્ષેપમાં કહું છું કે, તમે પુનઃ આચારાંગ સૂત્રને મનન કરી વાંચજો અને તમારા શિષ્યોને વંચાવજો અને સંભળાવજો. વર્ત્તમાનકાળે વિપરીત ભાવનું પ્રબળ છે. દેશ કાળને અનુસરી વર્તજો અને બીજાઓને વર્ત્તાવજો. જો તમારો મુનિવર્ગ આચાર ધર્મને માન આપી દેશ કાળને અનુસરી ચાલશે તો વીરશાસનનો સત્વર વિજય થશે. વીરશાસનના વિજયનો આધાર તમારા ઉપર છે. તેમ છતાં જો તમે વિપરીત રીતે વર્તશો તો તમે તમારા ગૌરવનો નાશ કરશો. હવે હું મારી વાણીને વિરામ આપું છું."

મહાશયા દીક્ષાકુમારીના આ વચનો સાંભળી મુનિ સ્વાર્થવિજય અને બીજા મુનિઓએ વિનયથી તે મહેશ્વરીને પ્રણામ કરી તેમનાં વચનો અંગીકાર કર્યા. મુનિ સ્વાર્થવિજય નમ્રતાથી બોલ્યા—"મહેશ્વરી, આપનાં ઉપદેશ વચનો અમે હૃદયમા ધારણ કર્યાં છે. યથાશક્તિ તે પ્રમાણે વર્ત્તવાને અમે પ્રયત્ન કરીશું. આપના ઉપદેશથી અમે અમારા સ્વરૂપને જાણી શક્યા છીએ. 'અમારો આચાર અને અમારૂં કર્ત્તવ્ય શું છે' એ અમારા હૃદયમાં સ્ફુરી આવ્યું છે, તથાપિ આપની સુધામય વાણી સાંભળવામાં અમોને તૃપ્તિ થતી નથી.

માટે કૃપા કરી એ વાણીનો પ્રવાહ ચલાવો અને અમારા હીન આત્માનો ઉદ્ધાર કરો. આપનું પવિત્ર દર્શન કરવાને અમોને જે ભાગ્યનો ઉદય થયો છે, તે ભાગ્યના ઉદયને જારી રાખો. અમે આપનો હૃદયથી ઉપકાર માનીએ છીએ અને નિર્જીવ મનુષ્યને જેમ જીવિતનું દાન આપવામાં આવે તેથી જેવો તેને આનંદ થાય, તેવો આનંદ અમોને પ્રાપ્ત થયો છે. કારણકે, આપે આચારરૂપ પ્રાણથી રહિત થયેલા અમારા ચારિત્ર જીવનને ઉપદેશરૂપી જીવિતનું દાન આપી તેને સજીવન કર્યું છે.”

મુનિ સ્વાર્થવિજય આ પ્રમાણે કહેતા હતા, તેવામાં તો મહેશ્વરી દીક્ષાકુમારી જેમ મેઘમંડળમાંથી વિદ્યુત્ પ્રકાશિત થઇ અંતર્હિત થઇ જાય તેમ તેજોમયી દીક્ષાકુમારી સર્વના જોતાં જોતાંમાં અંતર્હિત થઈ ગયાં. મુનિ સ્વાર્થવિજય અને બીજા મુનિઓ તેમના ઝબકારાથી ચકિત થઈ ચારે તરફ જોવા લાગ્યા. પણ પુનઃ તે દિવ્યમૂર્ત્તિ તેમની દૃષ્ટિગોચર થઇ નહીં.



# ચતુર્થ પ્રવાસ.



મધ્યાન્હ કાળનો સમય હતો, વિશ્વમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનું મિશ્ર રાજ્ય ચાલતું હતું, અતૃપ્ત અને લુબ્ધ જીવો પ્રવૃત્તિમાંજ પડયા હતા અને સતોષી અને સમયવેત્તા પુરૂષો પ્રવૃત્તિનો વિયોગ કરી નિવૃત્તિના માર્ગ તરફ વળ્યા હતા. આવે સમયે એક ઉપાશ્રયમાં મુનિઓ અને ગૃહસ્થોની મિશ્ર સભા મળતી હતી. મુનિઓમાં બે પુરૂષો પદવીધર હતા. તેઓમા એક પદવીધર મુનિ ઉત્તમ હતા, તેથી તેઓની વચ્ચે મતફેર થયો હતો. તે બંનેના પરિવાર જુદા જુદા હતા, પણ કોઈ કારણથી તેઓ એકત્ર થવામાટે એકઠા થયા હતા. ઉત્તમ અને અનુત્તમ સ્વભાવવાળી એવી તેમની એકતા થવી કષ્ટસાધ્ય હતી, પણ બીજાઓને હાનિ કરવા માટે તે ક-

ત્રિમ એકતાનો દેખાવ કરવામાં આવતો હતો. તેમાં સુલેહ કરનારા ભદ્રિક શ્રાવકોને ભારે પ્રયાસ પડતો હતો. "અમુક શેઠને બોલાવો; અમુક શેઠને આ વાત ગળે પાડો; અમુક મુનિરાજને સમજાવો, અમુક પન્યાસને પગે પડી આ વાતમાં પાડો, અમુક આચાર્યને ક્રોધથી શાંત કરી ઠંડા કરો અને અમુક વિજય તથા સાગરને જેમ તેમ ગળે ઉતારો."

આ પ્રમાણે કોલાહલ થતો હતો. તે કોલાહલથી ઉપાશ્રયની પવિત્ર ભૂમિ જાણે ભય પામતી હોય તેમ તેમના પ્રતિધ્વનિઓના મિષથી પોકાર કરતી હતી. એ પવિત્ર અને શાંતિના ધર્મકાર્યોની ભૂમિ અપવિત્ર અને અશાંતિના કાર્યોથી આકુળ વ્યાકુળ થઇ જતી હોય તેમ દેખાતી હતી. એક તરફ પરસ્પર ઈર્ષ્યા ધરનારા અને રાગદ્વેષથી હૃદયમાં દગ્ધ થયેલા મુનિઓ વીરાસન કરી બેઠા હતા. તેમના નેત્રોમાં દ્વેષની વિકરાળતા દેખાતી હતી. જે મુદ્રાઓ ઉપર સર્વદા શાંતિની છાયા અને ક્ષમાનો પ્રકાશ રહેવો જોઇએ, તે મુનિઓની મુખ મુદ્રાઓ ઉપર અશાંતિ અને અક્ષમાની છાયા પ્રસરી ગઇ હતી. તેમાં સર્વથી પદવીવાળા મુનિઓનો દેખાવ જુદીજ જાતનો હતો. જાણે તેઓએ દીક્ષા અને પદવીઓ પ્રાપ્ત કરી મહાન્ સામ્રાજ્ય મેળવ્યું હોય, તેમ તે દેખાતા હતા. તેઓ આખા વિશ્વને તૃણવત્ ગણતા હતા અને બધા વિશ્વ ઉપર પોતાનીજ સત્તા છે, એમ માનતા હતા. તે સાથે તેઓ એમ પણ સમજતા હતા કે, "અમે દીક્ષા અને પદવી લઇ બધા વિશ્વનો ઉપકાર કર્યો છે, અમારે કોઇની પણ પરવા નથી અને અમોને કોઈ પણ પૃછનાર નથી."

બીજી તરફ ગૃહસ્થ શ્રાવકોનો વિચિત્ર દેખાવ થઇ રહ્યા હતો. તેઓ પોતપોતાના મુનિ તરફ રાગ દ્રષ્ટિથી પક્ષપાત રાખવાને માટે સાવધાન થઇ બેઠા હતા. પોતાના માનેલા ગુરૂનો વિજય કરવો અને બીજાના માનેલા ગુરૂનો પરાભવ કરવો, આ તેમનો દ્રઢ નિશ્ચય તેમના દેખાવ ઉપરથી જણાઇ આવતો હતો. તેઓ રાગદ્વેષને પ્રધાન રાખી પોતાની દૃષ્ટિ ફેરવતા હતા." અમુક શેઠને મ્હાત કરવો છે,

અમુકની સંઘ ઉપરની સત્તા તોડી પાડવી છે, અમુકનું ગુરૂબળ બેસાડી દેવું છે, અમુકને પાછો પાડી વિલખો કરવો છે, અમુકની લુચ્ચાઈ અને છલ-કપટની માયા ખુલ્લી કરવી છે, અમુકનો લક્ષ્મીનો મદ ઉતારી દેવો છે, અમુકની ખોટી ધર્મશ્રદ્ધા ખુલ્લી કરવી છે, અને અમુકની જામેલી પ્રતિષ્ઠાને વીંખેરી નાંખવી છે.”

આ પ્રમાણે પ્રકાશ અને ગુપ્ત ઉભય રીતે ગૃહસ્થોનો કોલાહલ થતો હતો અને તે સર્વના કોલાહલથી ઉપાશ્રયમાં નાદાદ્વૈત થઈ રહ્યુ હતું.

આ સમયે દીક્ષાકુમારી અદૃશ્ય થઈ તે સ્થાનમા આવી ચડયાં. તેમણે ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો અને તેની અંદર થતો કોલાહલ સાંભળ્યો.

પ્રથમ તેમનાં હૃદયમાં આશ્ચર્ય થઈ આવ્યું અને કોઈ ભયંકર બાહુયુદ્ધ થશે એવી શંકા થવા લાગી. તેઓ ઉપાશ્રયની ભૂમિમાં પ્રવેશ કરી મુખ્ય ગૃહના દ્વારમાં અદૃશ્ય રૂપે પેઠા અને આકાશમાર્ગે રહી તે તમાશો જોવાં લાગ્યાં.



પ્રતિસ્પર્ધી મુનિઓ અને ગૃહસ્થોની વિચિત્ર ચેષ્ટા જોઈ તે મહાદેવીને આશ્ચર્ય થવા લાગ્યું.

મુનિઓ અને ગૃહસ્થોનો સમાજ એકઠો થયો તોપણ કેટલાએક મુખ્ય સાધુઓ અને શ્રાવકો તેમાં રીસાઈને આવ્યા ન હતા, તેમના આવવાની રાહ જોવામા આવતી હતી અને તેને માટે પરસ્પર વિધિ ચાલતી હતી. તેમાં અનેક જાતના વાંધાઓ ઉભા થતા હતા. અને અનેક જાતના પ્રશ્ન ઉઠતા હતા. મહાશયા દીક્ષાકુમારી આ બધું ઉપાશ્રયના ભુવનમાં આકાશમાર્ગે રહી વિલોકતાં હતાં.

સમાજનો મોટો ભાગ ભરાઈ રહ્યા પછી ગૃહસ્થ શ્રાવક ઉતાવળો આવ્યો અને તે સર્વ સમાજ તરફ અંજલિ જોડી ઉચ્ચે સ્વરે બોલ્યો—“આપ સર્વ મુનિ મહારાજો અને ગૃહસ્થોને અમારા પરમ પુજ્ય ગુરૂ મહારાજશ્રી જ્વલન આચાર્યજીએ અહીં આવવાને માટે કબુલ કર્યું છે, પરંતુ તેમા કેટલીક શરતો પાળવાની છે, તે આપ

સર્વ સમાજના મુનિ મહારાજો અને શેઠીઓએ કબુલ કરવી પડશે. જો એ શરતો કબુલ કરવામાં આવશે અને તેને માટે પ્રતિજ્ઞાઓ લેવામાં આવશે તો તે સૂરિવર આ સમાજમાં પધારશે."

તે ગૃહસ્થના આ વચન સાભળી એક વૃદ્ધ વયનો શેઠ બોલ્યો—"ભાઇ, આચાર્ય મહારાજ કેવી શરતો કરવા માગે છે? તે જણાવો." તે વખતે એક બીજો તરૂણ વયનો ગૃહસ્થ બોલી ઉઠયો. "ભાઇઓ, આ શું કહેછે? વળી આ મોટા વૃદ્ધ પન્યાસ મહારાજની પાસે આવવામા શરતો શેની હોય? આજ કાલના સાધુઓ આચાર્ય થઇ ગયા, એટલે જાણે વિશ્વમાં સર્વોપરિ બની ગયા. તે ગમે તેવા આચાર્ય થાય, તોપણ આપણાં પૂજ્ય મહારાજજીની પાસે લઘુ છે. તેમની દીક્ષા પન્યાસજીને હાથેજ થયેલી છે તેથી દીક્ષાપર્યાયે અને વયે નાના છે. તેમની અહીં મહારાજજી પાસે આવવામાં શી લઘુતા થવાનીછે? વળી તેમણે વિચારવું જોઇએ કે, આજે સર્વને એકઠા થઈને કેટલાંએક શુભ કામ કરવાના છે. એ કામ કાંઇ આપણાં વૃદ્ધ પન્યાસજી મહારાજનાં નથી પણ સંઘના આચાર્યજીએ આ બાબત વિચાર કરવો જોઇએ."

વચ્ચે એક ઉતાવળા સ્વભાવનો અને આચાર્યજીનો રાગી શેઠ બોલી ઉઠયો—"અરે ભાઇ, તમે વચમા શામાટે બોલો છો? સાધુઓની વાતમાં આપણે શ્રાવકો સમજીએ નહીં. મુનિઓનો વ્યવહાર જુદો હોય છે. તેમણે પોતાના પદ પ્રમાણે મર્યાદા રાખવી જોઈએ ગમે તેવા પણ તે આચાર્ય છે—સંઘના નાયક છે અને આચાર્ય લઘુ વયના હોય તોપણ, બાળ, તરૂણ અને વૃદ્ધ સર્વ મુનિઓ ઉપર તેમની સત્તા ચાલે છે સર્વ મુનિઓએ તેમને તાબે રહેવું જોઇએ. માટે તે સૂરિજી જે જે શરતો કરવા માગતા હોય, તે તે શરતો આ મહામુનિઓએ અને આપણે કબુલ કરવી જોઇએ."

ત્રીજા મધ્યસ્થ અને શાંત પ્રકૃતિવાળા શેઠે કહ્યું, "શેઠીઆઓ, શામાટે તમે આકળા થઇ બોલો છો? તેઓ કેવી રીતે શરતો કરવા

માંગે છે ? તે આપણે જાણવી જોઇએ, તેમજ આપણા આ મુનિ મહારાજાઓએ પણ જાણવી જોઈએ. તેથી પ્રથમ આપણે તેમની શરતો સાંભળો. ”

તે શેઠનાં આ વચનો સાંભળી અને સર્વ મુનિઓની સંમતિ લઇ પેલો આવેલો ગૃહસ્થ નીચે પ્રમાણે શરતો કહેવા લાગ્યો—

તે પૂજ્ય આચાર્ય મહારાજે કહ્યું છે કે,

“પ્રથમ અમે આવીએ ત્યારે સર્વ મુનિઓ ઉપાશ્રયની બાહેર સામા આવે કોઇપણ વૃદ્ધ કે યુવાન મુનિ ઉપાશ્રયની અંદર રહે નહીં અને અમે ઉપાશ્રયમા પ્રવેશ કરીએ તે પછી સર્વ મુનિઓ અમારી પાછળ પાછળ ઉપાશ્રયની અંદર દાખલ થાય. અમોને જોતાંજ સર્વ મુનિઓ પ્રથમ મસ્તકથી વંદના કરે. જયારે અમો પાટ ઉપર બેસીએ ત્યારે સર્વ શ્રાવકો જય બોલાવે અને તે પછી મુનિઓ અમારી સામે યોગ્યતા પ્રમાણે અમને વિધિ પૂર્વક વંદના કરી બેસે. વૃદ્ધ મુનિ પન્યાસજી પણ અમોને વિધિથી વદના કરી અમારી પાસે વિનયથી બેસે. અમે જે કાંઈ કહીએ, તેમા કાઇ વચ્ચે બોલે નહીં અને અમો જે આજ્ઞા કરીએ તે પ્રમાણે બધાઓ વર્ત્તે. કોઇપણ અમારી આજ્ઞા વિરૂદ્ધ વર્તે નહીં. સંઘની અંદર જે કામકાજ થવાનું છે, તેનું નિરાકરણ અમારી મરજી પ્રમાણે થવું જોઈએ. અમારા સાધુઓ કે જેમાંથી કેટલાએક સમાજમા આવેલા છે, તે સર્વનું માન પણ સાચવવું પડશે સાધુઓની પરસ્પર વંદનામા વંદનીય કોણ છે ? એ નિર્ણય પણ અમારે મુખે થવો જોઇએ. અમારી સમક્ષ કોઇ ગૃહસ્થ શ્રાવક અવિનય ન કરે, અને અમો જે જે શ્રાવકોના નામ આપીએ,તે તે શ્રાવકોને સમાજમા નિર્ણય કરવાના કાર્યોની સત્તા આપવી. જ્યાં સુધી અમે રહીએ ત્યાંસુધી અમારી આજ્ઞા શિવાય કોઇએ કાંઈ પણ બોલવું નહીં ”

અમારા પૂજ્ય આચાર્યમહારાજ આ પ્રમાણે શરતો કરાવી અહીં આવવાની ઇચ્છા રાખે છે. જો આ શરતો સર્વ મુનિઓને અને ગૃહસ્થોને કબુલ હોય તો તેઓ પોતે અહીં પધારશે. ”

તે ગૃહસ્થનાં આ વચનો સાંભળી સર્વ મુનિઓ અને ગૃહસ્થો વિચારમાં પડી ગયા. આચાર્યની આવી અવિનય ભરેલી વર્તણુકને માટે સામાપક્ષના સાધુઓ અને ગૃહસ્થોના હૃદયોમાં તેમની તરફ તિરસ્કાર છુટવા લાગ્યો. કેટલાએક આચાર્યના ભકતો હતા, તેઓ પ્રમાણિક હોવાથી તેમના હૃદયમાં પણ આચાર્યને માટે લઘુ વિચાર આવવા લાગ્યા, કેટલાએક તો આવી વિપરીત પ્રવૃત્તિ જાણી સમાજના કાર્યને મૂલતવી રાખવાની ઇચ્છા કરવા લાગ્યા, કેટલાએક ' આમાંથી મોટો કલહ થશે ' એવો ભય રાખી મનમાં ચિંતા કરવા લાગ્યા, અને કેટલાએક ' આપણા આ વૃદ્ધ મુનિનું અપમાન કરવાની આ યોજના થઇ છે ' એમ ધારવા લાગ્યા.

આ સમયે સમાજની વચ્ચે વૃદ્ધ મુનિ પોતાના શિષ્યોના પરિવારથી વીંટાઇને બેઠા હતા. તેમનું નામ **ક્ષમાવિજય** પન્યાસ હતું. તેમના નામ પ્રમાણે તેમનામાં ગુણ હતો. તેસાથે તેઓ બહુશ્રુત વિદ્વાન્ હતા, જૈન આગમના રહસ્યને સારી રીતે જાણનારા હતા, મુનિધર્મ અને મુનિ આચારનું યથાર્થ સ્વરૂપ તેઓ સમજતા હતા, અને તે પ્રમાણે પોતે વર્તવાનો અને પોતાના પરિવારને વર્તાવાનો પ્રયત્ન કરતા હતા. તે સાથે દેશકાળના યથાર્થ સ્વરૂપને તેઓ જાણનારા હતા, દશવૈકાલિક અને આચારાગના સૂત્રને તેઓ સર્વદા વાંચ્યા કરતા હતા અને નિરંતર પોતાના પરિવારને તેમનું શ્રવણ કરાવતા હતા. શાતિ, ક્ષમા, કરૂણા અને વિનય એ ચાર ગુણોનો પ્રકાશ તેમના હૃદય ઉપર પડતો હતો અને તેથી તે યથાર્થ ક્ષમાશ્રમણ બન્યા હતા. કેટલાએક કારણથી તેઓ આ સમાજ ભરાવાને અનુકૂળ થયા હતા, પણ હૃદયમાં તેઓ આવી ઉપાધિ કરવાને નારાજ હતા. તે વૃદ્ધ વિહાર કરવાને તદન અશક્ત થઇ ગયા હતા, તોપણ તેઓ મહાન્ પ્રયત્ન કરી લઘુ વિહાર કરતા અને નજીકના તીર્થોમા ફર્યા કરતા હતા. આ સમયે તેઓ આ શહેરમાં આવી વસ્યા હતા, અને તેમના આવવાને સમયેજ યથેચ્છાથી આચાર્ય જ્વલનવિજય પણ તે શહેરમાં આવી ચડ્યા હતા. ઉપાશ્રયમાં તે વૃદ્ધ મુનિને

પ્રથમ વસેલા જાણી જ્વલનવિજય આચાર્ય સ્વતંત્ર વિચારના હોવાથી કોઇ ગૃહસ્થના શહેર બહાર આવેલા વિશાળ મકાનમાં ઉતર્યા હતા, તેમની સાથે પણ આચાર્યની પ્રકૃતિને મળતા કેટલાએક શિષ્યો હતા. પ્રથમ તો આચાર્યના આડંબરને લઇને ઘણા સાધુઓ તેમની સાથે એકઠા થયા હતા, પણ પાછળથી તેમના નામ પ્રમાણે સ્વભાવ દેખી કેટલાએક સાધુઓ તેમનાથી જુદા પડી ચાલ્યા ગયા હતા. તથાપિ કેટલાએક ગરીબ સ્વભાવના અને કેટલાએક તેમને માથે પછાડે તેવા હેવાથી તેમની સાથે રહેતા હતા, તથાપિ તેમના સહવાસમાં રહેતા તેમને ઘણું સહન કરવું પડતું હતું. કેટલાએક તો તેમના જ્વલન સ્વભાવથી ઉદ્વિગ્ન થઇ તેમનાથી નાશી છુટવાનો મનમાં વિચાર કરતા હતા અને કેટલાએક નાશી પણ છુટયા હતા. આ સમાજ ભરાવાના ચાર કારણો હતા. એક વિદ્વાન્ તરૂણ શ્રાવક ઉપર મુનિ વિરૂદ્ધ લેખ લખવાનો આરોપ મુકી તેને વિશ્વના સંઘની બાહેર મૂકવાનો હતો—એ પ્રથમ કારણ હતું. એક શ્રાવક ગૃહસ્થ એક બીજા સંઘાડાના વિદ્વાન્ મુનિને એ શહેરમા ચાતુર્માસ્ય કરવાનું આમંત્રણ કરી આવેલ, તેને શિક્ષા કરવાનું એ બીજું કારણ હતું. કોઇ મુનિએ મોટા શહેરમાં મુનિઓના અનાચાર માટે વ્યાખ્યાન આપેલ તેને સંઘ અને સઘેડાની બાહેર મૂકવો—એ ત્રીજું કારણ હતું. કેટલાએક શ્રાવકોએ દેવદ્રવ્ય અને ધર્મદ્રવ્યના હીસાબમાં ગોટાળો કરેલ, તેમની પાસેથી હીસાબ લેવો—એ ચોથુ કારણ હતું. આ ચાર કારણોને લઇને આ શહેરમાં મુનિઓની અને કેટલાએક સ્થાનિક અને પરસ્થાનિક ગૃહસ્થોની સમાજ એકત્ર થઇ હતી. આ પ્રસંગે આચાર્ય જ્વલનવિજય પોતાના પરિવાર સાથે ત્યા આવી ચડેલા તેથી આ ચાર કેસોનો નિર્ણય થવામાં સારી અનુકૂળતા પડશે, એમ કેટલાએક લોકો ધારતા હતા, પરંતુ જ્વલન (અગ્નિ) સમાન જ્વલનવિજય આચાર્યે તે સમાજમાં આવવાને આવી શરતો કરાવા કહેવરાવ્યું, તે ઉપરથી મોટી ગડબડ ઉત્પન્ન થવાની અવ્યવસ્થા ઉભી થઇ હતી.

જ્યારે આચાર્ય તરફથી આવેલા પેલા ગૃહસ્થે સર્વ સમાજ

વચ્ચે શરતો જાહેર કરી એટલે ઘણીવાર સુધી બધાઓ વિચારમાં પડી ગયા હતા. તેને માટે કોઇ પ્રત્યુત્તર આપી શકતું ન હતું. જ્યારે તે વિચાર કરતાં વિલંબ થઇ એટલે એક પ્રતિષ્ઠિત શેઠે નમ્રતાથી વૃદ્ધ મુનિને પૂછ્યું. " મહારાજજી, આ શરતો વિષે આપ સાહેબનો શો અભિપ્રાય છે ? "

શાંતમૂર્તિ પન્યાસ વૃદ્ધ ક્ષમાવિજય શાંતિના કિરણોને પ્રસાર કરતા બોલ્યા—" દેવાનુપ્રિય શ્રાવકો, આવી બાબતમાં હું અભિપ્રાય આપી શકતો નથી. સર્વ પ્રાણીઓ, પોતપોતાના કર્મને અનુસરી વર્ત્તે છે પોતાને શું પ્રિય છે? અને શું અપ્રિય છે ? એ વિષે જીવ પોતપોતાને સ્વતંત્ર છે. આચાર્યજી પોતાની અનુકૂળતાને લઇને આવા વિચાર દર્શાવતા હશે. કદિ હું અથવા આપણામાના કોઇ તેમને પ્રતિકૂળ હોય તેવું કહીશું, તો તેઓને તે રૂચિકર થશે નહીં. માટે અમે અને તમે કોઇપણ આ તેમની શરતો વિષે અભિપ્રાય આ-પી શકીએ તેમ નથી. તેમ છતાં અમે કે તમે કદિ કોઇ જાતનો અભિપ્રાય આપીએ તો તે આચાર્યજીને રૂચિકર ન થય તો પછી આપણો અભિપ્રાય તદ્દન નકામો છે. "

તે શાંત મૂર્તિ પન્યાસ ક્ષમાવિજય મુનિનાં આટલાં વચનો સાભળી આચાર્ય જ્વલનવિજયના કેટલાએક શિષ્યો અને શ્રાવકો જે અગાઉથી સમાજમા આવેલા હતા, તેમાથી એક તીવ્ર સ્વભાવી મુનિ બોલી ઉઠયા—" મહારાજ, તમે અમારા પૂજ્ય સૂરિજીની નિંદા શામાટે કરો છો ? તે મહાત્માને કાંઇ પ્રતિકૂળજ નથી, તેઓને સર્વ અનુકૂળજ છે. તમારે વિચારવુ જોઇએ કે, જેમને માટે તમે બોલો છો, તેઓ કોણ છે ? તેઓ આપણા સર્વ મુનિઓના નિયામક અને સંઘના નાયક છે. આપણ બધાએ તેમને તાબે રહેવું જોઈએ. તેમ-ણે જે આ શરતોને માટે કહેવરાવ્યું છે, તે તેમનો વિનય છે. નહીં તો જો તેઓ ધારે તો તમારે અને અમારે તેમના કહેવા પ્રમાણે કર-વુંજ જોઇએ. એ મહાન સત્તાધારી આચાર્યની આજ્ઞા આપણે બધા-એ શિરસા માન્ય છે, તમે વૃદ્ધ થઇને આવા કટાક્ષ ભરેલાં વચનો

કેમ વદો છો ? તમે એમ સમજશો નહીં કે, તે આચાર્ય એકલા છે, પણ તેઓ એક નથી પણ અનેક છે. તેમનાં વચન ઉપર સંકડો શ્રાવકો જાગ્રત થઈ ઉભા રહેછે અને તેમની સેવામાં મોટા મોટા ધનાઢ્ય સેવકો અહર્નિશ હાજર રહેછે તે મહાશયે વિહાર કરી ઘણા દેશ વશીભૂત કરેલા છે. ગુજરાત અને કાઠિઆવાડ તો તેમની સર્વ પ્રકારની સેવા કરવાને સદા સાવધાન છે. અમે મુનિઓ તે મહાનુભાવની આજ્ઞાને શિરપર ધારણ કરનારા અને તેમને માટે પ્રાણ આપનારા છીએ, અને કદિ તેમને લડાઇ કરવી પડે તોપણ અમે વીર પુરૂષોની જેમં સામા ઉભા રહીએ તેવા છીએ. જો કોઈની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવે તો આ દાંડાઓ, આ ઓઘાઓ, અને આ પાત્રાઓ અમારા હથીઆર રૂપ થઈ પડે તેમ છે. અમારામાં અહીં બેઠેલા આ શંખવિજય અને દંડવિજય એક એક દશ દશ યોદ્ધાઓનું બળ ધરાવેછે. તેમનામા બુદ્ધિબળ નથી, પણ બાહુબળ એટલું બધું છે કે તેઓ આ તમારા સાધુઓને, સિંહો જેમ બકરાને નસાડે, તેમ નસાડી મૂકે તેવા છે. અમારા અવસર જ્ઞાની આચાર્યે એવા ઈરાદાથીજ એમને દીક્ષા આપી સાથે રાખ્યા છે. માટે તમારે અમારા આચાર્યની કોઇ જાતની નિંદા કરવી નહી, નહીં તો તેમાંથી સારૂં પરિણામ આવશે નહીં. ”

તે મુનિના આ વચનો સાભળી સર્વ સમાજ સખેદાશ્ચર્ય થઇ ગયો. મુનિના મુખમાથી આવા શબ્દો સાભળી મધ્યસ્થ અને પ્રમાણિક આસ્તિક શ્રાવકોને હૃદયમા વિશેષ અફસોસ થઇ પડયો. પવિત્ર વૃદ્ધ મુનિ અને બીજા શાંત સ્વભાવી મુનિઓ તે સાંભળી વિચારમાંજ પડી ગયા. પવિત્ર વીર પ્રભુના પરિવારમાથી આવી વિપરીત વાણી પ્રગટ થાય, એ કોને ખેદકારક ન થાય ? આચાર્ય જવલનવિજયના રાગી અને ઉન્મત્ત કેટલાએક મુનિઓ અને છોકરવાદ કરનારા ઉછાછળા શ્રાવકો શિવાય બીજા કોઇને એ કઠોર અને અનુચિતવાણી રૂચિકર થઈ નહીં.

ક્ષણવાર પછી શાંતમૂર્ત્તિ વૃદ્ધ મુનિ નિખાલસ દિલથી ઉપદેશ

આપવાને બોલ્યા—"મુનિ, આ શું બોલે છે? આવી વાણી આપણે સાધુઓના મુખમાં શોભે નહીં. તારા જેવો શિષ્ય વિપરીત વાણી બોલે અને તારા ગુરૂ તને કાંઇ કહે નહીં, એ મોટા ખેદની વાત છે. ભાઇ, અહિં આપણે એક ઉત્તમ કાર્ય કરવાને માટે એકઠા થયા છીએ, હું તારા આચાર્ય ગુરૂની નિંદા કરતો નથી, તેમ નિંદા કરવાની ઇચ્છા પણ નથી. મારા શબ્દોમાં એક પણ શબ્દ નિંદાનો નથી, તે છતાં તું મારી ઉપર આરોપ મૂકે છે, તો તેને માટે મિથ્યા દુષ્કૃત છે. ભાઇ, આપણે જરા વિચાર કરીને બોલવું જોઇએ. આપણ સાધુઓનો શો ધર્મ છે? તે આપણે ભૂલી જવું ન જોઇએ. આ ઉપાશ્રયની પવિત્ર ભૂમિ છે. આ ભૂમિમાં શાંતિ અને ક્ષમાપૂર્વક ધર્મનાંજ કાર્યો થઇ શકે છે. અહિં ઉપદેશરૂપી ગંગાજલના પવિત્ર પ્રવાહો વહે છે. આ સ્થળે લડાઇની વાત કરવીજ ન જોઇએ. તું મુનિ છે, તેથી મુનિના આચાર ધર્મને જાણનારો તું હોવો જોઇએ. આપણા આચારના ગ્રંથોમાં શું કહ્યું છે? તેનો વિચાર કર. આચારાંગ સૂત્રના શીતોષ્ણીય નામના ત્રીજા અધ્યયનમાં આપણા આચારને માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે, તેનું આપણે સવદા મનન કરવુંજ જોઇએ. તે મહાત્મા સૂત્રકાર લખે છે કે,

" ગૃહસ્થો સદા સૂતેલા છે અને મુનિઓ સદા જાગતા છે."

આ મહા વાકય આપણને શું સૂચવે છે?

આપણે મુનિઓ ચારિત્રાચારને લઇને સદા જાગતા છીએ, તેમજ આપણે પ્રમાદથી સદા દૂર રહેવાનુ છે, તેથી પણ આપણે જાગતા છીએ. 'રખેને આપણાથી કોઇ જાતના કર્મનો બંધ થઇ જાય? રખેને આપણે આરંભના પાવમાં આવી પડીએ? અને રખેને આપણે આપણા ધર્મથી ચુકીએ? આ પ્રમાણે આપણે સદા જાગ્રતિ રાખવાની છે. એવા એ સૂત્રના હેતુથીજ મેં કહ્યું છે. કોઇ જાતની નિંદા કરવાના હેતુથી કહ્યું નથી.

હે મુનિ, મારા કહેવાનો હેતુ સમજ્યા વગર તેં યદ્વા તદ્વા

બોલી નાંખ્યું, તે તને ઘટતું નથી. મુનિએ ધર્મને જાણવો જોઈએ. મન, વચન અને કાયાથી શું કરવાનું છે? તેનો પુખ્ત વિચાર મુનિએ કરવો જોઇએ. મનથી નિર્દોષ ચિંતવન કરવું જોઇએ, વચનથી નિર્દોષ વચનો બોલવાં જોઇએ, અને કાયાથી નિર્દોષ ચેષ્ટા કરવી જોઇએ, એ મુનિનો વિશુદ્ધ ધર્મ છે. મહાનુભાવ આચારાંગકાર મુનિને માટે કેવાં વાક્યો લખે છે, તે સાવધાન થઇ સાંભળો.

" જે પુરૂષને શબ્દ, રૂપ, ગંધ, રસ, તથા સ્પર્શ—એ બધાં સુંદર કે અસુંદર છતાં સમપણે જણાય છે, તે પુરૂષ ચૈતન્ય, જ્ઞાન, વેદ, ધર્મ તથા બ્રહ્મનો જાણનાર જાણવો, અને તે પુરૂષ જ્ઞાનબળથી લોકોને જાણી શકે છે, અને તેવોજ પુરૂષ મુનિ કહેવાય છે. એવા ધર્મના જાણુ સરળ મુનિઓ સંસારચક્ર તથા વિપર્યાભિલાપનો રાગદ્વેષ સાથે સંબંધ જાણે છે, તથા સુખ કે દુઃખની કશી આશા નહીં ધરતા તેવા નિઃપરિગ્રહી મુનિઓ અરતિ અને રતિરૂપપરિષહને સહન કરતા સંયમની મુશ્કેલીઓને નથી સંભારતા. એવી રીતે તે પરાક્રમી મુનિઓ જાગતા રહી વૈર વિરોધને દૂર કરતાં દુઃખોથી મુક્ત થાય છે." જરા અને મૃત્યુના સપાટામાં સપડાયલા અને હંમેશાં મહા મોહથી મુંઝાઈ ગયેલા પુરૂષો ધર્મને જાણી શકતા નથી.

અરે મુનિ, આ સૂત્ર વાક્યોનો જરા વિચાર કર. જો કોઈ પણ મુનિ આચારાંગસુત્રોનાં વાક્યોનો વિચાર કરે તો તે મન, વચન અને કાયાની, શુદ્ધિથી પતિત થાય નહીં વળી તે મહાત્મા સૂત્રકાર લખે છે કે, " જે કર્મ રહિત મુક્ત જીવો છે, તેમને કશો સંસાર સાથે સંબધ નથી. કર્મથીજ સઘળી ઉપાધિઓ થાય છે, તેથી કર્મનું સ્વરૂપ જોઇને તેમને દૂર કરવા તથા હિંસાને કર્મની મૂલ હેતુરૂપ જાણીને તેથી દૂર રહેવું. કર્મનું સ્વરૂપ વિચારી અને કર્મ દૂર કરવાનો સર્વ ઉપદેશ ગ્રહણ કરી રાગ અને દ્વેષ એ બંનેનો પરિહાર કરવો. "

સૂત્રને જાણનારા તે વૃદ્ધ મુનિનાં આ વચનો સાંભળી તે તરૂણ મુનિ ક્ષણવાર કાંઇ બોલ્યો નહીં. તેવામાં એક બીજો ઉન્મત્ત મુનિ બોલી ઉઠયો. " મહારાજ, તમે બોધના વચનો કહી એ મુનિને ન-

ણાવી દ્યો છો, પણ તેથી કાંઇ અમે દબાઇ જઇએ તેવા નથી. તમે એમ સમજો છો કે, 'અમેજ સૂત્રના જાણુ છીએ' પણ એવો વૃથા ફાંકો તમારે રાખવો નહીં. અમારા આચાર્ય મહારાજ સર્વ સૂત્રો અને તેના અર્થો જાણે છે. તેમના જેવો કોઈ જૈનમુનિ હાલ વિદ્વાન્ અને પંડિત નથી. તેમની પાસે મોટા મોટા વૈયાકરણ અને નૈયાયિક શાસ્ત્રીઓ રહે છે, શાસ્ત્રીય ચર્ચા કરવાને તેમની સાથે કોઇ સમર્થ થઇ શકે તેમ નથી. જો આ વખતે તેઓ અહિં હાજર હોત તો તમારાથી એક શબ્દ પણ બોલાત નહીં. વળી તેમના પરિવારમાં વ્યાકરણ, ન્યાય, સાહિત્ય અને સૂત્રાર્થને જાણનારા કેટલાએક સાધુઓ એવા સમર્થ છે કે, તેમની સામે તમે કે આ તમારો કોઇ સાધુ ટકી શકે તેમ નથી. તેમની અસાધારણ વિદ્વત્તાથી મોટા મોટા પંડિતો અને શાસ્ત્રીઓ કંપી ચાલે છે, તોપછી તમારે વધારે પડતું બોલવું નહીં."

તે મુનિનાં આ વચનો સાંભળી વૃદ્ધ મુનિની ભકિતવાળા અને તેમના પવિત્ર ગુણોને જાણનારા કેટલાએક ગૃહસ્થો ઉશ્કેરાઈ ગયા. તેમાંથી એક ગૃહસ્થ પોતાના સાહસિક સ્વભાવને તાબે થઇ આ પ્રમાણે બોલ્યો—"મુનિરાજ, વિનય રાખો. આ વૃદ્ધ મુનિ પન્યાસ મહારાજની સામે તમારે આવા અવિનીત વચનો બોલવા ન જોઈએ. આ મહાત્મા વયોવૃદ્ધ અને પર્યાયવૃદ્ધ છે, તમારા આચાર્ય મહારાજથી પણ તેઓ સર્વ રીતે મોટા છે, આ ઉપાશ્રયનું પવિત્ર સ્થળ છે, અહીં આ નગરનો સંઘ એકત્ર થયો છે, અને આ પવિત્ર મુનિમહારાજ વિરાજે છે, તો આ સર્વની મર્યાદા સાચવી તમારે બોલવુ જોઇએ. આર્હતધર્મના મુનિના મુખમાથી આવા શબ્દો નીકળવા ન જોઈએ. જૈન ચતુર્વિધ સંઘ તીર્થરૂપ છે, માટે તેમા લડાઇ કે મારામારીની વાત હોવીજ ન જોઇએ. અહીં તોફાન થઇ શકે તેમ નથી. તમારા આચાર્ય મહારાજને અહીં આવવું ન રૂચતું હોય તો કાંઇ જરૂર નથી. તેમ છતા જો તેઓ અહીં પધારવાની ઈચ્છા રાખતા હોય તો અમે બધા ખુશી છીએ, પણ કોઇ જાતનું તોફાન થવું ન જોઇએ."

તે ગૃહસ્થનાં આ વચન સાંભળી તે મુનિ જરા શાંત થયા, પણ તેમના મનમાંથી ક્રોધનો આવેશ તદ્દન દૂર થયો ન હતો. તે ક્ષણવાર વિચારી ધીર થઇને બોલ્યા—

શ્રાવકો, તમારે અમારી બાબતમાં વચ્ચે આવવાનુ નથી. તથાપિ જો તમારા આ વૃદ્ધ ગુરૂની ઇચ્છા હોય તો તમે વચ્ચે આવી શકો, તો પણ હું તમને તેમ કરતાં અટકાવી શકું તેમ છું. હવે બીજી વાત એક તરફ રહી, પરંતુ અમારા પવિત્ર આચાર્યજીએ જે શરતો કહેલી છે, તે તમારે કબુલ છે કે નહીં.? આનું નિરાકરણ સત્વર થવું જોઈએ."

તે મુનિના આ વચન સાભળી કેટલાએક શેઠીઆ પરસ્પર વિચાર-કરવા લાગ્યા. બહુ મતે એવો ઠરાવ કરવામા આવ્યો કે, કેટલીક શરતો પાળી શકાય તેવી નથી. પછી જે શરતો પાળી શકાય તેવી હતી, તે શરતો એક ગૃહસ્થે ઉભા કહી સભળાવી. આ શરતોમા તે વૃદ્ધ મુનિનું માન સચવાય, તેવી ગોઠવણ કરવામાં આવી હતી. તે આચાર્યજીના મુનિઓ અને રાગી શ્રાવકોને રૂચિકર લાગી નહીં, તો પણ કેટલાએક મધ્યસ્થ મુનિઓ અને શ્રાવકોએ તે વાત માન્ય કરી.

આ વખતે વૃદ્ધ મહાત્મા "પોતાનું માન સાચવવાને આ ગૃહસ્થો પ્રયત્ન કરે છે" એવું ધારી સૂત્રવાણીને અનુસરીને બોલ્યા.

ભદ્ર શ્રાવકો, તમે મારા મનને માટે આગ્રહ રાખશો નહીં. મુનિને માન અને અપમાનની દરકાર રાખવી ન જોઇએ. અમારા આચાર ગ્રંથોમા લખેલું છે કે, "જ્ઞાનવંત મુનિએ સંયમમાં પ્રમાદ ન કરવો; કિંતુ હમેશા આત્માને કબજે રાખી ધીરપણે સંયમ સચવાય તેવી રીતે શરીરને નભાવવું."

પરાક્રમી મુનિએ ક્રોધ અને તેનું કારણ જે ગર્વ, તેને ભાંગી નાંખવો, અને લોભથી મોટા દુઃખથી ભરેલી નરક ગતિએ જવાય છે, એમ જોવું. માટે મોક્ષ જવા તત્પર થયેલા મુનિએ હિંસાથી દૂર રહી શોક સંતાપ ન કરવા. એક બીજાની શરમથી કોઇ પાપ કર્મ

નથી કરતો, તો શું એટલાથી એ મુનિ કહી શકાશે ? કિંતુ સમતામાં રહી જો તેમ કરે તો મુનિ થઇ શકે. માટે એ સમતાથી મુનિએ પોતાને અનેક પ્રકારે પ્રશાંત રહેવું અને મોટા કે સામાન્ય સઘળા રૂપોમાં વિરક્ત રહેવું.

આ ગતિ અને ગતિનું સ્વરૂપ જાણીને રાગ અને દ્વેષને જેણે દૂર કર્યા છે, તે કોઇથી પણ ન તોડી શકાય, નહીં બાળી શકાય અને નહીં મારી શકાય. કેટલાક ભૂત અને ભવિષ્યકાળના બનાવોને યાદ નથી કરતા, અને આ જીવને શું થયું અને શું શું થવાનું છે, તે નથી વિચારતા. પણ તત્વજ્ઞાની પુરૂષો તેમ નથી કહેતા. તેઓ તો કહે છે કે, કર્મપરિણતિ વિચિત્ર હોવાથી કર્માનુસારે સુખ દુઃખ થવાના. માટે પવિત્ર આચારવાળા મહર્ષિએ એ પૂર્વોક્ત વાત જાણીને કર્મને ક્ષય કરવા. યોગિ પુરૂષના મનમાં તે શી રતિ હોય, અને શો આનંદ હોય ? અને કદિ મુનિને સંયમમાં અરતિ અને સંયમમાં આનંદ ઉત્પન્ન થાય તો ત્યા પણ આગ્રહ રહિતપણે વર્ત્તવું. વળી સર્વ પ્રકારના હાસ્યને છોડી ઇંદ્રિયો તથા મન, વચન અને કાયાને કબજે કરીને વર્ત્તવું."

હે ગૃહસ્થો, આ સૂત્ર વાણી ઉપર અમારે ચાલવાનું છે, તેથી માન કે અપમાન અમારે રાખવાં ન જોઇએ. આચાર્યજીએ જે જે શરતો કહી છે, તે પ્રમાણે વર્તવામા અમારા તરફથી કાંઇ હરકત નથી. અમારા તરફથી વાધો ઉત્પન્ન થાય અને આ સમાજમાં અંતરાય આવે એમ કરવાની અમારી ઇચ્છા નથી. અમારા તરફનો કોઇ જાતનો ભય રાખશો નહીં. અમે તો સૂત્ર વાણી પ્રમાણે નિશ્ચય કર્યો કે, " જે એકને જાણે છે, તે સર્વને જાણે છે અને જે સર્વને જાણે છે, તે એકને જાણે છે. તે એક તે આત્માજ છે. પ્રમાદીને સર્વથી ભય રહેલ છે, અને અપ્રમાદીને કોઇથી ભય નથી. જે એકને નમાવે છે, તે ઘણાને નમાવે છે અને જે ઘણાને નમાવે છે, તે એકને નમાવે છે. અહિં એકમાં કામ, ક્રોધાદિ કષાયોમાંથી એક સમજવાનો છે. લોકોના દુઃખ જાણી પુત્રકલત્રાદિકનો સંબંધ છાંડી પરાક્રમી પુરૂષો ઉત્કૃષ્ટ

સંયમ લેવા ઉજમાળ થાય છે અને તે ઉત્કૃષ્ટ સંયમથી ઉત્કૃષ્ટ પદ મેળવે છે. તેઓ અસંયમથી જીવવું ચહાતા નથી. જે એકને ખપાવે છે તે બહુને ખપાવે છે, અને જે બહુને ખપાવે છે, તે એકને ખપાવે છે. અહિં એક એટલે કર્મ અને બહુ એટલે સંસાર સમજવો. જે ક્રોધને છાંડે છે, તે માનને છાંડે છે, જે માનને છાંડે છે, તે માયાને છાડે છે,જે માયાને છાંડે છે,તે લોભને છાંડે છે,જે લોભને છાંડે છે,તે રાગને છાંડે છે,જે રાગને છાડે છે,તે દ્વેષને છાંડે છે,જે દ્વેષને છાંડે છે,તે મોહને છાડે છે, જે મોહને છાંડે છે, તે ગર્ભથી મુક્ત થાય છે, જે ગર્ભથી મુક્ત થાય છે, તે જન્મથી મુક્ત થાય છે, જે જન્મથી મુક્ત થાય છે, તે મરણથી મુક્ત થાય છે, જે મરણથી મુક્ત થાય છે, તે નરકથી મુક્ત થાય છે, જે નરકથી મુકત થાય છે, તે તિર્યંચ ગતિથી મુક્ત થાય છે, અને જે તિર્યંચ ગતિથી મુક્ત થાય છે, તે દુઃખથી મુકત થાય છે.”

શ્રાવકો, આ સૂત્રવાક્યોને અનુસરી અમારૂં વર્તન છે. કદિ આચાર્ય કે બીજા ગમે તે માનધારી મુનિઓ અમારી તરફ ગમે તેવું વર્તન કરે તો પણ અમે અમારા નિયમથી ચલિત થવાના નથી. તેમ વળી માનાપમાનની ભાવના અમારા હૃદયથી જ્યાંસુધી દૂર રહેલી છે, ત્યાં સુધી અમારા હૃદયમાં ખેદ થવાનો નથી. ગૃહસ્થો, તમે જે ચાર કારણોને લઈને અમારી સમક્ષ સમાજ ભરવાની ઈચ્છા રાખો છો, તે તરફ પણ અમારી રાગદૃષ્ટિ નથી, તેમજ કોઈ જાતનો અમારે આગ્રહ નથી. તમારા કહેવા પ્રમાણે વીરશાસનની હીલણા થતી સાંભળી અમે આ સમાજ ભરવામાં સંમત થયા છીએ. તેમ છતાં જો કોઈ જાતની ઉપાધિ થવા સંભવ હોય તો અમારે આ કાર્યમાં ઉદ્યુક્ત થવું નથી.”

વૃદ્ધ મુનિનાં આ વચનો સાંભળી સુજ્ઞ મુનિઓ અને પ્રમાણિક શ્રાવકો પ્રસન્ન થઈ ગયા. તેમની ઉત્તમ મનોવૃત્તિ તરફ તેમને ભારે માન ઉત્પન્ન થયું. પછી કેટલાએક શ્રાવકોએ વૃદ્ધ મુનિને વિનયથી વિનંતિ કરી સમાજનું કાર્ય કરવાને વારંવાર પ્રાર્થના કરવા માંડી, અને ત્યારબાદ કેટલાએક પવિત્ર હૃદયના શ્રાવકો આચા-

ર્યની પાસે આવ્યા અને આજીજી કરી કેટલીએક કફોડી અને અનુચિત શરતોને માટે ક્ષમા કરાવી. આચાર્યે પ્રથમ તો પોતાનો ઉગ્ર સ્વભાવ બતાવી ગર્જના કરી કહેવા માંડ્યું, પણ તે શ્રાવકોની દીન આજીજીવડે તેઓએ વૃદ્ધ મુનિના સંબંધની અમુક શરતો છોડી દીધી. છેવટે આચાર્ય પોતાના અવશિષ્ટ પરિવારને લઇ તે ઉપાશ્રયમાં આવ્યા. શ્રાવકોએ ઘણી ખુશામતોના શબ્દોથી અને અસાધારણ માનથી તેમના જ્વલન સમાન સ્વભાવને માંડમાંડ શાંત કર્યો; તથાપિ તે વૃદ્ધમુનિને દબાવી તેમની પાસે તેઓ પાટ ઉપર ઉચ્ચ આસને વિરાજિત થયા. જાણે લડાઈ થવાનો સંભવ હોય અને મારામારી કરવી હોય, તેમ પોતાને બે પડખે શંખવિજય અને દંડવિજય બંને બળવાન સાધુઓને રાખ્યા અને પોતાની તરફ પોતાના શિષ્યોને અને રાગી શ્રાવકોને શ્રેણીબંધ બેસાર્યા.

સમાજ પૂર્ણ રીતે ભરાઇ રહ્યા પછી એક શ્રાવકે ઉભા થઈ જાહેર કર્યું કે, " વિજયચંદ્ર નામના એક તરૂણ શ્રાવકે મુનિ વિરૂદ્ધ લેખ લખી પ્રગટ કર્યા છે, અને તેમાં જૈન મુનિઓની ભારે નિંદા દર્શાવી છે, તેથી ઘણાં મુનિઓનાં હૃદય દુઃખાયાં છે, તો તેને વિશ્વના જૈનસંઘમાંથી બાહેર મૂકવો જોઇએ." આટલું કહી તે સાહસિક શ્રાવક નીચે બેસી ગયો.

તત્કાળ ઉગ્ર સ્વભાવી આચાર્ય બોલી ઉઠયા કે, " એ અધમ શ્રાવક કયો છે? તેને પ્રથમ અહિં બોલાવવાની જરૂર છે. એવા દુરાચારી યુવકનો પ્રથમ તિરસ્કાર કરવો જોઇએ અને પછી તેને સંઘબાહેર મુકવો જોઈએ."

આચાર્યનાં આ વચન સાભળતાંજ તે સમાજમાં અગાઉથી હાજર થયેલો વિજયચંદ્ર બેઠો થયો. તેની મુખ મુદ્રા જ્ઞાન અને શાંતિથી પ્રકાશતી હતી, તેનો વેશ દેશકાળને અનુસરતો છતાં ઉદ્ભટ ન હતો. તેણે પ્રાચીન અને નવીન ઉભય જ્ઞાન મેળવ્યું હતું, છતાં તેની ધાર્મિક શ્રદ્ધા અચલ અને દૃઢ રહી હતી. જૈન ધર્મના અંગભૂત ચારે અનુયોગનો તે બહુશ્રુત હતો, અને વાણી મન અને ક્રિયામાં તેને

એકતા હતી. વિજયચંદ્ર વિનયથી ઉભો થયો, તેને જોતાંજ આચાર્ય જ્વલનવિજય પ્રજ્વલિત થઈ બોલ્યા—"અરે મૂર્ખ, તારૂં મુખ જોવાને પણ લાયક નથી, તેં મુનિઓની નિંદા કરી મહાન્ કર્મ ઉપાર્જ્યાં છે અને તારો સંબંધ ચંડાળની જેમ ત્યાગ કરવા યોગ્ય છે.આ સમયે તને એવી ભારે શિક્ષા થશે કે જેથી તું યાવજ્જીવિત પશ્ચાતાપ કર્યા કરીશ અને ક્ષણે ક્ષણે દુઃખનો અનુભવ લીધા કરીશ. તારા દુરાચારનું નઠારૂં ફળ તને હમણાંજ મળશે."

આચાર્યના ક્રોધરકત વદનમાંથી આવાં ઉગ્ર વચનો સાંભળી તે વિજયચંદ્ર ચકિત થઈ ગયો અને તે સાથે બીજા શ્રોતાઓ પણ ચકિત થઈ ગયા. પેલા વૃદ્ધ મુનિ તો આચાર્યનાં આવાં કઠોર વચનો સાંભળી અતિશય ખેદાતુરજ બની ગયા. એક જૈન મુનિ, તેમાં પણ આચાર્ય થઈ આવાં અયોગ્ય વચનો બોલે, તેને માટે વૃદ્ધ મુનિને ભારે અફસોસ થઈ આવ્યો, અને પોતાના મુનિ વર્ગની અને શાસનની નિંદા થશે એવો તેમને મહાન ભય લાગી આવ્યો. તે શિવાય જૈનધર્મના આચાર સ્વરૂપને અને મુનિઓની સામાચારીને જાણનારા કેટલાએક આસ્તિક શ્રાવકો પણ ખેદાતુર બની ગયા. તેમના હૃદયમા આચાર્ય તરફ અભાવ ઉત્પન્ન થઈ આવ્યો, પણ તે વખતે ક્ષમાગુણને પ્રધાન કરી સર્વે મૌન ધરી બેસી રહ્યા.

વિજયચંદ્ર ક્ષમાવાન હતો, સ્વાભાવે શાત હતો, પણ સત્યને માટે ટેકવાળો હતો. તે સાથે યથાર્થ કહેવામાં પાછી પાની ન કરે તેવો ધીર હતો. આચાર્યના આ વચનો સાંભળી તેના હૃદયમાં લાગી આવ્યું. જો કે તેના પોતાને માટે કહેલાં વચનો તરફ તેણે ઉપેક્ષા રાખી હતી, પણ જૈન ધર્મના મહાન્ પદવી ધરનારા આચાર્યના મુખમાથી પૂરતી તપાસ કર્યા વગર અચાનક આવાં વચનો નીકળે, એ તેનાથી સહન થઈ શકયું નહીં સત્યને માટે પોતાના ક્ષમાગુણને ગુમાવવાની તેની ઈચ્છા થઈ, તે છતાં તેણે પોતાના પ્રધાનગુણ વિનયનો તદ્દન ત્યાગ ન કર્યો. તે ગંભીરતાથી બોલ્યો— "મહારાજ, આપ ક્ષમાશ્રમણ છો. પવિત્ર આર્હત ધર્મના ધુરંધર

મુનિ છો. આપ આવી અક્ષમા ધારણ કરો નહીં. આપના મુખમાંથી આવાં ઉગ્ર વચનો નીકળવાં ન જોઇએ. કદિ ઉચ્છૃંખલ ગૃહસ્થ શ્રાવકો આવાં અનુચિત વચનો પ્રગટ કરે પણ આપ અનગાર થઇ આવા ઉદ્દગાર પ્રગટ કરો એ યોગ્ય ન કહેવાય? આ લઘુ શ્રાવકે કાંઈ એવો ભારે અપરાધ કર્યો નથી. મારો કેટલો અપરાધ છે? તે વાત યથાર્થ રીતે આપે પ્રથમ જાણવી જોઇએ. તે જાણ્યા પછી તેનો બુદ્ધિપૂર્વક વિચાર કરશો અને મધ્યસ્થ દૃષ્ટિથી તેનું અવલોકન કરશો તો આપ મારા અપરાધની તુલના કરી શકશો મે કેવો લેખ લખ્યો છે અને તે કેવી બુદ્ધિથી લખ્યો છે તે આપ તપાસો, અને મારા લેખના શબ્દોનો વિચાર કરો તો આપને આપના આ સાહસ ભરેલા ઉગ્ર શબ્દોને માટે પશ્ચાત્તાપ થયા વિના રહેશે નહીં"

વિજયચંદ્રના આ વચનો સાભળી આચાર્યના ક્રોધમાં ઘટાડો થયો નહીં પણ વધારો થઇ આવ્યો. તેઓ પુન ગર્જના કરીને બોલ્યા—"અરે નીચ શ્રાવક, શું તુ મને પણ ઉપદેશ આપવા તૈયાર થયો છે, શું મારે મારા શબ્દોને માટે પશ્ચાત્તાપ કરવો પડશે? અરે મૂર્ખા,આ તું શુ બોલે છે? તુ મને ઓળખે છે કે હું કોણ છું? હું ક્રોધથી પ્રજ્વલિત થનારો શ્રીમાન્ જ્વલનાચાર્ય છું. ભારતવર્ષના સમગ્ર સંઘનો નિયામક છું—નાયક છું મારી સત્તા આગળ કોઇનું બળ ચાલતું નથી કદિ ધારૂં તો આખા ભરતખંડના શ્રાવકોને સંઘની બાહેર મુકી દઉ અને મુનિઓને પણ તેવી શિક્ષા કરી શકું. ઉગ્રતા આગળ કોઇ પણ ટકી શકે તેમ નથી હુ ભારતવર્ષનો મહાન્ જૈનાચાર્ય છુ અરે અધમ શ્રાવક, તુ જરા વિચાર કરીને બોલ અને સમક્ષ ગુનો કબુલ કરી મારી આગળ માફી માગ અને તારા મસ્તકને મારા ચરણમા મૂકી પગે પડ. એમ કરીશ તો વખતે મને દયા આવશે અને તારી શિક્ષામાં કાંઇક ઘટાડો થશે નહી તો તું સંઘ બાહેર રહેવાની મોટી શિક્ષા પ્રાપ્ત કરીશ અને પાયમાલ થઈ જઇશ. વળી તુ એમ સમજીશ નહીં કે, "મને આ શહેરનો એકજ સંઘ બાહેર મુકશે, પણ બીજા શહેરોના સંઘ બાહેર મૂકી શકશે નહીં"

આવો વિચાર હૃદયમાં જરાપણ લાવીશ નહીં. હું આચાર્ય, જ્યારે તને સંઘ બાહેર મુકીશ એટલે ભરતખંડના બધા સંઘો તારો ત્યાગ કરશે, એ ખાત્રીથી માનજે મારી આજ્ઞા અપ્રતિહત છે અને મારા વચનને ઊલ્લંઘન કરનાર કોઈ નથી, એમ સમજજે."

આચાર્યના આ વચન સાંભળી વિજયચંદ્રની શાંત પ્રકૃતિનો ભંગ થવા આવ્યો અને તેનુ હૃદય ઉસ્કેરાઇ જવાને તૈયાર થયું, પણ તેણે વિનયનો તદન ત્યાગ કર્યો નહીં. જે ક્રોધને આચાર્ય તાબે થઇ ગયા હતા, તે ક્રોધને એ વીર પુત્ર તાબે થયો નહીં. તુંકારાથી આચાર્યે તેને વારવાર અપમાનિત કર્યો હતો તોપણ એ ધાર્મિક યુવકે મુનિના વેષને અને સત્ય નહીં છતા સત્યાભાસ કહેવાતા આચાર્યપદને તિરસ્કૃત કર્યું નહિ તે પુન. વિનય અને રોષની મિશ્ર છાયામાં રહીને બોલ્યો— "આચાર્યજી, આપના મુખમાથી આવા ગર્વ ભરેલાં વચનો નીકળે, એ વીરશાસનનને હીણપદ લગાડનારૂં છે મુનિરાજ, તમે તમારા સ્વરૂપને ભૂલી ગયા છો, અથવા પ્રથમથીજ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થયું ન હોય એટલે તમને શુદ્ધ સ્વરૂપનુ ભાન ક્યાથી આવે ? અદ્યાપિ મેં તમારી મર્યાદા અને વિનય સાચવ્યો છે, પરંતુ હવે મારાથી મર્યાદાનુ ઉલ્લંઘન થઈ જશે–વિનયનો ભગ થઇ જશે. તમે ગર્વના પર્વત ઉપર ચડી ગયા છો, અને તેથીજ તમારા મુખમાંથી આવા અનુચિત શબ્દો નીકળે છે. પરતુ તમારા એ શબ્દો હવે મારાથી સહન થઈ શકતા નથી અરે જ્વલનાચાર્ય ! તમારા કઠોર અને અનુચિત શબ્દો સાભળી ક્રોધકષાય મારા હૃદયપર ચડી બેઠો છે, તેણે પોતાનું મહાબળ મને દર્શાવવા માંડયું છે, તેથી હવે મારી વાણીમાથી વિનય દૂર થઇ જશે. આચાર્યજી સાભળો, આપ વિશ્વના સમસ્ત સંઘના નાયક છો અને આપની આજ્ઞામા ભારતની સર્વ જૈન પ્રજા વર્તે છે. જો કે એ વાત અસંભવિત છે, તેમ છતાં કદિ સભવિત હોય તોપણ એથી કાંઇ મને ભય લાગતો નથી, કારણકે, હું સત્ય રીતે નિર્દોષ છું, એવી મને પ્રતીતિ છે, વળી નિર્દોષને દૂષિત કરવા માટેની આપની પ્રવૃત્તિમા આપને સહાય કરનારા વિશેષ નીકળશે નહી, કારણકે, હજુ વીરશાસન જાગ્રત છે અને તે પવિત્ર શાસ-

નને માન આપનારા કેટલાએક મુનિઓ અને ગૃહસ્થો હજુ તદ્દન નષ્ટ થઇ ગયા નથી. કદિ બીજા મુનિઓ તમારી જેમ આચાર્ય પદવીને ધારણ કરનારા નહીં હોય, પણ ચારિત્રના ઉજ્વલ ગુણોને ધારણ કરનારા, ચારિત્રની મહત્તાને સમજનારા અને તેના પવિત્ર હેતુઓને જાણનારા તો હશે. તેઓ કદિ પણ આપના આવાં વર્ત્તનને ટેકો આપશે નહીં તેઓ હૃદયથી તમારા અનુચિત વિચારોને ધિક્કારશે. આજકાલ કેટલાએક મુનિઓ પોતાના ચારિત્ર ધર્મને અને કર્ત્તવ્યને ભૂલી ગયા છે અને ભૂલતા જાય છે. તેઓને તેમના શુદ્ધ ચારિત્રની અને કર્ત્તવ્યની સૂચના કરવા માટેજ તે લેખ લખવાનો મારો ઉદ્દેશ હતો. કોઇપણ જાતની દ્વેષબુદ્ધિથી મેં મારા લેખને જન્મ આપ્યો નથી હુ સારી રીતે સમજુ છું કે, જૈન મુનિઓ સર્વ શ્રાવકોના ધર્મગુરૂ છે, તેમના ઉપદેશથીજ જૈનધર્મ હજુ હસ્તી ધરાવે છે, આર્હત ધર્મનો ફેલાવો કરવામા ધર્મના તત્વો અને રહસ્ય સમજાવવામા અને જ્ઞાનને પલ્લવિત કરવામાં મુનિવર્ગનીજ સહાય છે, આવા વિષમ કાળમાં અનેકઅંતરાયો આવ્યા છતાં, જે જૈન ધર્મ તેના જ્ઞાન, ક્રિયા અને આચાર સાથે ટકી રહ્યા છે, તે મુનિવર્ગનેજ આભારી છે, તે પવિત્ર વર્ગે અનેક જાતના પરિષહોને સહન કરી ઉપદેશના પ્રવાહવડે આર્હતધર્મની સ્થિતિ અદ્યાપિ સુધી ટકાવી રાખેલી છે અને ભવિષ્યમાં પણ તે મુનિ વર્ગથીજ જૈન પ્રજાની ઉન્નતિ થવાની છે, આવું સમજતા છતાં પણ મેં જે મુનિઓને માટે લેખ લખેલો છે, તે તેવા ઉત્તમ હેતુથીજ લખેલો છે. ભારતવર્ષની આર્હત પ્રજાને ઉપયોગી એવા તે મહાત્માઓ જો પોતાના ધર્મને, આચારને અને કર્ત્તવ્યને ભૂલી જઈ વિમાર્ગે ચાલે તો પછી તેમના ઉપદેશને અનુસરનારી જૈન પ્રજાના શા હાલ થાય? તેઓ પોતે ઉન્માર્ગે ચાલી બીજાઓને ચલાવે અને તેમ થતાં ઉત્તરોત્તર જૈન પ્રજા તેઓની સાથેજ અધમ સ્થિતિમા આવતી જાય. તેથી તે મુનિઓએ પોતાના શુદ્ધ માર્ગથી પતિત ન થવું જોઇએ. તેમણે દેશકાલને અનુસરી પોતાની ઉપદેશક વૃત્તિને પ્રવર્ત્તાવવી જોઇ-

એ. આવા શુદ્ધ ઇરાદાથી મેં લેખ લખેલો છે. અલબત જો કે તેની અંદર વર્ત્તમાનકાળે ચાલતા મુનિઓના દુરાચારો દર્શાવ્યા છે અને તેને અંગે અમુક દુરાચારો પ્રગટ કર્યાં પણ છે. પરંતુ તે ઉપરથી સર્વ મુનિઓએ એ પોતાની નિંદા છે, એમ શા માટે માનવું જોઈએ ? જે મુનિઓ એવા દુરાચારને માર્ગે ચાલનારા અને વિપરીત રીતે વર્ત્તનારા છે તેઓને માટેજ મારા એ નિંદાદર્શક શબ્દો છે, પરંતુ જેઓ ચારિત્ર ધર્મના રાગી અને શુદ્ધ અનગારો છે, તેમણે એ નિંદાની શંકા પણ લાવવી ન જોઇએ મને પણ આપ આચાર્યના શબ્દો ઉપરથી ખાત્રી થાય છે કે, જે મુનિઓ મારો લેખ વાચી પોતાના હૃદય ઉપર રોષ ધારણ કરે છે, અને તે નિંદાને પોતા ઉપર માનીલે છે, તેઓ વખતે એવા દુરાચારોના સેવનારા હોવા જોઇએ; કારણ કે, જેઓ શુદ્ધ ચારિત્રવંત મુનિઓ છે, તેઓ તો મારો લેખ વાંચીને પ્રસન્ન થવાના અને હૃદયથી મને અભિનંદન આપવાનાજ. આ મારો વિચાર અનુભૂત અને યથાર્થ છે. ”

શ્રાવક વિજયચંદ્રના મુખથી આ શબ્દો સાંભળતાંજ આચાર્ય વિજયજ્વલન રોષાવિષ્ટ થઇ ગયા અને તે ભયંકર મુખમુદ્રા કરી નીચે પ્રમાણે બોલ્યા

“ અરે અધમ શ્રાવક, જરા વિચાર કરીને બોલજે. શું અમને તું અનાચારી ગણે છે ? અમો બધા મુનિઓ તને શિક્ષા કરવાને તૈયાર થયા, એટલે અમે અનાચારી છીએ ? મૂર્ખા, આ તારા શબ્દો તને બહુ ભારે પડશે હમણાંજ ભારતવર્ષનો સમગ્ર સંઘ તને પોતાની બાહેર મુકશે અને તારી નઠારી ગતિ થશે તું જરા વિનય રાખીને બોલ્યો હોત તો તારીપર દયા આવત. હવે દયાની દ્રષ્ટિએ તને જોવામાં આવશે નહી. ” આટલું કહી આચાર્યે સર્વ સંઘના આગેવાનો સામું જોઇને કહ્યુ કે, “ શ્રાવકો, હવે શા માટે વિલંબ કરો છો ? એકી અવાજે વિચાર કર્યાં શિવાય તમારો શો અભિપ્રાય છે ? આ મૂર્ખાનાં વચન કેવાં અવિનીત છે ? તેણે આપણને અનાચારી કહ્યા છે. તમે એ ઉદ્ધત શ્રાવકનો લેખ વાંચ્યો છે કે નહીં ? તેમાં તેણે મુનિવર્ગની

એવી નિંદા કરી છે કે, વાંચતાંજ આપણાં રોમ ઊભાં થઇ જાય. હવે આ અનાચારી યુવકને તત્કાલ સંઘ બાહેર મૂકવો જોઇએ. તમે પણ મારી આજ્ઞાને અનુસરો. તમે સમજો છો કે, હું સંઘનો નાયકઆચાર્ય છું, અને મુનિઓનો પણ નિયામક છું. જો કદિ તમો મારી આજ્ઞાને અનુકૂલ નહીં થાઓ તો તમારે પણ વિચારવા જેવું થઇ પડશે."

જ્વલનાચાર્યના આ ભારે પડતા શબ્દો સાંભળી તે શાંત મૂર્તિ પન્યાસ વિચારમાં પડી ગયા. તે શુદ્ધ ક્ષમાશ્રમણ ક્ષમાને અગ્ર કરી મૌન ધરી રહ્યા. આ વખતે વૃદ્ધ પન્યાસના રાગી શ્રાવકોના મનમાં ભારે ખેદ થઇ આવ્યો. તેમના હૃદયમા આચાર્યને માટે નઠારો અભિપ્રાય બંધાઇ ગયો, પરંતુ તેઓ આ વખતે ખામોશ પકડીને કાંઇ પણ બોલ્યા નહીં

આ સમયે **કલ્યાણચંદ્ર** નામનો એક ધર્મિષ્ઠ, પ્રમાણિક અને સત્યવાદી શ્રાવક બેઠો હતો. તેણે પ્રાચીન અને અર્વાચીન કેળવણી લીધી હતી તે વર્ત્તમાનકાળના મુનિઓ અને શ્રાવકોના આચાર વિચારને જાણતો હતો, તે સાથે તેમા કેવી જાતની સુધારણા કરવાની જરૂર છે, એ વિષે તે લાબો કાળ મનન કર્યા કરતો હતો. તેણે વિજયચંદ્રના લેખને આદ્યંત વાચ્યો હતો અને તે વિષે ઉચ્ચ અભિપ્રાય બાંધ્યો હતો. આ કલ્યાણચંદ્ર તેજ નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થનો પુત્ર છે તે ધનાઢ્ય અને વિદ્યાઢ્ય છે. તે સાથે ચાટુતા (ખુશામત)થી તદન દૂર રહેનારો અને સહવર્ત્તનથી વર્ત્તનારો યુવક છે. આચાર્યના આવાં ઉગ્ર વચનો સાભળી તેના હૃદયમા ઘણી અસર થઈઆવી અને તે પોતાની સત્ય નિષ્ઠાને અવલંબી ઉશ્કેરાઇને બોલ્યો "મહારાજ, તમે શું બોલો છો? તેનો જરા પણ વિચાર કરતા નથી. તમે જો આચાર્યપણાનો દાવો કરતા હો તો તમારે આવી ઉગ્ર વાણી પ્રગટ કરવી ન જોઈએ. તમે એમ સમજો છો કે, હું આચાર્ય થયો એટલે સર્વ જૈન વર્ગનો ઊપરી અધિષ્ઠાતા બની ગયો પણ એ તમારે જરાપણ મનમાં રાખવું નહિ તમે આચાર્ય થયા તેથી તમે સર્વ જૈન વર્ગના સત્તાધારી થયા, એમ માનવાનું નથી; કારણકે, આચાર્યપદની

કેવી યોગ્યતા છે? તે તમે પોતેજ સમજતા હો તેમ લાગતું નથી. જૈન-આચાર્ય સમાવંત અને વિનયવંત હોવા જોઈએ, અને તે સાથે તે જ્ઞાનના મહાન્ સાગર હોવા જોઇએ. તમારામાં એવું કાંઇપણ દેખાતું નથી, તે ઉપરથી હું અને બીજા જે પ્રમાણિક અને સમદૃષ્ટિ શ્રાવકો અહિં બેઠેલા છે. તેઓ તમને આચાર્ય તરીકે માનતા નથી.

આ વિજયચંદ્ર કે જે વિદ્વાન્, પ્રમાણિક અને ધાર્મિક યુવક છે. તેને માટે આવા અયોગ્ય શબ્દો બોલવા. એ તમને યોગ્ય ન કહેવાય. અને તમારાથી એવા શબ્દો બોલી પણ ન શકાય. જ્યાં સુધી તમે તમારી યોગ્યતા કે મર્યાદામાં રહો ત્યાં સુધી બીજાઓ તમારી યોગ્યતા અને મર્યાદા સાચવે. પણ જ્યારે. તમે તમારી યોગ્યતા અને મર્યાદાનો ભંગ કરો તો પછી તમારી યોગ્યતા અને મર્યાદા સાચવી શકાય નહીં. આ વિજયચંદ્રે જે લેખ લખ્યો છે. તે બરાબર યોગ્ય અને શિક્ષણ રૂપ છે. જે વિદ્વાન્ મુનિએ કે ગૃહસ્થે એ લેખને શુદ્ધ બુદ્ધિથી વાંચ્યો હશે. તે તેને કોઈ રીતે દૂષિત કહેશે નહિ. મહારાજ. આ જમાનો જુદો છે. હવે ગાડરીયો પ્રવાહ ચાલે તેમ નથી. કારણ કે આ સમયે તો ભારતવર્ષના સાર્વભૌમ રાજાના દોષો પણ પ્રગટ કરવામાં આવે છે, તો તમે સત્તારહિત ભિક્ષુક કોણ માત્ર ? આ મહાશયે સાધુઓના આચારવિચારમાં થતી વિપરીતતાને દર્શાવવાને માટે અને સુધારણા થવાને માટે સૂચના રૂપે એ લેખ લખેલો છે. કાંઈ મુનિવર્ગ ઉપર દ્વેષ ભાવ ધરીને લખેલો નથી. તમે નામધારી આચાર્ય થઈ બીચારા ધર્માંધ શ્રાવકોને દબાવી આ ધર્મી યુવાનનો આટલો બધો તિરસ્કાર કેમ કરો છો ? તમે વારંવાર સંઘની બાહેર મૂકવાનો ભય બતાવો છો, તો શું ? તમે ભારતવર્ષના સમગ્ર જૈનસંઘના અધિપતિ થઈ ગયા છો ? મનમાં એવું કાંઇપણ ગુમાન રાખશો નહીં. કદિ અમુક બે ચાર શહેર કે ગામમાં તમારા રાગી શ્રાવકો વસતા હોય, તો તેની અંદર તમારી સત્તા ચાલી શકે, પણ વિશ્વના સંઘ ઉપર તમારી બીલકુલ સત્તા ચાલી શકે તેમ નથી. વળી તમે અત્યારે જે શબ્દો આ ગૃહસ્થ શ્રાવક પ્રત્યે, અર્હંતના સંઘ પ્રત્યે અને આ મહા-

ત્મા વૃદ્ધ પન્યાસ પ્રત્યે બોલ્યા છે, તે શબ્દોની ઉપરથી તો તમારી કેટલી યોગ્યતા છે? એ સિદ્ધ થઇ ચૂક્યું છે તમે આ વિદ્વાન્ લેખક, આ સંઘ અને આ વૃદ્ધ પન્યાસનો તિરસ્કાર કર્યો છે, તેમા પણ આ વિદ્વાન્ લેખકને માટે તમે જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે ઘણાજ અસત્ય છે. એ શબ્દોને સહન કરનાર આ ગૃહસ્થ ખરેખર ધન્યવાદને પાત્ર છે, એટલુ જ નહી પણ તમારા જેવા જ્વલનાચાર્યના કરતાં એનામાં વિશેષ યોગ્યતા દેખાઇ આવી છે ખરી રીતે તો ક્ષમાશ્રમણનું મહત્ વિશેષણ આ ગૃહસ્થ છતા તેનેજ લાગુ પડે છે. મહારાજ, વિચાર કરો, તમારા જેવા ક્રોધમૂર્ત્તિ અનેક આચાર્યો પ્રગટ થશે તો પછી જૈનધર્મ વિચ્છિન્ન થઇ જશે વીરશાસનના અનેક વિભાગો ઉત્પન્ન થશે અને ગચ્છોની શાખાઓમાથી પ્રશાખાઓ પ્રગટ થશે મહારાજ, આપ સાધુને મારે આવા વચનો કહેવા પડ્યા છે, તેને માટે હું મિથ્યા દુષ્કૃત ઉચ્ચારૂં છું. આપ પોતાના સ્વરૂપનો વિચાર કરી મારા અપરાધોને ક્ષમા કરજો. આ સમયે ક્રોધરૂપ કષાયના ઉદયથી મને કર્મના બંધ થયા છે, એમ હું સમજું છું, પણ તેના કારણભૂત એવાં આપનાં ઉગ્ર વચનોને સાંભળવાની અસહનતાએ મને એ કર્મબંધ કરાવ્યા છે. તથાપિ હું એટલો સંતોષ માનું છું કે, જો મારાં આ વચનોની અસર આપના હૃદય ઉપર થશે તો પછી ફરીવાર આપ આવી ઉગ્ર વાણી ન ઉચ્ચારવાના નિયામક થશો—ફરીવાર આપ આવા ઉગ્ર-વચનોને પ્રગટ કરશો નહીં. તેથી કરીને મારા જેવી પ્રકૃતિવાળા બીજા પુરૂષોને એ કર્મના બંધ થશે નહીં, તેમજ આપને પણ પુનઃ એવા પ્રસંગો નહીં આવવાથી કર્મના બંધ થશે નહીં."

કલ્યાણચંદ્ર આટલું બોલી વિરત થયો. તેના આ વચનો સાંભળી આચાર્ય જ્વલનવિજય અતિ રોષાતુર થઇ ગયા. તેમની મુખમુદ્રા તામ્રવર્ણી થઇ ગઇ અને તેમના નેત્રોમાં અરૂણતા ઉદિત થઇ આવી. જો કે આ ગૃહસ્થનાં તીવ્ર વચનોએ તેમના આવેશને શિથિલ કરી નાંખ્યો હતો, કારણકે, એ કલ્યાણચંદ્રનાં વચનોને મુનિઓનો

અને સંઘનો મોટો ભાગ સંમત થયો હોય, તેવું એ ચતુર આચાર્યને જણાઈ આવ્યું હતું, ને ઉપરથી તેમના મનમાં પોતાને પૂર્ણ ઉત્તેજન મળશે નહીં એવો ભય લાગી આવ્યો હતો તથાપિ એ ઉગ્રાચાર્ય તદન શાંત થઈ શકયા નહીં. તેમની પ્રબળ પ્રકૃતિએ તેમને પરવશ કરી દીધા. તેઓના આવેશની શિથિલતા તદન નાશ પામી ન હતી. તેઓ ઉંચે સ્વરે બોલ્યા—"અરે શ્રાવક, તું એમ સમજે છે કે, હું મનાદય છું, તેથી આચાર્ય ડરી જશે. પણ હું કદિ પણ તારા જેવા ધનાઢયથી ડરવાનો નથી. અમારે મોટા રાજાની પણ પરવા નથી તો તારા જેવા સામાન્ય ગૃહસ્થની શી પરવા હોય ? આ તો તું એકલો મારી સામે થવા તૈયાર થયો છે, પરંતુ આ શહેરનો બધો સંઘ મારી વિરૂદ્ધ હોય તો પણ હું જરા ભય પામું, તેવો નથી. મારૂ એક રોમ પણ કોઈનાથી કંપે તેમ નથી. આ શહેરનો તમામ સંઘ તેમજ મુનિ વર્ગ મારી સાથે પડે તેથી હું હારી જાઉં તેવો નથી. કારણકે, મારી પાછળ બીજા મોટા મોટા શહેરોના સંઘો અનુસરનારા અને મારી આજ્ઞાને માનનારા છે. હું જનકનાચાર્ય જેવો તેવો નથી મેં મારી શક્તિથીજ આચાર્યપદ મેળવ્યું છે. મને આચાર્યપદ પ્રાપ્ત થવામાં અનેક મુનિઓ અને શ્રાવકો વિરૂદ્ધ થયા હતા, પરંતુ મારી અસાધારણ શક્તિથી હું તે પદ મેળવવાને વિજયી થયો છું. અરે અવિચારી શ્રાવક, તે પણ વિનયનો ત્યાગ કરી અઘટિત વચનો કહ્યાં છે, તે પણ મારા ધ્યાનમા છે જો પ્રસંગ આવશે તો તને પણ એ તારાં વચનોનો બદલો મળી રહેશે. યાદ રાખજે, આ જનકનાચાર્ય બદલો લીધા વિના રહેનાર નથી."

આ પ્રમાણે કહી આચાર્ય ઉશ્કેરાઈ ગયા, તેવામાં તેમની પાસે રહેલા શંખવિજય અને દંડવિજય ઉભા થઈને બોલ્યા—"મહારાજશ્રી, જો આજ્ઞા હોય તો આ આપના વિરોધિની સાથે લડાઈ કરીએ. કહોતો તેમને લપડાક મારી ઊપાશ્રયની બાહેર કાઢીએ, અને કહો તો, આ દંડાથી અને ઓઘાથી કુટી મારીએ. જે આજ્ઞા કરો તે કરવાને તૈયાર છીએ." તેમનાં આ વચનો સાંભળી આચાયજીએ

કહ્યું, " ભાઇ, હમણા ધીરા રહો. એવો પ્રસંગ આવશે તો હું તમ
ને સૂચના કરીશ. "

આ વાર્ત્તાલાપ કેટલાએક ઉત્તમ શ્રાવકોના સાંભળવામ
આવ્યો એટલે તેઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, " આ બહુ
ખોટું થાય છે. આ આચાર્ય ખરેખર ક્રોધમૂર્ત્તિ છે. હમણા મોટે
જંગ થશે—મોટી મારામારી થઇ પડશે. એમ થવાથી શહેર
જિનશાસનની નિંદા થશે અને લોકોમાં જૈનમુનિઓ તોફાની છે
એમ કહેવાશે. એટલુંજ નહીં પણ જો મોટી મારામારી થઇ તે
ફોજદારી થઇ પડશે અને કેટલાએક પ્રતિષ્ઠિત શ્રાવકો અને મુનિએ
ન્યાયાસનમાં દોરાશે. માટે આ સમાજ વિસર્જન કરી દેવો જોઇએ
આ પ્રમાણે શેઠીઆઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા, પણ કો
હીંમત ધરીને આચાર્ય જ્વલનવિજયને કહી શક્યું નહીં. તેમ
પ્રચંડ કોપથી તેઓ ભય પામી ગયા.

ક્ષણવારે એક વૃદ્ધ શેઠીએ હીંમત ધરીને કહ્યું,—"આચાર્યજ
આપ કૃપા કરી શાંત થાઓ. જો આ પ્રમાણે થશે તો આપણી સમ
જ મળવાનો હેતુ સફળ થશે નહીં. ભાઇ કલ્યાણચંદ્ર, તમે પ
સુજ્ઞ શ્રાવક છો, માટે કોઇને ક્રોધ ઉત્પન્ન થાય, તેવાં વચનો આ પ્રસ
ગે તમારે કહેવાં ન જોઇએ. આચાર્યજીનો સ્વભાવ જરા તીવ્ર
તો પણ તેઓ આપણા ગુરૂ છે. આપણે તેમનું માન રાખવું જોઇએ
હવે જે કાર્ય આપણે કરવાનુ છે તે કરો અને શ્રી વીરશાસનની જે
શોભા વધે તેમ કરો. જો આપણે આમ કલહ કરી ઉઠી જઇશું
ગામમાં આપણી ભારે નિંદા થશે અને અન્ય દર્શનીઓ આપણ
હાંસી કરશે. મને ખાત્રી છે કે, આપ આ શાંતિથી સમાજના કામ
ચલાવશો અને સમાજની ધારણા એક મતે પાર પાડશો. "

તે પછી બીજા કેટલાએક શ્રાવકોએ તે વૃદ્ધ શેઠનાં વચનો
અનુમોદન આપ્યું અને તેથી આચાર્ય મનમા વિચારી શાંત થઇ ગય

ક્ષણવારે આચાર્ય જરા તીવ્ર સ્વરથી બોલ્યા—" શ્રાવકો,
ગુનેગાર વિજયચંદ્ર અને તેને ઉત્તેજન આપનાર કલ્યાણચંદ્રનાં

ચનો કે જે વચનોથી મારૂં પૂર્ણ અપમાન થયેલું છે, તોપણ સમાજના કામમાં વિઘ્ન ન આવે તેવા હેતુથી હું શાંતિ ધરી રહું છું. જો મારી મરજી હોય તો હું ગમે તેમ કરવાને સમર્થ છું. તથાપિ કેટલાએક વૃદ્ધ શ્રાવકોના માનની ખાતર આ વખતે હું ક્ષમા કરૂં છું. તોપણ જેમણે આ સમાજ વચ્ચે મારૂં અપમાન કરેલું છે, તેમને હું પ્રસંગે શિક્ષા કર્યા વિના રહીશ નહીં."

આટલું કહી આચાર્યે સંઘના અગ્રેસર શ્રાવકોને કહ્યું કે, "શ્રાવકો, આ વિજયચંદ્ર સર્વ રીતે ગુનેગાર સિદ્ધ થયેલ છે, તો તેને સંઘની બાહેર મૂકવાનો તમારે ઠરાવ કરવો જોઇએ. આ શહેરના સંઘે પ્રથમ તેનો બહિષ્કાર કરવો અને જે પરગામના ગૃહસ્થો અહીં હાજર હોય તેમણે પણ વિજયચંદ્રને પોતપોતાના ગામના સંઘની બાહેર મૂકવો. જે મોટા મોટા શહેરોના સંઘપતિઓ અહિં હાજર નથી, તેમને અમારા તરફથી પત્રો જશે, એટલે તેઓ પણ આપણા ઠરાવને અનુસરી ગુનેગારને આપવા જેવી શિક્ષા કરશે. માટે તમે બધા વિચાર કરી આ મુનિવર્ગની લેખદ્વારા નિંદા કરનાર વિજયચંદ્રને સંઘનાં બાહેર મૂકી દો. હું તેને માટે તમોને ખાસ આજ્ઞા કરૂં છું."

આચાર્યનાં આ વચનો સાંભળી સર્વ ગૃહસ્થો તેનો વિચાર કરવાને એક તરફ થઇ ગયા અને ઘણીવાર સુધી તે વિષે વિચાર કર્યો, પણ તેમાં સર્વની સંમતિ થઇ નહિ. આચાર્યના ચુસ્ત રાગી અને તેમનાથી ભય પામનારા કેટલાએક શ્રાવકો શિવાય બીજા સર્વે વિજયચંદ્રને સંઘની બહાર ન મૂકવાના પક્ષમા થયા. તે વિષે ઘણી ચર્ચા ચાલી પણ પરિણામે સર્વની એક સંમતિ થઈ નહીં પછી તેઓ, આચાર્ય, વૃદ્ધ પન્યાસ અને બીજા મુનિઓની સમક્ષ આવ્યા, અને ક્ષણવાર મૌન ધરીને બેસી રહ્યા. તે વખતે આચાર્યે ઊંચે સ્વરે કહ્યું, "શ્રાવકો, શો વિચાર કર્યો? મને લાગે છે કે, તમે સર્વે એક સંમત થયા હશો; તમારો ફેંસલો જાહેર કરો" આચાર્યનાં આ વચનો સાંભળી એક પ્રમાણિક અને સંઘના આગેવાન ગૃહસ્થે જણાવ્યું,

"મહારાજ, વિજયચંદ્રને સંઘ બહાર મૂકવામાં સર્વની એકસંમતિ થઇ નથી. કેટલાએક યોગ્ય ગૃહસ્થોની દૃષ્ટિએ વિજયચંદ્ર ગુનેગાર લાગતો નથી. તેણે જે મુનિઓની વિરૂદ્ધ લેખ લખ્યો છે, તે દ્વેષ બુદ્ધિથી લખ્યો નથી, પરંતુ મુનિવર્ગમા સુધારણા થવાની જરૂરીયાતને માટે સૂચના રૂપે લખેલો છે. તેમજ તે ગૃહસ્થ, વિદ્વાન્, પ્રમાણિક અને સમદર્શી છે, એમ ઘણાઓને ખાત્રી થઈ છે. તેથી તેને સંઘની બાહેર મૂકવામાં સર્વની સંમતિ થતી નથી."

તે ગૃહસ્થોનાં આ વચન સાંભળી આચાર્યજી વધારે રોષાવિષ્ટ થઇને બોલ્યા, "શ્રાવકો, જેઓ વિજયચંદ્રને નિરપરાધી ઠરાવનારા છે, તેઓ ખરેખરા પક્ષપાત કરનારા છે, તેમજ તેઓ વિજયચંદ્રથી ભય પામે છે. કારણ કે, જો વિજયચંદ્રને તેઓ સંઘની બાહેર મૂકે તો વિજયચંદ્ર નિંદાલેખક હોવાથી તેમના વિરૂદ્ધ લેખ લખી તેમને ફજેત કરે. આજ ભયથી કેટલાએક શેઠીઆઓ તેના પક્ષપાતી થયા હશે. પણ તેમણે યાદ રાખવું કે, જેઓ એવા અપરાધીનો પક્ષ કરનાર છે, તેઓને પણ હું શિક્ષા કરાવીશ, અને તેમની આંખો ઉઘાડી દઇશ. ગૃહસ્થો, તમારામાંના કેટલાએક એમ સમજે છે કે, અમે શ્રાવકો સંઘના આગેવાન શેઠીઆ છીએ, એટલે અમારાથીજ આ વાત બની શકશે. પણ એવું અભીમાન તમારે રાખવું નહીં. અમો સાધુઓ એકત્ર થઇને જો વિજયચંદ્રને સંઘની બાહેર મૂકીશું તો તમારે તેમાં અવશ્ય સંમત થવું જોઇશે; કારણકે, સાધુઓ ચતુર્વિધ સંઘમાં પ્રથમ પદે છે, અને તે સાધુઓમાં પણ આચર્ય પ્રથમ પદે છે" આ પ્રમાણે કહી આચાર્યે પેલા વૃદ્ધ પન્યાસને ઉદ્દેશીને કહ્યુ, "કેમ પન્યાસજી, આ વિષે આપનો શો મત છે ? જો આપણે એક થઇને વિજયચંદ્રને સંઘની બાહેર મૂકીએ તો પછી કેટલાએક આ પક્ષપાતી શ્રાવકોના પક્ષપાતનું બળ ચાલવાનુ નથી. હવે આપનો જે અભિપ્રાય હોય, તે ખુલ્લી રીતે પ્રગટ કરો." મહાત્મા વૃદ્ધમુનિ શુદ્ધ ચારિત્રને ધારણ કરનારા, દશવૈકાલિક અને આચારાંગ સૂત્રના અર્થનું મનન કરનારા, અને મુનિધર્મના શુદ્ધ સ્વરૂપ-

ને સમજનારા હતા. તે સાથે કષાયથી રહિત, શાંતિથી યુક્ત, અને ક્ષમાથી વિભૂષિત હતા. તેઓ ક્ષણવાર વિચાર કરીને નીચે પ્રમાણે બોલ્યા.

"આચાર્ય, તમે વિદ્વાન્ છો, એટલે તમને કહેવું, એ પુનરૂક્તિ જેવું છે, તથાપિ સત્યનું અવલંબન કરી મારે કહેવું જોઈએ કે, આપણા મુનિઓને આવા કલહ અને વિક્ષેપ કરવા યોગ્ય નથી. જો કે, આપ આચાર્યને સંઘની સુધારણા કરવામાં ભાગ લેવો જોઈએ, તોપણ જે વાતમાં કલહ કે વિક્ષેપની ઉત્પત્તિ થતી હોય અને જે કરવાથી લાભના કરતાં હાનિ વિશેષ થતી હોય તો તેનો પરિહાર કરવો જોઈએ. તેવા વિષયમાં આગ્રહ પકડી રહેવું ન જોઈએ. આચારાગ સૂત્રના ચોથા સમ્યક્ત્વ અધ્યયનમાં કહ્યું છે, તે તમારા જાણવામાં હશે. તે ભગવાન્ સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે—

"હું કહુ છુ કે, જે તીર્થંકર ભગવાન્ થઈ ગયા, જે હાલ વર્તે છે, અને જે આવતા કાળમાં થશે, તે બધા આ રીતે કહે છે, બોલે છે, જણાવે છે તથા વર્ણવે છે કે, "સર્વ જીવને હણવું નહીં, તેમના પર હકુમત ચલાવવી નહીં, તેમને કબજે કરવા નહીં, તેઓને મારી નાંખવા નહીં અને તેઓને હેરાન કરવા નહીં. આવો પવિત્ર અને નિત્ય ધર્મ લોકના દુઃખને જાણનાર ભગવાને, સાંભળવા તૈયાર થયેલાઓને, નહીં થયેલાઓને, મુનિઓને, ગૃહસ્થોને, રાગીઓને, ત્યાગીઓને, ભોગિઓને તથા યોગિઓને બતાવ્યો છે. એ ધર્મ ખરેખરોજ છે, અને માત્ર જિન પ્રવચનમાંજ વર્ણવેલો છે. માટે યથાર્થપણે ધર્મનુ સ્વરૂપ જાણીને શ્રદ્ધા કર્યા બાદ આળસુ નહીં થવું, તથા સમજીને લીધેલા ધર્મને કોઈ વખતે છોડી પણ નહીં દેવો. દેખાતા દુનિઆના ઠાઠમાઠમાં અંજાઈ ન જતાં વૈરાગ્ય ધરવું અને દુનિઆની દેખાદેખી નહીં કરવી. જેને દેખાદેખી નથી તેને બીજી કુમતિ પણ થશે નહીં અથવા જેને ઉપર કહેલા ધર્મની શ્રદ્ધા નહીં હોય તેને બીજી શી સુમતિ થશે?"

આચાર્યજી, આ સૂત્રવાણીનો આપણે પ્રથમ વિચાર કરવાનો

છે. વળી તેજ મહાત્મા તે સ્થળે જણાવે છે કે, “ સંસારમાં આસકત થઈ અંદર ખુચનારા જીવો ચિરકાળ સંસારમાં ભમે છે. માટે તત્વદર્શી ધીરપુરૂષોએ પ્રમાદિઓને ધર્મથી બાહેર રહેલા જોઇ અહર્નિશ ઉજમાળ થઇ સાવધાનપણે વર્તવું.”

“ જે કર્મ બાંધવાના હેતુઓ છે, તે કર્મ ખપાવવાના હેતુઓ પણ થઇ શકે છે અને જે કર્મ ખપાવવાના હેતુઓ છે, તે વખતે કર્મ બાંધવાના હેતુ પણ થઈ શકે છે. અથવા તો જેટલા કર્મ ખપાવવાના હેતુઓ છે, એટલાજ કર્મ બાંધવાના હેતુઓ છે અને જેટલા કર્મ બાંધવાના હેતુઓ છે તેટલજ કર્મ ખપાવવાના હેતુઓ છે. ”

આચાર્યજી, આપણે પણ આ સૂત્રવાણી લક્ષમાં રાખીને વર્ત્તવાનું છે. કદિ આ વિજયચદ્રે શુદ્ધ બુદ્ધિથી લેખ લખ્યો હશે અને તેની મનોવૃત્તિમાં નિર્મળતા અને પવિત્રતા રહેલી હશે, તો આપણે સાહસ કરી તેને સંઘની બાહેર મૂકાવીશું તો આપણે દૂષિત થયા વિના રહીશું નહીં કદિ તમારા મનમાં તેને માટે વિપરીત વિચાર આવ્યો હોય, પણ તે વિચાર શાથી આવ્યો છે તેનો તમારે દીર્ઘ વિચાર કરવો જોઇએ; કારણ કે, કેટલાએક કામ કરવામાં જીવને કષાયો દબાવી દે છે, અને તે કષાયો જીવોની પાસે સાહસ કામ કરાવી કર્મના બધમાં જોડી દે છે. મારા ધારવામા પણ એમજ આવે છે કે. કષાયોના પ્રબળથી આ મોટું સાહસ થાય છે. આચારાગ સુત્રના ચોથા અધ્યયનના ત્રીજા તપોડનુષ્ટાનના ઉદ્દેશમાં આ પ્રમાણે લખે છે, તે આપણે મનન કરવા યોગ્ય છે. “ હે મુનિ, આ મનુષ્યભવનું આયુષ્ય પૂર્ણ થઇ રહેવા આવેલું જાણી હિંમત ધરીને ક્રોધને અળગો કર. ક્રોધાદિકથી આવતીકાલે કેવા દુઃખ થશે તે વિચાર, તથા લોક કેવી રીતે એ ક્રોધાદિકથી ટળવળે છે તે તપાસ. જેઓ કષાયોને ઉપશમાવી શાંત બન્યા છે. તેઓને પરમ સુખી કહેલા છે. માટે ખરા વિદ્વાન પુરૂષે ક્રોધથી કોઇ વખતે બળવું નહીં. ”

આચાર્યજી, આ વચનો ઉપર આપણે શ્રદ્ધા રાખી મનન કરવું જોઇએ. જો આપણે આ વચનોને અનુસરીએ તો જેમાં ક્રોધનો

ઉદય આવશ્યક છે, એવા આ કલહના કાર્યમાં પડવું જોઈએ નહીં. આવા પ્રસંગોમાં કષાયનો ઉદય થયા વિના રહેતો નથી. આ પ્રસંગે તમારો પ્રચંડ ક્રોધ જોઈ મારા હૃદયમાં વિવિધ પ્રકારના વિકલ્પો ઉઠતા હતા અને મને સાંસારિક ઉપાધિઓનું પ્રત્યક્ષ દર્શન થવાથી મારા વૈરાગ્યને પરમ પુષ્ટિ પ્રાપ્ત થતી હતી. આચાર્ય જ્વલનવિજયજી, જો તમારે તમારા આત્મનું હિત ઇચ્છવું હોય અને તમારા ચારિત્ર-ના માર્ગને નિષ્કંટક રાખવો હોય તો કોઈ પ્રસંગે પણ આવી ઉ-પાધિ વ્હોરી લેશો નહીં. આજના બનાવ ઉપરથી મને ઘણો બોધ મળ્યો છે. જો કે આવા પ્રસંગોનું નિરાકરણ પદવીધારી મુનિઓને કરવું પડે છે તો તેમણે યાદ રાખવું જોઈએ કે, પોતે પોતાના આ-ત્માની સ્વતંત્રતા ગુમાવે નહીં; એટલે પોતે કષાયોને આધીન બને નહીં. જેમણે કષાયોનો તદન ઉચ્છેદ કર્યો છે અને જેમના હૃદયમાં શાંતિ અને ક્ષમાએ સતત વાસ કરેલો છે, એવા મહાન્ પુરૂષોએ આવા પ્રસંગોમાં નિડરપણે ભાગ લેવો. તોપણ તેમણે બે બાબ-તોને સર્વદા દૂર કરવી જોઈએ. એક અહંકાર અને બીજી પક્ષ-પાતની બુદ્ધિ. જો ઉભય બાબનોને દૂર કરવામાં આવે તો તે પદવી-ધર મુનિ શુદ્ધ ન્યાય આપી સર્વના હૃદયને સંતુષ્ટ કરી શકે છે.

આચાર્યજી, વળી એક બીજી બાબત કહેવાની છે કે, આપણે અનગારો સર્વદા સંયમનીદૃઢ શૃંખલાથી બંધાએલા છીએ. તેઓ જો આવી પ્રવૃત્તિમાં પડે તો એ શૃંખલા શિથિલ થયા વિના રહે નહીં, જ્યારે એ શૃંખલા શિથિલ થઇ, તો પછી મુનિને સાંસારિક જંજાળ પ્રાપ્ત થયા વિના રહે નહીં, અને તેને લીધે શરીરનું દમન નાશ પામી જાય અને તપથી વિમુખ બની જાય. આચાર્યજી, તેને માટે આચારંગ સૂત્રના યોજક જે શબ્દો લખે છે, તે સર્વદા ચિંત નીય છે. તે મહાનુભાવ આ પ્રમાણે લખે છે. " મુનિએ સઘળી સાંસા-રિકજંજાળ છોડી ઉપશમ પૂર્વક શરીરને શરૂઆતમા સદા તપથી દમવું, પછી વધતા તપથી દમવું, અને પ્રાંતે સંપૂર્ણ રીતે દમવું. એટલામાટે પરાક્રમી મુનિએ શાંત મનથી સંયમમાં રાગ ધરી

સમિતિ તથા જ્ઞાનાદિક હિતકારક વસ્તુઓને સાથે રાખી હમેશા પ્રયત્નવંત રહેવું. મુક્તિ મેળવનાર વીર પુરૂષોનો માર્ગ ઘણો વિકટ છે. માટે હે મુનિ, તું તારા માંસ અને રૂધિર સુકાવ; કારણ કે, જે પુરૂષ હંમેશા બ્રહ્મચર્યમાં રહીને શરીરને તપથી દમે છે, તેજ વીરપુરૂષ મુક્તિ મેળવનાર હોવાથી માનનીય ગણાય છે. જે પુરૂષ શરૂઆતમાં કદાચ ઇંદ્રિયોને વશ કરી વર્ત્યો હોય પણ પાછો મોહના જોશથી વિષયોમાં આસક્ત થાય તો તેબાળ પુરૂષ કશા પણ બંધનથી છુટો થયેલો નથી, તથા કશાપણુ પ્રપંચથી રહિત થયેલો નથી. એવા અજાણુ પુરૂષને મોહના અંધારામાં વર્ત્તતા પરમેશ્વરની આજ્ઞાનો લાભ થતો નથી અને એ રીતે જેને પૂર્વભવમાં આજ્ઞાની પ્રાપ્તિ નથી અને ભવિષ્યમાં પણ થવાની નથી તેને આ વર્ત્તમાન ભવમાં તે શી રીતે થવાની ? માટે જ્ઞાનવંત અને પરમાર્થદર્શી પુરૂષો આરંભથી દૂર રહે છે. તેમની એ વર્ત્તણુક ઘણી પ્રશંસનીય છે. તેનેમાટે આરંભથી જીવને વધ બંધનાદિ ભયંકર દુઃખો તથા અસહ્ય પીડાઓ ભોગવવી પડે છે. માટે હે મુનિઓ, તમારે બાહેરના પ્રતિબંધ કાપી મોક્ષ તરફ લક્ષ રાખી આ દુનિઆમાં આરંભનો ત્યાગ કરી વર્ત્તવું."

આચાર્યજી, આ સૂત્રવાણી આપણુને કેટલો ઉત્તમ બોધ આપે છે ? આપણે એ વાણીથી વિમુખ ન થવું જોઇએ."

વૃદ્ધ પન્યાસનાં આ વચનો સાભળી આચાર્ય ક્ષણવાર વિચારમાં પડી ગયા, પણ તેમની પાષાણમય મનોવૃત્તિ જોઇએ તેવી ભેદાણી નહીં. તેમના કુસ્વભાવે તેમને છોડી દીધા નહીં. તેઓ આવેશને દૂર કર્યા વગર આ પ્રમાણે બોલ્યા—"પન્યાસજી, તમે જે ઉપદેશ આપોછો, તે મારા જાણુવામાં છે. આચારાગસૂત્રના રહસ્યને હું સારી રીતે સમજ્યું છું. તમે તો માત્ર તેનો ભાવાર્થ કહો છો, પણુ તેનો વિશેષાર્થ મારા જાણુવામાંજ છે. તમે તેમાં બીલકુલ સમજી શકો તેમ નથી. હવે તે વિષે આ પ્રસંગે વધારે કહેવાની જરૂર નથી. વળી હું સમજુ છું કે, આવી ઉપાધિઓમાં સાધુએ ન પડવું જોઇએ. પરંતુ આચાર્યના પદને લઇને મારે આ ઉપાધિ રાખ્યા વિના છુટકો

નથી. જો આચાર્યો આવી બાબતમા ઉપેક્ષા રાખે તો પછી ધર્મ તથા સંઘની મર્યાદા કોણુ સાચવે ? આચાર્યે કેટલીએક ઉપાધિઓ સંઘની અને ધર્મની મર્યાદા રાખવાને માટે રાખવી જોઇએ.એ વાત પણુ શાસ્ત્રકારે બતાવી છે. વખતે તે તમારા વાંચવામાં નહીં આવી હોય. હવે તે વિષે હાલ વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી. મારે તમને એટલુંજ પૂછવાનું છે કે, આ વિજયચંદ્રને સંઘ બાહેર મૂકવામાં તમારો શો અભિપ્રાય છે ? તમારે માયાભાવ છોડી શુદ્ધ વૃત્તિથી મારી પાસે કહી દેવું. કદિ તમે મારા મતની વિરૂદ્ધ પડશો, તેનો મને ભય નથી હું આ વિશ્વમાં નિર્ભયતાથીજ પ્રવર્તુછું. "

આચાર્યનાં આવાં દુરાગ્રહી અને સાભિમાની વચનો સાંભળી પન્યાસ ક્ષણવાર વિમર્શમાં પડ્યા પણુ આખરે એ પવિત્ર આત્માએ પોતાના સત્યનું વીર્ય ફોરવી આ પ્રમાણે કહ્યું, "આચાર્યજી, મારામાં કોઈ જાતનો માયાભાવ લેજ નહીં. જો માયાભાવ હોય તો પછી મુનિપણું નકામું છે. માયા ભાવનો ત્યાગ કરવા માટેજ ચારિત્રનો આશ્રય લીધો છે. યમરાજના કરતાં પણુ માયા અને કર્મનો ભય મને બહુ લાગે છે. જો કે, આવા વૃથા કાળક્ષેપ કરનારા અને સઘની સંપરૂપ સેતુને તોડનારા અસંગોમાંથી હું મુક્ત થવા ઇચ્છા રાખું છુ, તથાપિ કોઈ કર્મના ઉદયથી આ પ્રસંગમા હું ભરાઈ પડ્યો તો હવે સત્ય અને પ્રમાણિકતાનુ શરણુ લઇ આ પ્રસંગને મારે પ્રસાર કરવો જોઈએ આચાર્યજી, આપ મારો મત માનો અથવા ન માનો તેને માટે મને હર્ષ શોક નથી. મારે ધર્મ અને સત્યનું અવલંબન કરીને કહેવું જોઇએ કે, " આ વિજયચંદ્ર નિર્દોષ છે—નિરપરાધી છે. " તેણે જે લેખ લખેલો છે, તે શુદ્ધ બુદ્ધિથી લખેલ છે, એવું મને તેના લેખ ઉપરથી માલુમ પડે છે તે સાથે તેના લેખમાં જે શબ્દો મૂકવામાં આવ્યા છે, તે એવી યોગ્યતાવાળા છે કે, જે ઉપરથી જણાઈ આવે છે કે, લેખક, ધર્મની લાગણીથીજ આ લેખ લખે છે.

વળી લેખકે જે મુનિઓને માટે લખેલું છે, તે યથાર્થ છે આ-

જકાલ મુનિઓના વર્તનમાં ફેરફાર થઇ ગયો છે મુનિઓએ એ લેખ ઉપરથી શિક્ષણ લેવાનું છે, એમ કહેવામાં કાંઇપણ અતિશયોક્તિ નથી. તેમ વળી જો આ સમયે આવા લેખ નહીં લખાય તો મુનિઓના વર્ત્તનમાં સુધારણા થઇ શકશે નહીં. જોકે, પોતાની પ્રકૃતિને પરાધીન થયેલા મુનિઓ કદાચ, પોતાના વર્ત્તનની સુધારણા નહીં કરી શકે પણ જે મુનિઓ પોતાનાજ દોષને જોનારા અને શોધનારા છે, તેઓને એ લેખ ઉપકારક થયા વિના રહેશે નહીં. મને પોતાને પણ એ લેખ વાંચતી વખતે કેટલાએક ઉમદા વિચારો આવ્યા હતા. વળી કેટલાએક મારા મુનિઓ એ લેખ વાંચીને પોતાના શુદ્ધ વર્ત્તનમાં દૃઢ રહેવા તત્પર બન્યા હતા. આચાર્યજી, તમે ગુણગ્રાહી છો, તો તમારે આવા લેખને ઉત્તેજન આપવું જોઇએ. આજકાલ જે ગૃહસ્થ શ્રાવકો અને શ્રાવિકાઓ મુનિવર્ગની ભકિતને બાને અતિશય ખુશામત કરે છે અને તેમને તેમના સદાચારમાંથી પતિત કરે છે, અને પતિત થયેલા મુનિઓ પછી સ્વતંત્ર અને ઉચ્છૂંખલ બની જાય છે, તેવા આ વિપરીત સમયમાં આવા લેખની પૂરેપૂરી જરૂર છે માટે ભાઇ વિજયચદ્રે જે લેખ લખેલો છે, તે આપણ મુનિઓને ઉપકારક હોવાથી આપણે માનવું જોઇએ કે, તેણે મુનિવર્ગનો મહાન્ ઉપકાર કરેલો છે. એવા ઉપકારક યુવકને અપકારક ગણી અપરાધી ઠરાવવો અને તેને સંઘની બાહેર મૂકવાની ભય કર શિક્ષા કરવી એ મને તો અતિશય અનુચિત લાગેછે. આપે પણ તે વિષે વિચાર કરવો જોઇએ ” વૃધ્ધ પન્યાસનાં આ વચનો સાભળી આચાર્ય જ્વલનવિજય, તેમનો આગ્રહી પરિવાર, અને કેટલાએક તેમના રાગી શ્રાવકો શિવાય બીજા બધા મુનિઓ, પ્રતિષ્ઠિત અને ન્યાયદર્શી ગૃહસ્થો હૃદયમાં પ્રસન્ન થઇ ગયા હતા. તેમણે તે વૃદ્ધ પન્યાસને હૃદયથી અભિનંદન આપ્યું અને ઉમંગથી તે મહાન્ મુનિવરની પરસ્પર પ્રશંસા કરવા લાગ્યા હતા.

આચાર્ય જ્વલનાત્મક બનીને બોલ્યા—“ પન્યાસ, તમે તમારા મનમાં એમ સમજો છો કે, અમે ખરા પ્રમાણિક અને ન્યાયી છીએ,

અને તેવો આડંબર બતાવવાને આ વિજયચંદ્રનો પક્ષ કરવા તૈયાર થયા છો. પણ તેથી અમે કાંઈ ડરવાના નથી. અમે તો નિશ્ચય કર્યો છે કે, વિજયચંદ્રને સંઘનો બાહેરજ મૂકયો છે. કદિ તમારા જેવા બે સાધુ તેનો પક્ષ કરે, તેથી કાંઇ સર્વની સંમતિ આવી જાય તેમ નથી. ભારતવર્ષનો મોટો ભાગ મારા મતને અનુસરવાનો છે. હું આ વખતેજ સર્વની સમક્ષ કહું છું કે, "મુનિઓની નિંદાનો લેખ લખનાર વિજયચંદ્ર આજથી સંઘની બાહેર છે. મારી આજ્ઞાને માનનારા કોઇપણ સાધુએ કે ગૃહસ્થ શ્રાવકે વિજયચંદ્રની સાથે સંબંધ રાખવો નહીં."

આચાર્યનાં આ સાહસિક વચનો સાંભળી સઘની અંદર મોટો ઘોંઘાટ મચી રહ્યો અને કેટલાએક આચાર્યના અને કેટલાએક વૃદ્ધ પન્યાસના મતને અનુસરી બોલવા લાગ્યા. તેમાં વૃદ્ધ પન્યાસના મતને અનુસરનારો મોટો ભાગ બાહેર પડયો, અને વિજયચંદ્રના શુદ્ધ પક્ષમાં આવી ગયો.

વૃદ્ધ પન્યાસજી અને વિજયચંદ્રનો મહાન્ પક્ષ જોઇ આચાર્યના મુખ ઉપર ગ્લાનિ આવી ગઇ અને તેના રાગી શ્રાવકો પણ જરા ઝાંખા પડી ગયા. આવો પ્રતિકૂળ દેખાવ જોઈ કોઇ વૃદ્ધ શ્રાવકે આચાર્યની નજીક આવી છાની રીતે સમજૂતી આપી; એટલે આચાર્ય જ્વલનવિજય જરા શાંત થઈ ગયા, અને તેમણે દેશકાલાનુસાર વર્ત્તન ગ્રહણ કરવા માંડ્યું. પછી તેમની સૂચના ઉપરથી પેલો વૃદ્ધ શ્રાવક ઉભો થઇને બોલ્યો,—"ગૃહસ્થો, આ પ્રસગ મમતથી ભરાઇ ગયો છે; તેથી આ વખતે વિજયચંદ્રની બાબતમાં કાંઈ પણ નિર્ણય કરવો યોગ્ય નથી. તેને માટે વિચાર કરી પછી નિર્ણય કરવામાં આવશે, તો આ વખતે તે બાબત મુલતવી રાખી આ સમાજના બીજાં કાર્યો કરવાને માટે આપણે પ્રવર્ત થવુ જોઇએ."

તે વૃદ્ધનાં આ વચનો સાંભળી ભદ્રિક હૃદયના પન્યાસજીએ એ વાત અગીકાર કરી અને તેમાં બીજા કેટલાએક મુનિઓ અને ગૃહસ્થો સંમત થયા અને આચાર્યજી શાન્ત થઈને બેસી રહ્યા.

ક્ષણવાર પછી આચાર્યે આજ્ઞા કરી એટલે એક ગૃહસ્થે ઉભા થઈને કહ્યું કે, "ઉચિતચંદ્ર કોનું નામ છે? જો તે અહીં હાજર હોય તો તેણે આચાર્યની સન્મુખ આવવું." તેનાં આવાં વચન સાંભળી ઉચિતચંદ્ર ઉભો થઇ આચાર્યની સમીપ આવ્યો અને તે વંદના કરી વિનયથી ઉભો રહ્યો. આ વખતે સ્વતંત્રવિજય નામના એક મુનિ આચાર્યની પાસે આવ્યા અને તેણે આચાર્યજીને આ પ્રમાણે કહ્યુ,—"આચાર્ય મહારાજ, હું આપનો ગુરૂભાઇ થાઉં છું. આ શહેરમાં ઘણાં વર્ષ થયા મારા ચાતુર્માસ્ય થાય છે. મારી સાથે સાત આઠ સાધુઓ કાયમ રહ્યા કરે છે. અમારે રહેવાનો ઉપાશ્રય અહીંથી થોડે દૂર છે. તે ઉપાશ્રય મારા ઉપદેશથી બાંધવામાં આવ્યો છે. મારી ઇચ્છા પ્રમાણે તે ઉપાશ્રયની રચના કરવામા આવી છે. સાધુઓને અનુકૂળ પડે તેવી ગોઠવણ તેમાં કરેલી છે. તે સાથે તેની ઇમારતનું કામ ઘણુંજ ઉંચું કરવામા આવ્યું છે. જાણે દેવતાઇ વિમાન હોય તેવી તેની મનોહર આકૃતિ છે, અને વિવિધ જાતના રંગોથી ઉમદી જાતનું ચિત્રકામ તેમા કરવામા આવ્યું છે. મેં મારી પોતાની જાતે મહેનત લઇ શ્રાવકોને દબાવી તેમાં મોટો ખર્ચ કરાવ્યો છે, અને ત્યા સાધુઓને સૂવા બેસવા માટે મજબૂત અને કોમળ પાટો, પુસ્તકો તથા બીજા ઉપકરણો રાખવા માટે નકશીદાર કબાટો અને કપડા ધોવા માટે તાંબાની સારી તાસો તથા સાબુ રાખવાના પાત્રો ઉંચી જાતના કરાવ્યાં છે. એ ઉપાશ્રયના સુખને લઇને હું આ શહેરમાજ રહું છું અને ઘણે ભાગે અહીંજ ચાતુર્માસ્ય કરૂં છું. વળી તે ઉપાશ્રયનું સ્થાન એવા સુંદર લત્તામાં આવેલું છે કે, તેની આસપાસ ધનાઢ્ય શ્રાવકોની ભરપૂર વસ્તી છે અને તેથી ત્યા વસનારા મુનિઓને વિવિધ જાતના આહારપાણીનો યોગ સારી રીતે થઇ શકે છે, તેમજ સાધુઓની સેવાભક્તિ કરવાને માટે ત્યાં જથ્થાબંધ શ્રાવકો અને શ્રાવિકાઓ આવી શકે છે. તેથી સાધુઓની ઇચ્છાઓ સફળ થઇ શકે છે. વળી ત્યા વસનાર ગૃહસ્થ શ્રાવકોનાં બાળકો અને બાળાઓને ધર્મનું શિક્ષણ આપવાને માટે

એક જૈનશાળા ઉઘાડી છે. તે શિવાય મધ્યાન્હના સમયમાં કેટલીએક સધવા અને વિધવા શ્રાવિકાઓને હું મારી જાતે અભ્યાસ કરાવા એકઠી કરૂં છું. તો આ પ્રમાણે મારાજ ઉપદેશથી ઉભાથયેલા ઉપાશ્રયમાં આપણા સંઘેડાનાજ સાધુઓ રહેવા જોઇએ. બીજા કોઇપણ સંઘેડાના સાધુઓને તેમાં રહેવાનો બીલકુલ હક નથી, તે છતાં આ વર્ષના ચોમાસામાં આ ઉચિતચંદ્ર શ્રાવક કોઈ બીજા સંઘેડાના સાધુને ચાતુર્માસ્ય કરવાનું આમંત્રણ કરી આવ્યો હતો. આ વર્ષે મેં મારા સાધુઓની સાથે સિદ્ધગિરિમાં ચાતુર્માસ્ય કરવા વિહાર કર્યો હતો, તેથી તે ઉપાશ્રય ખાલી રહ્યો હતો; આ સમયનો લાગ જોઇ આ ઉચિતચંદ્રે આ મારા નવીન ઉપાશ્રયમાં બીજા સંઘેડાના સાધુઓને આમંત્રણ કર્યું, એ કેવું ગેરવાજબી કર્યુંછે ? જો કે અમારા ભયથી તે સાધુઓ અહિં ચાતુર્માસ્ય કરવાને આવી શકયા નહીં, એટલું સારૂં થયું. પરંતુ આ ઉચિતચંદ્રે તો અનુચિત કામ કરી બતાવ્યું છે, માટે આ સમાજે તેને ગુનેગાર ઠરાવી શિક્ષા કરવી જોઈએ. મને આશા છે કે, આ પરમપૂજ્ય આચાર્યમહારાજ, આ વૃદ્ધ પન્યાસજી અને બીજા સંઘના આગેવાનો આ બાબત યોગ્ય વિચાર કર્યા વગર રહેશે નહીં. ”

મુનિ સ્વતંત્રવિજયની આ ફરીયાદ સાંભળી જે મુનિઓ અને ગૃહસ્થો સ્વ ધર્મના નિષ્ઠાવાળા હતા, તેઓ તો હૃદયમાં વિચાર કરવા મંડી પડયા અને અતિશય આશ્ચર્ય પામી ગયા, પણ જેઓ પોતાના ધર્મ અને આચારને નહીં સમજનારા હતા, તેઓ એ ફરીયાદીનો પક્ષ કરવા તત્પર બની ગયા હતા.

ક્ષણવાર સુધી મુનિવર્ગમાંથી કે ગૃહસ્થવર્ગમાંથી કોઈ બોલ્યું નહીં, એટલે ગર્વથી અલંકૃત અને મમત્વથી વિભૂષિત એવા આચાર્યમહારાજ પોતાના સ્વરૂપને ભૂલી જઇ નીચે પ્રમાણે બોલ્યા.

“ અરે શ્રાવક ઉચિતચંદ્ર, તેં આ મહાન્ અપરાધ કરેલો છે. અમારા સંઘેડાના સાધુઓએ ઉપદેશ આપી તૈયાર કરાવેલા ઉપાશ્રયમાં બીજા સંઘેડાના મુનિને ચાતુર્માસ્ય રહેવા શા

માટે પ્રયત્ન કર્યો ? તું સમજે છે કે, અમારો સંઘેડો કેવો બળવાન્ છે ? આ ભારતવર્ષ ઉપર રહેલા સર્વ સંઘેડામાં માયાવિજયગણીનો સંઘેડો મોટો ગણાય છે. ગણીમાયાવિજય અમારા દાદા ગુરૂ થાય છે. તેમના સંઘેડામાં અઠમાશી અનગારો છે, અને તેઓમાં કેટલાએક પન્યાસ, પ્રવર્ત્તક, ગણી વગેરે પદવીઓને ધરનારા અને વિદ્વાન્ છે. તેમાં આચાર્યપદ ઉપર હું આવેલો છું. કદિ બીજા સંઘેડામાં પદવીધર મુનિઓ હશે, પણ અમારા પદવીધર મુનિઓના જેવા તેઓ પ્રતિષ્ઠિત નથી. અમારા સાધુઓ, ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ, અને મધ્ય હિંદુસ્તાન સુધી પહોંચેલા છે. જ્યાં અમારો એક લઘુ સાધુ વસતો હોય, ત્યા બીજા સંઘેડાના પદવીધર મુનિ પણ ટકી શકતા નથી. અમારા સાધુઓનું ગૌરવ એટલું બધું વધારે છે કે, મોટા મોટા શહેરોમાં ધનાઢ્ય શ્રાવકો અમારે માટે લાખો રૂપીઆ ખર્ચી નાખે છે. અમારા સાધુઓનું એક મોટું ખાતું ચાલે છે, જેને માટે એક ગંજાવર રકમ પ્રતિવર્ષે ખર્ચાય છે. સો સો રૂપીઆના માસિક પગારથી વિદ્વાન્ બ્રાહ્મણશાસ્ત્રીઓ અમારા સાધુઓને અભ્યાસ કરાવવામા રોકાએલા છે, અને ઉંચો ભાવ લેનારા મારવાડી લહીઆઓ અમારા પુસ્તકો લખવામાં હજારો રૂપીઆ લીધા કરે છે. અમારા વિહાર વખતે સેંકડો ગૃહસ્થ શ્રાવકો સંઘ કાઢી અમારી સાથે ચાલે છે, અને અમારા બોજા ઉપાડવાને માટે ખેપીઆઓ ટપાલની જેમ ગામોગામ ગોઠવાઇ જાય છે. અરે ઉચિતચંદ્ર, તું હજુ અમારા સંઘેડાનો પ્રભાવ જાણતો નથી. વધારે શું કહેવું, પણ અમારા સાધુઓનો ટપાલ લખવાનો માસિક ખર્ચ એટલો બધો છે કે, બીજા સંઘેડાના બધા સાધુઓનો વાર્ષિક ખર્ચ તેની સાથે સરખાવીએ તોપણ તે વધી જાય તેમ છે. અરે ભાઈ! વળી મને એક વાત યાદ આવે છે કે, જે શહેરમાં અમે અમારા પરિવાર સાથે ચાતુર્માસ્ય રહીએ છીએ, તે શહેરની ટપાલઑફીસમાં અમારા સંબંધી એટલું બધું કામ વધી જાય છે કે, ટપાલખાતાના અધિકારીને તે ઑફીસમાં એક બે માણસો વધારવાં પડે છે.

આ વખતે આચાર્યની પાસે બેઠેલા પેલા શંખવિજયે ઉભા થઇને કહ્યું, સૂરિજી, હજુ એક વાત કહેવી રહી જાય છે. આપણે કાઠીઆવાડમાં એક શહેરમાં ગયા હતા, ત્યાં દ્વિ માસ કલ્પ કરેલો તે વખતે બીજા લોકો આપણને કહેતા કે, ગણીમાયાવિજયના સંઘેડાના સાધુઓ રહેવાથી ગામમાં કેટલીએક વિગયની વસ્તુઓ મોંઘી થઈ જાય છે. ઘી, સાકર અને બીજી પૌષ્ટિક વસ્તુઓ ભાવિક શ્રાવકો આપણને એટલી બધી વ્હોરાવે છે કે, તેથી તેના ભાવ ચઢીયાતા થાય છે.

આ મુદ્દાની વાત આપ કેમ કહેતા નથી? આચાર્યે હસીને કહ્યું, "અરે મૂર્ખા, એ સાચી વાત છે, પણ એવી વાત અહીં ન કહેવી જોઇએ."

આ સાંભળી કેટલાએક સ્વધર્મનિષ્ટ મુનિઓ અને શ્રાવકો ખેદાતુર થઇ ગયા અને અલ્પમતિ મુનિઓ અને શ્રાવકો ખુશી થઇ ગયા.

પછી આચાર્યે પ્રસ્તુત વાત ચલાવી કહ્યું "શ્રાવક ઉચિતચંદ્ર, અમારા સંઘેડાના પ્રભાવની આ હકીકત સાંભળી તને વિચાર થયો હશે કે, મેં બીજા સંઘેડાના સાધુને આમંત્રણ આપવાની મોટી ભૂલ કરી છે. તેથી તું ખરેખર ગુનેગાર છે. આ ગુનાને માટે આ સમાજ વિચાર કરીને તને યોગ્ય શિક્ષા કરશે."

આચાર્યના આ વચનો સાંભળી ધર્મની ધુરાને સત્ય રીતે ધારણ કરનારા પન્યાસજીના હૃદયમા અને બીજા પ્રમાણિક ગૃહસ્થોના હૃદયમાં અપાર ખેદ થઇ આવ્યો. ક્ષણવાર સુધી તો કોઇ બોલ્યું નહીં પણ છેવટે પવિત્ર હૃદયવાળા ઉચિતચંદ્રે વિનયથી આ પ્રમાણે કહ્યું.

"મહારાજ, આપ આચાર્ય થઇને આવી અધર્મની વાર્તા કહો છો, તેને માટે મને અત્યંત દિલગીરી થાય છે. આપના જેવા પદવીધર અને વિદ્વાન્ મુનિની આગળ મારે શાસ્ત્રના આધારે કહેવું, એ યોગ્ય કહેવાય નહીં, તથાપિ મારી ઉપર વૃથા ગુનો મૂકવામાં આવે, એ મારાથી સહન ન થવાથી મને કહેવાની ફરજ પડે છે. તે

છતાં મારાથી કાંઇ અવિનય થાય તો હું આપની ક્ષમા માગું છું. સૂરિજી, ઉપાશ્રય એ અમુક સાધુઓની સત્તાની ભૂમિ થઇ શકતી નથી. એ જૈનધર્મની સાર્વજનિક મિલ્કત છે. ગમે તે ગચ્છના જૈન સાધુઓ તેમા આવીને રહી શકે છે, તો પછી સંઘેડાની વાત કયાં રહી ? કદિ જો તેની અંદર પોતાના ગચ્છના સાધુઓ રહેતા હોય અને તેમાં રહેવાની સગવડ ન હોય–અવકાશ ન હોય તો બીજા ગચ્છના સાધુઓ તેમાં રહી શકે નહીં. પરંતુ જ્યારે તે ઉપાશ્રય તદન ખાલી હોય તો બીજા વિદ્વાન્ મુનિને ચાતુર્માસ્ય રહેવાનું આમંત્રણ કરવામા શો વાંધો છે ? જ્યારે આપ મુનિઓ ઉપાશ્રય જેવી ધાર્મિક અને સાર્વજનિક મિલકતના માલિક થવા બેસો અને તે ઉપર પોતાના હકનો દાવો કરો તો પછી તમારામાં અને ગૃહસ્થોમા શો તફાવત છે ? પરિગ્રહ અને મમત્વ કરવાનું કલંક તમારી ઉપર આવી લાગવાનું અને ગૃહાવાસના મુખ્ય લક્ષણો તમને લાગુ પડવાના. પછી તમારી અનગારતા કયા રહી ? મહારાજ, આ મુનિ સ્વતંત્રવિજયજીએ ઉપાશ્રયને ઉદ્દેશીને જે વૃત્તાંત દર્શાવ્યો છે, તેમાં આરંભના કેટલા દોષ તેમણે વ્હોરી લીધા છે ? તેનો વિચાર કરો. નિષ્પરિગ્રહી અને અનારંભી જૈનમુનિઓ જ્યારે પોતાને વસવામાટે આવા આરંભના કામ કરે તો પછી મુનિત્વ કયા રહેશે ? મહારાજ, આ વિષે આપને વિશેષ માઠું લગાડવાની મારી ઈચ્છા નથી, તથાપિ વિશ્વ ઉપર વિમળતાથી વિરાજમાન એવા શ્રી વીરશાસનની હીણતા ન થવાને માટે મારે ખુલ્લી રીતે કહેવું પડે છે કે, મુનિરાજ સ્વતંત્રવિજયનું વર્ત્તન શ્રી વીરશાસનને શોભા કરનારૂં નથી, તેમજ તેવા વર્ત્તન કરનારા મુનિને આપ જેવા વિદ્વાન્ આચાર્ય ઉત્તેજન આપે તે પણ આપને યોગ્ય લાગતું નથી. આ તીર્થરૂપ સંઘના સમાજની વચ્ચે મુનિની નિંદા કરવી એ મને છાજતી નથી, તથાપિ સામાન્ય રીતે આપણા ધર્મની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનારા કેટલાએક મુનિવર્ત્તનો સંબંધી કહેવાની મને ફરજ પડે છે. કાંચન અને કામિનીના ત્યાગી, અને પરિગ્રહના એક અંશથી પણ દૂર રહેનારા, આર્હત અનગારો જ્યારે પરિગ્રહની

મમતા રાખે, ગચ્છનો ભેદ રાખી પક્ષપાતથી ઈર્ષ્યા ધારણ કરે અને ગૃહસ્થોના વિશેષ સંસર્ગમાં આવે એ આપણા વીરશાસનના પ્રભાવને ખંડિત કરનારૂં છે. અહો અહો પોતાના આત્મસ્વરૂપનો વિચાર કરનારા, સ્ત્રીની પ્રતિમાવાળા પણ વસતિસ્થાનથી દૂર રહેનાર, અને ઓતપોત અને વિગય રહિત નીરસ આહારને લેનારા જૈનમુનિઓ તેથી સર્વ રીતે ઉલટા વર્ત્તે, એ કેમ જોઈ શકાય ? નવરંગીત ઉપાશ્રય ઉપર મમત્વ રાખી સતતવાસ કરનારા, આસપાસ વસનારા ગૃહસ્થોની સાથે વિશેષ પરિચય રાખનારા અને યુવાન વિધવા શ્રાવિકાઓના વૃંદને અભ્યાસ કરવાના મિષથી એકઠા રહેનારા જૈનમુનિઓના વર્ત્તન તરફ ઉપેક્ષા કરવી, એ ધર્મનિષ્ઠ અને વીરશાસનની દાઝને રાખનારા ગૃહસ્થોથી કેમ સહન થાય ? આચાર્યજી, હું આપને કાંઈ આજ્ઞા કરતો નથી, તેમ આગ્રહથી કહેતો નથી, પરંતુ માત્ર આપણા પ્રભાવિક શાસનની નિંદા ન થાય, તેવા હેતુથી આપને વિનંતિપૂર્વક કહું-છું કે, આપ આચાર્ય. સંઘના નિયામક છો.—નાયક છો, તેથી તમારે મુનિઓના આવા વર્ત્તનને માટે ઉપેક્ષા ન કરવી જોઈએ. જો આપના જેવા સમર્થ પુરૂષ તેની ઉપેક્ષા કરશે તો આર્હત ધર્મ—તેમાં ખાસકરીને ચારિત્ર ધર્મનો નાશ થઈ જશે.

સૂરિરાજ. મારી આ વિનતી ધ્યાનમાં લઈ આપ વિચાર કરશો અને સંક્ષેપ કે ગચ્છના પક્ષપાતની બુદ્ધિને દૂર રાખશો તો આપને ખાત્રી થશે કે. 'આ ઉચિતચંદ્ર કોઈ રીતે અપરાધી નથી.' તે છતાં આપને યોગ્ય લાગે તેમ કરવાને આપ મુખત્યાર છો."

ઉચિતચંદ્રનાં આ વચનો સાંભળી ધર્મી અને પ્રમાણિક શ્રોતાતાઓના હૃદય ઉપર સારી અસર થઈ, પણ આગ્રહી આચાર્યનું હૃદય જરાપણ આર્દ્ર થયું નહિ. તેઓ ઉંચા સ્વરથી આ પ્રમાણે બોલ્યા—" અરે ઉચિતચંદ્ર. તું વિનયનો ત્યાગ કરી મારીસાથે વર્ત્યો છે. અને તેં અમારા સંઘાડાના એક પ્રતિષ્ઠિત મુનિની નિંદા કરી છે. તેથી તું વિશેષ શિક્ષાનો પાત્ર થયો છે. તથાપિ મારા દયાળુ હૃદયમાં તારેમાટે દયા ઉત્પન્ન થાય છે, તેથી તને હું કાયમ સંઘની બાહેર

મૂકવાની મોટી શિક્ષા કરતો નથી, પરંતુ પાચ વર્ષસુધી તને સંઘની બાહેર મૂકવાની શિક્ષા કરવાની મારી ઇચ્છા છે, તથાપિ આ સમાજમાં એકત્ર થએલા મુનિઓ અને ગૃહસ્થોનો શો અભિપ્રાય છે ? તે જાણ્યા પછી હું તારી શિક્ષા જાહેર કરીશ. ”

આચાર્ય આટલું કહી વૃદ્ધ પન્યાસજીની સામે જોયું, અને તે પછી કેટલાએક પ્રતિષ્ઠિત સંઘપતિઓની સામે પોતાની વિકરાળ દૃષ્ટિ ફેરવી. ક્ષણવાર સુધી કોઇ બોલ્યું નહીં એટલે આચાર્યે પન્યાસજીને ઉદ્દેશીને કહ્યુ કે, “ આ અપરાધી ઉચિતચંદ્રને શિક્ષા કરવામા તમારો શો અભિપ્રાય છે ? ”

ન્યાયવૃત્તિના વિલાસથી અને સમદૃષ્ટિના વિકાસથી અલંકૃત એવા વૃદ્ધ પન્યાસજીએ મધુર અને સત્યતાથી યુક્ત એવી નિર્મળ વાણી પ્રગટ કરી. “ આચાર્યજી, જો તમને મારા વચન ઉપર શ્રદ્ધા હોય અને તમારા હૃદયમાં ન્યાયને અવકાશ આપવો હોય તો હું મારો શુદ્ધ અભિપ્રાય દર્શાવવાની ઇચ્છા કરૂં. પણ જો તે અભિપ્રાય ઉપર તમોને શ્રદ્ધા ન હોય તો પછી મારે મારો અભિપ્રાય દર્શાવવો, એ વૃથા છે. તથાપિ એક નિરપરાધી આત્મા સાપરાધી થઇ માર્યો જાય અને તે તરફ ઉપેક્ષા રાખવી, એ અનુચિત ગણાય, તેવા ઉદ્દેશથી હુ મારો અભિપ્રાય તમારી સમક્ષ પ્રગટ કરૂં છું. “ આ ઉચિતચદ્ર શ્રાવકના બાહ્ય અને અંતરના સ્વરૂપને હું સારી રીતે જાણુ છું. કેટલાએક પ્રસગોમાં આ ગૃહસ્થ પોતાના શુદ્ધ વર્તનને માટે વિજયી થઇ પ્રસાર થયેલ છે, એ મેં યથાર્થ રીતે અનુભવેલ છે. તે ઉપરથી તેમજ આ વખતે આ સમાજની સમક્ષ તેણે જે ધર્મના સ્વરૂપને અને સત્યના અંશોને સૂચવનારાં વચનો કહેલાં છે, તે ઉપરથી મને ખાત્રી થાય છે કે તે સર્વ પ્રકારે નિરપરાધી અને નિર્દોષ છે. મુનિ સ્વતંત્રવિજયના વર્તનને માટે ટીકા કરવી એ મને યોગ્ય લાગતું નથી, તથાપિ આપણા મુનિધર્મના અને તેમના આત્માના હિતની ખાતર મારે થોડા એક શબ્દો કહેવા જોઇશે. જોકે એ થોડા શબ્દો

કહેતાં પણ મને કર્મના બંધનો ભય લાગે છે, તથાપિ લાભાલાભનો વિચાર કરતાં એ શબ્દો કહેવાની મને હીંમત આવે છે. મુનિ સ્વતંત્ર-વિજય ઉપાશ્રયને માટે આટલીબધી મમતા શામાટે રાખે છે? તે-મજ તે મમતાને અંગે બીજા કેટલાએક દોષોને શામાટે સંપાદન કરે છે? આ પ્રસંગે આચારાંગ સૂત્રના કેટલાંએક મહાવાકયો મારા સ્મરણમાં આવે છે, તે કહેવાને મારી મનોવૃત્તિ મને બળાત્કારે પ્રેરે-છે. આચાર્યજી, આપે આચારાંગ સૂત્રને આદ્યંત વાંચેલુ છે એટલે તમોને તેને માટે વિશેષ આશ્ચર્ય થશે નહીં, તોપણ એ સૂત્રનાં મહાવાકયો એવા મનોહર અને બોધક છે કે, તેઓ વારંવાર વાચવાથી અથવા સાંભળ્યાથી નવી નવી અસર કર્યા કરે છે.

તે પછી વૃદ્ધ પન્યાસે સ્વતંત્ર વિજયમુનિની સામે જોઇને કહ્યું, " મુનિ, આચારાંગ સૂત્રના પાચમા લોકસાર અધ્યયનમા જે મહાવાકયો કહેલા છે, તેનું આપણ મુનિઓએ વારવાર મનન કરવાનું છે. તે મહાન્ સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે.

"જે કોઇ આ જગત્માં સપ્રયોજન અથવા નિષ્પ્રયોજન આરંભના કાર્યો કરી જીવહિંસા કરે છે, તેઓ પાછા તેજ જીવોની ગતિઓમાં જઇ ઉપજે છે. એવા અતત્ત્વદર્શી જનોને વિષય સુખો છોડવાં ભારે મુશ્કેલ થઇ પડે છે, માટે તેઓ મરણની પરંપરાથી છુટી શકતા નથી અને એમ હોવાથી તેઓ મોક્ષના માર્ગથી યા સુખથી દૂર રહેલા છે. તેથી તેઓ નથી વિષય સુખની અંદર અને નથી તેનાથી વેગળા."

" તત્ત્વદર્શી જનો જુએછે કે, એવા અજ્ઞાનીઓનુ આયુષ્ય દર્ભની અણીપર રહેલા, વાયુથી કંપાયમાન થયેલા અને તેથી જલદી પડી જનારા જલ બિંદુની માફક અસ્થિર છે તેમ છતા એવા અજ્ઞાનીઓ ક્રૂર પાપ કરતા અને તે પાપના ફળ ઉદય આવતાં મૂઢપણની વિપર્યાસ પામે છે અને પાછા મોહથી ગર્ભ અને મરણાદિ દુઃખમાં રહેતાં થકાં વારવાર તે દુખો પામ્યા કરે છે. જે સંશયને જાણે છે, તે સંસારને પણ જાણે છે અને જે સંશયને નથી જાણતો તેણે સંસા-

રને પણ જાણ્યો નથી."

"કેટલાએક વિષયોમા આસક્ત રહી નરકાદિક ગતિઓમાં તણાયા જાય છે અને એવા જે કોઈ આ દુનિયાના આરંભથી જીવનારા છે, તે બધા વારંવાર મોહજાળમાં ફસી પડે છે."

મુનિ સ્વતંત્રવિજય, આ સૂત્રનાં મહાવાક્યોનો વિચાર કરી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો, એ આપણુ મુનિઓનું કામ છે. આપણે ગૃહસ્થપણાનો ત્યાગ કરી સંયમને ગ્રહણ કર્યો અને પછી ગૃહસ્થના જેવું વર્તન કરીએ તો આપણી ઘણીજ અધમદશા થાય છે. તમે પાસસ્થાદિકના નામ સાંભળ્યા હશે તેઓની કેવી દુર્દશા થઈ છે? તે તમારા જાણવામા હશે. જેઓ સંયમ લઇને વિષયતૃષ્ણામાં તણાય છે, તેઓ બાળ જીવો કહેવાય છે. તેને માટે આચારાગ સૂત્રમા નીચે પ્રમાણે લખે છે, તે તમારા હૃદયમા સ્થાપિત કરી રાખજો.

"કેટલાએક પાર્શ્વસ્થાદિક પણ એ ગૃહસ્થોમા વર્ત્તતા થકા સાવદ્ય પ્રવૃત્તિથી પ્રવર્ત્તીને દુઃખી થાય છે અને આ સયંમ લીધા છતાં પણ તેઓ બાળ જીવો વિષય તૃષ્ણાથી તણાઈને અશરણને શરણ માનતાથકા પાપમા રમે છે."

આ વાક્યોનો વિચાર કરવાને દરેક મુનિ બધાએલછે વર્ત્તમાનકાલના પ્રભાવથી મુનિઓ એ વાત ભૂલી ગયા છે કેટલાએક તો સારા વિદ્વાન્ હોય તે છતા કષાયોને વશ થઈ પોતાના ચારિત્રને પાળવામાં છલકપટ રાખે છે, અને મુનિધર્મનો આડંબર દેખાડી બીચારા પામર જીવોને છેતરે છે. પણ તેઓ જાણતા નથી કે, એમ આડંબર કરવાથી તેઓ પોતેજ પોતાના આત્માને છેતરે છે. ભલે તેઓ સારા વિદ્વાન્ હોય તોપણ તેમના એ વર્ત્તન તેમની ધર્મની અજ્ઞાનતા સૂચવે છે.

સૂત્રકાર એ વિષે નીચેના મહાવાક્યો લખે છે.

"આ મનુષ્યલોકમાં કેટલાએક એકલા થઈ ફરે છે. તેઓ

બહુ ક્રોધી, બહુ માની, બહુ માયાવી, બહુ લોભી, બહુ પાપી, બહુ ઢોંગી, બહુ ધૂર્ત્ત, બહુ દુષ્ટાધ્યવસાયી. હિંસક, અને કુકર્મી હોવા છતા " હું ધર્મમાટે બહુ ઉજમાળ બન્યો છુ " એવા બકવાદ કરતાં અને " રખે કોઇ મને જાણી જાય " એવી બીકથી એકલા થઈને ફરતા થકા અજ્ઞાન અને પ્રમાદથી મૂઢ બની ધર્મને કાંઇ પણ સમજતા નથી. "

મુનિ સ્વતંત્રવિજય,આ સૂત્રનાં વાકયો આપણને કેવી ઉત્તમ સૂચના આપે છે. તે છતા આપણે આપણાં કર્ત્તવ્યને સમજતા નથી. તમને કહેવું જોઇએ કે, ઉપાશ્રયના આરંભનું કારણ તમે શા માટે બનો છો ? અને તે સ્થળે ર્‍હેનારા ગૃહસ્થોની સેવાભકિતનાં શા માટે વખાણ કરો છો ? આપણ મુનિઓએ આહાર વગેરેનાં વખાણ કરવાં ન જોઇએ અને તેમા લલચાવું ન જોઇએ. તેવિષે આચારાંગ સૂત્રકાર શું લખે છે તે વિચારો.

" આ જગત્‌મા જે કોઇ નિરારંભી થઇ વર્ત્તે છે, તેઓ ગૃહસ્થોપાસેથી નિર્દોષ આહારાદિ લઈ અનારંભીપણે રહે છે. માટે હે મુનિ, તારે સાવદ્ય પ્રવૃત્તિથી દૂર રહી કર્મોને ખપાવતા થકા 'હમણા આ અવસર છે' એમ વિચારી પવિત્ર સંયમ પાળતા રહેવું. જે માટે તેં જાણ્યું છે કે, 'આ શરીરનો અવસર છે.' "

તીર્થંકરદેવે એ માર્ગ બતાવ્યો છે, અને આ માર્ગ પણ બતાવ્યો છે કે, બધા જંતુઓને જુદું જુદું સુખદુઃખ થાય છે, એમ જાણી દીક્ષા લઈ પ્રમાદ ન કરવો. જેમ માણસોના આશય પણ જુદા જુદા જ છે, તેમ તેમનું દુઃખ પણ જુદું જુદુંજ છે. માટે મુનિએ કશી હિંસા નહીં કરતા તથા કાંઇપણ મૃષા ભાષણ નહિ કરતાં પરીષહોને સહન કરવા. એવી રીતે વર્ત્તનારો મુનિજ રૂડા ચારિત્રવાળો વર્ણવ્યો છે. જેઓ પાપમાં નથી પ્રવર્ત્તતા તેમને કોઇ વખતે મોટા રોગ આવી નડે તો ધીર તીર્થંકરદેવે એમ કહ્યુ છે કે, તે રોગો સહન કરવા. કારણ કે, આ શરીર મોડું કે વહેલું પણ તૂટવાનું યા ફૂટવાનું, અધ્રુવ, અનિત્ય, અશાશ્વત, વધતું ઘટતું અને નાશવંત છે. હે

મુનિઓ, આ શરીરનુ ઉપર પ્રમાણે સ્વરૂપ તથા અવસર વિચારો. જે પુરૂષ ઉપર પ્રમાણે શરીરનું સ્વરૂપ તથા અવસર વિચારી સર્વથી સરસ જ્ઞાનાદિક સ્થાનોમા રમતો રહી આ શરીરની દરકાર નથી ધરતો, તેવા ત્યાગી પુરૂષને ભટકવાનો રસ્તો નથી." વળી પરિગ્રહને માટે સૂત્રકાર લખે છે કે, "આ દુનિયામાં જે કોઈપાસે પરિગ્રહ હોય જેવો કે, થોડો, અથવા ઘણો નાનો અથવા મોટો, સચિત્ત અથવા અચિત્ત, તે બધા કદાચ વ્રતી કહેવાતા હોય પણ તેઓને ગૃહસ્થોના જેવાજ પરિગ્રહીઓ જણવા. એ પરિગ્રહીપણુંજ કેટલાઓને નરકાદિક મહાભય આપનારૂં થાય છે, તથા લોકોનો આચાર પણ તેવોજ ભયજનક થાય છે, એમ વિચારી તેનાથી દૂર રહેવું."

વળી તેજ પ્રસગે સૂત્રકાર પુનઃ જણાવે છે કે, "એ પરિગ્રહના સંગનો ત્યાગ કરનારો મુનિ સારી રીતે પ્રતિબોધ પામેલો છે, તથા તેને રૂડી રીતે જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત થયેલા છે, એમ જાણી હે પુરૂષ, તારે ઉત્તમ દૃષ્ટિ રાખીને વર્ત્તવુ. જેમાટે નિઃપરિગ્રહી અને ઉત્તમ દૃષ્ટિવંત પુરૂષોમાજ બ્રહ્મચર્ય હોય છે."

મુનિ સ્વતંત્રવિજય, આ ઉપરથી આપણુ મુનિઓએ જાણવુ જોઈએ કે, પરિગ્રહ એજ આપણને વ્રતથી પાડનારો છે. મમત્વરૂપી વિષમ વિષ વ્યાપવાથી મુનિના ચારિત્ર પ્રાણનો નાશ થઈ જાય છે. જ્યારે કોઈ ગૃહસ્થ ચારિત્ર લેવાને તત્પર બને છે, ત્યારે તેના હૃદયમા જે પરિણામ હોય છે, તે પરિણામ પછી કાયમ નભાવવા એ મુશ્કેલી ભરેલુ છે. તે વિષે આચારાગ સૂત્રમા શ્રી વીરપ્રભુએ જણાવેલી વાણીને દર્શાવવામાં આવી છે. તેમા નીચે પ્રમાણે લખેલું છે.

"કેટલાએક પેહેલા પણ ઉજમાળ થઈ દીક્ષા લેછે, અને પાછા પતિત થાય છે. કેટલાએક પેહેલા ઉજમાળ નથી થાતા અને પાછા પતિત નથી થાતા તેઓ નથી ઉઠેલા અને નથી પડેલા. આ વાત શ્રી વીરપ્રભુએ સારી રીતે જાણીને જણાવી છે."

મુનિ સ્વતંત્ર વિજય, આ વીર વાણીમાં જે સૂચના કરવામાં આવી છે, તે સમજવા જેવી છે. જેઓ પેહેલા ઉજમાલ થઈ દીક્ષા

લેછે અને પતિત થતા નથી. તેઓ ગણધર પ્રમુખ ઉત્તમ સાધુઓ સમજવા અને જે પહેલા ઉજમાલ થઈ દીક્ષા લે છે, પણ પાછા પતિત થઈ જાય છે, તે નંદિષેણ વગેરે સમજવા. કેટલાએક પહેલા વ્રત લેવામાં ઉજમાલ થતા નથી અને તેમાંથી પતિત પણ થતા નથી, તેના ગૃહસ્થ શ્રાવકો સમજવા. આજકાલ કેટલાએક પુરૂષો મુનિઓના ઉપદેશથી અને આગ્રહથી દીક્ષા લે છે,પણ તેઓમાથી ઘણો ભાગ વ્રતમાથી પતિત થનારો નીકળે છે આનું કારણ એ છે કે, મુનિઓ જે ઉપદેશ આપેછે તે મનુષ્યનો આ સંસારમાંથી ઉદ્ધાર કરવાની ઇચ્છાથી આપતા નથી પણ પોતાને શિષ્યોનો પરિવાર વધારવાની ઈચ્છાથી આપેછે. કેટલાએક મુનિઓ તો ઘણાંઓને દીક્ષા આપવામાં પોતાની મોટી પ્રતિષ્ઠા સમજેછે, અને તેમાંજ પોતાનું ગૌરવ માનેછે, પરંતુ વસ્તુતાએ એ મુનિધર્મને હીણપણ લગાડનારૂં છે કારણકે, એવી ઇચ્છાથી દીક્ષા આપવામાં પાત્રાપાત્રનો વિચાર કરવામા આવતો નથી. તેથી આખરે એવા સાધુઓ નીકળેછે કે, જેઓ ગુરૂની અને શાસનની નિંદા કરાવે છે મુનિ સ્વતંત્રવિજય, તે વિષે આ સમાજની વચ્ચે વિશેષ કહેવામા મને લજ્જા ઉત્પન્નથાય છે, તથાપિ આપણ સાધુઓને સમજવામાટે એક બનેલી હકીકત પ્રગટ કરવાની હુ ઈચ્છા રાખું છું. “ગયા વર્ષમાં હું સિદ્ધગિરિની યાત્રાએ ગયો હતો, તેવામાં એક મુનિ મને વંદના કરવાને આવ્યા. તેઓ પર્યાયથી લઘુ હોવાથી મને વંદના કરી મારી આગળ બેઠા તે વખતે મારી સમીપ કેટલાએક સાધુઓ અને ગૃહસ્થો બેઠા હતા. ક્ષણવાર પછી તે મુનિએ મને વિનયથી કહ્યું, “પન્યાસજી, જો આ મુનિઓ અને ગૃહસ્થો અહીંથી ચાલ્યા જાય તો મારે આપને એક રહસ્યની વાત કહેવાની છે. તેના આ વચન સાંભળીનેજ તે ગૃહસ્થો અને સાધુઓ મારી પાસેથી ચાલ્યા ગયા હું અને તે મુનિ એકાંતે રહ્યા. પછી તે મુનિને મેં કહ્યું કે, “મુનિ, તમારે શી વાત કહેવી છે?” મુનિ ક્ષણવાર કાંઈપણ બોલ્યા નહીં. તેના નેત્રોમાંથી અશ્રુની ધારાઓ ચાલવા લાગી અને

તે ગળગળા થઇ ગયા. મુનિની આવી સ્થિતિ જોઇ મને દયા ઉત્પન્ન થઇ આવી. મારા મનમાં આવ્યું કે, "આ એકલા સાધુ કોઇ દુઃખથી પીડાતા હશે, માટે આપણાથી બને તેટલી તેને સહાય કરવી." આવું વિચારી મેં તેને કોમળતાથી પૂછ્યું, "મુનિ, શામાટે રૂદન કરો છો ? તમારે શું દુઃખ છે ? તે મને જણાવો. મારાથી બનશે તો હું તમારૂં દુઃખ દૂર કરીશ. મુનિએ મુનિને યથાશક્તિ સહાય આપવી જોઈએ."

મારા આ વચન સાભળી તે મુનિ ગદ્ગદિત કંઠે બોલ્યા— "પન્યાસજી, મારે બીજું દુઃખ નથી પણ ચેલાનું દુઃખ છે. મને દીક્ષા લીધા પાચ વર્ષ થઇ ગયા, તોપણ એક ચેલો પણ મને પ્રાપ્ત થયો નથી. હું એકલો રહ્યો છું. મારા બધા ગુરૂઓને બબ્બે ચચ્ચાર ચેલાઓ થઈ ગયા છે. હું કાયમ વિહાર કરી ફર્યા કરૂં છુ, પણ કોઇ શ્રાવક મારી પાસે દીક્ષા લેતો નથી. એક ગામમા કોઇ ભાવસાર મારી પાસે દીક્ષા લેવાને તૈયાર થયો હતો, તે વાત બાહેર પડવાથી મારા એક ગુરૂભાઇએ તેને યુક્તિથી બોલાવી દીક્ષા આપી દીધી તેપણ મારા હાથમાંથી ચાલ્યો ગયો તે ભાવસારે પોતાના ગરીબ બાપને બસો રૂપીઆ અપાવવા માટે મને કહ્યું હતું અને તેમ કરવાને હું કબુલ પણ થયો હતો. પણ મારા ગુરૂભાઇએ તેને પાચસો રૂપીઆ અપાવવાની કબુલાત કરી બોલાવી દીક્ષા આપી દીધી, અને હું ગરીબ સાધુ રખડી પડયો. મહારાજ, હવે હું આપના શરણે આવ્યો છું. માટે મને કોઈપણ શિષ્યનો લાભ અપાવો. હું શિષ્ય વગરનો રહી કાલધર્મ પામીશ તો મારા વંશનો ઊચ્છેદ થશે અને મારા નામની નિશાની પણ નહીં રહે. મહારાજ, મારે પૂર્વકર્મના ઉદયથી એવું બન્યું છે કે, કોઇ પુરૂપ તો મારી પાસે દીક્ષા લેતો નથી, પણ કોઇ શ્રાવિકા પણ મારા નામની દીક્ષા લઇ સાધ્વી થતી નથી. મારા બીજા ગુરૂભાઈઓને શિષ્યો અને સાધ્વીઓ સંખ્યાબંધ હોય છે, ત્યારે હું અશિષ્ય (અપુત્ર) રહી મરણ પામી જઇશ. જયારે કોઈપણ શ્રાવક કે શ્રાવિકા શિષ્ય થવાને મારી પાસે આવ્યું નહીં એટલે મેં એટલે-

સુધી વિચાર કર્યો છે કે, કોઇ કાણો, લુલો, અપંગ, બેહેરો, કદરૂપો કે પીઠ ખોડવાળો આવે તો પણ તેને દીક્ષા આપવી. મહારાજ, એવો પણ કોઇ મારી પાસે આવતો નથી. આ મારે કેવા કર્મનો ઉદય હશે? મહારાજ, આ દુઃખથી હું અહર્નિશ ચિંતાથી દગ્ધ થયા કરૂં છું અને એ છાની રીતે ચ ધારામાં પડયો પડયો રોયા કરૂં છું. માટે આપ કૃપા કરી મારા આ દુ.ખનો અંત લાવો અને મને શિષ્યવાળો કરી સુખી કરો."

મુનિ સ્વતંત્રવિજય, આ પ્રમાણે એ મુનિની હકીકત જાણી મારા મનમાં આશ્ચર્ય સાથે ખેદ ઉત્પન્ન થઇ આવ્યો. મુનિનો તીવ્ર શિષ્ય મોહ જોઈ મને ચારિત્રને માટે મહાન વિચાર થઇ પડયો. મેં મારા મનમાં વિચાર્યું કે, " અહા! ચારિત્રની શી દશા થાય છે? આવા આવા પુરૂષો શામાટે ચારિત્ર લેતા હશે? જેમ કોઈ અજ્ઞાની ગૃહસ્થ અપુત્ર હોય, અને તે જેવી પુત્રીની વાંછના રાખી અફસોસ કર્યા કરે, તેવી રીતે આ પુરૂષ ગૃહાવાસ છોડી ચારિત્ર લઈ મુનિ થયેલ છે, અને મુનિ થયા પછી શિષ્ય કરવાની આવી તીવ્ર ઇચ્છા રાખે છે, એ કેવી વાત કહેવાય? ઇત્યાદિ મે મારા મનમાં ઘણો વિચાર કર્યો. પછી એ મુનિ ઉપર ભાવદયા લાવી હું બોલ્યો. "અરે મુનિ, તમે કોણ છો? તેનો વિચાર કરો. તમે શામાટે મુનિ થયા છો? અને તમારે શું કરવાનું છે? એ વિષે ખૂબ મનન કરો, તો તમારી આ ચિંતા દૂર થઇ જશે અરે ભલા માણસ, સંવેગનો અર્થ વિચારી તમે તમારા સ્વરૂપને ઓળખો, એટલે તમારો શિષ્ય મોહ દૂર થઈ જશે શિષ્ય, એ શી વસ્તુ છે? અને તેથી ગુરૂના આત્માને શો લાભ થાય છે? તેનો દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરશો તો તમને માલુમ પડશે કે, એવી તીવ્ર ઇચ્છા રાખવી એ મુનિને મોહનો ઉદય છે. શિષ્યથી કાંઇ ગુરૂના આત્માને લાભ થઇ જતો નથી, અને શિષ્ય ન હોવાથી કાંઇ હાનિ થતી નથી. એ તો એક જાતનો વ્યવહાર છે. મુનિ ઉપદેશ કરી લોકોને સંસારમાથી મુક્ત કરવા પ્રયત્ન કરે છે, તેમાં જો કોઇ આત્મા પ્રતિબોધ પામે તો તે સંસારનો ત્યાગ કરે છે, અથવા સંસા-

રમાં રહી સમ્યક્ત્વને પ્રાપ્ત કરી ધર્મસાધન કરે છે; એમાં કાંઇ મુનિને લેવા દેવા નથી. મુનિ ઉપદેશથી ઉપકારના પુણ્યને પ્રાપ્ત કરે છે, અને ઉપદેશ્ય આત્મા તેમના ઉપદેશનો લાભ લઇ પોતાના આત્માનું શુભ કરે છે. આ શિવાય જે શિષ્ય અને ગુરૂનો માત્ર વ્યવહારિક સંબંધ માની તે પર રાગદશા ધારણ કરવી એ અજ્ઞાનતાજ છે. "મુનિએ શિષ્યો કરવા જોઇએ, અને જો મુનિને કોઇ શિષ્ય ન થાય તો તે દૂષિત થાય છે." આવો કોઇ શાસ્ત્રીય નિયમ નથી. મુનિ, તમે વર્તમાનકાળના અજ્ઞાનના પ્રવાહમાં તણાઇ ગયા લાગો છો, તેથી તમારા હૃદયમાં શિષ્ય કરવાની આવી તીવ્ર અભિલાષા ઉત્પન્ન થઇ છે મુનિ, હવે એ અભિલાષાને દૂર કરી તમારા સંયમમાં સાવધાન રહો. આજકાલના શિષ્યો કોઇકજ સારા થાય છે. ઘણા ગુરૂઓને શિષ્યો અનેક જાતની ઉપાધિમાં નાંખે છે. કોઇકજ શિષ્યના હૃદયમાં ગુરૂ તરફ શુદ્ધ ભાવ જોવામાં આવે છે. પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર શિષ્યોને વધારવાની માત્ર ઇચ્છા રાખી દીક્ષા આપેલા પુરૂષો ગુરૂ અને શાસનની નિંદા કરાવે છે તેથી જો તમારે તમારા મુનિજીવનને સુધારવું હોય અને આત્માર્થી થવુ હોય તો એકલા રહી સંયમને પાળજો કદિ તમેને એકલા રહેવુ યોગ્ય ન લાગતું હોય તો મારા પરિવારની સાથે રહેજો તમારી વૈયાવચ્ચ કરાવવાને હું સર્વદા સાવધાન રહીશ. હવેથી તમારા હૃદયમા શિષ્ય કરવાની વૃત્તિને અવકાશ આપશો નહીં. શિષ્ય હોવાથી કાંઇ તમારૂં નામ રહેવાનું નથી. નામ રાખવું, એ મોહનું સ્વરૂપ છે. શ્રી વીરપ્રભુના પરિવારનો ઉચ્છેદ થવાનો નથી. શ્રી વીરનો મહાન્ વંશ ચાલ્યાજ કરશે. શિષ્યોની પરંપરા છતાં પણ કેટલાએક મુનિઓના નામ આપણે જાણતા નથી ધર્મ. જ્ઞાન અને સદાચારમાં ઉત્કૃષ્ટ એવા અનગારો પોતાના નામને અમર કરી ગયા છે, તેથી તમે હવેથી એ શિષ્ય કરવાની અભિલાષા રાખશો નહીં"

હે સ્વતંત્રવિજય મુનિ, મારા આ વચનો સાભળી તે મુનિનું મન જરા શાંત થયું હતું. પછી તે કેટલોક વખત મારા પરિવારમાં રહ્યા હતા. છેવટે તેમના હૃદયમા મોહનીય કર્મનો ઉદય હોવાથી

તેઓ પાછા મુંઝાયા અને શિષ્યમોહના આવેશથીજ તેઓ મને પૂછયા વગર ગુપ્ત રીતે વિહાર કરી ચાલ્યા ગયા હતા. થોડા દિવસ ઉપર મારા સાંભળવામાં આવ્યું હતું કે, તે મુનિએ આખરે કોઈ મારવાડી પતિત બ્રાહ્મણના છોકરાને દીક્ષા આપી પોતાનો શિષ્ય બનાવ્યો. તે છોકરો કેટલાએક માસ તેમની સાથે સાધુ થઇને રહ્યો. જ્યારે તેની ઉપર તે મુનિનો વિશ્વાસ બેઠો એટલે એક વખતે ગુરૂનાં એકઠાં કરેલા પુસ્તકોનો દાબડો લઈ અને ગૃહસ્થનો વેષ પહેરી તે શિષ્ય ચાલ્યો ગયો છે." આ ખબર સાંભળી મારા મનમાં ભારે ખેદ થયો હતો. તે શિષ્ય ચાલ્યા ગયા પછી અતિ ચિંતાતુર રહેનારા તે મુનિ અચાનક રોગના ભોગ થઇ પડયા અને આખરે અશુભ ધ્યાન ધરતાં કાળધર્મને પામી ગયા "

મુનિ સ્વતંત્રવિજય, આ વૃત્તાંત કે જેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે તે ઉપરથી આપણ મુનિઓએ કેટલુ બધું ઉત્તમ શિક્ષણ લેવાનું છે ? તે વિચારવાનું છે.

મુનિ, મારે તમને કહેવું જોઈએ કે, આપણ મુનિઓએ સધવા કે વિધવા શ્રાવિકાઓનો તદન પરિચય ન રાખવો જોઈએ. તમે કહોછો કે, હું મારા ઉપાશ્રયમાં નિવૃત્તિને વખતે કેટલીએક સધવા અને વિધવા શ્રાવિકાઓને ભણાવુ છુ. આ વાત આપણા ધર્મથી તદન વિપરીત છે. આપણે તો સ્ત્રી, પશુપંકથી રહિત એવા સ્થાનમાં રહેવાનુ છે જે સ્થાનમા સ્ત્રીની પ્રતિમા પણ ન હોય તેવું સ્થાન સાધુઓને માટે ઉત્તમ છે, તો તમે પ્રત્યક્ષ સ્ત્રીઓને એકઠી કરી તેમની સાથે પરિચય રાખો, એ કેવું અનુચિત કહેવાય ? તે વિષે આચારાંગ સૂત્રની મહાવાણીનું મને સ્મરણ થઇ આવે છે. તે સાવધાન થઇને સાભળો—

" શીળને નહીં પાળનારાઓની થતી દુર્દશા સાભળી કામભોગની ઇચ્છા તથા માયાથી મુનિએ રહિત રહેવુ, હે મુનિ, આ શરીર સાથેજ તુ યુદ્ધ કર, બીજા બાહેરના યુદ્ધની તને શી જરૂર છે? યુદ્ધને યોગ્ય એવું આવુ શરીર ફરી મળવુ ઘણુંજ મુશ્કેલ છે.

તીર્થંકર દેવે વિચિત્ર અધ્યવસાયોની જે રીતે સમજ આપી છે, તે તેજ રીતે સ્વીકારવી. માટે ધર્મ પામીને તેથી ભ્રષ્ટ થયેલો બાળજીવ બાળજીવ ગર્ભાદિક દુઃખ પામે છે. આ જિન શાસનમાંજ એવું કહેવાય છે કે, જે વિષયોમાં ગૃદ્ધ થાય છે તે હિંસામાં પ્રવર્તેછે અને મુનિ તો ખરેખરો તેજ જાણવો કે જે લોકોને મોક્ષ માર્ગથી વિમુખ પ્રવૃત્તિ કરતાં દેખી તેમને દુઃખી વિચારતો થકો મોક્ષમાર્ગમાં ચાલ્યો જાય. માટે કર્મ સ્વરૂપ જાણીને શુદ્ધ મુનિઓ "દરેક જીવનું સુખ અલગ છે" એમ વિચારી કોઇ જીવની હિંસા નથી કરતા. કિંતુ સંયમમાં વર્તતા રહી ધીકતાથી દૂર રહે છે. સુયશના ઈચ્છનાર મુનિએ સર્વ લોકમાં કાંઇપણ પાપ પ્રવત્તિ ન કરવી, કિંતુ ફકત મોક્ષ તરફ દૃષ્ટિ રાખી આડુંઅવળું નહીં જોતાં સ્ત્રીઓમાં અરક્ત રહી આરંભથી ઉદાસીન રહેવું. સંયમી મુનિઓએ સર્વ રીતે પવિત્ર બોધ પામીને નહીં કરવા યોગ્ય પાપકર્મ તરફ કદાપિ દૃષ્ટિ નહી આપવી. જે સમ્યકત્વ છે, અને જે મુનિપણું છે, તે સમ્યકત્વ છે. એ સમ્યકત્વ યા મુનિપણું હીંમતહીન, કાચા હૈયાના, વિષયાસક્ત, માયાવી, પ્રમાદી અને ઘરમાં રહેનારા જીવોથી ધરી શકાયજ નહીં કિંતુ મુનિઓજ એવું મુનિપણું ધરીને શરીરને કસેછે. તેવા સમ્યકત્વવંત વીરપુરૂષો લૂખું અને હલકું ભોજન કરે છે, અને એવા પરાક્રમી અને સાવદ્ય અનુષ્ઠાનથી નિવર્તેલા મુનિઓજ સંસારના તરનાર હોવાથી તરીને પાર પામેલા તથા નિઃસંગ હોવાથી મુક્ત વર્ણવેલા છે."

મુનિ સ્વતંત્રવિજય, આ સૂભાક્ષરો કેવા બોધનીય છે, તેનો જો વિચાર કરશો તો તમને માલુમ પડશે કે, 'હું વિપરીત પ્રવર્ત્તન કરનારો છુ. ઉપાશ્રયને અંગે જે કાંઇ મેં ધારણ કરેલ છે, તે મારા મુનિધર્મથી તદ્દન વિરૂદ્ધ છે, અને આ ઉચિતચંદ્ર કે જે શુદ્ધ શ્રાવકધર્મને જાણનાર શ્રાવક હોવાથી તેણે જે બીજા સંઘેડાના સાધુને તે ઉપાશ્રયમાં ચાતુર્માસ્ય કરવા આમંત્રણ કરેલ, તે કોઇ રીતે અનુચિત નથી, અને તેથી તે શ્રાવક તદ્દન બીન ગુનેગાર છે. તે-

NENSI DEVSI Esq,



શ્રીયુત્ મરહુમ શેઠ નેણસી દેવસી.

રહેવાસી કચ્છ, રાયધણજર.

THE KRISHNA PRESS TADHONI, BOMBAY, 3

તીર્થંકર દેવે વિચિત્ર અધ્યવસાયોની જે રીતે સમજ આપી છે, તે તેજ રીતે સ્વીકારવી. માટે ધર્મ પામીને તેથી ભ્રષ્ટ થયેલો બાળજીવ બાળજીવ ગર્ભાદિક દુઃખ પામે છે. આ જિન શાસનમાંજ એવું કહેવાય છે કે, જે વિષયોમાં ગૃદ્ધ થાય છે તે હિંસામાં પ્રવર્તે છે અને મુનિ તો ખરેખરો તેજ જાણવો કે જે લોકોને મોક્ષ માર્ગથી વિમુખ પ્રવૃત્તિ કરતા દેખી તેમને દુઃખી વિચારતો થકો મોક્ષમાર્ગમા ચાલ્યો જાય. માટે કર્મ સ્વરૂપ જાણીને શુદ્ધ મુનિઓ "દરેક જીવનું સુખ અલગ છે" એમ વિચારી કોઇ જીવની હિંસા નથી કરતા. કિંતુ સંયમમાં વર્તતા રહી ધીકતાથી દૂર રહે છે. સુયશના ઇચ્છનાર મુનિએ સર્વ લોકમાં કાંઇપણ પાપ પ્રવત્તિ ન કરવી, કિંતુ ફકત મોક્ષ તરફ દૃષ્ટિ રાખી આડુંઅવળું નહીં જોતાં સ્ત્રીઓમા અરાગી રહી આરંભથી ઉદાસીન રહેવું. સંયમી મુનિઓએ સર્વ રીતે પવિત્ર બોધ પામીને નહીં કરવા યોગ્ય પાપકર્મ તરફ કદાપિ દૃષ્ટિ નહી આપવી. જે સમ્યકત્વ છે, અને જે મુનિપણું છે, તે સમ્યકત્વ છે એ સમ્યકત્વ યા મુનિપણું હીંમતહીન, કાચા હૈયાના, વિષયાસક્ત, માયાવી, પ્રમાદી અને ઘરમાં રહેનારા જીવોથી ધરી શકાયજ નહીં. કિંતુ મુનિઓજ એવું મુનિપણું ધરીને શરીરને કસેછે તેવા સમ્યકત્વવંત વીરપુરૂષો લૂખું અને હલકું ભોજન કરે છે, અને એવા પરાક્રમી અને સાવદ્ય અનુષ્ઠાનથી નિવર્તેલા મુનિઓજ સંસારના તરનાર હોવાથી તરીને પાર પામેલા તથા નિઃસંગ હોવાથી મુક્ત વર્ણવેલા છે."

મુનિ સ્વતંત્રવિજય, આ સૂભાક્ષરો કેવા બોધનીય છે, તેનો જો વિચાર કરશો તો તમને માલુમ પડશે કે, 'હુ વિપરીત પ્રવર્ત્તન કરનારો છુ. ઉપાશ્રયને અંગે જે કાંઇ મેં ધારણ કરેલ છે, તે મારા મુનિધર્મથી તદ્દન વિરૂદ્ધ છે, અને આ ઉચિતચંદ્ર કે જે શુદ્ધ શ્રાવકધર્મને જાણનાર શ્રાવક હોવાથી તેણે જે બીજા સંઘેડાના સાધુને તે ઉપાશ્રયમાં ચાતુર્માસ્ય કરવા આમંત્રણ કરેલ, તે કોઇ રીતે અનુચિત નથી, અને તેથી તે શ્રાવક તદ્દન બીન ગુનેગાર છે. તે-

ને કોઇ જાતની શિક્ષા કરી શકાય તેમ નથી, અને હું મારો પોતાનો અભિપ્રાય પણ તેવોજ આપુછું." વૃદ્ધ પન્યાસનાં વચનો સાંભળી સર્વ સમાજ સ્તબ્ધ થઇગયો. કેટલાએક મધ્યસ્થ પુરૂષો તો પ્રગટ રીતે વૃદ્ધ મહાત્માને અભિનંદન આપવા લાગ્યા. વૃદ્ધ પન્યાસના વચનોને વિશેષ ભાગનું અનુમોદન મળવાથી આચાર્ય જનરક્ષનવિજય અને મુનિ સ્વતંત્રવિજય નિસ્તેજ થઇ ગયા. તથાપિ 'પડ્યા તોપણ ટાગ ઉચી' એ ન્યાય પ્રમાણે આચાર્ય મંદ સ્વરે બોલ્યા—

પન્યાસજીના મતને હું સર્વ રીતે મળતો નથી, તોપણ તે વૃદ્ધ હોવાથી તેમનું માન ગણવાને આ વખતે ઉચિતચંદ્રને છોડી દઉં છું, તથાપિ જો ફરીવાર એવો ગુનો કરશે તો તેને અવશ્ય શિક્ષા કરવામા આવશે તેનો આ ગુનો અત્યારે માફ કરવામા આવે છે. તે સાથે હું કહેવાને દીલગીર છુ કે, અમારા વૃદ્ધ પન્યાસના મનમાં પોતાના સંઘેડાનું જગપણુ અભિમાન નથી, એ શોચનીય છે. જે કાંઇ આત્મિય છે, તેને માટે ઉપેક્ષા કરવી એ નીતિની વિરૂદ્ધ છે અને મુનિ સ્વતંત્રવિજય જે પોતાના સંઘેડાને માટે આટલુંબધું અભિમાન છે, તેને હું તે નિમિત્ત ધન્યવાદ આપું છું."

આચાર્યનાં આ વચનો સર્વે સાભળી રહ્યા. કોઈએ કાંઇપણ કહ્યું નહીં. કારણકે, સર્વ સમાજ આચાર્યના સ્વભાવને જાણી ગયો હતો વળી ઉચિતચદ્રને શિક્ષા ન થવાનો સર્વનો ઇરાદો સિદ્ધ થતો હતો, તેથી કોઇએ કાંઇપણ આક્ષેપ વચ્ચે કર્યો નહીં.

ક્ષણવાર સર્વ સમાજ શાંત રહ્યા પછી આચાર્યના પક્ષના એક મુનિએ તેમની આજ્ઞા લઈને જણાવ્યું કે, "આપણા તપાગચ્છના સત્યવિજય મુનિએ કેટલેક સ્થળે મુનિઓમાં ચાલતા અનાચારને માટે વ્યાખ્યાનો આપેલાં છે, તો તે મુનિએ સર્વ મુનિવર્ગનું મોટું અપમાન કરેલું છે, માટે તેમને શિક્ષા થવી જોઇએ અને તે શિક્ષા કરવાનો અધિકાર આચાર્યનોજ છે."

આ વચનો બોલી તે મુનિ વિરામ પામ્યા, એટલે એક બીજા

મુનિએ જણાવ્યું કે, તે સત્યવિજય મુનિ આ સમાજમાં હાજર છે, તેથી તે વિષે તેમને રૂબરૂ પૂછવું જોઇએ.

આ સત્યવિજય મુનિ એ તપાગચ્છના એક પવિત્ર મુનિ છે. તેમણે આર્હત આગમનો સારો અભ્યાસ કરેલો છે. તે સાથે તેમનું વર્ત્તન ઉચ્ચ પ્રકારનું છે. ચારિત્ર ધારીમાં જેવા ગુણો જોઈએ, તેવા ગુણો તેમનામાં વાસ કરીને રહેલા છે. તેમની મનોવૃત્તિમાં સંવેગનો ઉત્તમ રંગ લાગી રહેલો છે. નિર્ગ્રંથ અને અનગાર એ મુનિવાચક શબ્દોના તે પૂરેપૂરા પાત્ર છે. વિશેષમાં તેમને જૈનયોગવિદ્યાનો સારો અનુભવ છે. અષ્ટાંગયોગની સર્વ ક્રિયાઓ તેમણે સાધ્ય કરેલી છે. તેઓ એકાંતમાં રહી ઘણીવાર સુધી ઇષ્ટ ધ્યાન કરી શકે છે. વૈરાગ્યની ઉત્તમ વિભૂતિથી તે અત્યંત વિભૂષિત છે. તેમનામાં એવી ઉત્તમ દૃષ્ટિ પ્રાપ્ત થઇ શકે છે કે, જે દૃષ્ટિથી તેઓ આ વિશ્વનાં પ્રાણીઓને સમાન ભાવથી જુવે છે. સર્વ તરફ તેમને સર્વાત્મ ભાવ પ્રગટ થયેલ છે તેમના અંતરાત્મામાં અભેદ ભાવનો આવિર્ભાવ થયેલો છે. તેઓ જૈનદર્શનના પૂર્ણ રાગી છે, છતા સર્વ દર્શનો તરફ ગુણદૃષ્ટિથી જોનારા છે. સમસ્ત વિશ્વના પ્રાણીઓના કલ્યાણનેમાટે તેઓ શુભેચ્છાને ધારણ કરે છે.

આ મહાત્મા સત્યવિજય મુનિ તે સમાજમાં આવ્યા હતા. તેમનામા કોઇ જાતનો આડંબર ન હતો. તેઓ એક સામાન્ય મુનિની જેમ મુનિવર્ગની અંદર બેઠા હતા. તેમનામાં કોઇ જાતનું માન ન હતું. તેઓના હૃદયમાં સર્વદા શુભ ધ્યાનનીજ ધારાઓ ચાલતી હતી જ્યારે આચાર્યના શિષ્યે તેમનું નામ ઉચ્ચાર્યું, એટલે તેઓ મુનિવર્ગમાંથી જુદા પડી ઉભા રહ્યા અને વિનયથી આચાર્યની સન્મુખ જોવા લાગ્યા તેમને જોઇ વિજય જલન આચાર્ય પોતાના સ્વભાવ પ્રમાણે ઉચ્ચ સ્વરથી નીચે પ્રમાણે બોલ્યા—

"મુનિ સત્યવિજય, તમે જ્યા ત્યાં વિચરીને મુનિઓનીજ નિંદા કરો છો, એવી વાત ચારે તરફથી સંભળાય છે. વર્તમાનકાળના મુનિઓના આચાર–વિચારને માટે નિરંતર ટીકા કર્યા કરો છો, અને

તમે પોતે શુદ્ધ મુનિ છો, એમ લોકોને બતાવો છો, એ તમારૂં અયોગ્ય વર્ત્તન છે, અને તે વર્ત્તનને માટે તમે મોટી શિક્ષાને પાત્ર થયા છો. તમોને ઘણીવાર તમારૂં વર્ત્તન સુધારવાને માટે કહે વરાવવામાં આવ્યુ છે, તે છતાં તમે તમારા વર્ત્તનને સુધાર્યું નહીં, તેથી આજે તમારે મોટી શિક્ષા સહન કરવી પડશે. તમે સમજો છો કે, હુ, મુનિઓ અને ગૃહસ્થોને નિયમમાં રાખનાર આચાર્ય છુ. જેની ઉપર મારી નાખુશી થાય છે, તે પુરૂષ મોટી હાનિમાં આવી પડે છે. તમારા જેવા ઉન્મત્ત થઇ ગયેલા અને મુનિઓની નિંદા કરનારા સાધુને ખરેખરી શિક્ષા દેવાની જરૂર છે. તમે તમારા મનમાં એમ સમજતા હશો કે, " જૈનમુનિઓ મને શું કરવાના છે ? તે ભિક્ષુકોનુ બળ શું હોય, ? " પણ તમારે એ વાત મનમાથી કાઢી નાખવી જ્યારે બધા મુનિઓ તેમાં પણ હું આચાર્ય જ્યારે તમારી વિરૂદ્ધ થઇશ, ત્યારે તમે પાયમાલ થઇ જવાના તમને આ ભારતવર્ષના સમસ્ત જૈનસઘમાથી બાહેર મૂકી દઈશું એટલે કોઇપણ તમને માનશે નહીં, એટલુંજ નહીં પણ તમને આહારપાણી મળવ પણ દુર્લભ થઇ પડશે કોઇપણ શ્રાવક તમને પોતાના આંગણામા પેસવા દેશે નહીં અને તમારૂં મુખ પણ જોશે નહીં. મુનિ સત્યવિજય, તમે જે ગુનો કર્યો છે, તે આ સર્વ સમાજની સમક્ષ કબુલ કરી દ્યો. પછી તમારી શિક્ષાને માટે હું વિચાર કરીશ. જો તમે સત્ય બોલશો તો તમારી ઉપર દયા લાવવામા આવશે અને ઉદ્ધતપણે બોલી ગુનાને માટે ઈનકાર કરશો તો પછી તમને સખ્ત શિક્ષા કરવામાં આવશે. "

આચાર્ય જવલનવિજયના વચનો મુનિ સત્યવિજય સાંભળી રહ્યા. ક્ષણવારે તેઓ નમ્રતાથી બોલ્યા—" આચાર્યજી પ્રથમ ગુનો કે અપરાધ કોને કહેવાય, તે ન્યાય આપનારે જાણવુ જોઇએ. જેને માટે ધર્મના નિયામકે કે પ્રજાના નિયામકે કાંઇ પણ નિયમ બાંધ્યો હોય, અથવા જેની અંદર અધર્મ કે અનીતિ રહેલ હોય તે ગુનો અથવા અપરાધ કહેવાય છે. જ્યારે માણસ તેવા નિયમ ભંગ કરે તે

ગુનેગાર અથવા અપરાધી કહેવાય છે. તેમ વળી જે કરવાથી બીજા ધર્મ કે નીતિવાળા માણસોને હાનિ થઇ હોય તે પણ ગુનો કે અપરાધ કહેવાય છે અને તેને આચરનાર માણસ ગુનેગાર કે અપરાધી ગણાય છે. આપ, સાંભળવા ઉપરથી મારી ઉપર મુનિઓની નિંદા કરનારૂં વ્યાખ્યાન આપવાનો ગુનો મૂકો છો, પણ વસ્તુતાએ તે ગુનોજ થઈ શકતો નથી. કારણ કે હું પોતેજ એક મુનિ છું, તેથી હું મુનિ થઇને મારી પોતાની નિંદા શા માટે કરૂં ? અથવા જો મેં મુનિઓની નિંદા કરી હોય તો તેમાં મારો સમાવેશ પણ થઇ જાય છે કદિ આપ કહેશો કે, તેં તારો બચાવ કરીને બીજાઓની નિંદા કરી છે, તો તે વાતની સાબીતી થવી જોઇએ. જો તે વાત મારી સમક્ષ સાબીત થાય તો હું ખરેખરો ગુનેગાર છું અને મને તેની પુરતી શિક્ષા થવી જોઇએ. મહારાજ, તેથી આપ સાંભળવા ઉપરથી મને ગુનેગાર કરો, એ આપ આચાર્યને કોઇ રીતે ઘટિત નથી. તેમ છતાં જો આપ ન્યાયને દૂર કરી મને શિક્ષા કરશો તો હું તેવી ખોટી શિક્ષાથી ભય પામતો નથી આચાર્ય મહારાજ, હું આપની સમક્ષ સાચેસાચુ કહું છું કે, મેં ઘણે સ્થળે મુનિઓમાં વર્તતા અનાચારોનેમાટે વ્યાખ્યાનો આપેલાં છે અને તે દ્વેષબુદ્ધિથી આપેલાં છે.વર્તમાનકાળે મુનિઓ પોતાના મુનિઆચારને ભુલી જતા જાય છે જો કે કેટલાએક મુનિઓ હજુ પોતાના આચારને વલગી રહ્યા છે અને ચારિત્રધર્મને યથાર્થ રીતે પાળનારા પણ છે, પરંતુ તેવા મુનિઓ ઘણા થોડા છે બાકીનો મોટો ભાગ અનાચારના કુમાર્ગે દોરાયો છે અને દોરાતો જાય છે જો તેઓને તેમના અનાચારનું ભાન કરાવવામાં નહીં આવે તો તેઓ કદિપણ સુધરવાના નહીં, તેઓ તો વધારેજ બગડવાના. જ્યાં સુધી તેમનો અનાચાર ખુલ્લો કરવામા ન આવે અને તેમની ખુશામત કરનારા અલ્પમતિ, રાગાધ પુરૂષોને તે મુનિઓના અનાચારની જાણ કરવામાં ન આવે ત્યાસુધી તે મુનિઓ પોતાના શુદ્ધ સ્વરૂપને સમજી શકવાના નથી. જ્યારે તેમના અનાચારો લોકોમા

ખુલ્લા કરવામાં આવે, તેમને મળતા માનનું ખંડન કરવામાં આવે અને તેમના દુરાચારની ફજેતી કરવામાં આવે ત્યારેજ તેઓ અનાચારથી પાછા વળવાના. અને જ્યારે તેઓ અનાચારમાંથી નિવૃત્ત થઈ સદાચારને સેવનારા થાય તો પછી મારા વ્યાખ્યાનોએ તેમનું કેટલુંહિત કર્યું કહેવાય ? આવી હિત બુદ્ધિથી હું મુનિઓના અનાચારને માટે વ્યાખ્યાનો આપુંછું જેઓ તેવા મુનિઓના અનાચારોને છુપા રાખે છે–તે પર ઢાંકપછેડો કરે છે,તેઓ તે મુનિઓના અહિત કરનારા છે. કારણ કે, તેમ થવાથી મુનિઓ પોતાના દુરાચારને છોડે નહીં અને, તેથી તેઓ આ લોક તથા પરલોકમા નઠારી સ્થિતિને ભોગવનારા થાય છે. ”

આચાર્ય મહારાજ, જો આપને ખરેખરો ન્યાય આપવો હોય તો મુનિઓના અનાચારને છુપાવનારા અર્થાત્ વધારનારા એવા લોકોનેજ શિક્ષા કરવી જોઇએ કે જેઓ મુનિઓના અનાચારના કારણભૂત થાય છે. હું તો મારા જાતિબંધુ મુનિઓનો હિતકર્ત્તા છું. અને તેમની નિંદાને નહીં સહન કરનારો છું, માટે હું કોઇ રીતે ગુનેગાર થઈ શકતો નથી. તેમ છતાં જો આપ મને ગુનેગાર ઠરાવવા ઇચ્છતા હો તો મને કાંઇ હાનિ થવાની નથી; કારણ કે, જો આપ મને સંઘ બાહેર મૂકશો તો હું મારા આત્માને મુક્ત થયેલો માનીશ. સંઘ તો શું પણ આ જગત્‌ની બહાર રહેવાને માટે મારો પ્રયત્ન છે. જો પ્રભુ મને આ જગત્‌ની બહાર કરે અર્થાત્ મુક્ત કરે તો આ જન્મમરણના મહાદુઃખમાથી હું છુટી જાઉં. તેવીરીતે જો મને સંઘની બાહેર મૂકશો તો તેને માટે હું દુઃખ પામીશ નહીં. પરંતુ હું મારા આત્માને બંધનમાથી મુક્ત થયેલો માનીશ મુનિવ્રતને ધારણ કર્યા પછી પણ વર્ત્તમાનકાલે કેટલીએક સંઘને લઇને ફરજીઆત ઉપાધિઓ આવી પડેછે. મુનિને ચાતુર્માસ્યને માટે અનેક ગામના લોકો વિનંતિ કરવા આવે છે અને તેમની તાણાતાણમાં મુનિ પોતાનું ધ્યાન ભૂલી જાય છે. તે પછી અમુક ગામમાં ચાતુર્માસ્ય રહે છે, ત્યાં શ્રાવકો રાગી થવા આવે છે અને અનેક જાતની ખુશામતો કરી મુનિને વિવિધ જાતની પ્રવૃત્તિમાં નાખી

રહે છે. તેમ કરતાં પર્યુષણ પર્વ આવે છે, તે વખતે કલ્પસૂત્રના વાંચનમાં અનેક અડચણો ઉભી થાય છે પાનાં લેવાં, ઘોડીઆં-પારણા લેવા અને સ્વપ્ના ઉતારવા. તેમને અંગે ઉપાધિઓ એટલીબધી થાયછે કે, એ પવિત્ર પર્વનું આરાધન સમાધિ પૂર્વક થતું નથી. તે પછી ચાતુર્માસ્ય પૂરા થાય ત્યા સુધી જાણે મુનિ શ્રાવકોના તાબામા હોય, તેમ તેને વર્તવું પડે છે અને અનેક જાતના વ્યવહારી કજીયાઓ શ્રાવકો મુનિની સમક્ષ લાવે છે અને તેમાં મુનિ પોતાના ચારિત્રનું આરાધન ભૂલી જાય છે. આચાર્યજી, જો આપ મને સંઘ બાહેર મૂકવાની ભારે શિક્ષા કરશો તો હું એક રીતે સંતોષ માની શ્રી વીર પરમાત્માનું એકાગ્રતાથી આરાધન કરીશ આપની અન્યાય ભરેલી શિક્ષા મને સુખકારક થઇ પડશે. વળી મને એક બીજો લાભ થશે કે, જ્યારે આપ મને સંઘની બાહેર મૂકશો એટલે આપની આજ્ઞાને માનનારા મુનિઓ મારો સંગ કરશે નહીં, જેથી હું અનાચારી મુનિઓના સંસર્ગમાં આવીશ નહીં અને તેમના અનાચારોને જોઇ હૃદયમાં પરિતાપ કરનારો થઇશ નહીં. સૂરિજી, આપ સર્વના હિત કર્તા હોવા જોઇએ, તે છતાં આપ મારૂં અહિત કરવા તત્પર થયા છો તોપણ તેમા મારૂં હિતજ થવાનું છે મને ખાત્રી છે કે, આપ કદિ મારો તિરસ્કાર કરશો અને કરાવશો, પણ આ વિશ્વનુ કલ્યાણ કરવાને સદા તત્પર રહેનારા શ્રી વીરપ્રભુ તિરસ્કાર નહી કરે. આ દયાળુ ત્રિલોકનાથે મારી ભાવના જોઇમને પોતાનો કરી લીધેલો છે. આપ મને સંઘની બાહેર મૂકશો પણ એ સમદર્શી દયાવતાર પ્રભુ મને પોતાના શાસનની બાહેર નહીં મૂકે. આપની અકૃપથી હું સંઘની બાહેર થઇશ, પણ શ્રી આર્હત ક્રિયાની અને શ્રી જિનપ્રણીત આચારની બાહેર હું થઇશ નહીં શ્રી જૈન પ્રત્યેની મારી ભક્તિ, મારી નિષ્ઠા, મારી શુદ્ધશ્રદ્ધા અને મારી પ્રભુના સ્વરૂપ-સાથે તદાકાર વૃત્તિ આપનાથી ફેરવી શકાય તેમ નથી.

આચાર્ય મહારાજ, મને આ વખતે આચારાંગ સૂત્રનાં સુગો-

ધક વચનો યાદ આવે છે. તે મહાન્ સૂત્રકાર લખે છે કે, " જે પુરૂષની શ્રદ્ધા પવિત્ર છે, તેને સમ્યગ્ યા અસમ્યક્ બંને વસ્તુ સમ્યગ્ વિચારણાથી સમ્યગ્રૂપે પરિણમે છે. અને જે પુરૂષની શ્રદ્ધા અપવિત્ર છે, તેને સમ્યક્ યા અસમ્યગ્ વસ્તુ બને અસમ્યગ વિચારણાથી અસમ્યક્રૂપે પરિણમે છે. માટે સમ્યગ્ વિચાર કરનારા પુરૂષે વિચાર નહીં કરનારા પુરૂષને સમ્યગ્ વિચાર કરવા પ્રેરિત કરવો કે, " હે પુરૂષ, તું સમ્યગ્ વિચાર કર જેથી તેમ કરવાથીજ સયમમાં કર્મક્ષય કરાય છે.

વળી તે સૂત્રકાર મુનિઓને ઉદ્દેશીને લખે છે કે, ' હે મુનિઓ, શ્રદ્ધાવંત અને ગુરૂકુળમાં વસનાર મુનિની પદવી અને ગતિ જુવો અને પાસત્થાઓની પણ પદવી અને ગતિ જુવો; માટે આલજનોએ આ અહિત એવા અસંયમમાં આપણાં આત્મને સ્થાપવો નહીં. "

આચાર્યજી, આ વચનો પર વિચાર કરતા કેટલો બોધ થાય છે. ? મને તો એ વાણી ઉપર એટલીબધી શ્રદ્ધા છે કે, જેથી હું મારા આત્માનો ઉદ્ધાર કરવા માટે તેનોજ આશ્રય કરૂં છું. આચાર્યજી, આપ મહાન્ પુરૂષ થવાનો દાવો રાખો છો, તો તે પેહેલા આપને વિચારવાનું છે કે, મહાન્ પુરૂષે કેવા કેવા ગુણો ધારણ કરવા જોઈએ. મહાન પુરૂષે ધારણ કરવાને યોગ્ય એવા ઘણા ગુણો છે. પણ તેમની અંદર એક એવો ગુણ છે કે. જે ધારણ કરવાથી બીજા ગુણોનો તેમાં સમાવેશ થઈ જાય છે. એ મહાન્ ગુણનું નામ સર્વોત્મભાવ છે એટલે આ જગત્ના સર્વ પ્રાણી ઉપર આત્મભાવ ધારણ કરવો તે છે. આપણે બીજા જીવની તરફ જે રીતે વર્તીએ તે આપણે પોતાની તરફ વર્તવા પ્રમાણે માની લેવું જોઈએ. બીજા જીવો તરફ જે જેઆપણી પ્રવૃતિ છે તે પ્રવૃત્તિ આપણ તરફ છે,એમ જાણવાનું છે. મહાનુભાવ સૂત્રકાર તે વિષે નીચે પ્રમાણે લખે છે—

" હે પુરૂષ. જેને તું હણવાનો ઇરાદો કરે છે, ત્યાં એમ વિચાર કર કે તે તું પોતેજ છે. જેના પર હુકુમત ચલાવવાનું ધારે છે, ત્યાં

વિચાર કર કે, તે તું પોતાની તરફ હુકુમત ચલાવા ધારે છે. જેમને હુઃખી કરવા તું ધારે છે, ત્યા વિચાર કર કે, તે તું પોતેજ છે. જેને પકડવા ચાહે છે, ત્યા વિચાર કર કે, તું પોતેજ છે અને જેને મારી નાખવા ધારે છે, ત્યા વિચાર કર કે, તે તું પોતેજ છે. સત્પુરૂષોજ ખરેખર એવી સમજ ધરતા વર્તે છે; માટે મુનિએ કોઇપણ જંતુને હણવો કે મારવો નહીં કેમકે, તેને હણવા કે મારવાથી આપણે પાછું તેવું દુઃખ ભોગવવું પડે છે, એમ જાણીને કોઇના પર હણવાનો ઈરાદો નહીં કરવો. ”

આચાર્યજી, આ સૂત્રવાણી પ્રમાણે જેના હૃદયમાં નિશ્ચય થયો છે, એવો હું આપનાથી થયેલી શિક્ષાને સહન કરવા સમર્થ છું, પરંતુ તેમા મને માત્ર આપની દયા આવે છે અને તેથી ખેદ થાય છે કારણ કે, આપ ન્યાય દૃષ્ટિથી જોયા વગર હું નિરપરાધીને શિક્ષા કરશો તો તે શિક્ષા આપના આત્માને ભોગવવી પડશે. કારણકે, ઉપરના સૂત્રને અનુસારે સમજવાનુ કે, જેને તમે શિક્ષા આપવા ધારો છો, તે તમે પોતેજ છો. તેથી મારા કરતાં આપને વિશેષ હાનિ થવાની છે.

સૂરિજી, મેં તો મારા જીવનમા નિશ્ચય કર્યો છે કે, ગમે તેટલી હાનિ થાય, ગમે તેટલા કષ્ટો ભોગવવા પડે અને મહાન્ વિપત્તિના વમળમા અથડાવું પડે પણ શ્રી સર્વજ્ઞ પ્રભુએ જે આજ્ઞા કરી છે, તેનું ઉલ્લંઘન કરવુ નહીં. પ્રભુની આજ્ઞાને માન આપી વર્ત્તવાથી કદિ લોકો નિંદા કરે, મુનિઓ અવગણના કરે અને ગુરૂવર્ગ અનાદાર કરે તોપણ તે સહન કરવુ અને કોઇથી ભય રાખવો નહી માત્ર કર્મના બંધનોજ ભય રાખવો. તેમ છતા કદિ છદ્મસ્થપણાને લઇને આપણાથી કાંઇ ભૂલ થઇ જાય તો તેને માટે પશ્ચાતાપ પૂર્વક આલોચણા કરવી અને તે ભુલ બતાવનારનો હૃદયથી આભાર માનવો ગુરૂ કે ઉપકારી પુરૂષની આજ્ઞાનેમાટે સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે,

“ જે પુરૂષ હમેશા ગુરૂની દૃષ્ટિમાં વર્ત્તનો હોય, ગુરૂએ દર્શાવેલ મુક્તિને સ્વીકારનો હોય, ગુરૂનું બહુ માન કરતો હોય, ગુરૂપર

શ્રદ્ધા ધરતો હોય અને ગુરૂ કુળવાસ કરતો હોય, તે પુરૂષ કર્મોને જીતીને તત્ત્વ જોઇ શકે છે અને એવો મહા પુરૂષ કે જેનું મન લગાર પણ સર્વજ્ઞોપદેશથી બાહેર જતું નથી,તે કોઈનાથી પણ પરાભૂત ન થતાં નિરાલંબતારૂપ ભાવનાને ભાવવા સમર્થ થાય છે. ”

વળી તે સૂત્રકાર સંયમને માટે નીચેના મહા વાકયો લખે છે–

“ આ જગમાં સંયમને ખરેખરૂં સુખસ્થાન જાણીને જિતેંદ્રિય થઈ વર્ત્તવું. વધારે શું કહેવું ? મોક્ષાર્થી વીર પુરૂષે હમેશાં જિનાજ્ઞાથીજ પ્રવર્ત્તવુ. ”

આચાર્યજી, આ મહા વાકયો ઉપર મેં મારા જીવનની દોરી રાખેલી છે અને તે પ્રમાણે વર્ત્તવાને હુ યથાશકિત યત્ન કર્યા કરૂં છું વળી એક બીજી વાત મેં મારા સ્મરણ માર્ગમાં રાખેલી છે કે, કોઇ પણ પ્રવૃત્તિ કરતા ઘણીજ સંભાળ રાખવી. જો કે આપણ મુનિઓની શુભજ પ્રવૃત્તિ હોય છે, પરંતુ તેમા પણ કર્મના બંધનો મહાન્ ભય રાખવાનો છે. આજે આપની આજ્ઞાથી હું આ સમાજની અંદર આવ્યો છું, અને આ સમાજનો ઉદ્દેશ શુભ છે, તથાપિ હુ તેની અંદર કર્મના પ્રવાહો વહન થવાની ભારે શંકા રાખું છું.

પ્રાયે કરીને સર્વ ભવ્ય જીવો કર્મના બંધમાથી પોતાનો બચાવ કરવા પ્રવર્ત્તે છે, પરંતુ મારી પ્રવૃત્તિ સ્વાત્મા અને પરાત્મા બંનેને માટે છે, કોઈનાથી મને કર્મનો બંધ ન થાય, તેમ મારાથી કોઈને કર્મનો બંધ ન થાય, એ ઉભય નિશાનો રાખી હું પ્રવર્ત્તવાનો પ્રયત્ન કરૂં છું, અને તેમા જેટલું સચવાય, તેટલું સાચવું છુ. આજના પ્રસંગે મારા નિમિત્તે બીજા આત્માઓને કર્મના બંધ થયા વિના રહેશે નહિ કારણ હું પોતે મારી દ્રષ્ટિએ અને સમદર્શી પુરૂષોની દ્રષ્ટિએ નિરપરાધી છુ પરંતુ જેઓ મને અપરાધી ઠરાવવાનો ઇરાદો રાખી મને સાપરાધી જુવે છે, તેઓને મારી નિમિતે અવશ્ય કર્મબંધ થવાના. આથી હુ વિશેષ ખેદાતુર રહું છુ. અને મારા નિમિત્તે કોઇને કર્મબંધ થશે નહીં એવું હૃદયથી ઇચ્છુછુ. પાપ

ઊપાર્જન કરનારા કર્મના પ્રવાહોથી આ વિશ્વ વ્યાપ્ત થઈને રહેલું છે અને તે વિષે સૂત્રના નીચેનાં મહા વાકયો મને યાદ આવે છે.

" ઉંચે, નીચે તથા તિરશ્ચીન દિશાઓમાં સર્વ સ્થળે પાપ ઉપાર્જન કરનારા કર્મના પ્રવાહો રહેલા છે. જ્યાં જ્યાં જીવની આસકિત થાય છે, ત્યાં ત્યાં કર્મબંધ થયા કરે છે." તે કર્મરૂપી ક્રૂરતા ચક્રને જોઈને આગમના જ્ઞાતા પુરૂષે વિષય લોગથી દૂર રહેવું "

આ મહા વાકયોનું સ્મરણ મને વારવાર ચેતવણી આપે છે અને ચેતવણી લેવાને માટે હું વારંવાર તે મહાવાકયોનું સ્મરણ કરૂં છું

મહારાજજી, આપણે શામાટે દીક્ષા લીધેલી છે? તેનો જો વિચાર કરવામાં આવે તો આપણને માલુમ પડશે કે, પાપ આપવાના પ્રવાહોને બંધ કરવા માટેજ આપણી દીક્ષા છે. એ વાતને ભૂલી જઇ પ્રમાદ વશ થયેલા મુનિઓ ઉલટા પાપ આવવાના પ્રવાહોને ઉઘાડા કરે છે આપ આચાર્યજીને માઠું લાગવાના ભયથી હું કેટલીએક વાતો કહેવાને ખુશી નથી. પરંતુ આપના હિતની ખાતર એ માઠું લાગવાનો અપરાધ વ્હોરી લઇ હું તે વાત જણાવાનું સાહસ કરૂં છું.

થોડા માસ પહેલા હું અર્બુદાચલ ગિરિની યાત્રા કરવાને ગયો હતો. મારી સાથે બે મુનિઓ અભ્યાસ કરવા આવ્યા હતા. અમે ત્રણેએ પવિત્ર તીર્થની યાત્રા કરી ઇષ્ટ આરાધના કરતા હતા. તે વખતે 'ઊપશમવિજય' નામના એક આચાર્ય તે યાત્રાએ આવ્યા હતા. તેઓ ચારિત્ર ધર્મમાં તત્પર અને જ્ઞાનથી અલંકૃત હતા તે સાથે તેઓ આત્માર્થી અને પરોપકારી હતા. તેમના આવવાના ખબર સાંભળી અને તે સાથે તેમના સદ્ગુણોની પ્રશંસા સાંભળી અમો ત્રણે તેમને વંદના કરવાને ગયા તેઓ પૂર્વે સિદ્ધગિરિની યાત્રામાં મને મળ્યા હતા, તેથી મને જોતાંજ તેઓ ભાવથી મારી સાથે વાતચિત કરવા લાગ્યા. અમે તેમને વિધિથી વંદના કરી આગળ બેઠા એટલે તેમણે મારો વૃત્તાંત પૂછવા માંડયો. પછી મેં તેમને

જણાવ્યું કે, "મહારાજ, આપ જ્યારે સિદ્ધગિરિમાં મળ્યા હતા, ત્યારે આચાર્યપદના ધારક ન હતા. આજે આપને એ ઉચ્ચ પદવીવાળા જોઈ અને વાંદી મને ઘણો આનંદ થાય છે. મેં આ શબ્દો વિવેકને અનુસરીને અને તેમનામાં ઉત્તમ ગુણોને જોઈને કહ્યા, ત્યારે તેઓ મંદહાસ્ય કરીને બોલ્યા–"મુનિ સત્યવિજય તમે ધારતા હશો કે, હુ આચાર્ય થયો એટલે પારને પામી ગયો, પણ એ વાત સત્ય માનશો નહીં. આજકાલ પદવીને ધારણ કરવી, એ કર્મબંધના પ્રવાહોને ખુલ્લા કરવા જેવું છે. હું પદવી પ્રાપ્ત કર્યા પહેલા જેવો સુખી હતો, તેવા અત્યારે સુખી નથી. મારા આત્માર્થીપણાને પદવીએ મોટો ધકકો પહોચાડયો છે. પૂર્વકાળે પદવીધર મુનિઓ સંયમમાં એટલાબધા ચડીઆતા હતા કે, તેઓ પદવીમાં પણ આત્માર્થી રહી શકતા હતા. વર્ત્તમાનકાળે તેમ રહી શકાય તેવું નથી. આજકાલ તો પદવીધર મુનિ મોટો પટેલ થઈ પડે છે. જેવી જ્ઞાતિની પટલાઇ અનેક ઉપાધિઓને આપનારી અને અશાતાને કરનારી છે, તેવીજ મુનિપણાની પદવી પટલાઈને કરનારી હોવાથી ઉપાધિ અને અશાતાની કારણભૂત થાય છે જેટલા પટવીધર મુનિઓ છે, તેટલા મુનિઓના પટેલીયા છે એમ સમજવું. તે માત્ર મુનિઓના નહીં પણ શ્રાવકોના પણ પટેલીયા થઇ પડે છે. હે સત્યવિજય, હું દેવગુરૂની કૃપાથી કેટલીએક પાપદાયક પટલાઈમાંથી બચી જાઉં છુ, તથાપિ કોઈ કોઇ વાર મારે કફોડી સ્થિતિમાં આઆવવું પડે છે. મારા ગુરૂ વર્ગના આગ્રહથી મેં આચાર્યપદ લીધું છે, પણ હવે મને પશ્ચાત્તાપ થાય છે. મેં મારા અનુભવ ઉપરથી નિશ્ચય કર્યો છે કે, વર્ત્તમાનકાલે મુનિએ જો આત્મસાધન કરવું હોય તો કોઇ જાતની પદવીની અભિલાષા રાખવી નહીં હું મારા શિષ્યોને ભલામણ કરૂં છું કે, તમે ગમે તેવા વિદ્વાન્ થાઓ પણ પદવીધર થશો નહીં. ચાલતો જમાનો વિપરીત છે. મુનિપણાંની ઉંચી પદવી ચારિત્ર રૂપ પર્વતના મહાન્ શિખર ઉપરથી પાડી નાખે છે. જેઓ શમતાને ધરનારા

ચારિત્રના ધર્મ પ્રમાણે વર્ત્તનારા અને આગમના તત્ત્વને સમજનારા છે, તેઓ પણ પદવીના પાશમાં સપડાઈને અધમ સ્થિતિપર આવી પડે છે. આજકાલ આચાર્ય થનારા કપટાચાર્ય બની જશે. પન્યાસ થનારા પુણ્યનાશ કરનારા થઇ પડશે, પ્રવર્ત્તક કર્મના પ્રવર્ત્તક બનશે અને ગણી અગણિત કર્મના ગણી થશે. " મુનિ સત્યવિજય, તમે પણ કોઇ કાળે પદવીની ઇચ્છા કરશો નહીં. "

આચાર્ય ઉપશમવિજયનાં આ વચનો સાંભળી હું સાનંદાશ્ચર્ય થઇ ગયો હતો. તે પછી તે મહાનુભાવની સાથે કેટલાક દિવસ રહી જ્ઞાન ગોષ્ઠી કરી હું ત્યાંથી વિહાર કરી ચાલ્યો ગયો હતો.

સૂરિજી, આ વૃત્તાંત સાંભળી મારી પર રોષાવિષ્ટ થશો નહીં. આજકાલ પણ જો આચાર્ય, પન્યાસ, પ્રવર્ત્તક કે ગણી પોતાની પદવી પ્રમાણે યથાર્થ રીતે વર્ત્તતા હોય તો તેઓને પૂર્ણ ધન્યવાદ ઘટે છે, ગમે તે રીને પણ પાપના પ્રવાહને બંધ કરવા એ આપણી આર્હત દીક્ષાનો હેતુ છે. આચારાંગ સૂત્રકાર તેને માટે નીચે પ્રમાણે લખે છે.

" જે કોઇ પુરૂષ પાપ આવવાના પ્રવાહોને બંધ કરવા દીક્ષા લેછે, તે મહા પુરૂષ ઘાતિકર્મનો ક્ષય કરી સર્વજ્ઞ તથા સર્વદર્શી થાય છે—ઇંદ્રાદિકને પૂજનીય થાય છે, છતાં પણ પરમાર્થ વિચારીને ઇંદ્રાદિકની પૂજાની પોતે અભિલાષા નથી ધરતા અને પ્રાણીઓના સંસારમાં થતાં પરિભ્રમણને જાણી જન્મ–મરણના ચક્રમાંથી છુટીને મુક્તિપુરીના સુખમાં જઇ બિરાજે છે. "

આચાર્યજી, આ સૂત્રાક્ષરો કેવા મધુર રીતે બોધનીય છે ? આવાં ઉપદેશ વચનો પ્રગટ કરી વીરપ્રભુએ આપણ મુનિઓનો કેટલો ઉપકાર કરેલો છે ? તે છતાં આપણે પ્રમાદમાં પડી એ ઉપદેશવાક્યો તરફ ઉપેક્ષા કરીએ તો આપણા જેવા કૃતઘ્ની કોણ કહેવાય ? સૂરિજી, તે પછી સૂત્રકારે મુક્તિના સુખને માટે જે વાક્યો લખેલાં છે, તેનું સ્મરણ કરી મને ' જાણે હું મુક્ત થયો છું, ' તેવો

આનંદ આવે છે. વાહ ! વીર વાણીનો પ્રભાવ કેવો અવર્ણનીય છે? તે લખે છે કે,—

" મુક્તિના સુખમાં રહેનારા જીવોની જે અવસ્થા વર્તે છે, તે જણાવવા કોઈ પણ શબ્દ સમર્થ થતા નથી, કોઈ પણ કલ્પના દોડી શકતી નથી અને કોઈની મતિ પણ પોહોંચી શકતી નથી ત્યાં સર્વ કર્મ રહિત એકલો જીવ સંપૂર્ણ જ્ઞાનમય થઈ બિરાજે છે. એ મુક્તિ સ્થિત જીવ લાંબો નથી, ટુંકો નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, ચોરસ નથી, મંડળાકાર નથી, કાળો નથી, લીલો નથી, રાતો નથી, પીળો નથી, ધોળો નથી, સુગંધી નથી, દુર્ગંધી નથી, તીખો નથી, કડવો નથી, કસાયલો નથી, ખાટો નથી, મીઠો નથી. કઠોર નથી, સુકુમાળ નથી, ભારે નથી, હલકો નથી, ઠંડો નથી, ગરમ નથી, સ્નિગ્ધ નથી, રૂક્ષ નથી, શરીરવાળો નથી, જન્મ ધરનાર નથી, સંગ પામનાર નથી, સ્ત્રીરૂપ નથી, પુરૂષરૂપ નથી અને નપુંસકરૂપ નથી, કિંતુ જ્ઞાતા અને પરિજ્ઞાતા થઈ બીરાજે છે. મુક્ત જીવોને જણાવા માટે ઉપમા કાંઈ છેજ નહીં, કેમકે તેઓની અરૂપી હુંયાતી રહેલી છે. તેમજ તેઓને કશો પણ અવસ્થા વિશેષ છે નહીં, તેથી તેમને જણાવવા માટે કોઈ શબ્દની શક્તિ નથી.

કારણકે, તેઓ શબ્દરૂપ નથી, રૂપરૂપ નથી, ગંધરૂપ નથી, રસરૂપ નથી અને સ્પર્શરૂપ નથી અને વાચ્ય વસ્તુના વિશેષતો માત્ર એ શબ્દાદિક પાંચ ગુણજ છે. તે મુક્ત જીવોમાં છે નહીં, માટે તેઓ અવાચ્ય છે. "

સૂરિજી, આ મુક્તિ જીવની સ્થિતિનું વર્ણન કેવું મનોહર છે. એવી સ્થિતિને માટે સર્વદા ભાવના ભાવવી કેવી ઉત્તમ છે ? જ્યારે આપણે આ ઉત્તમ ભાવના ભાવીએ ત્યારે આપણને આ મુનિપણામાં પણ બધી ઉપાધીઓ લાગે છે. સર્વદા ધ્યાનાવસ્થામાંજ રહેવાની ઇચ્છા થાય છે. સદ્ગુરૂ એ સ્થિતિના દર્શન ક્યારે કરાવશે? એમ વારંવાર થયા કરે છે. "

આચાર્યજી, હવે હું મારી વાણીને વિરામ આપું છું. મારે માટે આપને યોગ્ય લાગે તેમ કરજો પરંતુ તેમાં તમારા પોતાના આત્માનો વિચાર કરજો. "

મુનિ સત્યવિજયજીની આ વાણી સાંભળી કેટલાએક મુનિઓ અને ગૃહસ્થો તદાકાર થઇ ગયા અને તેમને હૃદયથી ધન્યવાદ આપવા લાગ્યા આચાર્ય જવલન વિજય પણ તેને માટે ઉંડા વિચારમાં પડી ગયા આ સત્યવિજય મુનિના વચનો સમાજના મોટા ભાગને રૂચિકર લાગ્યાં છે. તેથી હવે આપણે આગ્રહ કરવો તે દુરાગ્રહ ગણાશે. આવું ધારી આચાર્યે પોતાની સત્તા અખંડિત રાખવાને આ પ્રમાણે કહ્યું, " મુનિ સત્યવિજય, તમારા કેટલાએક વચનો સારા છે, તેમ કેટલાએક વચનોમાં અમારી મર્યાદાનું ઉલ્લંઘન થયું છે, તથાપિ આ વખતે તમારે માટે દયા લાવવામાં આવે છે. તોપણ એટલી સૂચના તો આપવી પડશે કે, તમારે હવેથી મુનિઓની નિંદાના વ્યાખ્યાનો ન કરવાં." આ પ્રમાણે કહી આચાર્ય વિરામ પામી ગયા અને સર્વ સમાજ તેમના આશયને સમજી ગયો.

તે પછી આચાર્યની આજ્ઞાથી એક ગૃહસ્થે ઉભા થઇને જણાવ્યું કે, " આ શહેરના દેરાશરોની વ્યવસ્થા કરનાર સર્વભક્ષી શેઠે દેવદ્રવ્ય તથા ધર્મદ્રવ્યના હીસાબમા ગોટાળો કરેલ છે, અને તેઓ કોઇને પોતાનો હીસાબ આપતા નથી, તો તેમને માટે સમાજે વિચાર કરવો જોઇએ. અને આપણા પૂજ્ય આચાર્ય મહારાજ પણ તે ઉપર પુરતું લક્ષ આપવા કૃપા કરશે."

તે ગૃહસ્થની આ દરખાસ્ત ઉપરથી સર્વભક્ષીને ત્યાં હાજર કરવામાં આવ્યા અને તેઓ આચાર્ય જવલનવિજયની સમીપ ઉભા રહ્યા. તેમને સમીપ રહેલા જોઇ આચાર્ય નીચે પ્રમાણે બોલ્યા

" શેઠ, તમે દેવદ્રવ્ય તથા ધર્મદ્રવ્યનો હીસાબ કેમ આપતા નથી? તમારે આ સમાજની સમક્ષ તે હીસાબ રજુ કરવો જોઇએ. તમે શ્રાવક થઇને જયારે દેવદ્રવ્ય તથા ધર્મદ્રવ્યને ખાઇ ગયા હો તો તે કેવું અઘટિત કહેવાય! શ્રાવકના પુત્રે એવું કામ

ન કરવું જોઇએ. ”

આચાર્યનાં આ વચન સાંભળી સર્વભક્ષી શેઠ નમ્રતાથી બોલ્યા—“ મહારાજ, મારો હીસાબ બરાબર છે, પણ આ ગામના કેટલાએક શેઠીઆઓ અમારા ખાતાના ચોપડામાં ધર્માદા રકમો જમે કરાવી ગયા છે, અને પાછળથી તે રકમો આપતા નથી. તેઓમાં કેટલાએક શરમાઈને વ્યાજ આપે છે અને કેટલાએક વ્યાજ પણ આપતા નથી. ગયા વર્ષમાં બે આશામી કાચી પડવાથી તે રૂપીઆનો તો તદન પ્રલય થઇ ગયો છે. આથી કરીને જમે રકમ મોટી લાગે છે, પણ વસ્તુતાએ તે રકમ રોકડમાં આવી નથી, તેમાં મારો શો દોષ છે ? વળી સંઘના આગેવાનોનો એક મત નથી એટલે દેવદ્રવ્યની રકમ ખર્ચવામાં ઘણી વાર મારે પોતાને સત્તા વાપરવી પડે છે. દેરાસરને અંગે જે ખર્ચ આવશ્યક હોય તેમાં બે શેઠીઆની સંમતિ હોય અને ચાર શેઠીઆની સંમતિ ન હોય ત્યારે મારી સ્થિતિ કફોડી થઇ પડે છે. આખરે હું મારા પોતાના જોખમે તે ખર્ચ કરૂં છું, કારણ કે હું પણ સંઘ માહેલો ગૃહસ્થ છું. કેટલીએક રકમ મારે ખાતે ચડી છે,અને તેને માટે આ લોકો ફરીયાદ ઉઠાવે છે, પણ એ રકમ વ્યાજની છે, એમ કોઇ જોતું નથી. હું ઘણું કરીને દેવદ્રવ્યમાથી રકમ વાપરતો નથી, પણ જ્યારે જરૂર લાગે ત્યારે તે રકમનું નામ ફેરવી એટલે તેનું દેવદ્રવ્યનું નામ બદલાવી બીજા ખાતાનું નામ પાડીને નાંખું છું. મહારાજ, ઘરના રોટલા ખાઈને આમ દેરાસરની વેઠ કરૂ, ત્યારે કોઇવાર તેમાથી થોડી રકમ લેવી પણ પડે, પરંતુ તે રકમ હું મારે ખાતે રાખુ છું, તે છતાં આ લોકો મને વારંવાર પજવ્યા કરે છે, એટલે હું હવે કંટાળી ગયો છું. જો આપ આજ્ઞા આપો તો આ હીસાબ બીજાને સોપી દઉં.”

સર્વભક્ષી શેઠનાં આ વચનો સાભળી આચાર્ય હસી પડયા પણ તેની ઉપર રોષાવિષ્ટ થયા નહિ કારણકે. તે સર્વભક્ષી શેઠ આચાર્યનો રાગી શ્રાવક હતો તે હમેશાં મોટા પદવીધર મુનિઓની સારી સેવા ભકિત કરતો હતો. ‘મોટા સાધુઓને જો રાજી રાખ્યા હોય

તો તેઓ તેની સામે ન થાત,’ આવી લુચ્ચાઇથી સર્વભક્ષી શેઠ સર્વદા સાધુઓની વૈયાવચ્ચ કરવામાં તત્પર રહેતો હતો. આચાર્ય જવલનવિજય તેની સેવા ભકિતથી ઘણા સંતુષ્ટ રહેતા હતા. સર્વભક્ષીશેઠ જ્યારથી આચાર્ય તે નગરમાં આવ્યા, ત્યારથી દિવસમાં બે ત્રણ વખત તેમને વાંદવા જતો અને તેમના શિષ્યોને પુસ્તક વગેરે લખાવવામાં દ્રવ્યની મદદ કરતો હતો. એટલે સાધુઓના ઉપયોગમા પણ દેવદ્રવ્ય વપરાતું હતું. આથી આચાર્ય અને તેમના શિષ્યો તે સર્વભક્ષીશેઠ ઉપર ખુશી રહેતા હતા.

જ્યારે સર્વભક્ષીશેઠે પોતાની હકીકત જણાવી એટલે તેની ભક્તિને વશ થયેલા આચાર્યે તેની તરફ કાંઇપણ તિરસ્કાર બતાવ્યો નહીં. ક્ષણવારે એક સંઘના આગેવાને ઉભા થઇને જણાવ્યું કે, “ મહારાજજી, આ સર્વભક્ષી શેઠ જે હકીકત કહે છે, તેમાં ઘણું પ્રકારનું અસત્ય રહેલું છે, તે કોઈપણ શેઠીઆને પોતાનો હીસાબ બતાવતા નથી. અને શેઠીઆ લોકોમાં કુસંપ હોવાથી કોઇ અગ્રેસર થઈ તેનો હીસાબ લેતા નથી. આજે દશ વર્ષ થયાં એ ગોટાળો ચાલ્યો આવે છે. જ્યારે કોઈ પ્રસંગે શેઠીઆઓની એક સંપી થવા આવે ત્યારે આ શેઠ પરસ્પર ઉંધુચિતું સમજાવી શેઠીઆઓમાં કલહ ઉત્પન્ન કરાવે છે. તે સાથે તે અહીં આવનારા દરેક સાધુઓની એટલીબધી વૈયાવચ્ચ કરે છે કે, જેથી દરેક સાધુ તેના પક્ષમાં થઈ જાય છે એટલે તે પાછા જોરમાં આવી જાય છે. જો કોઈ શુદ્ધ ચારિત્રધારી સાધુ અહીં આવે તો તેનાથી ભય પામી યાત્રા કરવાને બાને તે બાહેરગામ ચાલ્યા જાય છે. અથવા કેટલાએક આત્માર્થી મુનિઓ તેવી ઉપાધિમાં પડતા નથી,એટલે એ શેઠ તદ્દન નિર્ભય બની જાય છે. આ પ્રસંગે મને કહેતા લજ્જા આવે છે કે, મુનિઓએ આ શેઠને કોઇ જાતની સહાય કરવી ન જોઇએ. જે મુનિઓ આ શેઠની પાસેથી કાંઇ પણ વસ્તુ વ્હોરે છે. તે દેવદ્રવ્યની વસ્તુ છે, એમ તેમણે સમજવાનું

છે. સર્વભક્ષીશેઠના ઘરની સ્થિતિ દેવદ્રવ્ય ઉપરજ ચાલે છે, તેને કોઇ જાતનો બીજો વ્યાપારજ નથી, તેના ઘર કુટુંબનો ગંજાવર ખર્ચ દેવદ્રવ્ય અને ધર્મદ્રવ્યમાથી નીકળે છે, એ ચોકસ વાત છે. પ્રથમ મારે એ શેઠની સાથે સારો સંબધ હતો. એક પ્રસંગે તેના વ્યવહારમાં દેવદ્રવ્યની રકમ વપરાતી મેં પ્રત્યક્ષ જોયેલીછે તે પછી તેના ઘરના અન્ન-જળનો મેં સર્વથા ત્યાગ કરેલો છે, અને ઘણીવાર એક સાધર્મિક બંધુ તરીકે મેં તેને પ્રતિબોધ પણ આપેલો છે, આ સમાજ વચ્ચે તેની વાત ખુલ્લી કરવી ન જોઇએ પણ તેના આત્મા તરફ દયાર્દ્રદૃષ્ટિ કરીને મેં આ વાત પ્રકાશિત કરી છે. પરિણામે દેવદ્રવ્ય અને ધર્મદ્રવ્ય વિષની જેમ તેને મહાકષ્ટ દાયક થઇ પડશે. તેણે જો પોતાનું આત્મિક હિત ઈચ્છવું હોય તો હવેથી આ વહિવટનો ત્યાગ કરવો જોઈએ."

તે ગૃહસ્થનાં આ વચનો સાંભળી સર્વભક્ષી શેઠ નિસ્તેજ થઇ ગયો તેણે આચાર્ય વિજયજ્વલનની સામે દીનવદનથી જોયું, એટલે તે મહાન્ આચાર્ય હૃદયમાં પક્ષપાતને અવકાશ આપી નીચે પ્રમાણે બોલ્યા—

" આ ગૃહસ્થે સર્વભક્ષી શેઠને માટે જે કહેલું છે, તે દ્વેષ બુદ્ધિથી કહેલું લાગે છે. સર્વભક્ષી શેઠનો મારે પોતાને પૂરેપૂરો અનુભવ છે. તે હંમેશા સાધુઓની વૈયાવચ્ચ કરવામાં તત્પર રહે છે અને તન, મન અને ધનથી દેરાસરોની સારી સંભાળ રાખે છે; તેથી હું તેને સર્વ રીતે નિર્દોષ ગણું છું, અને તેમાં આ વૃદ્ધ પન્યાસજી પણ મને સંમત થશે."

આચાર્યનાં આવા પક્ષપાતી વચનો સાંભળી સંઘના આગેવાનો આચાર્ય ઉપર ઘણાજ નારાજ થઇ ગયા. કારણકે, તે સર્વે સર્વભક્ષી શેઠની લુચ્ચાઈને જાણતા હતા. આથી સર્વ આગેવાન શ્રાવકોના હૃદયમાં આચાર્યને માટે અભાવ ઉત્પન્ન થઇ આવ્યો; પણ તે સમયે તે સર્વે ક્ષમા રાખીને બેસી રહ્યા હતા. વૃદ્ધ પન્યાસજી આચાર્યના વચનથી પ્રેરાઈને બોલ્યા—"આચાર્યજીએ આ સર્વભક્ષી શેઠના પ્રસંગમાં

મારી સંમતિ માટે કહેલું છે, તેથી મારે કહેવું જોઈએ કે, આ સર્વ ભક્ષી શેઠનું વર્તન કેવું છે, એ મારા અનુભવમાં નથી; પરંતુ કેટલાએક ખાત્રીદાર અને પ્રમાણિક પુરૂષોના કહેવા ઉપરથી હું તેમના વર્તનને માટે શંકાશીલ છું અને તેથી આજે ઘણાં વર્ષ થયા મેં અને મારા સાધુઓએ તે શેઠના ઘરના આહારપાણીનો ત્યાગ કરેલો છે. તે શિવાય વિશેષ કહેવાની મારી ઈચ્છા નથી. ”

વૃદ્ધ પન્યાસનાં આ વચનો સાંભળી સર્વ શ્રોતાઓના હૃદયમાં તેમને માટે વિશેષ ભક્તિભાવ ઉત્પન્ન થઈ આવ્યો. આચાર્યજી તો એ વચન સાંભળીને મંદવેગ થઇ ગયા. તેમણે વિચાર કર્યો કે, “ જો હું પન્યાસને દબાવીશ તો લોક સમુહ તેમની તરફ થઈ જશે અને મારી પ્રતિષ્ઠાની હાનિ થશે.” આવું વિચારી તેઓ ક્ષણવાર શાંત રહ્યા. તથાપિ પોતાનો અયોગ્ય સ્વભાવ થોડો ઘણો પ્રગટ થયા વિના રહ્યો નહીં. તત્કાળ તેમણે થોડા આવેશથી જણાવ્યું–‘ ગૃહસ્થો, આ સર્વભક્ષી શેઠને માટે ઘણાઓ વિરૂદ્ધ લાગે છે, પરંતુ મને તે શેઠનો ખાશ અનુભવ છે કે, તે શેઠને માટે જે દોષની શંકા કરવામાં આવે છે, તે ઘણુ ભાગે ખોટી છે, તેથી હું આચાર્ય તરીકે તેને કાંઈ પણ શિક્ષા કરી શકતો નથી આ પ્રસંગે મારે સંઘના આગેવાનોને જણાવવું જોઈએ કે, તેમણે આ શેઠ તરફ દ્વેષભાવ રાખવોન જોઈએ. તે માણસ ભોળાદિલનો છે અને સાધુઓનો ભક્ત છે વળી હું તો એટલે સુધી કહું છું કે, એ શેઠનો ઉલટો સર્વને આભાર માનવો જોઈએ. કારણ કે, તે નિસ્પૃહતાથી જૈન મંદિરોની સારી વ્યવસ્થા કરે છે અને દેવદ્રવ્ય તથા સાધારણ દ્રવ્યની સંભાળ લે છે. જો તેણે એ તરફ ઉપેક્ષા કરી હોત તો આ જે ચૈત્યોની સ્થિતિ ખરાબ થઈ ગયેલી હોત. આટલાબધા ગૃહસ્થોમાંથી કોઇ પણ ચૈત્યોની વ્યવસ્થા કરતું નથી. એ બીચારો ઘરનું કામ છોડી ચૈત્યોની કેવી સંભાળ રાખે છે ? હું તો તેને ધન્યવાદ આપું છું અને તે સર્વ રીતે નિર્દોષ છે, એમ જાહેર કરૂં છું. ”

આચાર્યના આવા પક્ષપાતી વાક્યો સાંભળી સર્વ સમાજ

અખેદ વિસ્મય પામી ગયો, અને એકી સાથે તેમના હૃદયમાં આચાર્યને માટે વિરૂદ્ધ મત બંધાઈ ગયો. સમાજમાંથી કેટલાએક ગૃહસ્થો આચાર્યની વિરૂદ્ધ બોલવાને હૃદયમાં તત્પર બની ગયેલા હતાં, પણ મોટા વિક્ષેપના ભયથી તેઓ તે વખતે કાંઇપણ બોલ્યા નહીં.

આ સમયે મહાશયા **દીક્ષાકુમારી** અદૃશ્ય રહી આ બનાવ જોતાં હતાં. તેઓ આ બનાવ જોઈ હૃદયમાં શોક અને સંતોષ ધારણ કરતા હતાં. આચાર્ય જ્વલનવિજયને માટે તે મહાશયાને અતિશય ખેદ થતો હતો, અને વૃદ્ધપન્યાસને માટે તેમના હૃદયમાં અતિશય સંતોષ થતો હતો. સમાજનાં કાર્યોમા જ્વલનાચાર્યે જે વેષ ભજવી બતાવ્યો હતો, તે જોઇ મહાદેવી દીક્ષાકુમારીએ નિશ્ચય કર્યો હતો કે, વીરશાસનની નિંદા કરાવનારા આવા અધમ આચાર્યને પદભ્રષ્ટ કરવા જોઇએ. વીરપ્રભુના પ્રભાવિક શાસનને કલંકિત કરનારા અને પક્ષપાત કરી પાપીઓને ઉત્તેજન આપનારા આવા આચાર્યો જો પરંપરાથી પ્રગટ થશે તો શ્રી વીરશાસન અન્યધર્મીઓમાં વગોવાશે અને જગત્‌માં તેની ભારે નિંદા થશે. ”

આ પ્રમાણે વિચાર કરતાં દીક્ષાકુમારી આકાશમાર્ગે અદૃશ્ય રહી ઉભા હતા, તેવામા આચાર્ય જ્વલનવિજયે આજ્ઞા કરી કે, સમાજનાં કાર્યોની સમાપ્તિ થઇ છે, અને અમારે આહારપાણી કરવાનો સમય થયો છે, તેથી આ સમાજ વિસર્જન કરવામાં આવેછે.

આચાર્યના આ શબ્દો સાભળતાજ સામાજિક પુરૂષો ઉઠવાને ઉત્સુક થયા, તેવામાં પવિત્ર દીક્ષાકુમારીએ નીચે પ્રમાણે એક સંસ્કૃતગાથાનો ઉચ્ચાર કર્યો.

> “आहाराय विहाराय वैभवाय भवाय च ।
> कलौ संयमिनः केचित् वर्त्तंते वेषधारिणः ” ॥ १ ॥

કળિયુગમા કેટલાએક મુનિઓ આહાર કરવા માટે, વૈભવ ભોગવવાને માટે અને સંસારને માટે વેષધારી થઇ વર્ત્તે છે. ” ૧

આ અદૃશ્ય વાણી સાંભળી સર્વ સામાજિકો ચારે તરફ જોવા

લાગ્યા, આચાર્ય પન્યાસ અને બીજા મુનિઓ પણ એ વાણીના શ્રવણથી ચકિત થઇ પોતાની દૃષ્ટિઓને ચારે તરફ પ્રસારવા લાગ્યા.

સર્વ સામાજિકોના જોવામાં કાંઇપણ આવ્યું નહીં, તેવામાં ફરીવાર પાછો નીચે પ્રમાણે સંસ્કૃતગાથાનો ધ્વનિ સાંભળવામાં આવ્યો.

" अनाचारेण संयुक्तं कषायाकुलचेतसम् ।
विलोक्य ज्वलनाचार्यं मनो मे खिद्यते भृशम् ॥ १ ॥

" અનાચારથી યુક્ત અને કષાયોથી આકુળવ્યાકુળ ચિત્તવાળા જ્વલનાચાર્યને જોઇ મારૂં મન અત્યંત ખેદ પામે છે."૧

આ શ્લોક સાભળી તેના અર્થ સમજનારા સામાજિકો વિશેષ આશ્ચર્ય પામી ગયા, અને આચાર્ય જ્વલનવિજય નિસ્તેજ બની ગયા. સર્વે ચારે તરફ ઉર્ધ્વમુખે જોવા લાગ્યા, પણ તે અદૃશ્ય ધ્વનિનું કારણ તેમના જોવામાં આવી શક્યું નહીં. ક્ષણવાર પછી પુનઃ નીચે પ્રમાણે અદૃશ્ય ધ્વનિ પાછો પ્રગટ થયો.

" आचारप्रवणं शांतं पन्यासपदशोभितम् ।
पन्यासं सततं वंदे वृद्धं सामाजिकोत्तमम् " ॥ १ ॥

" પોતાના આચારમાં તત્પર, પન્યાસપદથી સુશોભિત અને સર્વ સામાજિકોમાં ઉત્તમ એવા વૃદ્ધ પન્યાસને હું વંદના કરૂં છું." ૧

આ ધ્વનિ સાંભળી આચાર્ય શિવાય સર્વ શ્રોતાઓ સાનંદાશ્ચર્ય થઇ ગયા, અને એ ધ્વનિ પ્રગટ કરનાર કોઇ અદૃશ્ય વ્યક્તિની પ્રશંસા કરવા લાગ્યા. જેને નિંદા અને પ્રશંસામાં શોક કે હર્ષ નથી, એવા વૃદ્ધ પન્યાસ ઉદાસીન ભાવે જોઇ વિચાર કરવા લાગ્યા. તેમના નિર્મળ હૃદયમાં સ્ફુરી આવ્યું કે, ' આ કોઇ અદૃશ્ય દેવવાણી છે.'

ક્ષણવાર પછી મહાશયા દીક્ષાકુમારી પ્રૌઢ સ્વરથી બોલ્યા— અરે સામાજિકો, તમે જે આ અદૃશ્ય ધ્વનિ સાભળીને આશ્ચર્ય

પામો છો, તે ધ્વનિને પ્રગટ કરનાર હું એક દેવી છું. મારૂં નામ દીક્ષાકુમારી છે. જૈનમુનિઓ જે દીક્ષા લે છે, તે મારૂંજ સ્વરૂપ છે. હું ભારતવર્ષના જૈનમુનિઓની સ્થિતિ જોવાને પ્રવાસ કરવા નીકળી છું આ મારો દ્વિતીય પ્રવાસ છે. પ્રથમ પ્રવાસમાં મને હર્ષ અને શોક થયા હતા, તે વખતે આ પૃથ્વી ઉપર વિચરતા મુનિ સુધાવિજયના દર્શનથી મને હર્ષ થયો હતો, અને તે શિવાય બીજા મુનિઓને જોતાં શોક થયો હતો. આ બીજા પ્રવાસમાં અત્યારસુધી મને શોક તથા ખેદજ થતા આવ્યા છે. આજે અહીં બિરાજમાન થયેલા આ વૃદ્ધ પન્યાસને જોઇને મને ઘણો હર્ષ થાય છે, અને આડંબરને ધરનારા આ વેષધારી આચાર્યને જોઇ મને ભારે ખેદ ઉત્પન્ન થાય છે. હું મારા પ્રવાસમાં પ્રાયે કરીને મુનિઓને મારી દિવ્યમૂર્ત્તિના દર્શન કરાવુ છું, પણ આ વખતે આ અનાચારી આચાર્ય અને તેના કેટલાએક અયોગ્ય શિષ્યો એવા ધર્મભ્રષ્ટ અને ચારિત્રભ્રષ્ટ છે કે, તેમને મારી દિવ્યમૂર્ત્તિના દર્શન કરાવવાં મને યોગ્ય લાગતું નથી. જો કે આ વૃદ્ધપન્યાસને માટે મારા મનમાં એટલીબધી લાગણી છે કે, હું તેમના દર્શન કરીને પવિત્ર થાઉ, પણ તેમની સાથે રહેલા આ નાલાયક આચાર્યને લઇને હું તેમનાથી પણ અદૃશ્ય રહી છુ. તથાપિ હું અદૃશ્યરૂપે એક મહાત્માના દર્શન કરૂં છુ. અરે અધમ આચાર્ય, તેં વીરશાસનને વગોવ્યુ છે. શામાટે તારા જેવા ધીક પુરૂષો દીક્ષા લઇ આચાર્ય થતા હશે? જૈનાચાર્યની માનવંતી અને પવિત્ર પદવીને તેં લજાવી છે. અરે શાસન દેવતા, તમે શાસનની આટલી બધી ઉપેક્ષા કેમ કરો છો? મુનિકુળમાં અંગારારૂપે ઉત્પન્ન થતા આવા આચાર્યોને શામાટે થવા દો છો? અરે આર્યભૂમિ, આવા આડંબરી પુરૂષનો ભાર શામાટે તું સહન કરે છે? વસુંધરે, જે ભૂમિ ઉપર આવા આચાર્યના ચરણો ફરતા હોય તે ભાગને ફોડી દે અને તારા અંતર્પટમાં આવી વ્યક્તિઓને સમાવી દે. અથવા અરે પવિત્ર ભૂમિ, તને પણ આવા અનુચિત પુરૂષને સ્પર્શ કરવાના દોષનો ભય લાગતો હશે. અરે તીર્થરૂપ સંઘ, તું પણ આવા અધમ આચાર્યને કેમ સહન કરે છે?

ચાર પ્રકારની તારી ગણનામાં આ અનુચિત પુરૂષને શામાટે ગણે છે? હે સ્વર્ગગામી પવિત્ર મુનિઓ, તમે દેવલોકમાં કેમ બેસી રહ્યા છો? આવા અધમ મુનિઓ નટની જેમ આચાર્યનો વેષ પેહેરી ભારતની ભોળી જૈનપ્રજાને છેતરે છે, એ તમારાથી કેમ સહન થાય છે? કદિ તમે ખરેખરા ક્ષમાશ્રમણ હોવાથી આવા પુરૂષોને પણ ક્ષમાદાન આપતા હશો, પણ એ તમારી ક્ષમા અયોગ્ય સ્થાને છે. જેમ એક વિષનો બિંદુ મધુર મધના પાત્રને દૂષિત કરે છે, તેમ આવો નાલાયક પુરૂષ તમારા શુદ્ધ વેષને દૂષિત કરે છે. અરે મહાત્માઓ, આવા પુરૂષોએ કરેલી આપણા વીરશાસનની દશા જોવાને તમે એકવાર પધારો. તમને પ્રત્યક્ષ ખાત્રી થશે કે કેટલાએક તમારા વંશજોએ આર્હત ધર્મરૂપ પ્રતાપી સૂર્યને ગગનના મધ્યભાગમાંથી ખેંચી અસ્તાચલ ઉપર લાવી મૂક્યો છે. સંઘના નિયામક અને નાયકરૂપ આચાર્યના મહાન્ પદ ઉપર રહેવાને આ જગલનાચાર્ય કદિપણ લાયક નથી. અરે મુનિ વેષધારી નટ, આર્હતધર્મના સમાજના ન્યાયાસનને તેં પૂરેપૂરૂં કલંકિત કર્યું છે. કદિ તેં વિદ્વત્તા મેળવી હોય, તેથી શું થયુ ? મણિથી વિભૂષિત એવો નાગ શું ભયંકર નથી ? અરે અનાચારી આચાર્ય, આ સમાજની અંદર તેં જે આચાર્યપદનુ નાટક ભજવ્યું છે, તે મેં અદશ્ય રહીને પ્રત્યક્ષ જોયું છે. તેં સર્વનો જે ન્યાય કર્યો છે, તે મેં સારી રીતે સાંભળ્યો છે અરે ગર્વી, પ્રથમ તો આ પવિત્ર પુરૂષ પન્યાસનેમાટે જે વર્તન ચલાવ્યું છે, અને તારા માનને દર્શાવેલ છે, તે ખરેખર શોચનીય છે આ પવિત્ર પન્યાસના વર્તનને માટે મને ઉચ્ચ અભિપ્રાય બંધાયો છે. હું તેની વૃત્તિને સારી રીતે ધન્યવાદ આપુંછું, અને આવા વિષમ કાળમાં પણ આવા પવિત્ર સાધુને જોઇ મને પૂર્ણ સંતોષ થયેલો છે. આ મહાશય ખરેખર આચારાંગસૂત્રના જ્ઞાતા છે, એટલુંજ નહીં પણ યથાશક્તિ તે પ્રમાણે વર્તનારા છે. આ મારા બીજા પ્રવાસમાં અત્યારસુધીમાં હું આ શાંતમૂર્તિથીજ સંતોષ પામેલી છુ. આવા મુનિના જીવનને ધન્યવાદ ઘટે છે. અરે માની, તેં એ પૂજ્ય મહાશય તરફ અપમાન

ભરેલું વર્તન ચલાવ્યું, તો પણ તેમના પોતાના વર્તનમાં કાંઇપણ ફેરફાર થયો નથી. આવા પવિત્ર મુનિનું વર્તન જોયાં છતાં તમને હૃદયમાં કાંઈ પણ બોધ ન થાય, એ મહાન્ ખેદની વાર્તા છે. પૂર્વના જૈનમુનિઓના ચારિત્રની જાહોજલાલીનુ કેટલુંએક સ્વરૂપ આ પન્યાસના ચારિત્રમાં દેખાય છે. આ મહાત્માને પ્રાપ્ત થયેલી પન્યાસપદવી તારા આચાર્યના પદ કરતાં મો દરજ્જે શ્રેષ્ટ છે.

અરે અનાચારથી વાસિત થયેલા હૃદયવાલા આચાર્ય, તેપછી આ સમાજની અંદર ચાલેલા શ્રીયુત વિજયચંદ્રના કાર્ય તરફ તારી વિપરીત વૃત્તિ કેવી નઠારી હતી, તે મેં પૂર્ણ રીતે અવલોકી છે. શ્રાવકરત્ન વિજયચંદ્રે પોતાના બચાવમાં જે શબ્દો કહેલા છે, તે સાંભળી મને પૂર્ણ સંતોષ થયો છે. તેવા ઉત્તમ અને પ્રમાણિક ગૃહસ્થ તરફ તેં ચલાવેલું વર્તન કેવું નઠારૂં હતું, તેને માટે તને નિંદાના શબ્દો સંભળાવવા, એ મને લજ્જા ઉત્પન્નકરેછે; કારણકે, તેં ગમે તેમ પણ મુનિનો વેશ ધારણ કર્યો છે. તારા કરતાં એ મુનિવેષની મને વધારે શરમ લાગે છે. વર્તમાનકાળે તારા જેવા વેશધારી મુનિઓ ગમે તેમ વર્તે અને સારા મુનિઓ અને ગૃહસ્થો તે તરફ ઉપેક્ષા રાખે, એ શી રીતે બને ? તેમ કરવાનેમાટેજ તેં આ વિજયચંદ્રને દબાવ્યો હતો, પણ એ વીર પુત્રે પોતાની વીરતા ખરેખર દર્શાવી છે. સત્ય, ધર્મ અને નીતિના તત્વોને સમજનારા લેખકો તમારી શિક્ષાની દરકાર કરતા નથી તેઓ સૂચના બાગથી એક નિષ્ટાવડે પોતાનું કર્ત્તવ્ય બજાવે છે. વિજયચદ્ર સત્યનિષ્ટ અને ધર્મનિષ્ઠ યુવક શ્રાવક છે. તેણે તમારા મુનિઓના હિતની ખાતર લેખ લખ્યો છે, અને તમલોકો જે અંધાધુની ચલાવો છો ? તેને તે વીરપુત્રે પ્રગટ કરીછે અને તમારી પોળ ઉઘાડી કરી છે તેવા ઉત્તમ શ્રાવકપુત્રને તું શિક્ષા કરવા તૈયાર થયો, એ કેવો જુલમ કહેવાય ?

અરે માયામુનિ, બીજા ઉચિતચંદ્ર શ્રાવકના કેસમા તારૂં વર્તન જોઈ મને અતિ અફસોસ થયેલો છે. તે સાથે સ્વાર્થવિજય મુનિના વર્તન તરફ તો એટલોબધો ધિક્કાર આવ્યો છે કે, તેવા મુનિને

મારા સ્વરૂપ ( દીક્ષા ) થી દૂર કરી ભારતવર્ષના સીમાડાની બાહેર કાઢી મૂકવો જોઇએ. ઉપાશ્રય ઉપર પોતાની મમતા રાખી જાણે પોતાનું કાયમનું વાસસ્થાન હોય, તેમ માની બીજા સાધુઓને તેમાં પ્રવેશ કરવા ન દેવો, એ તેની કેવી અધમતા કહેવાય? આવી અધમતાને તારા જેવા આચાર્ય ઉત્તેજન આપે, અને ઉચિતચંદ્ર જેવા પવિત્ર શ્રાવકનો ભારે તિરસ્કાર કરે, એ શી રીતે સહન થઇ શકે? અરે નિંદ્ય શિરોમણિ જ્વલનાચાર્ય, તારા આ વર્તનનેમાટે મને એવા એવા વિચારો આવેછે કે, જે વાણી કે ક્રિયામાં મૂકતાં મોટી લજ્જા ઉત્પન્ન કરે છે.

માયાચાર્ય, તે પછી મુનિ સત્યવિજયનેમાટે તેં જે વર્તન ચલાવ્યું છે, તે તો તદ્દન અસહ્ય છે. જે કોઇ પવિત્ર મુનિ ચારિત્રધારીના ઉત્તમ ગુણો બતાવે, અને અનાચારને પ્રગટ કરે તેનો આક્ષેપ કરી શિક્ષણીય કરવો, એ કેવો અત્યાચાર કહેવાય? હું તેનેમાટે સત્યવિજય મુનિને ધન્યવાદ આપું છું, અને તારા જેવા અનીતિમાન્ આચાર્યને ધિક્કાર આપું છું.

ચોથા સર્વભક્ષીશેઠના પ્રસંગમાં તેં જે પક્ષપાત ભરેલું વર્ત્તન ચલાવ્યું છે, તે કોઈપણ રીતે માફ થઈ શકે તેવું નથી. તારા તે વર્ત્તન ઉપરથી મને ખાત્રી થઇ છે કે, વર્ત્તમાનકાળે જે ગૃહસ્થો દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય અને ધર્મદ્રવ્યના હીસાબમાં ગોટાળો કરે છે, તે તારા જેવા પદવીધર આચાર્યનેજ આભારી છે. ધર્મીપણાનો આડંબર કરનારા અને મુનિઓને કૃત્રિમ વૈયાવચ્ચ કરી ખુશી રાખનારા ગૃહસ્થ શ્રાવકો જે અધર્માચરણ કરે છે તેના દોષભાજન તે ગૃહસ્થોની-સાથે તારા જેવા મુનિઓ પણ બને છે.

અરે અનુચિત આચરણ કરનારા આચાર્ય, તારૂં આ પ્રસંગનું વર્ત્તન જોઇ મને નિશ્ચય થયો છે કે, તને મુનિપદમાથી ભ્રષ્ટ કરવો. આચાર્યપદ તો તારામા આવ્યુ જ નહીં. મુનિપણામાં પણ તને વેષથીજ ભ્રષ્ટ કરવાનો છે. કારણ કે, મુનિપણાનો એક પણ અંશ તારા જોવામાં આવતો નથી. આ પ્રસંગે તેં જે ન્યાય આપતાં

નાટારંભ કર્યો છે, તે ઉપરથી મને ખાત્રી થઇ છે કે, એવા ઘણા પ્રસંગોમાં તારો નાટારંભ થતો હશે. તારા જેવા અધર્મ તથા અનીતિએ ચાલનારા સાધુને વિષે આચાર્યપદ રાખવું, એ જોખમભરેલું છે." મહાદેવી દીક્ષાકુમારીનાં આ વચનો સાંભળી આચાર્ય જ્વલનવિજય શ્યામવદન થઇ ગયા. તેનો પરિવાર પણ ગ્લાનિ પામી ગયો. જેઓને આચાર્યના વર્ત્તન ઉપર તિરસ્કાર આવ્યો હતો, તેઓના મુખ ઉપર વિકાશના અંકુરો સ્ફુરતા હતા આ વખતે પવિત્રાત્મા વૃદ્ધ પન્યાસના મુખ ઉપર ખેદના ચિન્હો દેખાવા લાગ્યા. તેઓ જરાપણ હર્ષિત થયા નહીં. કારણ કે,એ મહાત્માની મનોવૃત્તિમાં આર્હતધર્મની પવિત્ર છાપ પડી હતી. બીજા પ્રાણીને ખેદ થતો જોઈ તેઓ ખેદાતુર બનનારા હતા. તેમને કોઈ શત્રુ કે મિત્ર હતોજ નહીં. સર્વ પ્રાણી માત્ર ઉપર તેમને સમાન ભાવ હતો. મહાદેવી દીક્ષાકુમારીના તિરસ્કારથી ગ્લાનિ પામેલા જ્વલનાચાર્યને જોઈ તેમના હૃદયમાં દયાની લાગણી પ્રગટ થઇ આવી હતી, અને તેથીજ તેમનામા ખેદના અંશુઓ પ્રગટ થયા હતા. ધન્ય છે, એવા મહાત્માઓના જીવનને.

મહાદેવીના આવા વચનો સાભળી શ્યામ મુખ થઇ ગયેલા આચાર્યે ક્ષણવાર પછી દીન વાણીથી નીચે પ્રમાણે કહ્યું;

" મહેશ્વરી, ક્ષમા કરો. હું તમારો અજ્ઞાન બાળ છું. ચારિત્ર રત્નનો સ્પર્શ થયા છતા મારામાં યોગ્યતા આવી નથી, એ મારા પૂર્વકર્મનો દોષ છે ક્રૂર અને ઘાતકી કષાયોએ મને દબાવી દીધો છે. ખુશામત કરનારા અને છિદ્રોને ઢાંકનારા કેટલાએક અલ્પમતિ શ્રાવકોએ મને છેતર્યો છે. હું અલ્પમતિ પણ તેમનાથી છેતરાઈને મારા સ્વરૂપને ભૂલી ગયો છુ હું સર્વ રીતે અયોગ્ય છતા અવિચારી જનોના આગ્રહથી અને મારામા ઉદય આવેલા અહંકારથી આચાર્ય બની ગયો છું, પણ મારામા એ પદની યોગ્યતા આવી નથી. મહામાતા, મને વધારે અફસોસ એ થાય છે કે, આજ સુધીમાં કોઇએ મને આપની જેમ સાચા શબ્દો કહ્યા નહીં. હું ગમે તેમ વર્તું તોપણ

ખુશામતીઆ ખલ પુરૂષો મને અનુમોદન આપતા હતા. હવે આજે આપના દિવ્ય શબ્દોએ મને મારા આત્માનું ભાન કરાવ્યું છે. હું મારી વૃત્તિને સમજી ગયો છું. હવે કૃપા કરી ક્ષમા કરો. મને આપના સ્વરૂપમાંથી ભ્રષ્ટ કરશો નહીં. જો હું આપના સ્વરૂપમાંથી ભ્રષ્ટ થઈશ તો મારો આત્મા ઉભય ભ્રષ્ટ થશે. હું મુનિ અને ગૃહસ્થ એકેમાં રહીશ નહીં. "

આચાર્ય ક્રોધકષાયના દાસ હતા, અને માનના માનેતા હતા. પણ આ વખતે તદન શાંત થઇ ગયેલા જોઇ સર્વ સમાજને અતિશય આશ્ચર્ય લાગ્યુ. મહાદેવી દીક્ષાકુમારી કે જે દયાધર્મની મહેશ્વરી છે, તેમના હૃદયમા પણ દયા ઉત્પન્ન થઇ આવી. તથાપિ તેમના હૃદયમાંથી ક્ષોભ શાંત થઇ ગયો ન હતો. ક્ષણવાર દયાનો અંકુર પ્રગટ થતો, પણ જ્યારે પોતાને પ્રત્યક્ષ જોયેલ વૃત્તાંત યાદ આવતો ત્યારે તે અતિશય ખેદાતુર થઇ જતા હતા. મહાદેવી જરા શાંતિને ગ્રહણ કરીને બોલ્યા—" આચાર્ય, તમારા આ શબ્દો સાંભળી મારા અંતરપટમાં દયાનો આવિર્ભાવ થાય છે, પણ જ્યારે તમારો પ્રત્યક્ષ જોયેલો વૃત્તાંત યાદ આવે છે, ત્યારે તે દયા અંતર્હિત થઇ જાય છે. આ ચતુર્વિધ સંઘના સમાજ વચ્ચે તમારો આવો તિરસ્કાર કરવો, એ મને ઉચિત લાગ્યું નથી. પરંતુ તમારા નઠારા વર્ત્તને મારા યોગ્યાયોગ્યના વિચારને આચ્છાદિત કરી દીધો છે. મારો એ પૂર્વ આવેશ જો કે પ્રાયે કરીને શાંત થઇ ગયો છે, તથાપિ તમારૂં વર્ત્તન પુનઃ પુન સ્મરણમાં આવી મારા તે આવેશને ઉત્તેજિત કરે છે. મુનિ જ્વલનવિજય, તમે દીર્ઘદૃષ્ટિથી વિલોકશો તો તમને જણાશે કે, મેં મારા ચારિત્રજીવનને કેવી નઠારી સ્થિતિમાં મૂક્યું છે ? એટલુંજ નહીં પણ મારા આચાર્યપદની કેવી વિડંબના કરી છે ? મુનિ, તમે વ્યુત્પન્ન થયેલા વિદ્વાન્ છો, અને તે વિદ્વત્તાના બળથી તમે સૂત્રાર્થને સમજનારા છો, તે છતાં તમે તમારા સ્વરૂપનો વિચાર ન કરો, એ કેટલો પ્રમાદ ! કદિ તમે સૂત્રાર્થ જાણતા હશો, પંરતુ તેનું મનન ન કરવાથી તે વારંવાર તમારા

સ્મરણમાં નહીં આવતા હોય, પરંતુ તમે હંમેશા વ્યાખ્યાનમાં ચરિતાનુયોગને પ્રસંગ લ્યોછો તો તેની અંદર તમારા પ્રાચીન આચાર્યોનાં ચરિત્રો વાંચો છો અને વચાવો છો, તે છતાં તમારા હૃદયમાં એ મહાન્ પુરૂષોના વર્તનનો વિચાર કેમ નથી સ્ફુરતો ? એ પ્રાચીન પુરૂષો પોતાની આચાર્યપદવીને કેવી રીતે સાચવતા હતા ? તે સાથે તેઓ પોતાના ચારિત્રધર્મમાં કેવી રીતે વર્ત્તતા હતા ? એ તમારે સર્વદા વિચારવું જોઇએ. તમે જાણતાં છતાં પ્રમાદ રાખો અને આચાર્યને બલકે એક મુનિને ન છાજે તેવા આચરણમાં પ્રવર્ત્તા, એ કેવી વાત કહેવાય ? કદિ એ પ્રાચીન પુરૂષોનું તે આચરણ તમે વાચ્યું છે, પણ પ્રત્યક્ષ જોયું ન હોય તો તમને તેને માટે ઉપેક્ષા રહે પણ આ મહાન્ વૃદ્ધ પન્યાસ કે જેઓનું ઉત્તમ વર્ત્તન તમે પ્રત્યક્ષ જુઓ છો, તે છતાં તમે તે તરફ બેદરકારી રાખોછો, એ કેવા આશ્ચર્યની વાત ?

આ મહાત્માનું વર્ત્તન મેં આ સ્થળે પ્રત્યક્ષ જોએલું છે. તમે તમારા સ્વભાવ પ્રમાણે રોષાવિષ્ટ થઇ એ મહાત્માનું વારંવાર અપમાન કરતા તોપણ તેઓ પોતાના સુંદર સ્વભાવનો ત્યાગ કરતા ન હતા. આવા પ્રસંગોમા પણ તેમણે પોતાની મનોવૃત્તિને શાંતિમય બતાવી હતી હું તેમને સહસ્રવાર ધન્યવાદ આપુંછું અને હૃદયથી જણાવુંછું કે, સાંપ્રતકાળે શુદ્ધ જૈનમુનિનો પ્રકાશ આ મહાનુભાવમાં પૂર્ણ રીતે દેખાય છે. તેઓ ખરેખરા પવિત્ર પન્યાસના પદને લાયક છે. વળી વિશેષ સંતોષની વાર્ત્તા એ છે કે, આ મહાત્મા પોતાના આચારધર્મને યથાર્થ જાણે છે, અને તે પ્રમાણે વર્ત્તે છે. વર્તમાન પ્રસંગે તે મહાનુભાવે આચારાંગસૂત્રના જે વાક્યો ઉચ્ચાર્યા હતાં, તે વાક્યો સાંભળી મારા મનને અતિશય આનંદ થયેલો છે. અરે પ્રમાદી આચાર્ય, જ્યારે એ મહાનુભાવ આચારાંગસૂત્રની વાણી પલ્લવિત કરતા હતા, ત્યારે તમે તે તરફ તદ્દન ઉપેક્ષા રાખતા. એ જોઇ મને ભારે ખેદ થતો હતો. આ પ્રસંગે આ મહાનુભાવે મારા કર્ત્તવ્યને બજાવ્યું છે. કારણ કે, તમને ઉપદેશ

આપવાનેમાટે મારા હૃદયમાં જે વાકયો સ્ફુરવાના હતા, તેજ વાકયો પ્રસંગને અનુસરી આ મહાત્માએ ઉચાર્યાં છે. અરે મુનિ જ્વલનવિજય, જો તમારે ખરેખર આત્માર્થી મુનિ બનવું હોય તો આ વૃદ્ધ પન્યાસની પાસે રહો અને માનનો ત્યાગ કરી તેમની સેવાભકિત કરી તેમના જેવા સદ્ગુણો સંપાદન કરો. જયારે આ મહાનુભાવના ગૌરવ આપનારા ગુણો તમારામાં પ્રાપ્ત થશે ત્યારે તમે ખરેખરા જૈનમુનિ બનશો અને પછી અનુક્રમે આચાર્યપદના અધિકારી થશો.એટલુ જ નહીં પણ પ્રાપ્ત કરેલા ચારિત્રનું મહાફલ તમે મેળવી શકશો અને આ જન્મ—મરણના ભ્રમણમાંથી મુકત થવાને લાયક થશો. ”

મહેશ્વરી દીક્ષાકુમારીના આ શબ્દો સાંભળી આચાર્ય પશ્ચાત્તાપ કરતાં દીનવાણીથી બોલ્યા—“ મહેશ્વરી, આપ કહો છો, તે યથાર્થ છે. આ વૃદ્ધ પન્યાસજી દીક્ષાપર્યાયે મારાથી મોટા છે. હું માનરૂપ અંધકારમાં એટલોબધો અંધ થઇ ગયો હતો, કે જેથી આ મહાત્માના સદ્ગુણો મારા જેવામાં આવી શકયા નહોતા. હવે આપના કહેવાથી હું મારા આચરણને સુધારીશ અને આ વૃદ્ધ મહાત્માના આશ્રયમાં રહી મુનિપણાની પૂર્ણ યોગ્યતા મેળવીશ. આપ કૃપા કરી મને મારા અધિકારથી ભ્રષ્ટ કરશો નહીં. આપે આ પ્રસંગે દર્શન આપી મારા આત્માનો ઉદ્ધાર કર્યો છે તેને માટે હું આપનો યાવજ્જીવિત આભારી થયો છું. ”

આચાર્ય જ્વલનવિજયનાં આ વચનો સાંભળી મહાદેવી પ્રસન્ન થઇને બોલ્યા “ મુનિ જ્વલનવિજય, તમારી મનોવૃત્તિ શુભ પરિણામવાળી જોઇ હું પ્રસન્ન થઇ છું. હું તમને આજ્ઞા કરૂંછું કે, તમે આ વૃદ્ધ પન્યાસની પાસે રહી તમારા આચરણને સુધારજો અને સર્વદા આચારાંગસૂત્રના મહાવાકયો વાંચી તેનું મનન કરજો. હું હવે આ સ્થળેથી બીજે જાઉં છું. ”

મહાદેવી દીક્ષાકુમારીએ જવાની વાત જણાવી એટલે વૃદ્ધ પંન્યાસ પ્રણામ કરીને બોલ્યા—“ વીરમાતા, હું આપના ઉપદેશને

સાંભળવાની આશા ધરી રહ્યો છું. આપની દિવ્ય વાણી સાંભળવાને માટે આ હૃદય તલપી રહ્યું છે,તો કૃપા કરી કાંઇપણ સંભળાવો. આવા વિષમ કાળના સમયમાં આપ દિવ્યમૂર્તિનો સમાગમ ક્યાંથી થાય? મારા ઉત્સુક હૃદયમાં આપના દિવ્ય દર્શનને માટે ઘણી ઇચ્છા થાય છે તો જો આ વ્યક્તિ આપના દર્શનને યોગ્ય હોય તો કૃપા કરી સત્વર દર્શન આપો અને કાંઇપણ ઉપદેશ આપી અમને ઉત્તમ માર્ગ દર્શાવો. મને આશા છે કે, મારા વૃદ્ધની પ્રાર્થના નિષ્ફળ નહીં થાય."

વૃદ્ધ પન્યાસનાં આ વચન સાંભળી એ મહાશયાના હૃદયમાં પ્રસન્નતા પ્રસરી રહી. તત્કાળ તે મહાદેવી સર્વ સમાજ વચ્ચે પ્રત્યક્ષ થયા. દિવસનો સમય હતો, તોપણ તે સ્થળમાં પ્રકાશની મહાન્ વૃદ્ધિ દેખાવા લાગી. તે દિવ્ય મૂર્ત્તિના દર્શન થતાંજ સર્વ સમાજ સ્તબ્ધ બની ગયો અને સર્વ જનોએ ઉભા થઇ એ મહેશ્વરીનાં પવિત્ર દર્શન કર્યાં, અને દીક્ષાકુમારીનો જયધ્વનિ કર્યો. . .

આચાર્ય જ્વલનવિજય અને વૃદ્ધ પન્યાસ તેમના ચરણમાં નમી ઉભા રહ્યા એટલે તે મહાદેવી મેઘના જેવી ગંભીર વાણીથી બોલ્યાં—" મહાશય પન્યાસજી તમારી ભાવના પૂર્ણ કરવાને માટે મેં આ પ્રત્યક્ષ દર્શન આપ્યા છે. આ સમાજે તમારોજ ઉપકાર માનવો જોઇએ. હે વૃદ્ધ મહાત્મા, મારે તમને કાંઇપણ ઉપદેશ આપવો રહેતો નથી. તમે તમારા આચારના પૂર્ણ જ્ઞાતા છો, અને તે પ્રમાણે વર્ત્તનારા છો. આવા સમયમાં તમારા જેવા જૈનમુનિ ઘણાજ થોડા હશે. મારે તમને જે ઉપદેશ આપવો હતો, તે ઉપદેશ તમે પોતેજ સમાજ વચ્ચે આપેલો છે, તથાપિ હું તમને સંક્ષેપમાં કહું છું કે, તમે તમારો જે આચાર ઓળખ્યો છે-અનુભવેલો છે, તે આચાર તમે યાવજ્જીવિત પાળજો અને પળાવજો. વિશેષમાં આ પ્રમાદી આચાર્ય જે પોતાના સ્વરૂપને તદન ભૂલી ગયેલા છે, તેને તેમના સ્વરૂપનું ભાન કરાવજો અને તેમતા પરિવારમાં આ શંખવિજય અને દંડવિજય જેના અનાડી સાધુઓ હોય, તેમને મારા સ્વરૂપથી ભ્રષ્ટ કરી કાઢી

મૂકજો. ખુશામતીઆ અને નઠારા શ્રાવકોનો તેમને પરિચય રાખવા દેશો નહીં. તમે જે માર્ગે તમારા ચારિત્રનું સ્વરૂપ જાણી શક્યા છો તેજ માર્ગે આચાર્યને બતાવજો. વૃદ્ધપંન્યાસજી, મારી ઈચ્છા તો એવી છે કે, હાલ મુનિ જ્વલનવિજયને આચાર્યપદમાંથી મુક્ત કરવા. પછી જ્યારે તેઓ સર્વ રીતે યોગ્ય થાય, ત્યારે તેમને આચાર્યના પવિત્રપદ ઉપર અધિકૃત કરવા. કારણ કે, જ્યાં સુધી તેઓ આચાર્યપદની ઉપાધિવાળા હશે, ત્યાં સુધી તેમના મનમાંથી માનના અંકુરો તદ્દન જશે નહીં, અને જ્યાં સુધી માનના અંકુરો હશે, ત્યાં સુધી તેઓને પોતાના ચારિત્ર સ્વરૂપનું ભાન થશે નહીં. જે આ તેઓ ગર્વના ગજેંદ્ર ઉપર ચડી ગયા છે, તેનું કારણ આચાર્યપદ છે. વયં, જ્ઞાન, વૈરાગ્ય અને પ્રૌઢતા જોયા વગર આપેલી પદવી માણસને કુમાર્ગે દોરી જાય છે. આજકાલ એ વિચાર કરવામાં આવતો નથી. જરા વિદ્વત્તા પ્રાપ્ત કરી એટલે સંઘનો રાગી વર્ગ મુનિને ચડાવે છે અને શિષ્યનો મોહ ધરનારા ગુરૂઓ અંધ બની પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર યોગ વહન કરાવી મુનિપણાની મહત્તા ભરેલી પદવીઓ એનાયત કરે છે. તેમાં ખાસકરીને જે મુનિઓ અથવા શ્રાવકો પોતાના ગચ્છ અને સંઘેડાના મમત્વથી ભરપૂર હોય છે, તેઓના હૃદયમાં એ પદવી આપવાની વાત સત્વર સ્ફુરેછે, અને તેને ક્રિયામાં પણ સત્વર મૂકે છે તે આગ્રહી મુનિઓને તે પછી ગર્વનું કારણ મળે છે. તેઓ ગર્વધરીને બોલે છે કે, “ અમારા સંઘેડામાં અમુક મુનિ આચાર્ય છે, અમુક પન્યાસ છે, અમુક પ્રવર્ત્તક છે, અને અમુક ઉપાધ્યાય છે. ” શ્રાવકો પણ પોતાના રાગનું સ્થાનરૂપ એવા સંઘેડાને-માટે અને ગચ્છનેમાટે એવાજ સાભિમાની શબ્દો બોલે છે. વૃદ્ધ પંન્યાસજી, તેથી આ જ્વલનવિજય આચાર્યને હાલ અમુક સમય-સુધી આચાર્યપદથી રહિત રાખજો અને તેમના હૃદયકમળ ઉપર આચાર્યપદને યોગ્ય એવા સદ્ગુણોનું સિંચન કરજો. ”

આ પ્રમાણે પન્યાસને કહી તે મહેશ્વરીએ જ્વલનવિજયને કહ્યું, “ કેમ આચાર્ય, મારી ઇચ્છા તમને પ્રતિકૂળ છે કે અનુકૂળ ? હું

તમારા હિતની ખાતર આ વિચાર દર્શાવું છું. તમે પોતે જો તમારા આત્માના અર્થી હો તો આ મારી ઇચ્છાને તાબે થશો. પરિણામે તમારા આત્માનું કલ્યાણ એજ માર્ગે રહેલું છે. ”

મહાદેવીનાં આ વચનો સાંભળી આચાર્ય જ્વલનવિજય જરા અસંતુષ્ટ થઇને બોલ્યા—“ મહાદેવી, આપ કહો છો, તે મારા હિતની વાત છે, પરંતુ તેમાં-કેટલીએક બાબત એવી છે કે, શુભ કામ કરતાં અશુભ થવાનો સંભવ છે. જો હું આચાર્યપદને છોડી દઉં તો લોકો મારે માટે મોટી ચર્ચા ઉઠાવશે અને મારી પ્રતિષ્ટાનો ભંગ થશે. આથી મારા મનમાં ખેદ આવ્યા વિના રહેશે નહીં. જ્યારે હૃદય ખેદાતુર થાય છે, ત્યારે તેના પરિણામ શુભ રહેતાં નથી, તેમજ શુભ ધ્યાન પણ રહેતું નથી. એટલે મારા આત્માને ઉલટી હાનિ થશે અને પરંપરાએ મારો આત્મા કર્મના બંધોથી પ્રતિબદ્ધ થઇ જશે તેથી આપ કૃપા કરી મારા આચાર્યપદને અખંડિત રાખો એજ મારી પ્રાર્થના છે. ”

દીક્ષાકુમારી ઉંચે સ્વરે બોલ્યાં—મુનિ, આ તમારાંજ વચનો સાંસારિકભાવને સૂચવનારા છે. તમારા હૃદયમાંથી હજુ માનનું શલ્ય ગયું નથી. જ્યાંસુધી માનનું શલ્ય તમે ધારશો ત્યાંસુધી તમારી સુધારણા થઈ શકશે નહીં. હજુ તમારા પરિણામ ઉપર પવિત્રતા પ્રસરી નથી માત્ર તમારી મારી સમક્ષની વાણીમાજ પવિત્રતા ઉતરી છે. જ્યાંસુધી તમે લોકચર્ચા અને પ્રતિષ્ઠાનો આદર કરશો, ત્યાસુધી તમે આત્માર્થી થઇ શકવાના નથી. જો તમારે આત્માર્થી બનવું હોય તો તમે મેં કહેલા માર્ગને અનુસરો. જો તમે મારા વચનની ઉપેક્ષા કરશો તો પાછળથી તમારે પસ્તાવું પડશે. હું દીક્ષાકુમારી છું તમરા જેવા અયોગ્ય મુનિને યોગ્યતા આપવાનેમાટે પ્રવાસે નીકળીછું. ”

દીક્ષાકુમારીના આવાં કટાક્ષ ભરેલાં વચનો સાંભળી જ્વલનવિજય હૃદયમાં સમજી ગયા. તેના હૃદયમાં દીક્ષાકુમારીની શિક્ષાનો

ભય લાગી આવ્યો. તે વિનયથી બોલ્યા—" માતા, હું આપની આજ્ઞાને આધીન છું. મને હવે વિશેષ ખાત્રી થઇ છે કે, આપ મારા પૂર્ણ હિતેચ્છુ છો. મારા હૃદયમાં હવે આચાર્યપદનો મોહ નથી. હું આ વૃદ્ધ પંન્યાસનો લઘુ શિષ્ય છું. તમારી આજ્ઞાને શિરપર ધારણ કરી હું આ વૃદ્ધની સેવામા તત્પર બનીશ. હવે હું આ જ્વલનવિજય આચાર્ય નથી, પણ જ્વલનવિજય મુનિ છું. મહેશ્વરી, કૃપા કરી મને અભયદાન આપો. હું તમારો યાવજ્જીવિત આભારી થઈશ "

આચાર્યનાં આવાં વિનીત વચનો સાંભળી દીક્ષાકુમારીએ વિચાર કરીને કહ્યુ, " મુનિ જ્વલનવિજય, તમારી મનોવૃત્તિમાંથી પ્રગટ થયેલા આ વિચારોએ મને પૂર્ણ સંતોષ આપ્યો છે. હવેથી આ વિચારોને અખંડિત રાખજો. જે હૃદયમાથી આ વિચારો પ્રગટ થયેલા છે, તે હૃદયમાં હવે બીજા લઘુ વિચારોનો પ્રવેશ કરવા દેશો નહીં. આ વૃદ્ધ પન્યાસ તમારા શુભેચ્છક છે. તે સાથે દીક્ષાપર્યાયથી અને વયથી તમારાથી ચડીઆતા છે. એ પન્યાસના પ્રભાવથી તમે થોડાજ સમયમા આચાર્યપદના પૂર્ણ અધિકારી થઇ શકશો. હું મારા આ બીજા પ્રવાસમાંજ તમારી આચાર્યપદની સત્કીર્ત્તિ સાંભળીને મારા લોકમા જઇશ.

દીક્ષાકુમારીના આ વચનો સાંભળી વૃદ્ધ પન્યાસે કહ્યું, " મહાદેવી, આપની આજ્ઞાને કયો મુનિ શિરપર ધારણ નહીં કરે ? આ જ્વલનવિજય તો વિદ્વાન્ છે. અમારા સંઘેડામાં તે અગ્રેસર છે, તો તેઓ આપનાં વચનને કેમ માન્ય ન કરે ? દરેક મુનિએ સમજવું જોઇએ કે, આપના સ્વરૂપના પ્રભાવથીજ તેઓ ઉત્તમ પદના અધિકારી થઇ શકે છે. આ લોકનુ ઉત્તમ પદ તો સામાન્ય છે, પણ પરલોકનું ઉત્તમ પદ કે જે આત્માની ઉચ્ચ ગતિને આપનારૂં છે, તેનો પણ અધિકાર પ્રાપ્ત કરવાનેમાટે આપનુ સ્વરૂપજ સહાયભૂત બને છે. દીક્ષાના શુદ્ધ સ્વરૂપથી જૈનમુનિઓ સ્વર્ગ તથા મોક્ષના અધિકારી બને છે. તેથી આપના સ્વરૂપ દીક્ષાનો પ્રભાવ લોકોત્તર છે—અદ્ભૂત છે. આપે પ્રત્યક્ષ દર્શન આપી અમારા આત્માનો

ઉદ્ધાર કર્યો છે. મહાદેવી, આ જનકવિજય આચાર્ય મારા ગુરૂબંધુ છે. તેઓની સાથે રહેવામાં મને ઘણોજ આનંદ આવશે. તેમની ઉંચા પ્રકારની વિદ્વત્તા મારા અલ્પબોધને ઉત્તેજનરૂપ થઈ પડશે. આપે તેમના હિતને માટે જે વચનો કહ્યાં છે, તે યથાર્થ છે, તેઓ મારી સાથે રહેશે તોપણ હું તેમને આચાર્ય તરીકેજ માનીશ અને તેમની પાસેથી પણ મેળવવા યોગ્ય લાભ મેળવીશ. તેમની સાથે આપે મારોપણ મહાન્ ઉપકાર કરેલો છે. હું પણ આપનો યાવજ્જીવિત આભારી થયોછું."

વૃદ્ધપન્યાસનાં આ વચનો સાંભળી મહાદેવી હૃદયમાં અતિશય પ્રસન્ન થઈ ગયાં, અને મધુર સ્વરથી હાસ્ય કરતાં બોલ્યાં—"હે પવિત્રાત્મા, તમારી વિનયભરેલી વાણી એ મારા મનને આનંદિત કરેલ છે તમારા અંતરની ઇચ્છાઓ સફળ થાઓ. આ આચાર્યના હૃદયમાં શુભ પરિણામની પ્રેરણા થાઓ. અને તમે સર્વ મળી મારા સ્વરૂપને અને પવિત્ર વીરશાસનને દીપાવો."

આટલું કહી તે મહાદેવીએ સમાજના ગૃહસ્થ શ્રાવકોને ઉદ્દેશીને કહ્યું, "ગૃહસ્થો, તમે પણ તમારા વર્ત્તનમાં સુધારો કરો. ખુશામત, ઇર્ષ્યા. દ્વેષ અને કુસંપ વગેરે દુર્ગુણોને દૂર કરી આ સાધુઓની સેવાભક્તિ કરો. તેમના ચારિત્રરત્નને નષ્ટ કરવાના હેતુરૂપ બનો નહીં—ચારિત્રના વિરાધક થાઓ નહીં. તમે પણ તમારા શુદ્ધ સ્વરૂપને ઓળખી તીર્થરૂપ સંઘની મહત્તાને વધારો. તમારા દુર્ગુણોથી અને પરસ્પરના કુસંપથીજ મારા ચારિત્રમય સ્વરૂપને મહાન્ હાનિ થઈ છે. તમારા અનાચારે મુનિઓમાં અનાચારને જન્મ આપ્યો છે. હવે તમે તમારા કુવર્ત્તનથી પાછા ફરો અને સદ્વર્ત્તનને અંગીકાર કરવા તત્પર બનો. શ્રાવકો, તમે ઉન્માર્ગે ચાલી માત્ર આ સાધુઓને હાનિ કરી છે, એટલુંજ નથી પણ તમે પોતે પોતના હાનિ કર્ત્તા પણ થયા છો. અનેક જાતના અનાચારો, નઠારા રીવાજો, અને નઠારી રૂઢિઓ તમારામાં પેશી ગઈ છે. તેમણે તમારા શ્રાવક સંસારને છિન્ન—ભિન્ન કરી નાંખ્યો છે. તમારો પવિત્ર વંશ ઉન્નતિના

શિખરપરથી પડીને અવનતિપર આરોહિત થયો છે. તમે તમારા ધર્મ, અને સંસારનું સર્વસ્વ ગુમાવવા તૈયાર થયા છો. હવે સત્વર ચેતી જાઓ અને પાછા સન્માર્ગપર આવવાને ઉજમાળ થાઓ. " શ્રી વીરશાસનનો સદા જય થાઓ. "

આટલું કહેતાં તે મહાદેવી અદૃશ્ય થઇ ગયાં. વિદ્યુત્‌ની જેમ તેમના તેજનો પુનઃ ઝબકારો અંતર્ધાન થઇ ગયો. સર્વ મુનિઓ અને ગૃહસ્થો, અંજલિ જોડી એ દિવ્યમૂર્તિનાં પુનર્દર્શનમાટે આમ તેમ જોવા લાગ્યા. સર્વ સમાજ સાનંદાશ્ચર્ય થઇ વિસર્જન થઇ ગયો.

# પંચમ પ્રવાસ.

રાત્રિનો પ્રથમ પોહોર ચાલતો હતો, પ્રત્યેક સ્થાન દીપકશ્રેણીથી પ્રકાશિત થઇ ગયા હતા, ઉદ્યોગી લોકો ઉદ્યોગ તરફ મંદ આદરવાળા થતા હતા, જિનાલયોનાં દ્વાર બંધ થવાની તૈયારીમાં હતા, પ્રમાદી લોકોના નેત્રો નિદ્રાથી ઘૂર્ણિત થતા હતા. ઉમંગી અભ્યાસીઓ દીપકની સાક્ષીએ અભ્યાસ કરતા હતા, વ્યાપારીઓ દિવસના વ્યાપારનો વકરો મેળવતા હતા, વહિ લેખકો જમે ઉધારના આંકડાઓ ગણી વહિવટની સમાપ્તિ કરતા હતા, નાણાવટીઓ રોજમેળ કરવાને પ્રવર્ત્યા હતા, શૃંગારીઓ શૃંગાર ગૃહમાં જવાને તત્પર બનતા હતા, અને ધર્મીલોકો આત્મ ચિંતવન કરી ઉત્તમ ભાવના ભાવતા હતા.

આ સમયે એક ઉપાશ્રયની અંદર નવ મુનિઓ એકઠા થઇ બેઠા હતા. તેઓ સર્વ યુવાન વયના હતા. તેઓમાં એક મુનિ પન્યાસપદનો ધારક હતા. તે શિવાય બીજા મુનિઓ પદવી રહિત હતા. પન્યાસ પણ વયમાં તરૂણ હતા અને જ્ઞાનમાં વધેલા હતા. સમાન વયને લઇને બીજા મુનિઓ પન્યાસનું જોઇએ તેવું ગૌરવ સાચવતા ન હતા. પન્યાસ શિવાયના બીજા મુનિઓ દીક્ષાપર્યાયથી નાના મોટા

હતા, પણ તેમની વચ્ચે સમાન ભાવ દેખાતો હતો. કોઈ કોઈનું માન રાખતા ન હતા. દરેક દરેકના પ્રતિસ્પર્ધિ વ-ય અને વિચારમાં ઉન્મત્ત બની ગયેલા તે મુનિઓ સર્વ-રીતે સ્વતંત્ર બની ગયા હતા, તેથી પન્યાસ તેમને સમજાવીને સાથે રાખતા હતા. પન્યાસનું હૃદય શિષ્ય મોહથી મૂઢ બની ગયું હતું, તેથી તેઓ પોતાના શિષ્યોની ઉલટી ખુશામત કરતા હતા. તોપણ તે શિષ્યો સ્વતંત્ર થઇ ગયેલા હોવાથી પન્યાસને ગણતા ન હતા. ઘણી-વાર તેઓ પન્યાસની સામે બોલતા અને તેમનો વાચિક તિરસ્કાર કરતા હતા. પન્યાસ સ્વભાવે ક્રોધી હતા, પણ તેમના સ્વતંત્ર શિષ્યો-એ તેમના ક્રોધને નિષ્ફલ બનાવી દીધો હતો. કોઇ કોઇ પ્રસંગે તો તે શિષ્યોમાથી કોઇ રીસાઈને ચાલ્યા જતા હતા. પછી પન્યાસ કોઇ બીજા શિષ્યને મોકલી તેમને સમજાવી પાછા લાવતા હતા. આથી પન્યાસનો સકલ સમય શિષ્યોની ઉપાધિમાંજ પ્રસાર થતો હતો. તેઓ કદિપણ પોતાની ધર્મક્રિયા સમાધિથી કરી શકતા ન હતા. તેમનું પ્રતિક્રમણ પણ શાંતિથી પ્રસાર થતું ન હતું. પ્રતિક્રમણની ક્રિયામાં તેઓ ઘણીવાર ઉઠતા અને કોઇ આડી રીતે ચાલતા શિષ્યને સમ-જાવતા હતા. ઘણીવાર પડિલેહણમાં પણ તેવીજ રીતે બનતું હતું. દેરાસરમાં દર્શન કરવાને જતા પન્યાસ કોઇ શિષ્યનુ તોફાન સાંભળી અર્ધમાર્ગેથી પાછા ફરતા હતા અને તેમના આહારપાણીમાં પણ તેમજ બનતું હતું. કોઈ પ્રસંગે પન્યાસ અર્ધઆહાર કરીને ઉઠી જતા અને કોઇ વાર તદન નિરાહાર પણ રહેતા હતા.

વાચનાર મુનિઓ, આ પન્યાસની સ્થિતિ ઉપરથી વિચાર કરશો તો આપને જણાશે કે, આત્મસાધન કરવાને ગ્રહણ કરેલા ચારિત્રનો આવો ઉપયોગ થાય, એ કેવું શોચનીય કહેવાય? મુનિએ આવો શિષ્યમોહ શામાટે રાખવો જોઇએ? એવા શિષ્યો ન હોય તો શું થઇ ગયું? એવા શિષ્યોના કરતાં એકાકી આત્માર્થી થઇ રહેવું, વધારે સારૂં છે. ક્ષમાશ્રમણ, નિર્ગ્રંથ, અને અનગાર એ મુનિના વિશેષણો આત્માર્થીપણાનેજ સૂચવનારાં છે.

આ પન્યાસનું નામ ઉપાધિસાગર હતું. તેમણે બાળવયથીજ દીક્ષા લીધી હતી. યુવાનવયના આરંભમાંજ તેઓ પન્યાસપદના ધારક થયા હતા. તેમને આઠ શિષ્યો થયા હતા. તેમાંથી ત્રણ શિષ્યો પ્રથમના હતા, અને પાંચ શિષ્યો પન્યાસપદ મેળવ્યા પછી થયા હતા તે સર્વ શિષ્યો જુદા જુદા દેશના અને જુદી જુદી કોમના હતા. તેઓમાં કેટલાએક ગરીબ કુટુંબમાંથી, કેટલાએક ધનાઢય કુટુંબમાંથી અને એક બે હલકા કુટુંબમાંથી આવેલા હતા. પન્યાસનો શિષ્યમોહ એટલો બધો પ્રબલ હતો કે તેઓ કોઇને દીક્ષા આપવાને સર્વદા આતુર રહેતા હતા. કોઇપણ વૃદ્ધ, તરૂણ, કે બાલ શ્રાવક તેમની પાસે દીક્ષા લેવાની ઇચ્છા દર્શાવે તો પન્યાસ તેની બેહદ ખુશામત કરતા હતા. કેટલાએક લુચ્ચાઓ દીક્ષાના ભાવ બતાવી પન્યાસને છેતરી જતા હતા, એક ભાવસારનો પુત્ર દીક્ષાને બાને પન્યાસની પાસે ચાર માસ રહી, શ્રાવકોના ઘરમાં મિષ્ટાન્ન ખાઇ અને દીક્ષા આપવાના મુહુર્ત્તે શ્રાવકોએ પેહેરાવેલાં આભૂષણો લઇ નાસી ગયો હતો. એક મારવાડી બ્રાહ્મણનો છોકરો દીક્ષા લેવાને બાને પન્યાસના આશ્રય નીચે રહી પન્યાસના ઉંચી જાતનાં કપડાંનો પોટલો ઉપાડી ગયો હતો. એવી રીતે અનેક લોકો છળકપટથી પન્યાસને છેતરી જતા તોપણ તેમનો શિષ્યમોહ જરાપણ ઓછો થતો નહતો. આ પ્રમાણે અનેક વાર છેતરાતા અને લોભાતા પન્યાસે આઠ શિષ્યો એકઠા કર્યા હતા. તેઓ પન્યાસના શિષ્યમોહનો લાભ લઇ સ્વતંત્ર બની ગયા હતા. પન્યાસનો સ્વભાવ ક્રોધી હતો, પણ તેમનો ક્રોધ નિષ્ફલ હતો. એટલે તેમનો ક્રોધ બીજાને હાનિ ન કરતાં તેમના અંતરમાંજ પરિતાપ કરતો હતો. આથી તેમના શિષ્યો તેમનાથી જરાપણ ભય પામતા નહતા.

આ રાત્રિને પ્રથમ પહોરે એ નવ સાધુઓ ઉપાશ્રયમાં એકઠા બેઠા હતા. પન્યાસ તેમના મુખ્યાસન ઉપર બેસી તેમની સાથે વિચાર કરતા હતા. આ વખતે મહાદેવી દીક્ષાકુમારી ફરતાં ફરતાં એ ઉપાશ્રયમાં આવી ચડ્યાં. તેમણે અદૃશ્ય રૂપે તેની અંદર પ્રવેશ કર્યો.

મધ્યભાગે આવતા નવ મુનિઓને એકત્ર થયેલા જોયા. મહાદેવી ઉર્ધ્વ ભાગે અદ્રશ્ય રૂપે ઉભાં થઇ એ મુનિઓની ચર્ચા જોવા લાગ્યાં.

સર્વ એકત્ર થયેલા મુનિઓની વચ્ચે નીચે પ્રમાણે વાતચીત શરૂ થઈ.

પન્યાસે મુખ ઉપર આનંદના અંકુરો પ્રગટ કરી પોતાના શિષ્યોને કહ્યું,—" શિષ્યો, હવે ચાતુર્માસ્યનો સમય નજીક આવે છે, તેથી આપણે ચાતુર્માસ્ય ક્યાં કરવું ? તેનો આ વખતે વિચાર કરવાનો છે. તમારા સર્વેની સંમતિ લઇને પછી હું નિર્ણય ઉપર આવી શકીશ.

આ વખતે કામસાગર નામના મુનિ કે જે તે સર્વ શિષ્યોમાં મોટા હતા, તેઓ આક્ષેપકરીને બોલ્યા—" મહારાજ, મારો વિચાર પાલીતાણે ચાતુર્માસ્ય કરવાનો છે. કારણ કે, ત્યાં આ વખતે ચાતુર્માસ્ય પછી તરતજ મારા વતનમાંથી એક મોટો સંઘ આવવાનો છે અને તેની અંદર કેટલાએક મારા સ્નેહીઓ, સંબંધીઓ, મિત્રો અને સગાઓ આવવાના છે. તેઓ મને વાંદવાને ઘણા આતુર છે. જો આપણું ચોમાસું ત્યાં હોય તો તેઓ મને સારી રીતે મળી શકે. માટે આ વખતે ચાતુર્માસ્ય સિદ્ધગિરિની છાયામાં કરવું જોઇએ. વળી તે તીર્થસ્થળ હોવાથી આપણને યાત્રાનો લાભ પણ મલશે.

મુનિ કામસાગરનાં આ વચનો સાંભળી પન્યાસ ક્ષણવાર બોલ્યા નહીં. તેવામાં ખાંતિસાગર નામે બીજા શિષ્ય ઊંચે સ્વરે બોલી ઉઠયો.

" મહારાજ, આ વખતે તો રાજનગરમા ચોમાસું કરવું જોઇએ. કારણ કે ત્યાંના લોકો આપણને વારંવાર વિનતિ કરે છે. અમુક પોળના લોકો તો આપણી રાહ જોઇનેજ બેઠા છે. તેમાં વળી તે નગરમાં મારૂં વતન છે, તેથી ત્યાં ચોમાંસું કરવાને માટે મને હોંશ થાય એ સ્વભાવિક છે. મારા પિતા માતા ભાઇઓ, અને બ્હેનો મારા ત્યાં રહેવાથી ઘણાં ખુશી થશે. આપે મને તેમનાથી જુદો કરી નસાડીને દીક્ષા આપી છે, તેથી તેઓ ઘણાંજ મારા દર્શનને માટે આતુર

રહે છે. આપને આ બધો વિચાર કરવો જોઇએ. તેમ છતાં જો આ કામસાગરની ઇચ્છા પ્રમાણે પાલીતાણે ચોમાસું કરશો તો હું જુદો પડીશ. આપણા માંહેલા એક બે સાધુઓ મારીસાથે આવવાને તૈયાર છે. પછી જેવી આપની ઇચ્છા. ”

મુનિ ખાંતિસાગરના આવા આગ્રહી વચનો સાંભળી પન્યાસ ઉપાધિસાગર ચિંતાતુર થઇગયા.

ક્ષણવારે ત્રીજા **ગુમાનસાગર** નામના સાધુ ઉંચે સ્વરે બોલ્યા. “મહારાજ, રાજનગર ચોમાસું કરવું, મને બીલકુલ પસંદ નથી, કારણકે, ત્યાં પોળે પોળે જુદા જુદા ઉપાશ્રયો છે અને તેની અંદર કેટલાએક સાધુઓ થાણાં નાંખીને પડ્યા રહે છે. એથી રાજનગરના લોકોના ભાવ સાધુ ઉપર રહ્યા નથી. મને એ નગરનો સારો અનુભવ છે. જોઈએતેવા મનગમતા આહારપાણી ત્યાં મળતાં નથી. કદિ કોઇ પોળમાં રાગી શ્રાવક કે શ્રાવિકા હોય તો તે સારો આહાર વ્હોરાવે છે, બાકી બીજા તો જૈનમુનિને એક સામાન્ય ભિક્ષુક ગણી જેવો તેવો રસ રહિત આહાર આપે છે. માટે ત્યા ચાતુર્માસ્ય કરવાની મારી સંમતિ નથી. જો આ ખાંતિ સાગરના આગ્રહથી આપ રાજનગર તરફ વિહાર કરશો તો આપણે તો જુદા પડવાના. જો આપ પાલીતાણે જવાની ઇચ્છા રાખતા હો તો તેમાં મારી સંમતિ છે; કારણકે, ત્યા કેટલાએક ગૃહસ્થ અને ભાવિક શ્રાવકો ચાતુર્માસ્ય કરવા આવે છે. તેઓ સાધુઓની સારી ભકિત કરે છે, તેથી તે યાત્રાસ્થળે સાધુઓ આહારપાણીથી સુખી થાય છે. ” ખાંતિસાગરે ઉંચે સ્વરે કહ્યું, “ગુમાનસાગર, તેં તો મિષ્ટાન્ન ખાવા માટેજ દીક્ષા લીધી લાગે છે. જો તારે મિષ્ટાન્ન ખાવા હોત તો તે ગૃહસ્થાવાસનો શામાટે ત્યાગ કર્યો ? તે છતાં જો તારી ઇચ્છા હશે તો રાજનગરમાં પણ તને સારાં મિષ્ટાન ખવરાવીશ. કારણ કે, ત્યાં મારાં કેટલાક સંસારના સગાંઓ અને મિત્રો છે, તે મારા કહેવા પ્રમાણે વ્હોરાવશે. પાલીતાણાને પણ ભૂલી જઇશ.”

ખાંતિસાગરનાં આ વચનો સાભળી ગુમાનસાગર હૃદયમા ખુશી

થઇ ગયો અને તેણે રાજનગરમાં ચાતુર્માસ્ય કરવાની સંમતિ આપી. તે વખતે કામસાગરે સાક્ષેપ વચને જણાવ્યું, કે તમે બધા સંમત થાઓ તોપણ મારી ઇચ્છા તો પાલીતાણેજ ચાતુર્માસ્ય કરવાની છે. કદિ પન્યાસજી નહીં આવે તો આપણે તો એકલા જુદા પડી ત્યાંજ જવાના. આ વખતે કૃષ્ણસાગર નામના ચોથા શિષ્યે જણાવ્યું, "મહારાજ, પાલીતાણા અને રાજનગરના કરતાં કાઠીઆવાડમાં કોઇ મોટા શહેરમાં ચાતુર્માસ્ય કરવાની ઇચ્છા રાખો તો વધારે સારૂ તેમાં વલ્લભીપુર અને ભાવનગર, આ બે ક્ષેત્રો ઘણાં સારાં છે. ત્યાં સાધુઓનો કાયમ પરિચય હોવાથી દરેક શ્રાવકકુટુંબ ગુરૂની ભક્તિનું સ્વરૂપ સારી રીતે સમજે છે. તે સાથે ત્યાં કેટલાક ધનાઢ્ય શ્રાવકો વસે છે. એટલે આપણ સાધુઓને સર્વ પ્રકારની અનુકૂળતા આવશે. એક વખતે તે ક્ષેત્રોમાં આપણે ચાતુર્માસ્ય કરેલ છે, એટલે કેટલાએક ગૃહસ્થો આપણા પરિચિત થઇ ગયેલા છે. તેમ વળી તે ક્ષેત્ર મારી જન્મભૂમી છે, એટલે આપનો ત્યાં સારો સત્કાર થવા સંભવ છે. જો આપ વ્યાખ્યાનમાં સારો રસ જમાવશો તો તે વખતે ત્યાં અઠ્ઠાઇ વગેરે સારા સારા ઉત્સવો થઇ શકશે. એથી જૈનધર્મનો સારો ઉદ્યોત થશે."

તે વખતે ચતુરસાગર નામના પાંચમા શિષ્યે કહ્યું, "મહારાજ, તે ક્ષેત્રમાં ચાતુર્માસ્ય કરવામાં હું તદન વિરૂદ્ધ છું, કારણ કે, ત્યાં અમુક સંઘેડાનું પ્રબળ હોવાથી તે લોકો આપણા સંઘેડાના સાધુઓને સારૂં માન આપશે નહીં. ત્યાં કેટલાએક શ્રાવકો ગચ્છાંધ છે, અને સંપ રહિત છે. તેથી ઝાલાવાડમાં કોઇપણ શહેરમાં ચાતુર્માસ્ય કરવું વધારે ઉચિત છે. ઝાલાવાડી લોકો ગચ્છાંધ નથી. તેઓ દરેક જૈનગચ્છના સાધુઓને સમદષ્ટિથી જોનાર છે અને યથાશકિત ગુરૂભકિત કરનારા છે. તેથી તે સ્થળેજ ચાતુર્માસ્ય કરવું યોગ્ય છે"

તે વખતે છઠ્ઠા છત્રસાગર નામના મુનિ પ્રૌઢ સ્વરથી બોલ્યા. "મહારાજ, જો મારૂં વચન માન્ય કરો તો ચાતુર્માસ્ય કરવાનું ઉત્તમ સ્થળ ગુજરાતનો પાટણવાડો છે. એ ભાગનો હું વતની હોવાથી

મને પૂરેપૂરો અનુભવ છે. વળી જો આપ ત્યાં ચાતુર્માસ્ય કરશો તો એક બે સાધુઓ અને સાધ્વીઓની વૃદ્ધિ પણ થશે. પ્રેમચંદ્ર કરીને એક મારા મામાનો દીકરો દીક્ષા લેવાને આતુર છે. તે મને ઘણીવાર પત્રો લખ્યા કરે છે. તે સાથે મણિ અને લ્હેરી નામની બે શ્રાવિકાઓ આજ ઘણાં માસ થયા દીક્ષા લેવાની ઈચ્છા રાખે છે. તેમાં મણિ વિધવા છે અને લ્હેરી સધવા છે. જો આપ તે સ્થળે ચાતુર્માસ્ય કરો તો એક શિષ્યનો અને બે શિષ્યાઓનો લાભ થશે. પણ મારે આપની સાથે એટલી શરત કરવી પડે કે, તેઓને મારા નામની દીક્ષા આપવી. આથી આપની કીર્ત્તિ વધશે અને હું આટલી નાની વયમાં શિષ્ય અને શિષ્યાવાળો થઈ જઈશ તેમાં મણિ શ્રાવિકા ઘણી પૈસાવાળી છે. જો તે દીક્ષા લેશે તો તેણીની પાસે આપણી મરજી પ્રમાણે પૈસાનો ખર્ચ કરાવીશું, કેટલાંએક પુસ્તકો લખાવીશું, કોઈ આપણાં ગરીબ આશ્રિતોને અપાવીશું અને આપણા ઉપકરણોમાં ખર્ચાવીશું. જે લ્હેરી છે તે સધવા છે. એટલે તેને દીક્ષા આપવામાં પૂરેપૂરી ઉપાધિ છે. પણ જો આપની ઈચ્છા હશે તો હું તે ઉપાધિ દૂર કરી શકીશ. માટે તે પાટણવાડા તરફ ચાતુર્માસ્ય કરવાને તૈયાર થાઓ. ”

છત્રસાગરનાં આ વચનો સાંભળી તે શિષ્યમોહી પન્યાસનું હૃદય તે તરફ આકર્ષાયું. તત્કાળ તેમણે ઇંતેજારીથી પૂછ્યું, “ છત્રસાગર, જો તારી વાત સત્ય હોય તો તે સ્થળે ચાતુર્માસ્ય કરવાનો મારો વિચાર થયો છે. પરંતુ તું જે લ્હેરીને દીક્ષા આપવામાં ઉપાધિ કહે છે, તે શું છે? તે યથાર્થ રીતે કહી સંભળાવ. ”

છત્રસાગર પોતાના વચન ઉપર પન્યાસનું આકર્ષણ જોઈ હર્ષ પામતો બોલ્યો—“ મહારાજ, એ લ્હેરી શ્રાવિકાને તેના પતિની સાથે બનતું નથી. બંનેની વચ્ચે કાયમ કજીઆ થયા કરે છે. લ્હેરી જબરી છે, કોઇનાથી ડરે તેવી નથી. વળી તેના પીયરીઆ ધનાઢ્ય છે, તેથી તે તેના સાસરીયાને સારી રીતે દબાવે છે. ઘણીવાર તે એકલી પોતાને પીયર ચાલી જાય છે. તે પોતાની મરજી પ્રમાણે વર્ત્તનારી

છે. તેણીને મૂર્છાવિજય નામના એક સાધુ ઉપર રાગ હતો. તે જ્યાં એ સાધુનું ચાતુર્માસ્ય હોય, ત્યાં તે દરવર્ષે વંદના કરવાને જતી હતી અને ત્યાં જઇ સારો ખર્ચ કરતીહતી. તે મૂર્છાવિજયને લગભગ પાંચસો રૂપીઆના પુસ્તકો તેણીએ લખાવી આપ્યા હશે. તે શિવાય એ સાધુ જે કાંઇ માગણી કરે તે માગણી લ્હેરી તરફથી પૂર્ણ કરવામાં આવતી હતી "

પન્યાસે શંકા લાવીને પ્રશ્ન કર્યો—" છત્રસાગર, ત્યારે એ બાઇ મૂર્છાવિજયની પાસેજ દીક્ષા લેશે. આપની પાસે નહીં લે. કારણ કે, તેણીનો રાગ તે સાધુ ઉપર ઘણો લાગે છે. "

છત્રસાગરે ઉતાવળા જણાવ્યું, " મહારાજ, આપ કહોછો તે સત્ય છે. પણ હાલ એવું બન્યું છે કે, તે મૂર્છાવિજય સાધુને તેના ગુરૂએ પોતાના સંઘેડાની બાહેર મૂકેલ છે. કારણકે, તેને માટે નઠારી ચર્ચા થતી હતી. તે સાધુ હમેશા શ્રાવિકાઓ અને સાધ્વીઓનો પરિચય વધારે રાખતો, તેથી તેની ઉપર વહેમ આવવાથી તેને બધા સાધુઓએ દૂર કરેલ છે. તેમજ ગુજરાતમાં કેટલાએક શ્રાવકો પણ તેના વર્ત્તનને માટે શંકિત છે, એટલે હાલ તે બીજા દેશમા એકલો ફરે છે. આથી લ્હેરી શ્રાવિકા તેની પાસે જઇ શકતી નથી. જો કે, હજી તેણીનો રાગ તેના તરફ ઓછો નથી, તોપણ લાજને અને નિંદાને લઇને તે શ્રાવિકા હાલ દબાઇ ગઇ છે. તે પછી મારી ઉપર એક કાગળ હતો કે, જો આપ આ તરફ આવો અને ચાતુર્માસ્ય કરો તો હું દીક્ષા લેવાને તૈયાર છું. જો કે, તેનો સસરો, સાસુ, જેઠ અને પતિ તેણીને દીક્ષા આપવાની વિરૂદ્ધ છે, પણ જો આપણે તે સ્થળે જઇ ચાતુર્માસ્ય કરીએ તો તેના બધા સંબંધીઓને સમજાવીએ. "

" જે બાઇ એવી સધવા છતાં સાધુ તરફ રાગ ધરનારી અને સ્વતંત્ર રીતે વર્તનારી છે, તે દીક્ષા લઇને શું ઉકળશે ? " પન્યાસે વિચાર કરીને જણાવ્યું. છત્રસાગર બોલ્યો, " મહારાજ, એવો કાંઇ વેહેમ લાવવાનો નથી એ બાઇ કુલવાન અને ધનાઢયની પુત્રી છે, તેમજ ઘણી ઉદાર છે. હજારો રૂપીઆ ખર્ચાવીએ તો ખર્ચ કરે તેવી છે. માત્ર તેના પતિના અણબનાવને લઇને

તે સંસારમાંથી નીકળી જવા ઇચ્છે છે. તેનો પતિ ક્રોધી, વ્હેમીલો, કદ્રૂપો અને લોભી છે, તેથી તે કંટાળી ગઇ છે. ”

“ કુલીન માબાપની પુત્રી પોતાના વડિલ વર્ગનો અને પતિનો અનાદર કરે ચારિત્ર લઇ ધર્મ કરવા ઇચ્છા રાખે, એ યોગ્ય ગણાય નહીં. ઉત્તમ શ્રાવિકાએ વડિલ વર્ગની અને સ્વામીની આજ્ઞા પ્રથમ પાલવાની છે. એવી બાઇ દીક્ષા લેશે તોપણ તે નકામું છે. ” ઘૃણાવિજયે ધર્મ અને નીતિને અનુસરી વચ્ચે જણાવ્યું.

છત્રસાગર ઉશ્કેરાઇને બોલ્યો– “ ભાઇ ઘૃણાસાગર, વચ્ચે તમારે ડાહ્યા થવાની કાંઇ જરૂર નથી. મારી ઇચ્છાને તોડીપાડવા માટે તમે પન્યાસને આવા વ્હેમમાં પાડો છો. ”

પન્યાસ શિષ્યમોહને આધીન થઇને બોલ્યા– “ છત્રસાગર અને ઘૃણાસાગર, તમો બંને શામાટે વાદ કરો છો ? આપણે લ્હેરી કેવી છે. ? તે જોવાનું નથી તે ગમે તેવી હોય પણ આપણને એક સારા ગૃહસ્થના ઘરની શિષ્યા મળે છે તે જોવાનું છે. ચારિત્ર લીધા પછી તે એની મેળે સુધરી જશે તેમ કરતાં ન સુધરે તો તેનાં કર્મ, તેમાં આપણે શું લેવા દેવા. કદિ તે છત્રસાગરના નામની દીક્ષા લેશે, તોપણ તે મારી તો પ્રશિષ્યા થશે. મને તો લાભજ છે. “ ચાલો, હવે આપણે પાટણવાડા તરફ ચાતુર્માસ્ય કરવાનો વિચાર કરવો પડશે. ”

આ વખતે **જિતસાગર** નામના સાતમા મુનિ બોલ્યા–“ મહારાજ, આમ એકદમ ત્યા ચાતુર્માસ્ય કરવાનો નિર્ણય કરશો નહીં. આપે મારી હકીકત સાભળવી જોઇએ. હું આજે ઘણા દિવસ થયા છાતીની બીમારી ભોગવું છું, તે આપ સર્વે જાણો છો. મને એ રોગની પુરેપુરી ધાસ્તી રહે છે. સારા ડોકટરો અને વૈદ્યોએ મારા રોગને અસાધ્ય કહેલો છે, તો આપે મારા વતન તરફ વિહાર કરી ચાતુર્માસ્ય કરવું જોઇએ હું મૂળ કાઠીઆવાડનો વતની છું, પણ મારા માતપિતા અને ભાઇઓ કચ્છના ગામડામાં રહે છે તો આપે તે દેશમાં ચાતુર્માસ્ય કરવું જોઇએ. કારણ કે, મને આ રોગથી મરણની

પૂરેપૂરી ધાસ્તી રહે છે, તો એકવાર મારા સંબંધીઓનો મને મેળાપ થવો જોઈએ. આજે ઘણા દિવસ થયાં તેઓ મને તે તરફ આવવાને લખ્યા કરે છે. તેઓ બીચારા ગરીબ સ્થિતિના છે, તો પણ એક કે બે વાર ભાડાંનો ખર્ચ કરી મને વાંદવાને આવી ગયા છે, તે આપ સારી રીતે જાણો છો. વળી આપે મને નસાડીને દીક્ષા આપેલી હતી તે વખતે તે મારાં સગાંઓએ અતિ કલ્પાંત કર્યું હતું. તેઓ બીચારા આપની આગળ અશ્રુની ધારા વર્ષાવી રોયા હતાં. માંડમાંડ દ્રવ્યનો યોગ કરી તેમણે ઝાલાવાડમાં મારૂં વેવીશાળ કર્યું હતું. તે સંબંધ તોડાવી મને આપે નસાડી દીક્ષા આપેલી છે. મને દીક્ષા આપવાથી એ સુંદર મોટી વયની મારી કન્યા બીજાને ગઈ છે. આથી મારા પિતાને દ્રવ્ય તથા કન્યા—ઉભયનો ગેરલાભ થયો છે. આપે આ બધો વિચાર કરી કચ્છ દેશમાંજ ચાતુર્માસ્ય કરવુ જોઈએ. જો આપ મારા વિચારને સંમત નહીં થાઓ તો મારૂં અકસ્માત્ સંબંધીઓનાં વિયોગમાંજ મરણ થઈ જશે અને તમારે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે."

પન્યાસે જરા વિચાર કરીને જણાવ્યું "**જિનસાગર**, તારૂં કહેવું બરાબર છે, પણ વિહાર કરી કચ્છદેશમાં જવું મુશ્કેલ છે. તે દેશ જુદીજ તરેહનો છે. તે સાથે આપણથી તદન અજાણ્યો છે જે કચ્છી જૈનપ્રજા સારી સ્થિતિમાં છે, તે મુંબઈ વગેરે વિદેશમા રહે છે. એટલે આપણને તે દેશમા જોઈએતેવી સગવડતા મળે નહીં. વળી આપણે એવો ભારે દૂર વિહાર કરવાને અસમર્થ છીએ. માર્ગમાં આહારપાણીના યોગ ધાર્યા પ્રમાણે મળે નહીં તેમ વળી કચ્છીઓ પોતેજ મજબુત અને દૃઢતાવાળા હોવાથી તેઓ આપણી કોમળતા જાણી શકે નહીં, આથી આપણે વધારે સહન કરવું પડે. માટે તે સ્થળે જવામારી ઇચ્છા નથી."

પન્યાસની સંમતિ ન થવાથી છત્રસાગર પ્રબલ થઈને બોલ્યો—"મહારાજ, આપ કહો છો, તે યથાર્થ છે. મને સંસારી અવસ્થામા કચ્છીઓનો સારો અનુભવ થયેલો છે તેઓ દેવ, ધર્મ

અને ગુરુના રાગી છે, પણ તેઓમાં કેટલાએક સારા પરીક્ષકો પણ છે. તેઓની દૃષ્ટિએ જો આપણી સારી પરીક્ષા થઇ તો પછી તેઓ કદિપણ ફરે તેવા નથી. પણ જો તેઓએ આપણા કાંઇ દોષ જોયા અને આપણે માટે નઠારો અભિપ્રાય બંધાઇ ગયો તો પછી, તેઓ એકના બે થાય, તેવા નથી. તત્કાળ આપણો અનાદાર કરવા તૈયાર થાય છે. જેવા તેઓ પોતાને માન્ય થયેલા ગુરૂ ઉપર ભક્તિવાળા છે, તેવા ઉલટી રીતે પણ થનારા છે. પોતાના માનેલાને એકવાર પ્રાણ આપવાને પણ તેઓ તૈયાર થાય છે. પોતાને આશ્રયે અને શરણે આવેલા યોગ્ય આત્માને તેઓ યાવજ્જીવિત પાળનારા છે. મહારાજ, કચ્છી પ્રજામા ગુણો ઘણા છે, પણ આપણાથી ત્યાં જઇ શકાય તેમ નથી. જો મને સાચું કહેવા દ્યો તો આપણે ત્યા જવાને લાયક નથી. કારણ કે, આપણે આ દેશમા રહીને સુખશીલ બની ગયા છીએ. આપણને ઉંચી જાતના આહારપાણી જોઇએછીએ. હંમેશા શરીરને મર્દન કરાવવાની આપણને ટેવ પડી ગઈ છે અને સુખકારી વિહાર કરવાનો આપણો અભ્યાસ છે. તેથી આપણે કચ્છ દેશ સુધી જવાને તદન નાલાયક છીએ. માટે કદિપણ કચ્છદેશમાં જવાનો વિચાર કરવો નહીં. ”

છત્રસાગરના આવા તોડી પાડનારાં વચનોથી જિતસાગર ઉશ્કેરાઇને બોલ્યો—“ પન્યાસજી, આ છત્રસાગરે જે વચનો કહ્યાં છે, તે ઉપર વિશ્વાસ રાખશો નહીં. તે પોતાના સ્વાર્થમાં અંધ થઇ ગયેલ છે અને આપ શિષ્યમોહમાં અંધ થઇ ગયેલ છો. જો આપ મારા વચન ઉપર લક્ષ નહીં આપો તો મારૂં નઠારૂં મરણ થશે, એટલુંજ નહીં પણ મારાં સગાં વ્હાલાઓ પોકાર કરતાં આપની પાસે આવી બેસશે. જો કદિ આપને શિષ્ય કે શિષ્યા કરવાનો લોભ હોયતો તે પણ હું કચ્છ દેશમાં પૂરો કરાવીશ. કારણકે, મારો એક ભાઇ વાંઢો છે. દ્રવ્યના અભાવથી મારા સંસારી પિતા તેને કદિ પણ પરણાવી શકે તેમ નથી. તો વખતે હું તેને આપની પાસે દીક્ષા અપાવીશ જેથી આપનો શિષ્યલોભ પણ સાર્થક થશે. તે શિવાય

કચ્છના લોકો ભોળા હોય છે, તેઓમાંથી પણ કોઇ દીક્ષા લેનાર મળી આવશે. આપનો તે દેશનો ફેરો તદન નિષ્ફલ થશે નહીં. ”

છત્રસાગર વચ્ચે ઉશ્કેરાઇને બોલી ઉઠયો. “ મહારાજ, આ જિતસાગરે મારી ઉપર જે આક્ષેપ કરેલ છે, તે તદન ઇર્ષ્યાથી કરેલ છે. તેનાં વચનો તદન ઇશ્વાસ કરવા લાયક નથી. કચ્છની જૈનપ્રજા પ્રાયે કરીને અંચલગચ્છને માનનારી છે. તેઓ કદિપણ આપણા ગચ્છના સાધુ પાસે દીક્ષા લેજ નહીં વળી જે જિતસાગર પોતાના વાટા ભાઇને દીક્ષા આપવાની આશા આપે છે, તે તો નકામીજ છે. એવા તો દાણા વગરના દુઃખી થનારા ઘણા ગરીબ શ્રાવકો સાધુ થવા તૈયાર છે. એવી ભૂખને ભેગી કરીને શું કરવી છે ?”

છત્રસાગરનાં આ વચનો સાંભળી જિતસાગર રોષના આવેશમાં આવી ગયો અને ક્રોધાતુર મુખમુદ્રા કરી સામે વધારે કહેવા ઉભો થયો. એટલે પન્યાસ અને બીજા સાધુઓએ તેને સમજાવીને અટકાવ્યો, તેવામાં તેની છાતીમા દુઃખાવો થઇ આવ્યો, એટલે તે પોકાર કરતો પૃથ્વીપર પડી ગયો. બધાઓ તેની સારવાર કરવા લાગ્યા. ક્ષણવાર પછી તે સાવધાન થઇ મૌન ધરીને બેસી રહ્યો.

આ વખતે આઠમો ઝવેરસાગર નામનો એક શિષ્ય બોલ્યો. “ મહારાજ, આપે બધાઓના વિચારો સાંભલ્યા પણ એક મારો વિચાર પણ સાંભળવો જોઇએ. આપ જાણો છો કે હું શરીરે નબળો છું. તે સાથે મારે ખોરાકમા કેવા પદાર્થો લેવા પડે છે ? તે આપ સમજો છો. મારા શરીરનો આધાર, ચા, દૂધ, ઘી અને સાકર ઉપર છે. ગુજરાત, કચ્છ કે બીજે ગમે ત્યાં આપ વિહાર કરો અને ચાતુર્માસ્ય કરવા ધારો પણ તે સાથે મારો વિચાર પેહેલો કરજો. નહીંતો મને સાથે લેશો નહીં. એજ મારી વિનંતિ છે.

“મુનિ ઝવેરસાગરના આ વિચારો જાણી પન્યાસ ક્ષણવાર વિચારમાં પડયા, પણ તેમણે વિચારીને ઉત્તર આપ્યો કે, “ ઝવેરસાગર,તારી સ્થિતિ હું સારી રીતે જાણું છું, બનતા સુધી તને હરકત આવે તેમ કરવામાં નહીં આવે. હવે જેમ ક્ષેત્રસ્પર્શના હશે, તેમ બનશે. ”

પોતાના જુદા જુદા શિષ્યોના અભિપ્રાયો પડવાથી પન્યાસ મુંઝાઇ ગયા. તેઓ એકે નિર્ણય ઉપર આવી શકયા નહીં. અને ઉંડા વિચારમાં પડી ગયા.

આ બધો વૃત્તાંત મહાદેવી દીક્ષાકુમારી અંતરીક્ષમાં અદ્રશ્ય રહીને સાંભળતાં હતાં.

વર્ત્તમાનકાલના જૈનમુનિઓની આવી અધમ સ્થિતિ જોઇ તેઓ અતિશય ખેદાતુર બની ગયાં હતાં. પન્યાસ અને તેના શિષ્યોની આ ચર્ચાએ મહાદેવીનાં હૃદયને અતિશય શોકાતુર બનાવી દીધું હતું તે મહાશયા પોતાના હૃદયમાં કહેવા લાગ્યાં. " અરે અધમ સમય, તેં તારૂં સ્વરૂપ, બરાબર પ્રગટ કરવા માંડયું છે. આર્યભૂમિ પર સર્વ દર્શનોમાં શ્રેષ્ઠ પદને પ્રાપ્ત થયેલા જૈનદર્શનની તેં કેવી નઠારી સ્થિતિ કરી છે. ? આર્યધર્મના સર્વ ગુરૂઓમાં પ્રથમ પંક્તિએ ગણાતા જૈનગુરૂઓની આ દશા જોઇ હૃદય દગ્ધ થાય છે. અરે ગુરૂતત્વ, તારી શક્તિ કયાં ચાલી ગઇ ? તારો અસાધારણ પ્રભાવ કયાં ગુમ થઇ ગયો ? તારે સમજવું જોઇએ કે, જૈનોના ધર્મતત્ત્વ અને દેવતત્વનો આધાર તારી ઉપર છે. જો તારી ( ગુરૂતત્ત્વની ) બરાબર શુદ્ધિ હશે તો ધર્મ અને દેવના તત્ત્વો સારી રીતે વિકાશને પામી શકશે. અરે ગુરૂતત્ત્વ, તારી અધમ સ્થિતિ જોઇ મારૂં હૃદય નિરાશ થઇ જાય છે. જો તારે આવી સ્થિતિમા રહેવું હોય તો હવે તારે જગત્‌માંથી ચાલ્યા જવું જોઇએ. તારે તો આ વિશ્વ ઉપર ઉચ્ચ સ્થિતિમાંજ રહેવાનું છે. સજ્જન પુરૂષો કલંકિત થવા કરતાં મરણને વધારે ઉત્તમ માને છે. તારી આવી સ્થિતિ દેખી મને તો નિશ્ચય થાય છે કે, હવે મારે મારા સ્વરૂપને આકર્ષી લેવું. હું મારૂં (દીક્ષા) સ્વરૂપ સંકેલી લઉં, તો પછી તારો સ્વતઃ નાશજ થઇ જશે. પરંતુ એમ કરવામાં મને મોટો ભય રહે છે. કારણ કે, હજી જગત ઉપર કોઇ કોઇ સ્થળે ગુરૂતત્વ રહેલું જોવામાં આવે છે. એક પવિત્ર પન્યાસને મેં સમજ વચ્ચે જોયેલા છે. તેમનામાં એ તત્વ પૂર્ણ રીતે પ્રકાશતું હતું. અરે શાસનદેવ, વિચાર કરતાં મારી મતિ મુંઝાઇ

ગઈ છે. હવે તો માત્ર તમારીજ સહાય લેવાની છે. તમારી સહાય વિના ગુરૂતત્વ અવ્યવસ્થાને પામી જશે; આર્હતધર્મની ઉન્નતિને બદલે અવન્નતિ થઈ જશે. ”

આ પ્રમાણે વિચાર કરતાં અને શોકથી આકુલવ્યાકુલ થતાં મહાશયા શાસનદેવી અદૃશ્ય રહીને નીચે પ્રમાણે એક ગાથા બોલ્યાં.

“ से जहा नामए विकुंमे हरए विणि विठ्ठ चित्ते पच्छन्न-पल्लासे उम्मगसेणो लब्भंति भंजगा इव सणिवेसणो चयंति एवं एगे अणेगरुवेहिं कुलेति जायारुवेहि सत्ता कलुणं पणिति निदा-णतो तेणो लब्भंति मोखं अहपासतेहिं कुलेहिं आयत्ताए ”

આટલા શબ્દો બોલી તેઓ વિરામ પામી ગયા. તે શબ્દો સાંભળતાંજ પન્યાસ અને તેમનાંઆઠ શિષ્યો ભયભીત થઈગયા, તેઓ ચારે તરફ જોવા લાગ્યા. કોઈપણ વ્યકિત તેમના જોવામાં આવી નહીં.

મહાદેવી દીક્ષાકુમારીએ વિચાર કર્યો કે, આ મુનિઓ અલ્પ-જ્ઞાની છે, તેથી આ સૂત્રવાણીને તેઓ સમજ્યા નહીં હોય. એટલે તે મહેશ્વરી પુનઃ તેજ ગાથાને ફરીવાર ગર્જના કરી બોલ્યાં અને પછી તેને ભાષામાં ઉતારી પુનઃ નીચે પ્રમાણે બોલ્યાં—

“ જેમ કોઇ એક જળાશયમાં કોઈ એક કાચબો તદ્દાસકત થ-ઈને રહેતો હોય, અને તે જળાશયનું જળ, સેવાળ તથા કમલીઓના પત્રોથી છવાએલું હોવાથી પેલા કાચબાને પાણીની ઉપર આવવાનું બાંકુ મળી શકવું ઘણું મુશ્કેલ છે, તેમ આ સંસારરૂપી જળાશયમાં જીવરૂપી કાચબાને સમ્યકત્વ રૂપ બાકુ હાથ ચડવું પણ એટલુંજ મુશ્કેલ છે.

તથા જેમ વૃક્ષો તેઓને ગમે તેટલું દુઃખ વેઠવું પડે છે, તોએ તેઓ પોતાના સ્થાનથી આઘા જતાં નથી, તેમ કેટલ એક જુદા જુદા કુળોમાં જન્મેલા જીવો શબ્દાદિક વિષયોમાં આસકત બની દુઃખ-થી ભરપૂર એવા ગૃહવાસને નહીં છોડતાં અંતે કરૂણ વિલાપ કરતા રહે છે, પણ દુઃખનાં મૂળ કારણ કર્મથી છુટી શકતાં નથી.

જુદા જુદા કુળોમાં પોતપોતાના કર્મ ભોગવવાને જીવો જન્મ ધરીને અનેક અવસ્થાઓ ભોગવે છે. ”

મહાદેવીનાં મુખમાંથી આ ભાષાના શબ્દો સાંભળી તે મુનિઓ વધારે આશ્ચર્ય પામી ગયા. તેઓમાંથી કોઈ સૂત્રના જાણુ ન હતા, પણ પન્યાસ અનુભવી હોવાથી તેમણે અનુમાને જાણી લીધું કે, ‘આ સૂત્રની વાણી છે.’ તેમણે ઘણીવાર આશ્ચર્ય સાથે જોવા માંડયું, ત્યારે તેમને માલૂમ પડયું કે, આ કોઈ દૈવી ચમત્કાર છે.

ક્ષણવાર પછી મહેશ્વરી તેજના પુંજને પ્રગટ કરતાં દશ્યમાન થયાં. તેમનાં તેજસ્વી કિરણોથી ઉપાશ્રયનો પ્રદેશ પ્રકાશિત થઈ ગયો. તેમની દિવ્યમૂર્ત્તિ જોતાંજ સર્વે ચકિત થઈ ગયા. કેટલાએક તો કંપવા લાગ્યા અને કેટલાએક સ્તબ્ધ થઈ ગયા. પન્યાસ હૃદયમાં આશ્ચર્ય પામી અંજાઈ ગયા અને ‘આ શું હશે’ એમ ભય સાથે વિચાર કરવા લાગ્યા.

મહાશયા મહેશ્વરી પોતાનું રૂપ પ્રગટ કરી ક્ષણવાર ઉભાં રહ્યા. પછી તેઓ પ્રૌઢ સ્વરથી ગર્જના કરીને બોલ્યાં—“ અરે વેષધારી મુનિઓ, તમારૂં અયોગ્ય વર્ત્તન પ્રત્યક્ષ જોઈ મારા હૃદયમાં અતિશય પરિતાપ થાય છે અને પન્યાસ તમે શું જોઇને પદવીધર થયા છો ? ખરેખર તમે તમારા પન્યાસપદને લજાવો છો. આ તમારા શિષ્યોનું વર્ત્તન તો ગૃહસ્થ શ્રાવકના કરતાં પણ અધમ છે. તેમનાથી ઘણાએક ગૃહસ્થશ્રાવકો ચડીઆતા છે. અરે પન્યાસ વધારે શું કહેવું ! પણ આ તમારા આઠ શિષ્યો જાણે મૂર્તિમાન્ તમારા આઠ કર્મો હોય તેવા દેખાય છે. આવા અયોગ્ય શિષ્યોને શામાટે એકઠા કર્યા હશે ! અરે તમારો શિષ્યમોહ જોઈ હું સ્તબ્ધજ થઈ ગઈ છું તમારા જેવા તદ્દન નાલાયક મુનિઓને જોઈ મને વિચાર આવે છે કે, “ આર્હતધર્મના અનગારોની કેવી અધમ દશા થઇ ગઇ છે ! તેઓ મારા સ્વરૂપ ( દીક્ષાને ) ને નાહક લજાવે છે અને પ્રભાવિક એવા શ્રી વીરશાસનની નિંદા કરાવે છે.

અરે મુનિઓ, તમે નિરક્ષરીને વધારે શું કહેવું ? તમે તમારા

પૂર્વજોના ઇતિહાસ વાંચો, અથવા સાંભળો, તો તમને માલુમ પડશે કે, જૈનમુનિઓ કેવા પવિત્ર વર્ત્તનવાળા હતા. તેમની મનોવૃત્તિમાં પૂર્ણ વૈરાગ્ય પ્રસરેલો હતો. કોઇ પણ જાતનો સાંસારિક ભાવ તેમને આકર્ષી શકતો ન હતો. કષાયો તેમનાથી સહસ્રકોશ દૂર રહેતા હતા. તેઓ સંયમની શિતળ છાયામાં ચારિત્રને સમ્યક પ્રકારે પાળતા હતા. તેમનો મનોભાવ એટલોબધો નિર્મળ હતો કે જેથી તેમના હૃદયમાં શુદ્ધ જ્ઞાન પ્રસરીને રહેતું હતું. તે તમારા પૂર્વજોનો એક અંશ પણ જો તમે ગ્રહણ કરો તોપણ તમે સારી યોગ્યતાવાળા થાઓ.

અરે અયોગ્ય પુરૂષો, તમને જૈનમુનિ, ક્ષમાશ્રમણ. અનગાર, નિર્ગ્રંથ અને સાધુ એ નામોથી બોલાવતાં મને લજ્જા આવે છે. તેમ ગૃહસ્થ શ્રાવકોના કોઇપણ નામથી તમને બોલવવા ઘટિત લાગતું નથી. તમે સાધુપણામાંથી અને ગૃહસ્થપણામાંથી—ઉભયથી ભ્રષ્ટ થયા છો.

અરે માની મુનિઓ, તમે અત્યારે એકઠામળી જે ચાતુર્માસ્યની ચર્ચા કરતા હતા, તે મેં બરાબર સાંભળી છે. તે ચર્ચામાં તમોએ જે તમારો સાંસારિક ભાવ, લોભ, સ્વાર્થ અને મોહ દર્શાવેલા છે, તે એટલાબધા અયોગ્ય છે કે, જો તે આ જગત્‌માં જાહેર થાય તો તમારા ચારિત્રની પૂરેપૂરી ફજેતી થાય. પણ મારે પોતાને પોતાના સ્વરૂપની ફજેતી કરવી, તે મને યોગ્ય લાગતું નથી. વળી શ્રી વીરશાસનનો પ્રભાવ વધારવાને માટેજ મારો આવિર્ભાવ છે, એટલે હું તેની નિંદા કરવા ઇચ્છતી નથી.

મુનિઓ, ચાતુર્માસ્ય કરવાને માટે તમે આ વખતે જે ચર્ચા કરી છે, તે જૈનમુનિને જરા પણ છાજે તેવી નથી. જૈનમુનિએ ચાતુર્માસ્ય કરવાના ક્ષેત્રનો કેવો સંકલ્પ કરવો જોઇએ ? એ તમે તદન જાણતા નથી પન્યાસ, તમે આ મુનિઓના પ્રમુખ કહેવાઓ છો, તે છતાં તમારી સમક્ષ એ મુનિઓ પોતપોતાની કેવી કેવી ઇચ્છા પ્રગટ કરે છે ? એ તમારે વિચારવું જોઇએ. જે ક્ષેત્રમાં ચાતુર્માસ્ય કરવાને

મુનિ ધારણા કરે, તે ક્ષેત્રને માટે મુનિએ કેવા વિચાર કરવા જોઇએ? તમે તમારા આચારના બીજા ગ્રંથો નહીં જાણતા હો. 'પરંતુ પ્રતિવર્ષે પર્યુષણપર્વમાં વંચાતા કલ્પસૂત્રને તો તમે જાણતા હશો. તેમાં કેવે સ્થળે મુનિએ ચાતુર્માસ્ય કરવું જોઇએ' તે વિષે સૂચના આપેલી છે, તે છતાં તમારા શિષ્યો ચાતુર્માસ્યને માટે કેવા અનુચિત વિચારો પ્રગટ કરે છે, અને તે વિચારોને તમે આક્ષેપ કર્યા શિવાય સાંભળ્યા કરો છો, એ મને મોટું સખેદ આશ્ચર્ય થાય છે. માટે તમને તેને માટે જે શબ્દો કહેવા જોઇએ તે કહેવાને હું લજ્જા પામુ છું'

આટલું બોલી દીક્ષાકુમારી ક્ષણવાર વિરામ પામ્યાં એટલે પન્યાસ મંદ સ્વરથી બોલ્યા.—"મહાદેવી, આપે જે ઉપાલંભ આપ્યો છે, તેને માટે હું અને આ મુનિઓ લાયક છીએ. હું આપને સ્પષ્ટ રીતે જણાવું છું કે, અમે ખરેખરા વેષધારી મુનિઓ છીએ. માત્ર પેટ ભરવાને માટે સાધુ થયા છીએ. આપે ગુપ્ત રીતે અમારૂં અંદરનું નઠારૂં સ્વરૂપ જોઇ લીધું, તે સારૂં થયું. અમારૂં પાપ ખુલ્લું થતાં હવે અમારી આંખો ઉઘડશે. મહેશ્વરી, હવે આપને એક પૂછવાનું છે કે " આપ કોણ છો? શાસનદેવી છો કે કોઇ અધિષ્ટાત્રી છો?" જો આપ આપનુ સ્વરૂપ જણાવશો તો અમોને ઘણો આનંદ થશે. કારણકે, અમારા જેવા પાપીઓને આપનું પવિત્ર દર્શન કયાંથી થાય?"

પન્યાસનાં આ વચનો સાંભળી મહાદેવી ઉગ્ર સ્વરથી બોલ્યાં—"અરે મુનિ. તમારા જેવા અયોગ્ય પુરૂષોને મારી ઓળખાણ કરાવવી એ મને યોગ્ય લાગતું નથી, તોપણ તમારા હિતની ખાતર હું મારૂં સ્વરૂપ તમોને જણાવુ છું. હું દીક્ષાકુમારી નામે ચારિત્રના અધિષ્ટાત્રી દેવી છું જૈનમુનિઓ જે દીક્ષા લે છે, તે મારૂં સ્વરૂપ છે. હાલ મારૂં એ સ્વરૂપ કેવી સ્થિતિમા છે? તે જોવાને માટે મારો આવિર્ભાવ છે. મારો આ બીજો પ્રવાસ છે.

આ પ્રવાસમાં એક વૃદ્ધ પન્યાસ શિવાય બીજા કોઇ મુનિને જોતાં મને હજુ સંતોષ થયો નથી. જે મુનિઓ યથાશક્તિ પોતાના

ચારિત્રને પાળનારા છે, તેવા મુનિઓના દર્શન કરવા અને તમારા જેવા ચારિત્રની ઉપેક્ષા કરનારાઓને શિક્ષા કરવા મારી પ્રવૃત્તિ છે. જે મુનિઓ સર્વ રીતે અસાધ્ય લાગે તેવાઓને મારા સ્વરૂપથી ભ્રષ્ટ કરવાની અને જે મુનિઓ સાધ્ય લાગે તેવાઓને ઉપદેશ આપી સુધારવાની મારી તીવ્ર ઇચ્છા છે. તે સાથે આ પ્રવાસમાં મુનિધર્મના યથાર્થ સ્વરૂપને પ્રતિપાદન કરનારા આચારાંગસૂત્રનો ઉપદેશ આપવાની મારી પ્રવૃત્તિ છે."

દીક્ષાકુમારીની આ વાણી સાંભળી પશ્ચાત્તાપ કરતા પન્યાસ વિનયથી બોલ્યા—' મહેશ્વરી, આપનુ સ્વરૂપ જાણી હું અતિશય આનંદ પામ્યો છુ. હું મારા ચારિત્રધર્મને અને કર્ત્તવ્યને તદ્દન ભૂલી ગયો છું. શિષ્યમોહના પ્રબલ અગ્નિથી મારૂં હૃદય દગ્ધ થઈ ગયું છે. અને હું જીવતાં છતાં મૂર્છિત થઈ પડયો છું. આપે આવી દર્શન આપી મને કૃતાર્થ કર્યો છે અને મને મારા વિસ્મૃત થયેલા સ્વરૂપનું ભાન કરાવ્યું છે. હુ કેવો અનાચારી છું, કેવો અધર્મી છું, કેવો શિષ્યમોહિત છું અને કેવો પરાધીન છુ, એ વાત આપે પ્રત્યક્ષ જોઇ છે, એટલે તે માહરા દુર્ગુણો હવે પ્રગટ કરવાની જરૂર નથી. ટુંકામાં મુનિ થયા છતાં પણ હું ગૃહસ્થથી પણ ઉતરતોછું અને દુર્ગુણોનો ભંડાર બનતો જાઉં છુ હવે આપ કૃપા કરી મારો ઉદ્ધાર કરો. આ શિષ્યનો મોહ છોડાવી મારા આત્માને ચારિત્રનો શુદ્ધ માર્ગ બતાવો. હું પન્યાસ જેવી પદવી પામ્યો છુ, પણ તે નકામી છે. પન્યાસપદની જેવી યોગ્યતા જોઇએ, તેવી યોગ્યતાનો એક અંશ પણ મારામાં છે નહીં. હુ તો માત્ર પન્યાસનો વેષ પહેરીને આવેલો એક નટ છું. આ મારા શિષ્યો પણ મુનિવેષને ભજવી બતાવનારા છે. આજકાલ મુનિઓનું એક નાટક ચાલે છે. ખરો વેષ કાઢનારા ઘણાજ જુજ છે. મહેશ્વરી, આપ કદિ એમ ધારશો કે, " આ મુનિઓજ આવા નાલાયક છે, અને બીજા ઘણા મુનિઓ સારા છે." આવી ધારણા પણ આપ કરશો નહીં. આ કાળે અમારા વર્ગની તદ્દન અવનતિ થઇ ગઈ છે. આપે અમારા દોષો પ્રત્યક્ષ જોયેલા છે, એટલે આપને અ-

મારે માટે નઠારો અભિપ્રાય બંધાઇ ગયેલો લાગશે, પણ, એકંદર જોતાં બીજા મુનિઓ પણ પ્રાયે કરીને અમારા જેવાજ નીકળશે. અમે તો નિરક્ષર છીએ, પણ જેઓ સાક્ષર છે, તેઓનું વર્તન પણ અમારા જેવુંજ છે. અમારા વર્ગનો મોટો ભાગ વેષ ધારીજ થઇ ગયેલો છે. તેમાં પણ પદવીધર અને વિદ્વાન્ મુનિઓ ખાશ કરીને વધારે પ્રમાદી હોય છે, મહેશ્વરી, વધારે શું કહેવું, પણ આજકાલ મુનિઓ પોતાની મહત્તા અને ગૌરવ ગુમાવતા જાય છે તેમના આચારો વિપરીત થઇ ગયા છે. તેમની ક્રિયાઓ નષ્ટ થઇછે.અને તેમનાં વર્ત્તન વિપરીત થઇ ગયાંછે. મહામાતા, કેટલાએક મુનિઓ તો એકત્ર થઇને અનાચાર સેવવા લાગ્યા છે. તેઓમાં દેખીતી રીતે શુભાચરણમાં કુસંપ છે, પણ દુરાચેરણમાં સંપ છે. પરમાર્થમાં તેમનામા ભેદ બુદ્ધિ છે, પણ સ્વાર્થમાં અભેદ બુદ્ધિ છે પણ એટલી સારી વાત છે કે, તેમનામાં અસૂયાનો મહાન દુર્ગુણ વધતો છે, એટલે તેઓ પરસ્પર એક બીજાના ઉત્કર્ષને સહન કરી શકતા નથી, એટલે તેઓ એક બીજાના નિંદક બને છે, આર્થ. તેમના ગુપ્ત છિદ્રો આખર બાહેર આવ્યા વગર રહેતાં નથી. મહેશ્વરી, હવે આપ ચારિત્ર ધર્મનો ઉદ્ધાર કરવાને અવતર્યાં છો, તેથી સર્વ મુનિવર્ગનો ઉદ્ધાર કરો અને તેમનામાં પેશી ગયેલી મલિનતાને દૂર કરી સદાચારની સ્વચ્છતા પ્રસરાવો એજ મારી પ્રાર્થના છે. ”

પન્યાસના આવાં સત્ય વચનો સાભળી દીક્ષાકુમારી જરા પ્રસન્ન થઈ ગયાં. તેમના હૃદયમાં તેમની ઉપર દયા આવી, અને ‘ આ મુનિ ઉપદેશને લાયક છે ’ એમ મનમાં નિશ્ચય થયો. આથી તે મહાશયા ગંભીર વાણીથી બોલ્યાં—“ પન્યાસ, તમે જે તમારા મુનિવર્ગની સત્ય હકીકત કહી, તે ઉપરથી હું પ્રસન્ન થઇ છું. તે સાથે તમે તમારા દોપો કબુલ કરો છો, એ પણ મને સંતોષકારક થઇ પડેલ છે. કારણકે, કેટલાએક મિથ્યાભિમાની પોતે સદોષ છતાં નિર્દોષ થવાનો દાવો કરે છે, અને પોતાનાં છિદ્રોને ગોપવી બીજાનાં છિદ્રોને ઉઘાડાં પાડે છે, એવા દુર્જનો તરફ ઘણો તિરસ્કાર આવે છે. મારે

કહેવું જોઇએ કે, તમે એવા દોષથી મુક્ત લાગો છો. માત્ર શિષ્યમોહ નો એક મહાન દોષ તમારામાં પેશી ગયો છે, એ દોષ એવો મોટો છે કે, જે બીજા ઘણા દોષોનો આકર્ષક થઇ શકે છે.

પ્રથમ તો એ દોષને લઇને મુનિ પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર જેવા તેવા અનધિકારી પુરૂષોને દીક્ષા આપી એકઠા કરે છે, તે અયોગ્ય પુરૂષો એકઠા થવાથી ચારિત્રને દૂષિત કરનારા અનેક વર્તનો તેઓમાં ચાલે છે, પરિણામે ગુરૂ પોતે પણ ભ્રષ્ટ ચારિત્ર થઈ અધમ સ્થિતિમાં આવી પડે છે, જેને માટે તમે પોતેજ તેનુ ખરેખરૂં દૃષ્ટાંતરૂપ છો, જેનો મેં પ્રત્યક્ષ અનુભવ કરેલો છે.”

પન્યાસે શુદ્ધ હૃદયથી જણાવ્યું,—મહેશ્વરી, આપ કહો છો, તે યથાર્થ છે. હું અનુભવ ઉપરથી કહુ છુ કે, શિષ્ય મોહ એ મોટા માં મોટો દુર્ગુણ છે. એ દુર્ગુણ જેમ વિષનો એક બિંદુ પયને વિષમય કરી દે છે તેમ એ એકજ દુર્ગુણ બધા ચારિત્રને દૂષિત કરી દે છે. મહામાતા, જ્યારે મેં મારા ગુરૂ પાસે દીક્ષા લીધી, તે વખતના મારા પરિણામ અને મારી વૃત્તિ એટલી બધી ઉત્તમ હતી કે, જેનું સ્મરણ કરતાં આજે મારા પરિણામમા અને વૃત્તિમાં એક હજારગણો તફાવત છે. આજે હું જુદાજ વર્ત્તનમાં રહેલો છું. ટુંકામાં કહેવાનું કે, આ મુનિ વેષ શિવાય બાહ્ય અને અંતરમાં બીજો એક પણ ચારિત્રનો અંશ મારામાં રહ્યો નથી. ચારિત્રની વાત તો એક તરફ રહી પણ ગૃહસ્થ શ્રાવકના કરતાં પણ અમુક રીતે હું ઉતરતો થઇ ગયો છું મારા શિષ્યોની તો વાત કાંઇ કહેવાની નથી જેમ માબાપે લાડ લડાવેલો એકનો એક પુત્ર ઉન્મત્ત અને તોફાની બની જાય, તેમ મારા આઠ શિષ્યો શિષ્યમોહથી મેં લાડ કરેલા છે, તેથી તેઓ ઉન્મત્ત અને તોફાની બની ગયા છે. મહાદેવી, કોઇ કોઇવાર તો તેઓ મને એટલો બધો મુંઝવે છે કે, જેથી હું અતિશય કંટાળી જાઉં છુ. અને કોઇવાર રૂદન પણ કરૂ છું. હવે કૃપા કરી આપ મને અને આ મારા અયોગ્ય શિષ્યોને ઉપદેશ આપો આપની દિવ્ય વાણી અમારા હૃદયમા અસરકારક થઈ પડશે.”

પન્યાસના આ ખુલ્લા અને શુદ્ધ શબ્દો સાંભળી દીક્ષાકુમારીએ
નીચે પ્રમાણે પોતાના ઉપદેશનો આરંભ કર્યો—

"મુનિઓ, તમારી વચ્ચે ચાતુર્માસ્ય ક્યાં કરવુ ? એ વિષય
ચર્ચાતા તમોએ જે તમારા સદોષ વિચારો દર્શાવ્યા છે, તે સાંભળી
મને ઘણો ખેદ થયો છે. આ કામસાગર મુનિ કે જેનામાં તેના નામ
પ્રમાણે ગુણ છે, તેણે પોતાનો વિચાર દર્શાવતાં જે શબ્દો કહેલા છે,
તે એમ સુચવે છે કે, તે કોઇ પણ રીતે ચારિત્રનો અધિકારી નથી.
વળી તેના કાન ઉપર મુનિના આચાર ગ્રંથોનો એક પણ શબ્દ ન
આવ્યો હોય, તેવુ લાગે છે. અરે કામસાગર, તારે વિચાર કરવો જો-
ઇએ કે, "હું કોણ છું ?" આચારાંગસુત્રની અંદર પ્રભુની વાણી
ના ઉપદેશ અક્ષરો સાવધાન થઇને સાભળ. "કર્મના વશથી
જીવો અંધ થઇને ઘોર અંધકારમય સ્થલોમાં રહેલા
વર્ણવેલા છે. અને જેઓ વારવાર ત્યા જઇને
દારૂણ દુઃખ ભોગવે છે. એ બધું તીર્થંકરોએ જણાવેલું છે. વળી બે
ઇંદ્રિયાદિક જીવો, સંજ્ઞી જીવો, પાણીના જીવો, જલચર જંતુઓ,
તથા પક્ષીઓ એ બધા એકમેકને દુઃખ આપતા રહે છે. એ રીતે
જગતમાં મહા ભય વર્તે છે. જંતુઓના દુઃખની પરિસીમા નથી.
મનુષ્યો કામભોગમાં આસક્ત રહે છે.

આ નિ.સાર ક્ષણભંગુર શરીરને માટે પાપ કરી લોકો દુઃખી
થાય છે. વિવેકહીન અને બહુ દુઃખને પામનારા અજ્ઞાની પુરૂષો શરી
રમાં અનેક રોગો ઉત્પન્ન થયેલા દેખી તેની ચિકિત્સામાં અનેક જંતુ-
ઓનો નાશ કરે છે. પણ તેથી કાંઇ રોગ તો ટળતા નથી. માટે હે
મુનિ, એવી પાપથી ભરપૂર ચિકિત્સા નહીં કરવી જે માટે જીવહિંસા
મહા ભયંકર છે. તેથી મુનિએ કોઇ જીવને મારવો નહીં"

મુનિ કામસાગર તમે અનગાર થયા છો,સંસારના સર્વ સંબં-
ધોનો ત્યાગ કર્યો છે,તમે હવે એક જુદાજ જીવનમાં આવ્યા છો,હવે
તમારે તમારી સ્થિતિનો વિચાર કરવો જોઇએ, તે છતાં જેમ તમારા
સ્વરૂપને ભૂલી જઇ સાંસારિક ભાવમાં પ્રવર્ત્તો છો, એ ઘણું શોચનીય

છે, તમે તમારા માતા પિતા વિગેરે સંબંધીઓને મળવાને માટે અતિ આતુર રહો છો. એ કેટલી ભુલ છે ! તેઓને મળવાને માટે ખાસ સિદ્ધક્ષેત્રમાં ચાતુર્માસ્ય કરવા ધારો છો, એ તમારી કેવી મૂર્ખતા કહેવાય? હવે તમારે સાંસારિક સંબંધમાંથી દૂર રહેવું જોઇએ, હવે તમારો ગૃહમા વાસ નથી, પણ ગુરૂકુળમાં વાસ છે. આ ગુરૂ અને ગુરૂભાઇઓજ તમારા સંબંધીઓ છે બીજા સાંસારિક સંબંધીઓ તદન નકામા છે, આ તમારી સંવેગી સ્થિતિમાં તમારે શો વિચાર કરવાનો છે, શી ધારણા ધરવાની છે, અને શું આચરણ આચરવાનું છે ? એ સર્વને એક તરફ રાખી તમે તમારા હૃદયમાં તમારા વતનનું, તમારા સંબંધીઓનું અને તમારા સ્નેહીઓનું સ્મરણ કર્યા કરો છો, એ કેવું વિપરીત કહેવાય? આથી ખાત્રી પૂર્વક કહી શકાય છે કે, તમે વૈરાગ્ય, ઉપશમ, ઉપરતિ, સંવેગ અને સંયમના પાત્ર તદન નથી. તમે માત્ર નિર્વાહ કરવાને માટે વેશ ધારણ કર્યો છે. કામસાગર, વધારે શું કહેવું, તમારા જેવાઓ શા માટે ચારિત્ર લેતા હશે? સૂત્રવાણીમાં શું કહ્યું છે ? તે સાંભળો, "હે મુનિઓ, ધ્યાન ધરીને સાંભળોઃ— હું તમોને કર્મો ધોવાનો વાંદ કહી બતાવું છું. આ સંસારમાં ઘણાં એક જીવો પોતે કરેલા કર્મોની પરિસ્થિતિથી. તે તે કુળોમાં માબાપના વીર્ય તથા શોણિતના સંયોગના ક્રમથી ઉત્પન્ન થઇ, જન્મ પામી મોટા થઇ પ્રતિબોધ લઇ. દીક્ષાગ્રહી અનુક્રમે મહામુનિ થયા છે. જ્યારે સત્પુરૂષ દીક્ષા લેવા તૈયાર થાય છે, ત્યારે તેના માબાપ તથા સ્ત્રીપુત્રાદિક શોક કરતાં તેને કહે છે કે, " અમે તમારી ઇચ્છા પ્રમાણે વર્ત્તનારા અને તમારા પર પ્રીતી ધરનારા છીએ, માટે અમોને છોડીને દીક્ષા ગ્રહણ કરોમાં. જે માબાપને છોડી દે છે, તે ખરો મુનિ ન ગણાય, તથા સંસારને પણ તરી શકે નહીં. પણ આવે વખતે તે દીક્ષા લેવા તૈયાર થયેલો પુરૂષ તેનું કથન સ્વીકારતો નથી. કેમકે તે જાણે છે કે, તેનાથી હવે આ દુઃખ ભરપૂર ગૃહવાસમાં રહી શકાય તેમ નથી, આવું જ્ઞાન હમેશાં મુનિએ દિલમાં ધારી રાખવું."

મુનિ કામસાગર, આ સૂત્રનાં વચનો સદા સ્મરણમાં રાખજો, અને હવે તમારા વતનનો અને સંબધીઓનો મોહ રાખશો નહીં, જ્યારે તમારે એ મોહ રાખવો હોત તો તમે શામાટે ચારિત્ર લીધું? તમારે તેઓની સાથે ગૃહવાસમાંજ રહેવું હતું, તમે શામાટે ઉભય ભ્રષ્ટ થાઓ છો? મહાત્મા સૂત્રકાર વળી તેને માટે ખાસ લખે છે, તે સાંભળો—

"આ દુનિયાને દુઃખી જાણી માબાપ તથા સ્ત્રી પુત્ર વગેરેને છોડી ઉપશમ ધારણ કરી બ્રહ્મચર્યને પાલન કરનારા કેટલાક મુનિઓ ધર્મને જાણતાં છતાં પણ તથા વિધકર્મના ઉદયથી મોહજાળમાં ફસી શદ્દાચારને છોડી આપેછે અને વિકટ પરીષહોને અનુક્રમે સહન કરતાં થાકી જઈને વસ્ત્ર, પાત્ર, કંબલ, તથા પાદ પુંચ્છનને છોડી ગૃહસ્થપણું આદરે છે, પરંતુ એ રીતે જે કામભોગમાં મૂર્છિત થાય છે, તેને ઘણા થોડા વખતમાં આ ક્ષણ ભંગુર શરીરથી જુદા પડયા પછી અનંતકાળ લગી આવી સામગ્રી મળવી મુશ્કેલ છે, એ રીતે તેઓ બહુ દુઃખમય કામ ભોગોમાં અતૃપ્ત થયા થકા ભટકતા રહેવાના."

મુનિ કામસાગર, આ સુત્રવાણીના અક્ષરો તમારીપર સારી રીતે લાગુ પડે છે. જાણે બરાબર તમારે માટેજ લખ્યા હોય, તેવા દેખાય છે. ચારિત્ર લીધા પછી સબંધીઓ તરફ મમતા રાખવી, એ કેવી છે? એ તમારે લક્ષપૂર્વક સમજવું જોઇએ. મુનિની ભાવનામા એવો કોઇ પણ મોહક વિચાર આવવો ન જોઇએ.'

આટલું કહી મહાદેવી દીક્ષાકુમારી વિરામ પામ્યાં એટલે કામસાગર ભયભીત થઇને બોલ્યા—"માતા, આપનો ઉપદેશ યથાર્થ છે, ચારિત્ર લીધા પછી મુનિએ પોતાના વતન કે પોતાના સંબંધીઓ તરફ મમતા રાખવી ન જોઇએ, એ વાત હું સારી રીતે સમજુ છું, પરંતુ મારો એ દોષ પ્રથમથીજ રહેલો છે તે નિર્મુળ થયોજ નથી. કારણકે, પરિપૂર્ણ વૈરાગ્ય થયા વગર મેં દીક્ષા લીધેલી છે, તેમાં આ મારા ગુરૂ પન્યાસનોજ દોષ છે. તેમણે

મને બળાત્કારે દીક્ષા આપી છે. મારો વૃત્તાંત એવો છે કે, એક વખતે મારા પિતા કોઇ ઘરના કારણથી મારી ઉપર નાખુશ થયા હતા. તેમણે મને કેટલાંએક તિરસ્કારના વચનો કહી મને તરછોડી નાંખ્યો હતો. હું અલ્પબુદ્ધિ બાળક એ પિતાના વચનોને સહન કરી શકયો નહીં. તત્કાળ મારી બાળબુદ્ધિમાં રોષનો આવેશ પ્રગટ થઈ આવ્યો. હું તરત રીસાઈને ઘરની બાહેર ચાલ્યો ગયો. તે વખતે મારા રોષાતુર હૃદયે મને નાશી જવાની પ્રેરણા કરી એટલે હું તત્કાળ વતનને છોડી ઘરમાથી છાની રીતે પૈસા લઈ નાશી ગયો. હું નાશીને એક શેહેરમાં ગયો ત્યાં આ પન્યાસજી ત્યાં પધારેલા હતા. હું શ્રાવકનો પુત્ર હોવાથી તેમને વંદના કરવાને ગયો. પન્યાસજીએ મને ઓળખવા પ્રશ્ન કર્યો, અને મારો વૃત્તાંત પૂછ્યો. મેં તેમની સમક્ષ મારો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. મારો વૃત્તાંત સાભળી પન્યાસજીના હૃદયમા શિષ્ય મોહને લઇને અત્યંત હર્ષ થઈ આવ્યો અને મને આશ્રય આપવાને એક ગૃહુસ્થશ્રાવકને ભલામણ કરી. મને થોડા દિવસ રાખ્યા પછી તેમણે દીક્ષા લેવાને આગ્રહ કર્યો. મહાદેવી, તે વખતે દીક્ષા શું કહેવાય? એ વાત હું સારી રીતે સમજતો ન હતો. માત્ર સાધુ થઇ જવું એવો સામાન્ય અર્થ જાણતો હતો. તથાપિ મે આ પન્યાસજીને જણાવ્યું કે, "મહારાજ, હુ કુટુંબ વાળો છું તેમજ અભણ છું. માત્ર ભાગ્યો તુટયો નવકાર મંત્ર જાણું શું, તો મને આપ શી રીતે દીક્ષા આપશો ? સાધુના ધર્મને તો હુ બીલકુલ જાણતો નથી." મેં આવા વચનો કહ્યા, તોપણ તે મોહિત મુનિએ પોતાના વિચાર ફેરવ્યા નહીં. તેઓ ઉલટો ઉત્સાહ લાવીને બોલ્યા—"અરે ભાઇ, તું શા માટે તેવી ફીકર રાખે છે? દીક્ષા લીધા પછી તને બધો અભ્યાસ કરાવીશ." આ પ્રમાણે કહી તેમને મને એકજ દિવસમાં દીક્ષા આપી દીધી. પાછળથી મારા સગા વ્હાલાઓને ખબર પડતાં જે તોફાન ઉઠયું હતુ, તેનો વૃત્તાત સવિસ્તર હોવાથી હું આપને આ વખતે કહી શકતો નથી. મહેશ્વરી, હવે આપને ખ્યાલ આવશે કે,

એવી રીતે જેને દીક્ષા આપવામાં આવી છે, તે હું મુનિપણાને યોગ્ય કેમ થાઉં? મારી સંસારની વાસનાઓ મારા હૃદયમાંથી શી રીતે જાય? જે મુગ્ધ હૃદયે વૈરાગ્ય ભાવના ભાવી નથી, સંવેગનો સ્વાદ ચાખ્યો નથી અને નિર્વેદ અનુભવ્યો નથી, એ હૃદયમાંથી સંસારની વાસનાઓ શી રીતે નાશ પામે? સ્વાર્થ, મમતા અને કામના—એ ત્રિપુટીથી મારૂં હૃદય મુક્તજ થયું નથી. તેથી કોઇ કોઈ પ્રસંગે તો હૃદયમાં અશુભ ધ્યાન પણ પ્રગટ થઇ આવે છે. મારા વતનનું, મારા માતા પિતા વિગેરે પરિવારનું અને મારા સંસારના સુખોનું મને વારંવાર સ્મરણ થયા કરે છે. મહાદેવી, એથીજ અત્યારે મેં ચાતુર્માસ્યને પ્રસંગે મારી વાસનાને પ્રગટ કરી હતી, હવે આપ વિચાર કરીને કહો કે, આમાં કોનો દોષ છે?"

મુનિ કામસાગરના આ વચનો સાંભળી મહાદેવી દીક્ષાકુમારી વિશેષ આશ્ચર્ય પામી ગયાં. તેમના હૃદયમાં કામસાગરને માટે જે રોષ થયો હતો, તે રોષ અર્ધ થઇ ગયો. અને તેનો આરોપ પન્યાસજી ઉપર કર્યો. મહાદેવી ઉચ્ચ સ્વરથી બોલ્યાં—"પન્યાસજી, આ તમારા શિષ્યના વૃત્તાંત ઉપરથી તો એમ સિદ્ધ થાય છે કે, એ બધો તમારોજ દોષ છે. તમને પણ અનુભવથી ખાત્રી થઈ હશે કે, પાત્રાપાત્રનો—યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વગર આપેલી દીક્ષા તદન નિષ્ફળ થાય છે. દીક્ષા આપનાર ગુરૂએ પ્રથમ ઘણો સુક્ષ્મ વિચાર કરવાનો છે. તેમાં જરા પણ સાહસ કરવું ન જોઇએ. પન્યાસજી, આ ઉપરથી હવે ખાત્રી થાય છે કે, આ તમારા શિષ્યોના નઠારા અવર્ત્તનનું કારણ તમારો શિષ્ય મોહ છે. હવે કદિ પણ એ મોહનો સ્પર્શ કરશો નહીં તમે એ મોહરૂપી વિષવૃક્ષના ઝેરી ફળ ખાધાં છે, અને તેનો તમને પૂર્ણ અનુભવ થયો છે"

આટલું કહી તે મહાદેવીએ કામસાગરને ઉદ્દેશીને કહ્યું, "મુનિ કામસાગર, તમારા ગુરૂએ જે ભૂલ કરી છે, એ ખરી વાત છે, જે થયું. તે થઇ ચુક્યું છે, પણ હવેથી તમે તમારા વર્તનને સુધારવા પ્રયત્ન કરશો. તમે હવે જૈનધર્મના એક નિગ્રંથ થયા છો ધર્મગુરૂ

તરીકે ઓળખાયા છો. વિશ્વાસુ લોકો તમને પોતાનાં કલ્યાણુ કરનારા જાણે છે. તમારાથી તેમનો ઉદ્ધાર છે એમ તેઓ સમજે છે, એટલુંજ નહીં પણ તમારે તમારા પોતાના આત્માનું હિત ઇચ્છવું જોઈએ. આ સંસાર દુઃખથી ભરપૂર છે, જેમાં વારંવાર જીવો જન્મમરણ કરી અથડાયા કરે છે, અને આ લોકમાં પણ અનેક જાતનાં કષ્ટો ભોગવે છે, તો એવા સંસારમાં હવે શામાટે મમતા રાખવી? જેને તમે પોતાના સગાંસંબંધીઓ માનો છો, તેઓ બધા સ્વાર્થી છે. આ દુનિયામાં સર્વનો સંબંધ સ્વાર્થથીજ બંધાયો છે. તેથી હવે તમે એ મમતાને દૂર કરી આત્માનું કલ્યાણ કરો. તેને માટે સૂત્રકાર આ પ્રમાણે લખે છે, તે ધ્યાનમાં રાખજો.

"જે પુરૂષ બધી આસક્તિઓને દુઃખ કરનારી જાણી તેથી દૂર રહે છે, તેજ મહામુનિ સંયમી જાણવો; માટે મુનિએ સર્વ પ્રપંચ છોડીને "મારૂં કોઈ નથી, હું એકલોજ છું." એવી ભાવના ધરી પાપક્રિયાથી નિવૃત્ત થઈ મુનિના આચારમાં યત્ન કરતાં થકાં, સર્વ પ્રકારે મુંડિત થઈ–ભાવનગ્ન બની સંયમમાં ઉત્સાહવાન્ રહી પરિમિત આહાર લઈ પેટને અપૂર્ણ રાખતા રહેવું. શ્રી તીર્થંકરદેવે કહ્યું છે કે, "આજ્ઞાથી મારો ધર્મ પાળવો" આ તેમણે મનુષ્યોનેમાટે ઉત્કૃષ્ટ ભાષણ કહેલું છે. માટે મુનિએ સંયમમાં લીન રહી કર્મોને ખપાવતાં ધર્મ કર્યા કરવો. જેમાટે કર્મનું સ્વરૂપ જાણ્યાં બાદ સંયમથી કર્મક્ષય થાય છે."

મુનિ કામસાગર, આ સૂત્રાક્ષરો સ્મરણમાં રાખી આ તમારા ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્ત્તજો. ગુરૂની આજ્ઞા માન્ય કરવી એ ચારિત્રધર્મનું મુખ્ય તત્ત્વ છે. કારણ કે, મનુષ્યને માર્ગદર્શક ગુરૂ મહાન્ ઉપકારી છે."

કામસાગરે વિનયથી જણાવ્યું, "મહેશ્વરી, આપના ઉપદેશને હું શિરપર ચડાવું છું. આપની ઉપદેશવાણીએ મારા હૃદયને નિર્મળ બનાવ્યું છે. હવેથી હું મારા સંસારની પૂર્વ મમતાને દૂર

કરીશ, અને આપની ઉપદેશ વાણીને હૃદયમાં સ્થાપી મારા મુનિજીવનને સર્વ પ્રકારે સાર્થક કરવા પ્રયત્ન કરીશ."

કામસાગરનાં આ વચનો સાંભળી હૃદયમાં સંતુષ્ટ થયેલાં દીક્ષાકુમારીએ પન્યાસના બીજા શિષ્ય ખાંતિસાગરને ઉદ્દેશીને કહ્યું, "મુનિ ખાંતિવિજય, તમે પણ હજુ સંસારના મોહમાં આસક્ત છો. રાજનગરમાં ચાતુર્માસ્ય કરવામાટે તમે જે આગ્રહ બતાવ્યો છે અને તેમાં તમારા સંસારના સંબંધીઓનો મોહ દર્શાવી જે આસક્તિ પ્રગટ કરી છે, તે પ્રત્યક્ષ સાંભળી મને ભારે ખેદ થાય છે. તમારી એ મોહવૃત્તિ જોઇ મને વિચાર થાય છે કે, તમે શામાટે મુનિ થયા હશો? જો કે તમારા સંબંધમા પણ આ પન્યાસ દોષિત હશે, તથાપિ હવે તમારે તમારી સ્થિતિનો વિચાર કરવો જોઇએ તમે જે સ્વરૂપ ધારણ કર્યું છે, તે એક મહાન્ પવિત્ર ધર્મના ગુરૂપદનું ચિન્હ છે. એટલુંજ નહીં પણ પવિત્ર ભગવાન્ મહાવીર પ્રભુના પરિવારનું ચિન્હ છે. એવા ઉત્તમ લિંગને ધારણ કરી તમે મોહિત બની જાઓ અને તે ચિન્હ તરફ તદન ઉપેક્ષા રાખો,તે કેટલું શરમાવાનું છે ? આ પન્યાસના ત્રીજા શિષ્ય ગુમાનસાગરે વિરૂદ્ધ પડી તમારા આગ્રહને શિથિલ કરવા પ્રયત્ન કર્યો,એ પણ મને અતિશય હીણપત ભરેલું લાગ્યું છે. તમારા બંનેની ચર્ચામાં સાંસારિક આસકિત શિવાય બીજું કાંઈ જોવામા આવ્યું નથી, તમે જાણે સુખ લેવાને માટેજ ચારિત્ર લીધું હોય, તેવું જણાઇ આવે છે. તમારી ચર્ચામાં, રહેવાની અને આહારપાણીના સુખની વાતો હતી. રાજનગર અને પાલીતાણા વચ્ચે ખાવાપીવાના સુખનું તારતમ્ય દર્શાવવામાં આવ્યું છે એ કેવા ખેદની વાર્ત્તા કહેવાય ?

મુનિ ખાંતિસાગર અને ગુમાનસાગર, તમો બંને નિરક્ષર—જ્ઞાન રહિત રહ્યા છો, તેનુંજ આ પરિણામ છે. જો તમે જ્ઞાન સંપાદન કર્યું હોત તો તમે દોષના પાત્ર થાતજ નહીં તેમ છતાં કદિ તમે વિષયાધીન થઇ દોષના પાત્ર થાત તોપણ તમે જ્ઞાનના બળથી વિચાર કરી તમારા દોષોને જોઇ શકત. તેથી નીતિકારો જણાવે છે કે,

"મૂર્ખના કરતાં વિદ્વાન્ સત્વર સાધ્ય થઈ શકે છે." તમે આ ચારિત્રના લિંગને ધારણ કરી બેઠા છો, પણ એના શુદ્ધ સ્વરૂપને તમે સમજી શકતા નથી. તમારા ચારિત્રધર્મનું સ્વરૂપ અને તેના આચારવિચારો જાણવાનેમાટે ભગવાન્ તીર્થંકર દેવોએ પોતાની વાણીને પલ્લવિત કરી છે, અને જે ગણધરોએ અને બીજા આચાર્યોએ તેને વિવિધ પ્રકારે ગ્રથન કરી ગ્રંથરૂપે પ્રસાર કરી છે, તે તમારે વાંચવી જોઇએ અથવા સાંભળવી જોઇએ. તમે આહાર વગેરેના સુખનેમાટે જે ઇચ્છા રાખો છો, તેને માટે સૂત્રકાર જે લખે છે તે સાંભળો.

'કેટલાએક મહર્ષિઓને એકલા ફરવાની પ્રતિજ્ઞા હોય છે ત્યારે તે ઉત્તમ મહર્ષિઓએ સાધારણ કુળોમાંથી નિર્દોષ આહાર લઇ પવિત્રપણે વિચરતા રહેવું અને તે આહાર સુગંધી હોય અથવા દુર્ગંધિ હોય છતાં તેનાપર કશી પ્રીતિ કે અપ્રીતિ નહીં લાવવી. વળી જ્યારે એકલા વિચરતાં ભયંકર સિંહ વગેરે શિકારી પ્રાણીઓ હેરાન કરે ત્યારે ધૈર્ય ધરીને રૂડી રીતે તે પરીષહ સહન કરવા."

મુનિઓ, આ વાણીને હૃદયમાં રાખી તેનું મનન કરજો. આ ઉપરથી તમારે કેટલું સમજવાનું છે? તેનો વિચાર કરો. તમે તમારી આહારપાણી વિગેરે સુખની અનુકૂળતા સાચવીને વિચરો તો પછી પરિષહો સહન કરવાની વાત ઉડી જાય છે.

પન્યાસજી, આ તમારા ઉપાશ્રયમાં પરિગ્રહના પોટલા દેખાય છે,તે જોઇ મને ઘણો ખેદ થાય છે તમારા આટલા ઉપકરણોની પડિલેહણા પણ થઇ શકતી નહીં હોય.કદિ ઉપેક્ષા રાખી જેમ તેમ તેની પડિલેહણા કરતા હશો તો તે અવધિથી પડિલેહણા થતી હશે,એ ખાત્રીથી સમજવું તમે અને આ તમારા આઠ શિષ્યોનો પરિગ્રહ એટલો-બધો છે કે, જાણે મોટા કુટુંબોના મોટા ઉતારા હોય તેવું દેખાય છે જ્યારે મે આ ઉપાશ્રયમા પ્રવેશ કર્યો,ત્યારે પ્રથમ તો મને એમજ લાગ્યું કે આ ઉપાશ્રય નહી હોય પણ કોઈ મોટા કુટુંબોના ઉતારા હશે મુનિઓ,આવા મોટાપરિગ્રહની વૃદ્ધિનું કારણ તમારી અજ્ઞાનતાજ છે તમારામાં ચારિત્ર-

ધર્મના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોય તો તમે આવું પ્રવર્તન કરતાં જરા આંચકો ખાઓ. પણ તમે તેથી તદ્દન અજ્ઞાત છો, એટલે તમે વિચાર કર્યા વગર આ પરિગ્રહના મહાન્ સાગરમાં ડુબી ગયા છો. મુનિઓ, તમારી સમાચારીના આગમમાં પરિગ્રહને માટે શું લખે છે? તે તમારે જાણવું જોઇએ. આચારાંગસૂત્રના છઠા અધ્યયનમાં લખે છે કે,—

"હમેશા પવિત્રપણે ધર્મ સાચવનાર અને આચારને પાળનાર મુનિ ધર્મોપકરણ શિવાય સર્વ વસ્ત્રાદિક વસ્તુઓનો ત્યાગ કરે છે. જે મુનિ અલ્પ વસ્ત્ર રાખે છે, અથવા જિનકલ્પીપણામાં તદ્દન વસ્ત્રરહિત રહે-છે તે મુનિને આવી ચિંતા નથી રહેતી. જેવી કે, મારાં વસ્ત્ર ફાટી ગયાં છે, મારે બીજું નવું વસ્ત્ર લાવવું છે, સૂત્ર લાવવું છે કે સુઈ લાવવી છે. તથા વસ્ત્ર સાંધવું છે, સીવવું છે, વધારવું છે, તોડવું છે, પહેરવું છે કે વીંટાળવું છે. વસ્ત્રરહિત રહેતા તેવા મુનિઓને કદાચ વારંવાર તણખલાં કે કાંટા ભરાયા કરે અથવા ટાઢ વાય, અથવા તાપ લાગે અથવા ડાંસ કે મચ્છર કરડે એ વગેરે અણગમતા પરી-ષહો આવી નડે, ત્યારે તે મુનિઓ વસ્ત્રરહિતપણામાં નિશ્ચિંતપણું માની તે બધા પરીષહ સહેતા રહેછે.એમ કર્યાથી તપ કરેલું ગણાયછે."

મુનિઓ, આ પરીષહો સાંભળીનેજ તમે કંપી ચાલશો. તમારા પૂર્વજો એવા પરીષહો સહન કરતા અને ચારિત્રને દીપાવતા, ત્યારે આજકાલ તમો કેવા સુખીયા થઇ ગયા છો? તેની તુલના કરો. આ તમારા પરિગ્રહોના પોટલામાં કાશ્મીરી ગરમ વસ્ત્રો છે, ગ્રીષ્મઋતુને માટે ઉંચાં મલમલનાં વસ્ત્રો છે, અને કોમળતાથી જે સુશોભિત છે. તેવાં વસ્ત્રો પણ અલ્પ પરિમાણમાં નથી, પણ ઘણાં પરિમાણમાં છે આ તમારૂં મુનિપણું કેવું કહેવાય? તમોને નિર્ગ્રંથ ભિક્ષુકો કહેવા કે સગ્રંથ ગૃહસ્થો કહેવા? પન્યાસજી, તમને અને આ તમારા આઠ શિષ્યોના શરીરને જોતાં મને સખેદ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તમારા શરીર ઉપર માંસ અને રૂધિર ખીચોખીચ ભરાયાં છે. તમારા રૂષ્ટપુષ્ટ અંગો મદોન્મત્ત યોદ્ધાઓનાં જેવાં દેખાય છે. તમે

મદોન્મત્ત હાથીઓની જેમ પૃથ્વીને ધ્રુજાવતાં વેગથી ચાલો છો. તેલના મર્દનથી તમારા પુષ્ટ શરીર ઉપર જાણે ઉત્તમ પ્રકારનું પાલેશ થયું હોય તેમ દેખાય છે. ગંડસ્થળ ઉપર વધી પડેલા રૂધિરથી તમારાં નેત્રો દબાઇ ગયેલાં દેખાય છે. તમારા કાંધ ઉપર જામેલા માંસના લોચાઓ જાણે વૃષભની કોઢ હોય તેવા જણાય છે જૈનધર્મના પવિત્ર મુનિના લિંગને ધારણ કરનારા તમોને બીજી ઉતરતી અયોગ્ય ઉપમાં આપવી, એ મને લજ્જા ઉત્પન્ન કરે છે. મુનિઓ, તમારી બહાર અને અંદરની સ્થિતિ તથા પ્રવૃત્તિ જોઇ મને અતિશય અફસોસ થાય છે. જૈનમુનિઓ તપસ્વી અને પરિષહોને સહન કરનારા હોવાથી તેમના શરીરનો દેખાવ કેવો હોય છે? તે તમે જાણતાજ નથી. જો કે, શરીર રૂષ્ટપુષ્ટ થવું, એ શરીરના બાંધા ઉપર આધાર રાખે છે, તથાપિ તપસ્વી મુનિની પુષ્ટતા જુદાજ પ્રકારની હોય છે. જ્ઞાની મુનિઓના શરીર કેવા હોય તેને માટે આચારાંગસૂત્રમાં નીચે પ્રમાણે લખેલું છે.

" જ્ઞાની મુનિઓની ભૂજાઓ કૃશ હોય છે, અને તેમના શરીરમાં માંસ તથા રૂધિર બહુ થોડું હોય છે. એવા મુનિઓ સમત્વભાવનાથી રાગદ્વેષ તથા કષાયરૂપ સંસારશ્રેણીને તોડી પાડી ક્ષમાદિક ગુણો ધારીને વર્ત્તતાહોવાથી ભવસમુદ્રથી તરેલા, ભવબંધનથી છુટેલા, અને પાપ પ્રવૃત્તિથી દૂર થયેલા તેઓને કહ્યા છે. લાબા વખતથી સંયમને ધરનારા, અસંયમથી નિવર્ત્તેલા અને ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમાં વર્ત્તનાર મુનિને પણ વખતે સંયમમાં થયેલી અરતિ સંયમથી સ્ખલિત કરાવેછે, અથવા કદાચ એવા ગુણવાળા મુનિને અરતિ કશું પણ કરી શકતી નથી. કેમકે, તે મુનિ ઉત્તરોત્તર પ્રશસ્ત પરિણામપર ચડયો જાય છે અને એવા ઉત્તરોત્તર પ્રશસ્ત ભાવમાં ચડનાર મુનિ ખરે ખર પાણીથી કદાપી નહિ ઢંકાઇ જતા બેટના જેવો છે તેમજ તિર્થંકર ભાષિતધર્મ પણ એવાજ બેટના જેવો છે. માટે તે મુનિઓ સંસારના ભોગોની ઇચ્છાનો ત્યાગ કરી પ્રાણીઓની હિંસા નહીં કરતા થકા સર્વ લોકને પ્રિય થઇ મર્યાદામાં રહેતા પંડિતપદ પામે છે,

અને તેવું જ્ઞાન નહીં હોવાથી જેઓ હજુ ભગવાનના ધર્મમાં સારી
રીતે ઉત્સાહવાન્ નથી થયેલા એવા શિષ્યોને તે પંડિત મુનિઓ
જેમ પક્ષીઓ પોતાનાં બચ્ચાંને ઉછેરે છે, તેમ ઘણી ઘણી રીતે
સંભાળ રાખી ધર્મમાં કુશળ કરાવતા રહે છે. એ રીતે શિષ્યોને
રાતદિવસ અનુક્રમે ભણાવ્યા કરવાથી તેઓ આ સંસાર તરી શકવા
સમર્થ થાય છે."

મુનિઓ, આ સૂત્રવાણી ઉપરથી તમને ખાત્રી થશે કે, આ
પના આચરણમાં ઘણો વિરોધ આવે છે. તમારા સુખાવળાં શરીરો
જે રૂષ્ટપુષ્ટ બની રહ્યા છે, તેનેમાટે તમારે દીર્ઘ વિચાર કરવો જોઇએ.
ચારિત્ર અને સુખ એ બંનેને પરસ્પર વિરોધ છે. જ્યાં ચારિત્ર ત્યાં
સુખની અપેક્ષા હોતી નથી, અને જ્યાં સુખ ત્યાં ચારિત્રની અપેક્ષા
હોતી નથી. એટલે ચારિત્ર અને શારીરિક સુખ-ઉભય સાથે
રહેતાં નથી. મહાનુભાવ સૂત્રકારે 'મુનિએ સુખ લંપટ ન થવું.'
તેને માટે આચારાગસૂત્રનાં ચોથા ઉદ્દેશમાં સવિસ્તર લખેલું છે,
તે તમારે નિત્ય મનન કરવા જેવું છે. તમો નિરક્ષર હોવાથી એ
સૂત્રના અર્થને સમજી શકો તેવા નથી, તેથી બીજો ઉપાય નથી.
પણ હજુ તમારે પ્રયત્ન કરી સાક્ષર થવું જોઇએ. જૈનઆગમમાં
મુનિઓને યાવજ્જીવિત સ્વાધ્યાય કરવાને કહેલું છે. મુનિઓએ
સર્વદા પોતાના ગુરૂ પાસે અથવા પોતાના મંડળના કોઇ સાધુ પાસે
ભણ્યા કરવું જોઇએ. તે પણ પોતાના આત્માને અર્થે ભણવું જોઇએ.
સતત્ અભ્યાસ રાખવામાંજ અનગારની સાર્થકતા છે. ઉત્તમ
અનગારો યાવજ્જીવિત અભ્યાસી થઇનેજ રહે છે. મુનિઓ, આ
પ્રસંગે મારે તમને એક વાત જણાવવી જોઇએ કે, તમે
અભ્યાસમાં આગળ વધો ત્યારે તમારા હૃદયને કાબુમા રાખજો.
આજકાલ કેટલાએક મુનિઓ અભ્યાસમાં આગળ વધી ઉચ્છૃંખલ
બની જાય છે એવા અને જ્ઞાનનો મહાન્ ગર્વ ધારણ કરનારા કેટલાએક
મુનિઓ મારા જોવામાં આવ્યા છે, અને આવે છે. તેવિષે વાત સૂત્રકારે
ચોથા ઉદ્દેશમાં પ્રથમજ સૂચવી છે. તેઓ લખે છે કે—

" ઉપર બતાવ્યા પ્રમાણે મહા પરાક્રમી અને વિદ્યાવંત ગુરૂઓએ રાતદિવસ પોતાના શિષ્યોને ભણાવ્યાથી તે શિષ્યોમાંના કેટલાએક શિષ્યો તેવા ગુરૂઓ પાસેથી વિદ્યા મેળવીને ઉપશમને છોડી દઈ ગર્વિત થઈને ઉદ્ધત બની જાય છે. "

મુનિઓ, આ સૂત્રવાણીનો આજકાલ અનુભવ જોવામાં આવે છે, તેથી તમારે જ્ઞાનમા આગળ પડવું, પણ ગર્વમાં આગળ પડવું નહીં. નહીં તો તમારૂં જ્ઞાન અજ્ઞાન રૂપે પરિણમશે.

મુનિઓ, તમે કદિપણ સુખલંપટ થશો નહીં જો તમે સુખલંપટ થશો તો તમારૂં ચારિત્રરત્ન તદન મલિન બની જશે. તેને માટે સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે.

" કેટલાએક શિષ્યો સંયમમાં જોડાયા બાદ તીર્થકરની આજ્ઞાનો અનાદર કરીને સુખલંપટ થઈ શરીરની શોભા કરવા મંડી પડેછે. કેટલાએક " આપણે સર્વને માનનીય થઈશું " એમ વિચારીને દીક્ષા લે છે અને તેથી મોક્ષમાર્ગમા ચાલતા કામેચ્છાથી બળતાથકા સુખમાં મૂછિત થઇ કંરી વિષયોમાં ધ્યાન ધરીને તીર્થંકર ભાવિત એવા સમાધિને નથી સેવતા. અને જો તેમને કોઇ શીખાણ આપે છે, તો તે સાભળીને તે શિખામણ દેનારનેજ નિંદવા લાગે છે, એ સર્વ એમની મૂર્ખતા જાણવી. વળી કેટલાએક પોતે ભ્રષ્ટ છતા બીજા સુશીલ ક્ષમાવંત અને વિવેકથી વર્તતા મુનિઓને પણ ભ્રષ્ટ કહેતા રહે છે. તેવા પાસત્થાદિક મંદજનોની તો ખરેખર ડબલ મૂર્ખાઇ જાણવી. કેટલાએક પોતે સંયમ નથી પાળી શકતા પણ આચાર શુદ્ધ કહી બતાવે છે, તેઓની ડબલ મૂર્ખાઇ નથી થતી "

મુનિઓ, આ ઉપરથી તમારે કેટલો બોધ લેવાનો છે? તમારા હૃદયમાં કદિપણ સુખલંપટપણું લાવવુ ન જોઇએ. તે સાથે તમારે તમારા વર્ત્તનનેમાટે આગ્રહ રાખવો ન જોઈએ. કેટલાએક મુનિઓ એમ માને છે કે, "અમે જે પ્રમાણે વર્ત્તીએ છીએ, તે બરાબર છે અને અમારૂં વર્ત્તનજ શાસ્ત્ર પ્રમાણે છે." આવું રાખનારા

મુનિઓ તેવા આગ્રહને લઇને પોતાના શુદ્ધ આચારથી દૂર રહે છે. તેને માટે સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે.

"જેઓ પોતે ભ્રષ્ટ છતાં એમ કહે છે કે, જેમ અમે વર્તીએ છીએ, તેમજ આચાર છે, તેવા મુનિઓ તો જ્ઞાનદર્શનથી ભ્રષ્ટ થયા-થકા દ્રવ્યથી આચાર્યાદિકને નમતાં છતાં પણ પોતાને સદાચારથી વેગળા કરે છે."

પન્યાસજી, આ વાતનો તો મને મારા પ્રવાસમાં સારો અનુભવ થયેલો છે. મેં એવા ઘણા મુનિઓને દુરાગ્રહી જોયા છે. ભવિષ્યવેત્તા સૂત્રકારે એવાઓને ઉદ્દેશીનેજ તેમ લખેલું છે. મુનિ આતિસાગર અને ગુમાનસાગર, તમે બંને ઘણા સુખલંપટ બની ગયા છો, એ વાતની તમે પોતેજ ખાત્રી આપી છે; પરંતુ એ તમારૂં વર્ત્તન તમને તમારા આચારથી તદ્દન ભ્રષ્ટ કરી દેછે. સુખલંપટ મુનિઓ મોજમજાહમા પડી પોતાના ચારિત્રથી ભ્રષ્ટ થયા વિના રહેતા નથી. તે વિષે આચાંરાગસૂત્રના મહાન્ લેખક નીચે પ્રમાણે લખે છે—

"કેટલાએક અજાણ મુનિઓ પરિષહોથી ડરીને મોજમજાહમાટે સંયમથી ભ્રષ્ટ થાય છે, એવાઓનું ઘર છોડી નીકળવું પણ કશું સ્તુતિપાત્ર થતું નથી. ઉલટું ધિક્કારપાત્ર થાય છે."

આ સૂત્રાક્ષરો યથાર્થ છે અને તેવા વર્ત્તનવાળા મુનિઓ આજકાલ જોવામાં ઘણા આવે છે.તમે પણ જો તમારા વર્ત્તનને નહીં સુધારો તો એવીજ સ્થિતિમાં આવી પડશો—ગૃહ અને સંયમ ઉભયથી ભ્રષ્ટ થશો.

મુનિઓ, મારે તમને એક ખાસ કહેવાનું છે કે તમારામાંના કેટલાએક ખરા વિદ્વાન્ નહીં છતાં વિદ્વાનનો ડોળ રાખે છે. જો કે તમે તો ખરેખરા અવિદ્વાન્જ છો, પણ કેટલાએક અર્ધદગ્ધ મુનિઓ સામાન્ય જ્ઞાન પામીને મોટી વિદ્વત્તાનો આડંબર ધારણ કરે છે, તેવાઓ તો સર્વથા અસાધ્ય છે. તેઓ કદિપણ સુધરી શકતા નથી. તેને માટે આચારાંગસૂત્રકાર નીચે પ્રમાણે લખે છે.

"જેઓ સંયમથી ભ્રષ્ટ બનતા થકા વિદ્વાન્પણાંનો ડાળ ઘાલતા થકા અને 'હુંજ એકલો વિદ્વાન્ છું' એવી બડાઈ મારતા થકા, પોતાને શિક્ષા દેનાર બીજા મધ્યસ્થ મુનિઓને તેમના ખોટા અવગુણો બોલીને નિંદવા માંડે છે, તેવાઓ સાધારણ જનોમાં પણ ધિક્કાર પામીને ચિરકાળ સંસારમા રઝળતા રહે છે. માટે બુદ્ધિમાન્ મુનિએ ધર્મને સારી રીતે જાણતા શીખવું."

મુનિઓ, આ સૂત્રાક્ષરો આજકાલ ઘણા મુનિઓને લાગુ પડે છે, માટે તમારે એવા વર્તનથી સર્વથા દૂર રહેવું જોઈએ.

દીક્ષાકુમારી આ પ્રમાણે કહી વિરામ પામ્યાં એટલે ખાંતિસાગર અને ગુમાનસાગર બને મુનિઓ અંજલિ જોડીને બોલ્યા—"મહેશ્વરી, આપે આપેલો ઉપદેશ યથાર્થ છે. આપના ઉપદેશે અમારા હૃદય ઉપર સારી અસર કરી છે. અમો સાહસ કરીને દીક્ષિત થયા છીએ. અમારા આ ગુરૂ પન્યાસજીએ પણ સાહસથી અમોને દીક્ષા આપી છે. વૈરાગ્ય, સંવેગ અને નિર્વેગ અમારાથી ઘણોજ દૂર છે. સંસારની ગાઢવાસનાઓ હજુ અમોને છોડતી નથી, તેથી અમે આ ચારિત્રને એક બોજારૂપ માનીએ છીએ. જો કે આ અમારા શિષ્યંમે હી ગુરૂ અમારી અનુકૂળતા સારી રીતે સાચવે છે, અને અમોને એક ગૃહસ્થના લાડકા પુત્રોની જેમ રખાવે છે, તોપણ અમારા હૃદયમાં ચારિત્રધર્મથી જરાપણ સંતોષ આવતો નથી અને ગૃહસ્થધર્મના અંકુરો વારંવાર અમારામાં પ્રગટ થયા કરે છે. મહામાતા, અમારે કહેવું પડે છે કે, અમારાં હૃદયને સુખશીળ બનાવવાના ઉપાયો આ અમારા ગુરૂજ ઉભા કરે છે, અને તેથી અમો હવે સુખશીળ બની ગયા છીએ જો કે પ્રથમથીજ અમે ચારિત્રના પાત્ર હતાજ નહીં, તોપણ જો ગુરૂએ કાંઈ યુક્તિથી અમોને ચારિત્રના પાત્ર બનાવ્યા હોત તો બની શકત. તેથી અમે અમારો ધર્મ આચરવામાં જેવા દોષપાત્ર છીએ તેવાજ અમારી સાથે આ અમારા ગુરૂ પણ દોષપાત્ર છે. મહેશ્વરી, તોપણ આજે આપનાં દર્શનથી અમો કૃતકૃત્ય થયા છીએ. અમારા દુરાચારનો અંત આજે આપે આણ્યો છે;

અને ઉપદેશ આપી અમોને અમારો સન્માર્ગ બતાવ્યો છે. હવેથી અમે સર્વદા અપ્રમાદી રહીશું અને ગ્રહણ કરેલા આ ચારિત્રધર્મને યાવજ્જીવિત પાળીશું."

તે શિષ્યોનાં આવાં વચન સાંભળી દીક્ષાકુમારી હૃદયમાં પ્રસન્ન થઇ ગયાં. તે પછી તેઓ ઘૃણાસાગર અને ચતુરસાગરને ઉદ્દેશીને બોલ્યાં—"મુનિ ઘૃણાસાગર, તમે વલ્લભીપુર અને ભાવનગર આદિ સ્થળોમાં ચાતુર્માસ્યનો આગ્રહ બતાવ્યો અને તેની અંદર તમારી આસક્તિ પ્રગટ કરી, એ તમારી કેટલી ભૂલ છે? તેનો તમે વિચાર કરો. આ ઉપરથી સાબીત થાય છે કે, તમારામાં પણ સુખલંપટપણું પ્રબળતાથી વધી ગયેલું દેખાય છે, તેથીજ તમે વલ્લભિપુર વગેરે સ્થળોના ગુણદોષ દર્શાવો છો. મુનિ ચતુરસાગર, તમે પણ તમારા સુખલંપટપણાંને લઇને ઝાલાવાડદેશનું વિવેચન કરો છો. જૈનમુનિઓએ આમ ન કરવું જોઇએ. તેમણે તો જ્યાં પોતાનું ચારિત્ર નિરાબાધપણે પાળી શકાય, તેવા સ્થળને માટે ઇચ્છા રાખવી જોઇએ. જ્યારે તમારે આમ સુખશીલ રહેવું હોત તો શામાટે આર્હતી દીક્ષા લેવી હતી? તમારામાંના કેટલાએક દીક્ષા લેતી વખતે આરંભશૂરતા બતાવે છે અને પાછળથી આવી દીનતા કરે છે. તેઓ કદીપણ દીક્ષાને લાયક થતા નથી. તે વિષે સૂત્રકાર નીચેનાં મહાવાકયો લખે છે—

"શરૂઆતમાં કેટલાએક પુરૂષો દીક્ષા લેતી વખતે માતાપિતા તથા સ્ત્રીપુત્રાદિકને અનર્થનાં મૂળ જાણીને માબાપ, જ્ઞાતિ તથા ધન–દોલત છોડી કરી પરાક્રમ દર્શાવતા થકા દીક્ષા લઇ અહિંસક પવિત્ર નિયમને ધરનારા જિતેંદ્રિય થઇને સંયમપર ચડ્યા હોય તો પણ પાછા તે પરથી ભ્રષ્ટ થઇ દીન બને છે; કારણકે, જેઓ વિષય અને કષાયને તાબે થઇ દુર્ધ્યાની થાય છે, તથા જેઓ સત્વહીન હોય છે, તેઓ સંયમથી ભ્રષ્ટજ થાય છે અને સંયમથી ભ્રષ્ટ થતાં તેમની દુનિયામાં ઘણી અપકીર્તિ ફેલાય છે. જેવી કે, 'અરે! આ જુઓ, સાધુ થઇને પાછો સંસારના ભૂલાવામાં પડયો છે.' કેટલાએક કમનશીબવાળા મુનિઓ ઉગ્ર વિહારીઓ સાથે રહેતા થકા

આળસુ થઇ રહે છે, વિનયવંત પુરૂષો સાથે અવિનીત રહે છે, વિરતિવંત પુરૂષો સાથે રહી અવિરત રહે છે અને પવિત્ર પુરૂષો સાથે રહી અપવિત્ર રહે છે. એમ ધારીને મર્યાદાશીલ પંડિત પુરૂષે વિષય વાંછનાનો ત્યાગ કરી હીંમતવાન રહી તીર્થંકરના ઉપદેશને અનુસરીને હમેશાં પ્રવર્તવું."

મુનિ ધૃણાસાગર અને મુનિ ચતુરસાગર, તમે આ મહાવાક્યને અનુભવમાં ઉતારજો અને તેનું સર્વદા મનન કરી તમારા વર્ત્તનમાં સુધારો કરજો. જ્યારે તમારી મનોવૃત્તિ ઉપર ચારિત્રધર્મની છાપ સજ્જડ ચોંટશે, એટલે તમને તમારા શુદ્ધ સ્વરૂપનું ભાન થઇ આવશે.

દીક્ષાકુમારીનાં આ વચનો સાંભળી તે બંને મુનિઓ હૃદયમાં પશ્ચાત્તાપ કરતા વિનયથી નીચે પ્રમાણે બોલ્યા—

મહાદેવી, ક્ષમા કરો. અમે દોષથી ભરપૂર છીએ. આપે બતાવેલા દોષો અમારામાં પ્રત્યક્ષ રીતે રહેલા છે. જો કે અમે પણ અમારા ગુરૂના શિષ્યમોહના પ્રભાવથીજ બગડયા છીએ, તોપણ અમે અમારા દોષને કબુલ કરીએ છીએ; કારણકે, અમારે અમારા સ્વરૂપને જાણવું જોઈએ. અમો અમારી જાતેજ દોષના પાત્ર શામાટે થઇએ? મહેશ્વરી, આપની દિવ્ય વાણીએ અમોને જાગ્રત કર્યા છે. હવે અમે અમારા દોષ જોઇ શકયા છીએ."

તે બંને મુનિઓના આ શબ્દો સાંભળી દીક્ષાકુમારી વિશેષ ઉપદેશ આપવાની ઇચ્છાથી બોલ્યાં—"મુનિઓ, તમે તમારા દોષોને જોઇ શકયા છો, એ વાત જાણી મને ઘણોજ સંતોષ થાય છે. પરંતુ હવેથી તમે તમારા ધર્મમાં બરાબર વર્ત્તજો. કદીપણ પ્રમાદ કરશો નહીં. તમે અમુક દેશ કે ગામમાં ચાતુર્માસ્ય કરવું, અમુક દેશ કે ગામમાં રહેવામાં સુખ છે, એ વિગેરે લઘુ વિચાર મનમાં પણ લાવશો નહીં. તમારે સર્વદા સર્વ આર્યક્ષેત્રોમાં ઉગ્ર વિહાર કરવો જોઈએ. તમારી મનોવૃત્તિમાં પરીષહો સહન કરવાનીજ ટેવ તમારે રાખવી અને તે કાર્યમાં તમારે તમારૂં વીર્ય ફોરવવું. તમે ચારિત્ર લઈ મુનિ

થયા છો અને પવિત્ર જૈનધર્મના ગુરૂ બન્યા છો, એ શામાટે છે? એનો વિચાર કરજો. તમારે સર્વ આર્યદેશોમાં પરિષહોને સહન કરી ફરવાનું છે અને ધર્મનો ઉપદેશ આપવાનો છે. જૈનધર્મરૂપી મહાવૃક્ષ ઉપર સર્વદા ઉપદેશરૂપ જળનું સિંચન કર્યા કરવુ, એ તમારૂં કર્ત્તવ્ય છે. જો તમે તમારા એ કર્ત્તવ્યથી ભ્રષ્ટ થશો તો પછી એ મહાન્ ધર્મવૃક્ષ સૂકાઇ જશે, અને તમે તમારા મુનિજીવનથી પતિત થયેલા ગણાશો. તેથી તમારે સર્વદા પરિષહોને સહન કરીને પણ ઉગ્ર વિહાર કરી સર્વ આર્યક્ષેત્રોમા વિચરવું. તમારે સુખશીળ થઇ બેસી રહેવાનું નથી. તમારે પરિષહો સહન કરવાનાં છે, અને દુઃખને સુખરૂપ માની તમારૂં કર્ત્તવ્ય બજાવવાનું છે. તમારા વિહારનેમાટે અને પરિષહોને સહન કરવાનેમાટે સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે—

" મુનિને આહારાદિક લેવાં જતાં ઘરોમાં, ઘરોની આસપાસમાં, ગામોમાં, ગામોની આસપાસમાં, નગરોમા, નગરોની આસપાસમાં, અને વિહાર કરતા દેશોમાં તથા દેશોની આસપાસમાં, કેટલાએક લોકો ઉપસર્ગ કરે અથવા બીજા કઇપણ સંકટો કે દુઃખો આવી પડે તો તે ધીરપણે અડગ રહી સમ્યકત્વવંત મુનિએ સર્વ સહન કરવાં, આગમના જાણ મુનિએ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તથા ઉત્તર એ સર્વ સ્થળોમાં લોકોના ઉપર દયા કરી, તેમને ધર્મ કહેવો, ધર્મના વિભાગ બતાવવા, તથા તેનાં ફળ જણાવવાં. તેણે સાભળવા ઇચ્છતા દીક્ષિત પુરૂષોને તથા શ્રાવકો વિગેરેને અહિંસા, ત્યાગ, ક્ષમા, ઉત્તમ ફળ, પવિત્રતા, સરળતા, કોમળતા તથા નિષ્પરિગ્રહતા એ સર્વ બાબતો યથાર્થપણે દર્શાવવી. એ રીતે વિચારપૂર્વક સર્વ જીવોને મુનિએ ધર્મ કહેવો. પૂર્વાપર વિચારપૂર્વક ધર્મ કહેતા મુનિએ પોતાને તથા બીજા સર્વ જીવોને કશા નુકશાનમાં ઉતારવા નહીં, અને તેમ કર્યાથી તે મહા મુનિ નાશ પામતા જીવોને ઉત્તમ બેટની જેમ શરણ આપનાર થાય છે. "

મુનિઓ, આ સૂત્રવાણીનો વિચાર કરી તમારે સુખશીલ ન

શકું. તમારે તમારા આત્માનો અને બીજાના આત્માનો ઉદ્ધાર કરવા સદા તત્પર રહેવું અને તેને માટે પરીષહોનાં દુઃખો સહન કરવાં. જો તમે દુઃખપીડિત થઈ પરિષહોથી ડરતા રહેશો તો તમારો સંયમ સચવાશે નહીં. એટલુંજ નહીં પણ તમે ઉભય ભ્રષ્ટ બની ચિરકાળ આ ભવાટવીના મુસાફર બનશો. તમારે આ જગતના પ્રપંચમાંથી સર્વદા દૂર રહેવું અને તમારા ચારિત્રનું રત્નની જેમ રક્ષણ કરવું. જો તમે સંયમથી ડગશો નહીં તો તમો તમારા ઉચ્ચ પદમાં ચઢીઆતા થઈ અનુક્રમે મોક્ષના મહા માર્ગની પહોંચી શકશો. સૂત્રકાર કહે છે કે, "મુનિઓ, તમે પ્રપંચમાં ફસાશો નહીં—મોહ પામશો નહીં. ધનદોલતમાં મુંઝાએલા લોકો અનેક કામનાઓથી પીડાતા રહે છે. માટે મુનિએ પોતાના સંયમથી ડગવું નહીં." આ સૂત્રનાં મહા વાક્યો હૃદયમાં ઉતારી રાખજો અને તે પ્રમાણે વર્તી તમારા સંયમને દૃઢ કરજો.

મુનિઓ, તમારે વળી એક વાત લક્ષમાં રાખવાની છે કે, આ જગતમાં કેટલીએક વૃત્તિઓ પાપથી ભરેલી હોય છે, કે જે આચરવાથી આત્માની ઉપર પાપના પુંજ એકઠા થાય છે. તેથી મુનિએ સર્વથા એવી પ્રવૃત્તિમાંથી દૂર રહેવું જોઈએ. સૂત્રકારોમાં ભગવંતે તે વિષે પ્રરૂપેલું છે, તે દરેક મુનિએ લક્ષમાં રાખવા યોગ્ય છે. સૂત્રકાર કહે છે કે—

"જે પાપપ્રવૃત્તિઓ કરતાં કિંચિત્ લોકો નથી ડરતા, તેવી સર્વ પાપપ્રવૃત્તિઓથી જે પુરુષ સર્વ પ્રકારે યથાર્થ જ્ઞાનપૂર્વક દૂર રહે છે, તે પુરુષ ક્રોધ, માન, માયા તથા લોભને વમી કરીને મોહનીયકર્મ તોડે છે અને એવો પુરુષ કર્મની જાળથી છુટો થયેલો છે, એમ હું કહું છું."

મુનિઓ, આ મહાવાક્યોનું સર્વદા સ્મરણ કરજો અને તે પ્રમાણે વર્તવાને નિરંતર તત્પર રહેજો. તમારે પાપવૃત્તિ કદિ પણ કરવી નહીં, તેમ કરાવવી નહીં. તમારો ગ્રહણ કરેલો સંયમમાર્ગ સર્વથા નિષ્પાપ-નિર્દોષ હોવો જોઈએ. તમારો એ પવિત્ર માર્ગ

એટલાબધો શ્રેષ્ઠ છે કે, જે પૂર્વનાં પુણ્ય વિના કદિપણુ પ્રાપ્ત થતો નથી. જ્યારે અનંતભવનાં પુણ્યો જાગ્રત થાય ત્યારેજ સંયમનો પવિત્ર માર્ગ સંપાદન થાય છે. તેવા સંયમના માર્ગમાંથી ભ્રષ્ટ થવું એ ઘણુંજ શોચનીય છે. હાથ આવેલ ચિંતામણિરત્નને ગુમાવવા જેવું છે. હે પન્યાસજી અને મુનિઓ, તમો પ્રાપ્ત કરેલ સંયમરૂપ ચિંતામણિને પ્રાણની જેમ સાચવજો. તેને કદિ પણ ગુમાવશો નહીં. તમારૂં જીવન અને તમારાં પ્રાણ એ સંયમજ છે. જો તમે પ્રમાદ કે બીજા દોષથી એ સંયમ રત્નને ગુમાવી દેશો તો તમે જીવતાં છતાં મરેલા છો. આ મારો ઉપદેશ હૃદયથી ગ્રહણ કરજો અને તેમાં તમારા આત્માનું હિત સમજી તે પ્રમાણે વર્ત્તજો. ”

મહાદેવી દીક્ષાકુમારી આટલું કહી વિરામ પામ્યાં એટલે પન્યાસ મંદ સ્વરથી વિનયપૂર્વક બોલ્યા—“ ભગવતી, આપ અમારી ઉપર કૃપા કરી સારો ઉપદેશ આપો છો. આપની ઉપદેશ વાણીએ. અમારાં હૃદયપર સારી અસર કરી છે. અમે અજ્ઞાનના અંધકારમાં ડૂબી ગયા હતા, અમારા નેત્રો ઉપર અવિચાર અને કુવર્ત્તનની અંધતા પ્રસરી રહેલી હતી, અને પ્રમાદ, પ્રપંચ, છલ, માયા, કુટેવ અને કુઅભિલાષ વગેરે દુર્ગુણોએ અમોને ઘેરી લીધા હતા, તેથી અમે અમારા શુદ્ધ સ્વરૂપને ભૂલી ગયા હતા.

મહાદેવી, મુનિપણાંથી અને ગૃહસ્થપણાંથી—ઉભય ભ્રષ્ટ થયેલા અમારા આત્માને આપે ઉપદેશ કરી મહાન્ અવલંબન આપેલું છે. આપનાં અવલંબનથી અમો દુર્ગુણોના મોટા ખાડામાંથી બાહેર નીકળ્યા છીએ. આપના ઉપદેશરૂપ સિંહની ગર્જનાથી અમારા પ્રમાદ વગેરે દુર્ગુણો શિયાળની જેમ ભય પામી કંપીચાલ્યા છે. મહાદેવી, અમે આપનો મોટો આભાર માનીએ છીએ. હજુપણ વિશેષ ઉપદેશ આપી અમારા આત્માનો ઉદ્ધાર કરો. ”

પન્યાસના આવાં વચનો સાંભળી દીક્ષાકુમારી બોલ્યા—“ પન્યાસજી, ઉપદેશ લેવાની તમારી તીવ્ર ઇચ્છા જાણી હું ખુશી થઇ

છું. આવી વૃત્તિ સદાકાળ રાખજો અને તમારા આચારનું સેવન કરી સંયમરૂપી મહા વૃક્ષ ઉપર સદા સિંચન કર્યા કરજો." આટલું કહી તે મહાદેવી મુનિ છત્રસાગરને ઉદ્દેશીને બોલ્યાં. "મુનિ છત્રસાગર, તમે તમારા ગુરૂ પન્યાસનો શિષ્યમોહ પલ્લવિત કરવાને ગુજરાતના પાટણવાડા તરફ જવાને આક્ષેપો છો અને ત્યાં દીક્ષા લેનારા શિષ્ય અને શિષ્યાની વાત જણાવો છો, એ તમારી યુક્તિ અઘટિત છે. ગુરૂનામાં કોઈ નઠારી ટેવ હોય, તેને શિષ્યે ઉત્તેજન આપવું ન જોઈએ. એમ કરવાથી ગુરૂ અને શિષ્ય બંને દોષપાત્ર બનેછે. વળી છત્રસાગર તમે જે લ્હેરી નામની શ્રાવિકાની વાત કરી, તે વાતમાં લ્હેરીની દીક્ષા લેવાની યોગ્યતા કેટલી છે, તે જણાઈ આવેછે. આજકાલ કેટલીએક વિધવા શ્રાવિકાઓ વિચિત્ર પ્રકૃતિની ઉત્પન્ન થાય છે. સ્ત્રીજાતિને અંગે કેટલાએક દોષ સુલભ હોય છે, તેથી સારા ઈરાદાથી પણ તેમનો પ્રસંગ મુનિને હાનિકારક થઈ પડે છે. મુનિઓ, મને મારા પ્રથમના પ્રવાસથી અનુભવ થયો છે કે, કેટલીએક શ્રાવિકાઓ ધર્મને બ્હાને સ્વતંત્ર થઈ વર્ત્તે છે અને તેની અંદર ગુપ્ત રીતે દોષો રહેલા જોવામાં આવે છે. શુદ્ધ હૃદયથી ગુરૂભક્તિ કરનારી શ્રાવિકાઓ ઘણી થોડી હોય છે, તેથી મુનિએ શ્રાવિકાના પ્રસંગમાં જરાપણ આવવું ન જોઈએ. કેટલીએક શ્રાવિકાઓ દીક્ષા લેવાની લાલચ આપી મુનિઓના પ્રસંગમાં વિશેષ આવે છે અને તે પ્રસંગ ઘાટો થવાથી તેમાં ગુપ્ત રીતે દોષોત્પત્તિ થવાનો પૂર્ણ સંભવ છે; તેથી મુનિએ તે પ્રસંગમાંથી દૂર રહેવું જોઈએ. યુવાન વિધવાઓ પિતૃગૃહ અને પતિગૃહમાં પ્રતિષ્ઠિત હોવાથી તેઓ પુરૂષોના પ્રસંગમાં આવી શક્તી નથી, એટલે તેઓ ધાર્મિક અભ્યાસ કરવાને બ્હાને યુવાન મુનિઓના પ્રસંગમાં આવવાની ઇચ્છા રાખેછે અને તેમની મનોવૃત્તિ શુદ્ધ ન હોવાથી તેઓ મુનિઓને પુસ્તકો લખાવાની, બીજાં ઉપકરણો વ્હોરાવાની, અઠાઈ વગેરે ઉત્સવો કરવાની અને દીક્ષા લેવાની લાલચો આપી તેમને પોતાના ગાઢ સંબંધમાં જોડે છે. મુગ્ધ અને અવિરત મુનિઓ તેમની એ યુક્તિઓ-

ને સમજતા નથી. તેઓ સ્વાર્થબુદ્ધિથી અથવા ધર્મકીર્ત્તિની ઇચ્છાથી તેમના પ્રસંગમાં આવે છે, અને અનુક્રમે તે પ્રસંગ એટલોબધો વધે છે કે, જેનું પરિણામ મુનિઓના ચારિત્રને કલંકિત કરનારૂં આવે છે. પ્રાયે કરીને વિધવાશ્રાવિકાઓમાં આ પ્રસંગો ઘણા બને-છે. પણ કોઇ કોઇ વાર વિષય અને સંતતિની ઇચ્છાવાળી સધવા શ્રાવિકાઓમાં પણ એવા પ્રસંગો બની આવેછે. ધર્મનો બાહ્ય આડંબર રાખતી અને અંતરમાં મલિન કામનાને ધારણ કરતી કેટલીએક શેઠાણીઓથી પણ મુનિઓએ સાવચેત રહેવાનું છે. ચારિત્રરત્નને મલિન કરનારા આ પ્રસંગોનો મુનિએ સર્વથા ત્યાગ કરવો જોઇએ. પન્યાસજી, હું ખાસ તમને ઉદ્દેશીને કહેતી નથી, તેમજ આ તમારા શિષ્યોને ઉદ્દેશીને કહેતી નથી, પણ તમારામાં રહેલા શિષ્યામોહને જોઈ મારે તમને કહેવાની જરૂર લાગી છે. આ તમારા શિષ્ય છત્રસાગરે લ્હેરી શ્રાવિકાના સંબંધે જે વાત કહી, તે ઘણી ભયંકર છે. લ્હેરી એક સધવા શ્રાવિકા છે, તે છતાં તે પોતાના પતિ તથા વડિલ વર્ગનો અનાદર કરી અમુક સાધુની પાછળ રાગ ધારણ કરે અને તે સાધુને ગમે ત્યા ચાતુર્માસ હોય ત્યાં વાંદવા ચાલી જાય, એ કેવું અયોગ્ય કહેવાય ? સધવા શ્રાવિકાએ પોતાના પતિનીજ આજ્ઞાને તાબે રહેવાનું છે. પતિની આજ્ઞા શિવાય તેણે કાંઇ-પણ કરવાનું નથી. સધવા શ્રાવિકાઓને દેવ, ધર્મ અને ગુરૂ—એ ત્રણે તત્ત્વોમાં પતિતત્ત્વ પ્રધાન છે—પતિતત્ત્વને અનુસરીને એ ત્રણ તત્ત્વોની આરાધના કરવી જોઇએ. જો તે પતિતત્ત્વનો તદ્દન અનાદર કરે તો તેણીના ત્રણે તત્ત્વો સફળ થતા નથી. પાટણવાડાની લ્હેરી શ્રા-વિકા એક સાધુની પાછળ ફર્યા કરે અને પતિ વિગેરે વડીલ વર્ગનો અનાદર કરે, એ કદિપણ ક્ષમા કરી શકાય તેવું નથી—સર્વથા અક્ષમ્ય છે.

પન્યાસજી, આ પ્રસંગે મારે કેટલીએક સારી વાત પણ જણા-વવી જોઇએ. મને મારા પ્રથમના પ્રવાસમાં એવો પણ અનુભવ થયોછે કે, કેટલાક જૈનમુનિઓ શ્રી વીરપ્રભુના શાસનને દીપાવનારા

પણ મારા જોવામાં આવ્યા છે. કેટલીએક અયોગ્ય શ્રાવિકાઓ તેમને કેટલીક રીતે ધર્મને બ્હાને લલચાવાને આવતી પણ તેમનો તેઓ અનાદર કરતા હતા. શ્રવિકાઓ ભક્તિ દર્શાવી અનેક જાતની ચેષ્ટાઓ કરતી તોપણ તે વીરપુત્ર મુનિઓ તેમની સામે પણ જોતા નહીં. તે મુનિઓ પોતાની પવિત્ર દૃષ્ટિઓને નિયમમાંજ રાખતા હતા. કદાપિ કોઈ શ્રાવિકા અભ્યાસ કરવાની અથવા કાંઇ વસ્તુ વ્હોરવાની પ્રાર્થના કરે, ત્યારે તેઓ તેમને ઉપેક્ષાથી ઉત્તર આપતા કે, "બ્હેન, તમારે અભ્યાસ કરવો હોય તો કોઇ સાધ્વી કે ભણેલી શ્રાવિકા હોય તેની પાસે કરો. સાધુની પાસે શ્રાવિકાને ભણવું ન જોઇએ. જો અમારે ખપ હશે તો તમારે ઘેર આવીશું, અથવા તમારા ઘરના કોઇ આદમીને કહીશું. તમારી સાથે અમારે વાતચિત પણ ન કરવી જોઇએ. અહીંથી ચાલ્યા જાઓ. વાંદ્યા પછી તમારે અહીં રહેવું નહીં." આવો સત્ય ઉત્તર આપી તે વીર પુરૂષો પોતાના સંયમને સાચવતા હતા. કેટલીક સ્ત્રીઓ પચખાણ લેવાને બાને ઉભી રહેતી અને પછી વાતચીત કરવા ચાહતી, ત્યારે પણ તે પવિત્ર મુનિઓ તેણીની સામે દૃષ્ટિ કર્યા શિવાય પચખાણ આપતા અને પછી તરત તેણીથી વિમુખ થઇ જતા હતા. કોઈ શૃંગાર ધારણ કરી મંદ મંદ હસતી મુનિ પાસે કોઇ જાતની વિનંતિ કરતી, ત્યારે તે પવિત્ર મુનિ તેણીને પોતાના વૃદ્ધ ગુરૂને તે વિનંતિ કરવાની સૂચના આપતા હતા. હે મુનિઓ, આવા ઉત્તમ વર્તનવાળા કેટલાએક મુનિઓ પણ મારા જોવામા આવ્યા છે અને તેનાથી મને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો છે. તમારે પણ તેવી રીતે વર્તવું જોઇએ. આ મુનિ છત્રસાગરે જે લ્હેરી શ્રાવિકાની હકીકત કહી તે ઉપરથી તમારે ઉલટો બોધ લેવાનો છે. જે શ્રાવિકા પોતાના પતિ અને વડિલોની આજ્ઞાને ઉલ્લંઘન કરી વર્તનારી છે, તેવી શ્રાવિકા સાધ્વી થઇને પણ શુ ઉકાળવાની હતી. વેષ બદલવાથી પણ કાંઇ સ્વભાવ બદલાતો નથી. તેથી તેવી શ્રાવિકાને દીક્ષા આપવી નકામી છે. તેવી રીતે શ્રાવકને માટે પણ સમજી લેવુ.

મુનિઓ, તમે સૂત્રવાણી સાંભળી નથી, એટલે તમને એમ લાગે છે કે, ગમે તેવા પણ સાધુ કે સાધ્વી થયા હોય, તેમને શ્રાવકોએ માનજ આપવું જોઇએ. સાધુ અને સાધ્વીનો વેષજ માનવા યોગ્ય છે. આવો વિચાર તમે તમારા હૃદયમાં લાવશો નહીં. સૂત્રકાર ખાસ લખી જણાવે છે કે, જે મુનિઓ ચારિત્રધર્મમાં બરાબર વર્તનારા હોય, અને જેમના આચાર શુદ્ધ હોય તેવાઓનેજ શ્રાવકોએ માન આપવું અને તેમનીજ વૈયાવચ્ચ કરવી. બાકી જેઓ ચારિત્રધર્મ પ્રમાણે વર્તતા ન હોય, તેમને શ્રાવકોએ માન આપવુ નહીં, અને તેમની કોઇ જાતની વૈયાવચ્ચ કરવી નહીં મહાનુભાવ સૂત્રકાર આચારાંગના આઠમા વિમોક્ષ અધ્યયનના પેહેલા ઉદ્દેશમાં નીચે પ્રમાણે લખે છે—

" सेवेमि समणुस्स वा अमणुन्नस्स वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा वच्छं वा पडिग्गवं वा कंबलं वा पायपुच्छणं णो पाएज्जानोणि मंते वाज्जाणो कुज्जावेया वडियं परं आढायमाणे तिवेमि ॥ "

આ સૂત્ર વાકયોનો એવો અર્થ છે કે, " હું કહું છુ કે, મુનિએ સારા વેષવાળા નઠારા વેષવાળા, અસંયમીને અતિશય આદરવંત થઇને અશન, પાન, ખાદિમ; સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, અને પાદપૂંછ આપવા નહીં, આપવા માટે નિમંત્રણ કરવુ નહીં અને તેમનું વૈયાવૃત્ય કરવું નહીં "

આ ઉપરથી તમારે સમજવાનું કે, દરેક વેષધારી મુનિને શ્રાવકે માન આપવું જોઇએ, એવો નિયમ નથી જે પાત્ર હોય તેનેજ માન આપવું. આજકાલ માનને લઇનેજ મુનિઓ અનાચારી થઇ ગયા છે. ગૃહસ્થ શ્રાવકોના બહુ માનથી મુનિઓ પોતાના આચાર ગુમાવતા જાય છે. રાગી શ્રાવકો અંધ થઇને મુનિઓની વધુ પડતી વૈયાવચ્ચ કરે છે અને મુનિઓને તેમના ધર્મમાંથી ભ્રષ્ટ કરે છે. કેટલાએક ગૃહસ્થો તો મુનિઓની બહુ ભક્તિ કરવા માટે

પોતે હિંસક બની મુનિઓને પણ હિંસક બનાવે છે. સર્વથા આરંભથી દૂર રહેનાર મુનિઓને આરંભના હેતુરૂપ કરે છે. આથી મુનિઓનો વિરતિધર્મ તદન લુપ્ત થઈ જાય છે.

મુનિઓ, અહિં તમે કદિ એમ કહેશો કે, રાગી શ્રાવકો અમોને ધર્મમાંથી ચુકાવે છે, તેમાં અમારો શો અપરાધ છે? તેઓ બધા અપરાધી છે અને તે દોષ તેમનેજ લાગુ પડે. મુનિઓ, આવો વિચાર મનમાં લાવશો નહીં. તે વિષે સૂત્રકાર ખુલ્લીરીતે જણાવે છે કે, એવા ગૃહસ્થોની મુનિએ ઉપેક્ષા કરવી જોઈએ. તેમને એમ કરતાં અટકાવવા જોઈએ. તે વિષે નીચેના સૂત્રાક્ષરો કહેલા છે તે તમે હૃદયમાં રાખજો.

" મુનિ સ્મશાનમાં, અથવા સૂના ઘરમાં અથવા પર્વતની ગુફામાં, અથવા ઝાડના મૂળમાં અથવા કુંભારના ઘરમાં ફરતો હોય અથવા રહેતો હોય અથવા બાહેર ક્યાંઇ વિચરતો હોય તેને જોઈ કોઈ કોઈ ગૃહસ્થ પાસે આવી કહે કે, " હે આયુષ્મન્, મુનિ, હું તમારામાટે અશન, પાન, ખાદિમ, સ્વાદિમ, વસ્ત્ર, પાત્ર, કંબલ, તથા પાદપુંછન, પ્રાણીઓનો આરંભ કરી બનાવીને અથવા વેચાતા લઇને અથવા ઉધારે આણીને અથવા કોઇ પાસેથી ઝુંટાવી લઇને અથવા બીજાના હોવાછતાં તેમની રજા લીધા શિવાય અથવા મારા ઘેરથી લાવીને તમોને આપું છું અથવા તમારામાટે મકાન ચણાવું છું કે સમારૂં છું. માટે તમો ખાઓ ને રહો. હે આયુષ્મન સાધુઓ, તે મુનિએ પોતાના જાણીતા અથવા મિત્ર ગૃહસ્થને આ રીતે કહેવું કે, " હે આયુષ્મન્ ગૃહસ્થ, હું તારૂં એ બોલવું કબુલ કરતો નથી અને પાળતો પણ નથી. માટે શામાટે તું મારામાટે આરંભાદિક કરીને વસ્ત્રાદિકની ખટપટ કરે છે? અથવા મકાન ચણાવે છે?

હે આયુષ્મન ગૃહસ્થ, હું એ બાબતો ન કરવાને લીધે તો ત્યાગી થયો છું.

વળી મુનિ સ્મશાનાદિકમાં ફરતો હોય, કે બાહેર ક્યાંઇ પણ વિચરતો હોય તેને જોઇને તે મુનિને જમાડવા કોઇ ગૃહસ્થ પોતાના

મનમાં ધારણા રાખી તે મુનિના સારૂ આરંભાદિક કરીને આહારાદિક આપે અથવા મકાન ચણાવે, એવામાં તે મુનિને પોતાના બુદ્ધિબળે અથવા તીર્થંકર દેવે બતાવેલા માર્ગથી ખબર પડે અથવા તે ગૃહસ્થનાં સગાંવહાલાંના પાસેથી સાંભળ્યાથી ખબર પડે કે, "આ ગૃહસ્થ મારા માટે આહારાદિક નીપજાવી આપવા ચાહે છે. અથવા મકાન ચણે છે." આમ થતા એ મુનિએ પૂરી તપાસ કરીને તે બાબત જાણીને તે ગૃહસ્થને મનાઈ કરવી કે, હું એ આહાર કે મકાન વાપરવાનો નથી. કોઈ ગૃહસ્થો મુનિને પૂછી અથવા નહીં પૂછીને મોટું ખર્ચ કરી આહારાદિક બનાવી મુનિ આગળ ધરે તે મુનિ અશુદ્ધ જાણી ન લ્યે, એટલે તેઓ તપે અને કદાચ મારે અથવા મરે અથવા બોલે કે, "આ સાધુને મારો, કુટો, કાપો, બાળો, પચાવો, લૂંટો, ઝુંટો, પૂરો કરી દ્યો, બધી રીતે સતાવો." આવા સંકટમાં આવી પડતા ધીર મુનિએ બધું સહન કરવું, અથવા પુરૂષે વિશેષ વિચારી સરસ રીતે સાધુનો આચાર કહી બતાવવો અથવા મૌન ધરી સદા ઉપયોગી થઇને ગોચરીની અનુક્રમે રૂડી રીતે શુદ્ધિ કરતાં રહેવું, એમ જ્ઞાનીઓએ કહેલું છે.

સંવિગ્ન મુનિએ આદરવાન થઇને અસંવિગ્ન પુરૂષને આહાર તથા વસ્ત્રાદિક આપવાં નહીં. તે સંબંધી માગણી પણ ન કરવી અને તેનું વૈયાવૃત્ય પણ ન કરવું, એમ હું કહું છું. બુદ્ધિમાન્ મહાવીર પ્રભુએ કહેલો ધર્મ સમજો. સવિગ્ન મુનિએ સંવિગ્ન મુનિને આહાર વસ્ત્રાદિક આદર પૂર્વક આપવા. તે સંબંધે નિમંત્રણ પણ કરવું, અને તેમની ચાકરી પણ કરવી, એમ હું કહું છું."

મુનિઓ, આ સૂત્રવાણીને હૃદયમા ધારણ કરી તમારા મુનિજીવનને સુધરવા તત્પર રહેજો. કદિપણ શિષ્યમોહ રાખશો નહીં. ઘણા શિષ્યો કરવાથી કાંઇ સંયમની સાર્થકતા થતી નથી. તેમાં આજકાલ તો શિષ્યોનો વધારો કરવો, એ પરિગ્રહનો વધારો કર્યા જેવું થાય છે. જે મુનિને ઘણા શિષ્યો હોય છે તે મુનિ જાણે એક મોટો કુટુંબી હોય તેવો થઇ પડે છે.

એક ગૃહસ્થ કુટુંબીને જેવી કુટુંબની જંજાળ માથે આવી પડેછે, તેવી મોટા મુનિને તેના શિષ્યોની જંજાળ માથે આવી પડે છે. તેથી કરીને એક સંસારીના જેવી તે મુનિની સ્થિતિ થઇ પડે છે. માટે પન્યાસજી, હવેથી તમે શિષ્યવૃદ્ધિનો મહાન્ મોહ ધારણ કરશો નહીં. એ મોહ તમારી નઠારી સ્થિતિ કરી મૂકશે."

દીક્ષાકુમારીનાં આ વચનો સાંભળી પન્યાસ શાંત સ્વરે બોલ્યા. "મહામાતા, આપે જે ઉપદેશ આપ્યો છે, તેણે મારા હૃદયમાં ઘણી અસર કરી છે. હવે હું મારા સ્વરૂપનો જ્ઞાતા બન્યો છું. હું યાવજ્જીવિત શિષ્યમોહને દૂર કરવાની પ્રતિજ્ઞા કરૂં છું. આપની ઉપદેશ વાણી મને અક્ષરશઃ સત્ય લાગી છે. મારી સ્થિતિ પણ એક સંસારી કુટુંબીના જેવી થઇ ગઈ છે. મેં સાધુરૂપે ગૃહસ્થનો વ્યવહાર આરંભ્યો છે. મારા હૃદયમાં અશુભ ધ્યાનનોજ ઉદય થયા કરે છે. મારૂં જીવન મુનિજીવન જેવું નથી પણ એક દુઃખી સંસારીના જેવું છે. મહાદેવી, હવે હું ચેતી ગયો છું આજથી હું મારા નઠારા વર્તનને વોસરાવું છું. આપ મને સહાયભૂત થાઓ."

પન્યાસનાં આવાં વચનો સાંભળી દીક્ષાકુમારી પ્રસન્ન થયાં અને તે પન્યાસના શિષ્ય જિતસાગર તથા ઝવેરસાગરને ઉદ્દેશીને બોલ્યાં–"મુનિ જિતસાગર, તથા ઝવેરસાગર, તમોએ આ વખતે તમારા ગુરૂસમીપે જે વચનો ઉચ્ચાર્યા છે, તે તમારા મુનિસ્વરૂપને અતિશય લજાવનારાં છે. ચાતુર્માસ્ય કરવાના નિમિત્તે તમે જે તમારો દુ:સ્વભાવ અને સુખશીલપણાની ઇનણાઓ પ્રગટ કરી છે, તે સાભળી મારા તો રોમાંચજ ખડાં થયા છે. તમારા હૃદયમાં હજુ તમારા દેશનો, તમારા વતનનો અને તમારા સબધીઓનો મોટો મોહ છે. તમે ખરેખર તમારા મુનિવેષની વિડંબના કરો છો તમે જેવો સંસારીભાવ તરફ મોહ રાખો છો, તેવો તમારા શરીર તરફ પણ મોહ રાખો છો. તમે તમારા શરીરની તબીયતને માટે જેવી કાળજી રાખો છો, તેવી તમારા ચારિત્રની કાળજી કેમ રાખતા નથી? તમારે હવે તમારા અંતરશરીરની કાળજી રાખવાની છે, બાહ્ય શરી-

રની કાળજી રાખવાની નથી. તમે જો તમારા શરીરની કાળજી વિશેષ રાખશો,તો તમારામા મોહનો ઉદય વધતો જશે. પછી મોહના ઉદયને લઇને તમે પરિગ્રહમાં વધતા જશો. શરીરને સાચવવાના અનેક ઉપકરણાંઓનો મોટો જમાવ તમારી આસપાસ થઇ રહેશે. આ તમારી બેઠકની પાસે વિવિધ જાતનાં વસ્રોનો મોટો જથ્થો જોવામાં આવે છે, એ તમારા શારીરિક મોહનુ પરિણામ છે. તમે તમારી તબીયતને જેમ જેમ નાજુક બનાવતા જશો તેમ તેમ તમારામાં સુખશીળપણું વધતું જશે અને સુખશીળપણું વધવાથી તમારામાં પરિગ્રહના પોટલાઓ વધતા જશે. મુનિ જિતસાગર અને ઝવેરસાગર, તમે તમારા સ્વરૂપનો વિચાર કરજો, અને તમે હાલ કેવા જીવનમાં વર્તો છો ? તે પણ વિચારી જોજો. તમે એક બીજા જીવનમાં આવ્યા છો. તમે નિષ્પરિગ્રહી નિર્ગ્રંથ છો પરિગ્રહ એ તમોને તમારા આચારથી ભ્રષ્ટ કરનારો છે, તેથી તમારે પરિમિત પરિગ્રહ રાખવાનો છે. તે પણ જોઇએ તેટલોજ. તમારે વસ્રો કેટલા રાખવાં જોઇએ ? તેને માટે સૂત્રકાર શુ લખે છે તે તમે સાવધાન થઇને સાંભળો—

" જે સાધુને પાત્ર અને ત્રણ વસ્રો હોય, તેને એવો વિચાર ન થાય કે, મારે ચે શું વસ્ર જોઇશે. જો ત્રણ વસ્રો ન હોય તો સૂઝતાં— સાધુને લેવાં ઘટે એવાં વસ્ર યાચવા અને જેવા જડે તેવા પહેરવાં. વસ્ર ધોવાં કે રંગવાં નહીં. ધોએલાં કે રગેલાં પહેરવાં નહીં ગ્રામાંતરે જતાં વસ્ર સંતાડવા નહીં. અને એ રીતે હલકા વસ્ર રાખવાં એ વસ્રધારી મુનિનો આચાર છે." મુનિઓ, આ સૂત્રવાણીના કથનનો ઉદ્દેશ કેવો છે ? એ પણ તમારે સમજવાનું છે. જે મુનિને પાત્ર અને ત્રણ વસ્ર હોય, તેને ચોથા વસ્રની ઇચ્છા ન થાય, એ જિનકલ્પીમુનિને માટે સમજવાનુ છે અને જે કહેવામાં આવ્યું કે, મુનિ વસ્ર ધોવે નહીં અને રંગે નહીં તે સ્થવિરકલ્પીને માટે સમજવાનું છે. જિનકલ્પીને માટે સમજવાનું નથી.

વળી તેજ સૂત્રકાર જણાવે છે કે, " હવે જ્યારે મુનિ એમ જાણે કે, શીયાળો ગયો અને હવે ઉનાળો બેઠો ત્યારે જુનાં જુનાં વસ્રો

પરઠવી નાંખવાં અથવા વખતે ઊનાળામાં પણ ક્ષેત્રાદિકને યોગે ટાઢનો સંભવ હોય તો કોઇ વખતે પેહેરવાં, કોઇ વખતે પાસે રાખવાં અથવા ત્રણમાંથી એક પઠવી દઇ બે પેહેરવાં અથવા બે પરઠવી એક પેહેરવું અથવા ટાઢ મટી જતાં બધાં છોડી દેવાં. કારણ કે, એ રીતે ઊપકરણનું લાઘવ પ્રાપ્ત થાય છે. આમ કરવાથી તપ કરેલું ગણાય છે. ”

“ કદિ કોઇ સાધુના મનમા એવો વિચાર ઉપજે કે, “ હું ઉપસર્ગમાં સપડાયો છું, હું શીતાદિક ઉપસર્ગ ખમી શકતો નથી. ”

ત્યારે તે સંયમી સાધુએ જેમ બને તેમ સમજવાન થઇને અકાર્યમાં પ્રવૃત્તિ ન કરતાં વેહાનસ વગેરે મરણોથી મરવું ઉત્તમ છે; ત્યાં પણ તેનો કાળ પર્યાયજ છે. એટલે જેમ અનશન વગેરે કાલપર્યાયવાળા મરણો પણ હિતકારી છે, તેમ એ વેહાનસ વગેરે મરણો પણ હિતકારી છે. તેવી રીતે મરનારા પણ મુક્તિએ જાય છે એ રીતે એ વેહાનસાદિક મરણ પણ મોહ રહિત પુરૂષોનું કૃત્ય છે, હિતકર્ત્તા છે, સુખકર્ત્તા છે, વાજબી છે, કર્મ ખપાવનાર છે અને ભવાંતરે તેનુ પુણ્ય ચાલી શકે છે. ”

મુનિ જિતસાગર,તમે કે જે તબીયતનું બ્હાનું કાઢી મરવાનો ભય બતાવો છો, તેણે આ સૂત્રવાણી લક્ષમાં રાખવાની છે. તમારે મરણનો ભય જરા પણ રાખવાનો નથી. ”

દીક્ષાકુમારીનાં આ વચનો સાભળી પન્યાસ શંકા લાવીને બોલ્યા-“ મહેશ્વરી, આપે જે વેહાનસ વગેરે મરણો કહ્યાં, તે કેવી જાતના મરણો કહેવાય છે, તે હું સમજયો નથી, માટે કૃપા કરીને મને તે સમજાવો ”

દીક્ષાકુમારી હાસ્ય કરીને બોલ્યાં-“પન્યાસજી, તમારો આ પ્રશ્ન સાભળી મને હાસ્ય અને શોક બંને થાય છે. તમારા જેવા પન્યાસની પદવીને ધારણ કરનારા મુનિ જયારે વેહાનસાદિ મરણમાં સમજે નહીં તો પછી બીજા સામાન્ય મુનિની શી વાત કરવી? તમારે અવશ્ય તમારો આચાર જાણવોજ જોઇએ.

પન્યાસ દીનવાણીથી બોલ્યા—"મહેશ્વરી, હું પ્રથમથીજ એક સામાન્ય સાધુ હતો, માત્ર બીજા સાધુઓની સ્પર્ધાથી મને એક દમ ક્રિયા કરાવી પન્યાસ બનાવી દીધો છે, તેથી મારી પદવીનો કાંઇ પણ ગુણ મારામા છેજ નહીં. હું એક પન્યાસ નામને ધારણ કરનાર વેષ ધારી ઓડું છું, અને આજકાલ ઘણા મુનિઓ આવી રીતેજ પદવીધર બને છે. "દીક્ષાકુમારીએ ઇતેજારીથી પ્રશ્ન કર્યો." પન્યાસ તમે સાધુઓની કેવી સ્પર્ધાથી પન્યાસ બન્યા છો? તે વૃત્તાંત જણાવો."

પન્યાસ બોલ્યા—"મહેશ્વરી, અમારા ગચ્છમાં બે સાધુ બો-મોટા હતા. તેઓએ સ્વતંત્ર રહેવાને માટે જુદા પડી બે સંઘેડા બાં-ધ્યા છે. જે સાધુઓ બીજા સંઘેડાના છે, તેઓમાં કેટલાએક સાધુઓ પન્યાસ અને પ્રવર્ત્તક બની ગયા છે. તેમનામાં એવા પદવીધર મુ-નિઓને થયેલા જાણી અમારા સંઘેડાના સાધુઓએ તેમની સ્પર્ધાને લઇને મને ખાસ પન્યાસ બનાવી દીધો છે. મારામાં પન્યાસ થવાની ચોગ્યતા છે કે નહી, તેનો તેમણે જરા પણ વિચાર કર્યો નહીં. માતા, આજકાલ એવી સ્પર્ધા બહુ ચાલે છે અને તેવી સ્પર્ધામાં કોઇ આચા-ર્ય, કોઇ પન્યાસ અને કોઈ પ્રવર્ત્તક બની જાય છે. તેમાં ચોગ્યાચો-ગ્યનો બીલકુલ વિચાર કરવામાં આવતો નથી. માતુશ્રી, એથી કરીને મારા જેવો અવિદ્વાન્ સાધુ મુનિધર્મના આચારવિચાર શી રીતે જાણી શકે? તેથી વેહાનસાદિ મરણનો અર્થ હું સમજી શકયો ન-થી; માટે આપ કૃપા કરી મને સમજાવો." દીક્ષાકુમારી ઉચ્ચ સ્વર-થી બોલ્યાં—"પન્યાસ, તમારો વૃત્તાંત સાંભળી હુ તો દિગમૂઢજ બની ગઇ છું. મને મારાં સ્વરૂપ (દીક્ષા) ને માટે મહાન્ ચિંતા થઇ પડી છે. અહા! કેવો વિપરીત કાળ ચાલે છે? પદવીધર મુનિઓ તમારા જેવા નિરક્ષર નીકળે છે અને કદિ કોઈ સાક્ષર હોય તો તેઓ ચારિત્રથી દૂષિત થયેલા હોય છે. શ્રી વીરશાસનપતિ, આર્હતધર્મની રક્ષા કરો.

પન્યાસ, વેહાનસ મરણનો શો અર્થ છે? તે તમે સાવધાન થઇને સાંભળો. આકાશમા ચાલીને મરવું, તે વેહાસન મરણ

કહેવાય છે. વગેરે શબ્દથી વિપભક્ષણ ઝંપાવાત ઇત્યાદિ ગણાય છે. પન્યાસજી, હવેથી આ શબ્દોના અર્થ ઉપર લક્ષ આપજો, અને તમારામાં જે અજ્ઞાનતા છે, તે દૂર કરવા પ્રયત્ન કરજો. જે ભકતપરિજ્ઞામરણ કહેવાય છે. તે અનશનના નામથી ઓળખાય છે."

મુનિઓ, જ્યારે તમે મોટા વ્યાધિમાં આવી પડો ત્યારે તમારે ભક્તપરિજ્ઞા વગેરે મરણ કરવાના છે. આ જિનસાગર મુનિએ જેમ કર્યુ, તેમ સ્વદેશમા અને પોતાના સંબંધીઓમાં મરવા માટે મુનિએ જવાની ઇચ્છા કરવી ન જોઇએ. મુનિ જિતસાગરે આ વખતે જે ઇચ્છા દર્શાવી છે, તે તેના ચારિત્રને ખરેખર દૂષિત કરનારી છે. ઉત્તમ અને શુદ્ધ જૈનમુનિ કદિપણ તેવી ઇચ્છા કરે નહી.

મુનિઓ, તમારે સંકટને વખતે કેમ વર્ત્તવાનું છે? એ વિષે તમારા આચારના સૂત્રો શુ કહે છે? એ તમારે જાણવું જોઇએ." મહાનુભાવ સૂત્રકાર લખે છે કે, "જે સાધુના મનને આમ થાય કે, હું સંકટમાં આવી પડયો છું અને નિર્બળ છું, તેથી હું ઘરેઘર જઇ ભિક્ષા લેવાને સમર્થ નથી અને કદાચ તે સાધુ તેવી પોતાની સ્થિતિ કોઇને કહી બતાવતો હોય, તે સાંભળીને કોઇ ગૃહસ્થ તેના સારૂ અશનાદિક આહાર બનાવી ત્યા લાવી આપવા માડે તો સાધુએ શરૂઆતમાં વિચાર કરીને કહેવું કે, "હે આયુષ્મન્ ગૃહસ્થ, મને માગમાટે આણેલો આહાર કે તેવું બીજું કાંઇપણ ખાવું, પીવું, કે લેવુ ઘટતું નથી. જે સાધુનો આવો આચાર હોય, જેમ કે, 'હું માંદો પડું તોપણ મારે બીજાને મારૂં વૈયાવૃત્ય કરવા કહેવુ નહીં; કિંતુ તેવી સ્થિતિમા બીજા તંદુરસ્ત સમાન ધર્મ પાળનાર સાધુઓ પોતાના કર્મોની નિર્જરા થવાની ઇચ્છીને પોતેજ મારૂં વૈયાવૃત્ય કરે તો તે મારે કબૂલ કરવું અને હું જો તંદુરસ્ત હોઉં તો મારે પોતાની મેળેજ બીજા માંદા સમાન ધર્મી સાધુઓનું વૈયાવૃત્ય તેનાં ઉપકારાર્થે કરવું, તેવા મુનિએ એ પોતાનો આચાર પાળતા ભક્તપરિજ્ઞા નામના મરણે કરીને પ્રાણ જવા દેવા પણ આચાર ખંડિત કરવો નહીં."

મુનિઓ, આ કેવાં સૂત્રવાકયો છે અને તે તમારા આચારને માટે કેટલે સુધી લખે છે? એ તમારે ધ્યાનમાં રાખવાનું છે. પ્રાણનો નાશ થાય, તો પણ આચારનો નાશ ન થવો જોઇએ. મુનિઓનું ખરૂં જીવન આચાર છે. આચાર રહિત મુનિ મૃતવત્ છે અને તે માત્ર વેશધારી છે.

મુનિઓ, તમે પંચમહાવ્રતો લેતી વખતે કેવી કેવી પ્રતિજ્ઞા લીધેલી છે, તેનો વિચાર કરો. તમે નિરક્ષર છો, એટલે તમોને તમારી પ્રતિજ્ઞાનું ભાન બીલકુલ નહીં હોય જ્યારે તમોને મારૂં સ્વરૂપ (દીક્ષા) ધારણ કરાવવામાં આવે છે, ત્યારે તમોને તમારી ગુરૂની સમક્ષ કેટલીએક પ્રતિજ્ઞા લેવરાવવામાં આવે છે. તમારે સંકટમાં પણ એ પ્રતિજ્ઞાનો ભંગ ન કરવો જોઇએ. તેને માટે સૂત્રકાર નીચે પ્રમાણે લખે છે.

" મુનિ પોતાના આહારને માટે એવી પ્રતિજ્ઞા કરે છે કે, ૧ હું બીજાને માટે લાવીશ; બીજાનું લાવેલું પણ ખાઇશ. ૨ હું બીજાને માટે લાવીશ પણ બીજાનું લાવેલ નહીં ખાઉં. ૩ હું બીજા માટે નહીં લાવીશ પણ બીજાએ લાવેલું ખાઇશ. ૪ હું બીજા માટે પણ લાવીશ નહીં અને બીજાનું લાવેલું ખાઇશ નહીં. આ રીતે જેમ પ્રતિજ્ઞા લીધેલી હોય, તેમજ કહ્યા મુજબ ધર્મને પાળતો થકો મુનિ સંકટ પડતાં શાંત અને વિરત બની સારી લેશ્યાઓ ધારણ કરતો અનશણ કરે, પણ પ્રતિજ્ઞાનો ભગ ન કરે તેમ કરતાં પણ તેનો કાળ પર્યાયજ છે. તે મુનિ ત્યા કર્મનો ક્ષય કરનાર છે. એ રીતે એ વિમોહી પુરૂષોનું સ્થાન છે, સુખકર્ત્તા છે,વાજબી છે, કર્મ ખપાવનાર છે અને એનું સુકૃત ભવાંતરે પણ ચાલે છે. "

મુનિઓ, આ સૂત્રાક્ષરો તમોને કેવો બોધ આપે છે? તેનું હૃદયમા મનન કરજો. તમારે તમારા પ્રાણની દરકાર રાખવાની નથી, પણ તમારી પ્રતિજ્ઞાની દરકાર રાખવાની છે. જો તમે તમારી પ્રતિજ્ઞાનો ભંગ કરો તો પછી તમારો આચાર ક્યાં રહ્યો? જ્યારે તમે

પુંજી, પ્રમાર્જી, દર્ભ પાથરવા અને ત્યાં એવે વખતે ઇત્વરિક એટલે પાદપોપગમ મરણના હિસાબે થોડી મુશ્કેલીવાળું ઇંહિતમરણ કરવું.

સત્યવાદી, પરાક્રમી, સંસારના પારને પામેલ, 'હું કેમ કરીશ' એવી બીકથી રહિત, સારી રીતે વસ્તુ સ્વરૂપને જાણનાર, અને સંસારમાં નહીં ફરેલ મુનિ જિનપ્રવચનના વિશ્વાસથી ભયંકર પરીષહ તથા ઉપસર્ગોને અવગણીને આ વિનશ્વર શરીરને છાડતાં થકા ખરેખર સત્ય અને દુષ્કર કામ બજાવે છે. આમ કરતાં પણ તેનો કાલપર્યાયજ ગણાયછે. તે મુનિ આ સ્થળે પણ અંતક્રિયા કરે છે. એ રીતે એ ઇંગિતમરણ વિમોહી પુરૂષોનું સ્થાન છે, હિત કર્ત્તા છે, સુખ કર્તાછે, વાજબી છે, કર્મ ખપાવનાર છે અને ભવાંતરે એનું સુકૃત સાથે ચાલે છે." મુનિઓ, આ શિવાય પાદોપગમ નામે મરણ કહેલું છે. એટલે એકંદર ભકતપરિજ્ઞા, ઇંગિત અને પાદોપગમ—એ ત્રણ પ્રકારના મરણમાંથી ગમે તે એક મરણ પ્રાપ્ત કરીને મુનિએ સમાધિ પાળવી જોઇએ. હે મુનિઓ, તમે તો મરણનો ભય રાખો છો અને દીક્ષા લીધા પછી પણ મરવાને માટે સ્વદેશ ઉપર—પોતાના વતન ઉપર અતિશય પ્રેમ ધારણ કરો છો, એ કેવો અનાચાર કહેવાય ?

મુનિઓ, તમારે તમારા શરીરની ઉપેક્ષા કરવી જોઇએ. જે કાળે જેવું મળે તેનાથી શરીરનો નિર્વાહ કરવો જોઇએ. કદિ તમને કોઇ કાળે આહાર મળે અથવા ન મળે તો પણ તમારે સંતોષ માની બેસી રહેવાનુ છે. તેમ છતાં જો તદન આહાર ન મળે તો પછી પૂર્વે કહેલાં ત્રણ મરણમાંથી એક મરણને સ્વીકારવું જોઇએ.

સૂત્રકાર લખે છે કે—" કષાય પાટલા કરી અને આહાર ઘટાવી સંકટને સહન કરતો સાધુ જો કદાચ આહાર વિના બહુ મુંઝાયતો તદન આહારનો ત્યાગ કરી અનશણ કરે અથવા સમાધિ રાખવા માટે થોડો વખત આહાર લઇ પછી સંલેખના ચલાવે." તે સ્થળે પુનઃ સૂત્રકાર એમ પણ લખે છે કે, " મુનિએ અણુસણ કરતાં જીવવું પણ ન ઇચ્છવું, તેમ મરવું પણ ન

ઇચ્છવું. જીવિત અને મરણ—એ બનેમાં આશા ન બાંધવી, કિંતુ સમભાવી થઈ નિર્જરાની ઈચ્છા ધરતાં થકા સમાધિ પાળ્યા કરવી અંદરમાં કષાય અને બહારના શરીરાદિક છોડીને પવિત્ર અંતઃકરણ રાખવા ચહાવું ”

‘ મુનિઓ, તમારા આચારને માટે આવા આવા નિયમો બાંધ્યા છે, તેનો તમારે વિચાર કરવો જોઈએ. જૈનમુનિઓના આચારો આર્યાવર્ત્તમાં ઉચ્ચકોટીમા ગણાયા છે તમારા વડિલો એવા એવા ઉત્તમ મરણો કરી ચારિત્રને દીપાવી ગયા છે. તમે તેના વંશજો તદન ક્ષુદ્ર બુદ્ધિવાળા અને સુખશીળ બની ગયા છો. તમે તમારી તબીયત જાળવવાને માટે જેવી કાળજી રાખો છો, તેવી તમારો આચાર પાળવાને માટે કાળજી રાખતા નથી. તમે સમાધિ મેળવવાને માટે આ સ્વરૂપ ધારણ કર્યું છે, એ તમારા લક્ષમાજ નથી. તમે એમ સમજોછો કે, અમે સાધુ થયા છીએ, માટે અમારી બધી ઈષણાઓ પાર પડવી જોઇએ. ગૃહસ્થ શ્રાવકોએ અમારે માટે તન, મન અને ધન અર્પણ કરવા જોઇએ. તેઓએ સતત અમારી તબીયત ઉઠાવવી જોઇએ અમે યાવજ્જીવિત તેમનીપર બોજારૂપે પડ્યા છીએ. આ તમારા વિચારો તમારા આચારની ભ્રષ્ટતાને જણાવી આપે છે.

મુનિઓ, કદિ વર્તમાન દેશકાલને લઇને તમે ઉપર કહેલા ત્રણ પ્રકારનાં મરણને સાધી શકો નહીં તો પણ તમારે એટલું તો ધ્યાનમા રાખવું જોઇએ કે તમારે જીવનને જાળવવા કરતાં તમારા આચારને વિશેષ જાળવવાનો છે. હુ જાણું છું કે, આજકાલ તમે કોઈ રીતે તે ત્રિવિધ મરણમાથી એકે મરણ કરી શકો તેમ નથી. કદિ તેમાથી એકે મરણને ન કરી શકો પણ તમારા હૃદયમાં તેવા મરણની ભાવના ભાવવી જોઇએ અને તે ભાવના તરફ ધ્યાન રાખી તમારે શરીર કરતા આચારને શ્રેષ્ઠ ગણવો જોઇએ. તમને કદી ઓચીંતો કોઈ રોગ થઈ આવે તોપણ તમારે તમારા આચારને પ્રથમ જાળવી જીવનને જાળવવાને ઘટિત પ્રયત્ન કરવો જોઈએ.

મુનિઓ, જો તમે તમારા આચારના ગ્રંથો વાંચ્યા હોત અથવા સાંભળ્યા હોત તો તમારા મનમાં એવી ભાવના પ્રગટ થયા વિના રહે નહિ. અકસ્માત્ રોગ થવાથી તમારે શું કરવાનું છે? એ વાત તમારા જાણવવામાં અથવા સાંભળવામાં હોત તો તમારા હૃદયમાં ઉત્તમ ભાવના થયા વગર રહેત નહીં. તે વિષે આચારાંગસૂત્રમાં શું લખે છે ? તે તમે સાંભળો.

" ઓચીંતો કાંઇ રોગ ઉત્પન્ન થાય તો સમાધિને ઈચ્છતા મુનિએ પોતાના આયુષ્યને પાળવાના જે ઉપાય માલમ હોય, તે ઉપાય અણુસણુની અંદર કરી લઇ સમાધિ મેળવી પાછી પણુ સંલેખણુ કરવી. ગામમાં અથવા અરણ્યમાં સ્થળ તપાસીને તેને જીવજંતુ રહિત જાણીને સૂકા દર્ભાદિ તણોથી ત્યા સંથારો પાથરવો. તે સંથારાપર આહાર ત્યાગ કરી-અનશન કરી મુનિએ શયન કરવું. અણુસણુમાં જે પરીષહ કે ઉપસર્ગ સંકટ ઉપજે તે સહન કરવાં. કોઇ. મનુષ્યો તરફથી ઉપસર્ગ થાય તો મર્યાદા ઉલ્લંઘવી નહીં. (આર્ત્તધ્યાનમાં ન પડવું. )

ફરતાં જંતુઓ, પક્ષિઓ સર્પાદિ પ્રાણીઓ, માંસભક્ષી પ્રાણીઓ અને મચ્છર વિગેરે રક્તભક્ષી પ્રાણીઓ અનશનમાં રહેલ મુનિને ઉપદ્રવ કરે તો મુનિએ હાથ વિગેરેથી તેમને મારવું નહીં, અને રજોહરણાદિકથી શરીરને પ્રમર્જવું નહીં. "

મુનિઓ, આ સૂત્રાક્ષરોનો વિચાર કરો. તમારા પૂર્વજો આવી સ્થિતિમા રહી સમાધિ કરતા હતા, અને શરીરપર નિઃસ્પૃહ બની આચારને પાળતા હતા આવા વર્ત્તનમાં રહેલો એક પણુ અંશ તમારામા આવી શકે તેમ છે ? તમારે તો સારા સારા આહાર જોઈએ છીએ. ઉત્તમ પ્રકારનાં સુખદાયક ઉપકરણાંઓ જોઇએ છીએ. આ તદન તમારા આચારની વિરૂદ્ધ છે. તમારે તમારા જીવનને શામાટે ટકાવવું છે? તેનો વિચાર કરો. તમારૂં જીવન લોકોપયોગી કેવી રીતે થાય છે અને તમારા આત્માને ઉપયોગી કેવી રીતે થાય છે? એનો વિમર્શ કર્યો

પછી તમોને માલુમ પડશે કે, આપણા જીવનનો હેતુ આટલોજ છે. તમે જો તમારા જીવનનો હેતુ અને ઉદ્દેશ સમજશો તો તમોને તમારૂં વર્તન અયોગ્ય જણાઈ આવશે હાલ તો તમે એટલુંજ સમજો છો કે, આપણે શ્રાવકોનો ઉપકાર કરવાને ચારિત્ર લીધું છે તે લોકોના હિતની ખાતર આપણે સંસાર છોડયો છે. આપણે હવે તેમના ઉપકારી ગુરૂ થયા છીએ. હવે તેઓ તન, મન અને ધનથી આપણી સેવા કરે—ભક્તિ કરે, આપણી ઇચ્છાઓ પુરી પાડી આપણને સર્વસ્વ અર્પણ કરી આપણી આજ્ઞા ઉઠાવે. આપણે તેમના લાડકા ગુરૂ થયા છીએ. આપણે દીક્ષા લઈને તેમને ન્યાલ કર્યા છે. તેમને માટે આપણે ઘણું કર્યું છે માટે તેઓ આપણને મન ગમતા આહાર આપે, ઉત્તમ જાતના બારીક અને કોમળ વસ્ત્રો વહોરાવે અને આપણાં શરીરને જાળવવાના સર્વ ઉપાયોની યોજના કરે” મુનિઓ, આ તમારી સમજ કેવી વિપરીત છે ? તેનો વિચાર કરો અને તમારા પૂર્વજોના આચારનું સ્મરણ કરો. તમારા પૂર્વજો કેવી તપસ્યા કરતા હતા ? કેવા પરીષહો સહન કરતા હતા અને કેવાં કષ્ટો ભોગવતા હતા ? એ ઇતિહાસ વાંચો અને સાંભળો. તેઓ આત્માના ઉપકાર કરવા સાથે પરોપકાર કરતા હતા પ્રાણને પણ પોતાના આચારને છોડતા ન હતા. જ્યારે તેમની ઉપર પૂર્વ કર્મોને યોગે રોગાદિ સંકટો આવી પડતા ત્યારે તેઓ પ્રથમ કહેલા ત્રણ મરણોમાંથી એક મરણનો અંગીકાર કરી સમ વિસ્થિત થતા હતા. તેમની મનોવૃત્તિમાં સુખશિળપણાનો એક અંશપણ ન હતો તેઓ આત્મભોગ આપી આચારને પાળતા અને પળાવતા હતા.

મુનિઓ, વધારે શું કહેવું ! પણ તેમના ગુણોનો એક અંશપણ જો તમો ગ્રહણ કરો તો પણ તમો કલ્યાણના માર્ગને મેળવી શકો. તે મહાત્માઓના ગુણો નું વર્ણન વાંચો અને સાંભળો. જ્યારે તેઓ અનશન કરી સંથારામાં પડી રહેતા ત્યારે તેમને અનેક ઉપદ્રવો થતા, તે વખતે તેઓ શો વિચાર કરતા હતા? તે વિચાર મહાનુભાવ સૂત્રકા-

રે પોતાની પવિત્ર વાણીમા દર્શાવ્યો છે. જ્યારે તે મહાપુરૂષો સંલેખણા કરી સંથારાપર પડતા ત્યારે તેમને અનેક જાતના રકતભક્ષી પ્રાણીઓ તેમના શરીર ઉપર દંશ મારતા ત્યારે તેઓ પોતાના દયાળુ અને વિરકત હૃદયમાં આ પ્રમાણે ભાવના ભાવતા હતા. "આ જંતુઓ મારા શરીરને ખાય છે, પણ મારા ગુણોને ખાતા નથી." આવું વિચારી તે મહાત્માઓ ત્યાથી ઉઠીને બીજે સ્થાને જતા નહીં. તેઓ આશ્રમોને છાંડીને આનંદમાં રહી સર્વ પીડાને સહન કરતા હતા. સૂત્રમા પણ કહ્યુ છે કે, "ઉત્તમ મરણને ધારણ કરનારા મુનિએ તે રકતભક્ષી પ્રાણીઓની પીડા સહન કરવી. જુદા જુદા શાસ્રોને સાભળતા અથવા જુદી જુદી જાતના પરિગ્રહ છોડતાં પોતાનું આયુષ્ય પૂરૂં કરવું.

મુનિઓ, હૃદયથી વિચાર કરો. તમારા આચારને માટે સૂત્રકાર કેવું લખે છે? તમારા પૂર્વજોના આચારનું સ્મરણ કરો. જ્યારે તમે એ આચારનુ સ્મરણ કરી તેનું મનન કરશો, ત્યારે તમોને ખાત્રી થશે કે, આપણે તદન આચાર ભ્રષ્ટ છીએ. આપણાથી ગૃહસ્થો પણ સારા હોય છે કે જેઓએ વિરતિધર્મને પૂર્ણ રીતે અંગીકાર કર્યો નથી. તમે વિરત કહેવાઓ છો અને આચરણમાં અવિરત થઇ વર્તો છો.

દીક્ષાકુમારીના આ વચનો સાંભળી પન્યાસ અને તેના શિષ્યો ભયભીત થઇ ગયા. તેઓ ધ્રૂજતા ધ્રૂજતાં દીનવાણીથી બોલ્યા—"મહેશ્વરી, અમારા જેવા અજ્ઞાનીઓના અપરાધોને ક્ષમા કરો, અને વિશેષ વાર અહિં સ્થિર થઇ અમોને બોધ આપો. આપની ઉપદેશવાણીએ અમારા અંતરને ઉઘાડી નાંખ્યો છે અને અમારી લાગણીઓને હલાવી નાખી છે. હવેથી અમે અમારા આચારને સુધારવા તત્પર થઇશું અને અમારા દૂષિત ચારિત્રને નિર્મળ કરવા ઉજમાળ થઇશું. આપ મહા માતાએ અમારી ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આપના પવિત્ર દર્શનથી અમે કૃતાર્થ થયા છીએ."

મુનિઓ, તમોને હવે વધારે કહેવાનો મને સમય નથી,

ટૂંકામા એટલુંજ કહેવાનું કે, તમે તમારા દુરાચાર ભરેલા વર્તનથી નિવૃત્ત થાઓ અને તમારા આચારના ગ્રંથોનું પઠન તથા શ્રવણ કરી તમારા વર્તનને સુધારવા તત્પર બનો. હવે હું અહિંથી બીજે સ્થળે જાઉં છું. આ મારા ઉપદેશને હૃદયમાં રાખજો અને તે પ્રમાણે વર્ત્તવા તત્પર બનજો.

પન્યાસ, તમે આ સર્વમાં મોટા છો. જે પદવી તમોને આપવામાં આવી છે, તે પદવી જેમ સાર્થક થાય, તેવી રીતે વર્તજો અને તમારા શિષ્યોને વર્ત્તાવજો. તેમ છતાં જો તમે તમારા વર્ત્તનને નહીં સુધારો તો હું તમારામાં રહેલ મારા સ્વરૂપને ( દીક્ષાને ) ખેંચી લઇશ અને તમોને ચારિત્રભ્રષ્ટ થયેલા માની તેને યોગ્ય એવી શિક્ષા આપીશ. "

આ પ્રમાણે મુનિઓ કહેતા હતા, તેવામાં તો તે મહાદેવી નીચેનાં સૂત્ર વચનો ઉચ્ચારતાં અંતર્ધાન થઈ ગયાં

" सव्वेत्थेहि अमुच्छिए आरुज्ज कालस्स पारएतितिरकं परमं नवा विमाहान्नत्तरं हितं त्तिवेमि. "

" સર્વ વિષયોમાં અમૂર્છિત થઇને મુનિએ આયુકાળના પારંગામી થવું. એ રીતે ત્રણે મરણોમા ઉત્કૃષ્ટ સહનશીળતા રહેલી હોવાથી પોતાની યોગ્યતાને અનુસારે ગમે તે મરણ કલ્યાણકર્ત્તા છે."

આ ઉચ્ચારો સાંભળી સાનંદાશ્ચર્ય થયેલા મુનિઓ ચારે તરફ જોવા લાગ્યા તોપણ તે દિવ્યમૂર્ત્તિનાં પુનર્દર્શન થયાં નહીં. તે પછી તેઓ સ્વચારિત્રની સુધારણા કરવામાં સર્વદા ઉજમાળ રહેવા લાગ્યા.



## ષષ્ટ પ્રવાસ.

પ્રાત:કાલનો સમય હતો, આકાશમણિ સૂર્યે હજુ પોતાની મુસાફરીનો આરંભ કર્યો ન હતો, અરૂણે વિશ્વની સપાટી ઉપર પોતાનો દેખાવ આપી વિશ્વને જાગ્રત કર્યું હતું,

આસ્તિક લોકો ધર્મજાગરણથી જાગ્રત થઇ ઇષ્ટ ઉપાસના કરતા હતાં, ચૈત્યપૂજકો ચૈત્યના દ્વાર ઉઘાડી પૂજનસમયની રાહ જોતા હતા, અજ્ઞાની લોકો પ્રભુસ્મરણને દૂર કરી કેવલ સંસારની પ્રવૃત્તિના વિચારો કરતા હતા, ઉદ્યોગી લોકો શૌચ વગેરે કરી પોતાના ઉદ્યોગના વિચારો લાવતા હતા, પવિત્ર મુનિઓ ધર્મજાગરણથી જાગ્રત થઇ પ્રતિક્રમણની ક્રિયા આચરતા હતા અને ઉત્તમ અભ્યાસીઓ અધ્યયનો આરંભ કરવાને ઉજમાળ થતા હતા.

આ સમયે એક ઉપાશ્રયની અંદર સાધુઓનો મોટો પરિવાર રહેલો હતો. તેઓમાં એક બે મુનિઓ પદવીધર થવાને માટે તપસ્યાનો આરંભ કરી બેઠા હતા. બે મુનિઓ વડી દીક્ષા લેવાને માટે ક્રિયામાં સામેલ થયા હતા એક બે મુનિઓ યોગ વહન કરવાની ક્રિયામાં તત્પર બન્યા હતા. સર્વ મુનિઓમાં બે મુનિઓ અગ્રેસર હતા. તેઓ બંને ગુરૂભાઇ થતા હતા. તેઓમાં એક આચાર્યપદને પ્રાપ્ત થયેલા હતા અને એક પન્યાસપદને ધરનારા હતા. કોઈ કારણને લઈને તેઓ એક ઉપાશ્રયમા એકઠા થઇ ગયા, પરંતુ અંતરથી તેઓ ભિન્ન હતા પરસ્પર તેમના હૃદયમાં ઇર્ષ્યાનાં બીજ રોપાયાં હતાં. એકબીજાને હાનિ થવાની તે દરેક ઇચ્છા રાખતા હતા. તેઓ બંને દ્રવ્યથી સંપવાળા દેખાતા હતા પણ ભાવથી તેઓમાં ભારે કુસંપ પ્રવર્ત્તતો હતો. બંને મહા મુનિઓનો શિષ્યપરિવાર જુદો જુદો હતો અને તેઓના સંથારા પણ જુદા જુદા હતા.

આ સમયે તેઓ પ્રતિક્રમણ કરવાને સાથે બેઠા હતા, પણ તેવી પવિત્ર ક્રિયામાં પણ તેમનો દ્વેષાગ્નિ પ્રજ્વલિત થયેલો રહેતો હતો. તેઓ પરસ્પર બોલતા અને ચાલતા પણ તેમના વચનોમાં કટાક્ષભરેલાં વાણીના વિલાસો થતા હતા.

આ સમયે મહાદેવી દીક્ષાકુમારી પ્રવાસ કરતાં તે સ્થળે આવી ચડયાં. એ દિવ્ય મૂર્ત્તિ ઉપાશ્રયની અંદર પેઠાં ત્યાં તેમણે બંને મુનિઓના પરિવારોને ભેદબુદ્ધિથી વર્ત્તતા અવલોકયા. પ્રથમ એ

મહેશ્વરી ઉપાશ્રયની આસપાસ ફર્યા અને તેમની સર્વ સ્થિતિ જોવા લાગ્યાં.

થોડો સમય થયો એટલે સૂર્યોદય થવા આવ્યો અને ઉપાશ્રયમા આછો આછો અરૂણનો પ્રકાશ પડવા લાગ્યો. સર્વ મુનિઓ પ્રતિક્રમણની ક્રિયામાંથી પરવારી પોતપોતાના સ્થાન ઉપર જવાની વૃત્તિ ધરવા લાગ્યા. તેવામાં તેમના મુખ્ય ગુરૂએ તે સર્વને પોતાની સમીપ બોલાવ્યા. બંને મુખ્ય ગુરૂઓ ઉપાશ્રયના જુદા જુદા ભાગમાં પોતાનાં આસન જમાવી રહેલા હતા. ઉપાશ્રય ઘણો વિશાળ હતો, તેથી સારી રીતે તેમનો તેમાં સમાવેશ થતો હતો. તે વિશાળ ઉપાશ્રયમાં જુદા જુદા ખંડો હતા અને દરેક ખંડ ઘણો વિસ્તીર્ણ અને ચોરસ હતો. તેના એક ભાગમાં મોટી વ્યાખ્યાનશાળા અને બીજી તરફના ભાગમા એક સામાયિકશાળા હતી

" મહાદેવી દીક્ષાકુમારી પ્રથમ એક ભાગમાં આવ્યાં. ત્યા એક વરિષ્ટ મુનિ કેટલાએક શિષ્યોની સાથે બેઠા હતા. તે વખતે કેટલાએક રાગી શ્રાવકો વેહેલા ઉઠીને તેમની પાસે જુદા જુદા પચ્ચખાણુ લેવાને આવ્યા હતા. તે શ્રાવકો તે મહામુનિના વિશ્વાસપાત્ર અને રહસ્ય કામ કરનારા હતા. આ વરિષ્ટ મુનિનું નામ પ્રતાપવિજય હતું. પરંતુ તે એટલાબધા ક્રોધી હતા કે જેથી લોકો તેમને પ્રચંડવિજય કહેતા હતા. તેમણે વિદ્યાભ્યાસ સારો કર્યો હતો પણ તે તેમનો માત્ર દ્રવ્યઅભ્યાસ હતો પણ ભાવઅભ્યાસ ન હતો. તેઓ પોતાના અભ્યાસનો દુરૂપયોગ કરતા હતા કોઈનો પરાભવ કરવો, બીજાની નિંદા કરવી, બીજાને હાનિ કરવી, પોતાની મહત્તા વધારવી, કીર્તિ અને પ્રતિષ્ઠાનો લોભ રાખવો, સંઘમા કલહ ઉત્પન્ન કરવોં, પોતાના માનને ખંડિત થવાનો ભય રાખી બીજાના ઉત્કર્ષને તોડી પાડવો, સારી સંસ્થાઓને વખોડી કાઢવી અને બીજાની સત્કીર્તિ સાંભળી હૃદયમા બળવું એ તેમના અભ્યાસના સૂત્રો હતા.

એ પ્રચંડવિજયે મોટો પ્રયત્ન કરી આચાર્યપદ મેળવ્યું

હતું અને હવે આચાર્યપદનો ઉપયોગ તેમણે ઉન્માર્ગે કરવા માંડયો હતો. તેઓ એટલાબધા રીસાળ હતા કે, તેમને કાંઇ પણ કહી શકાતું નહોતું. સવર્થા તેમની અનુકૂળતા રાખવી પડતી હતી. ભારતવર્ષના એક સર્વ સત્તાધારી બાદશાહની જેવી મરજી ઉઠાવવી પડતી હતી. લોકો તેમને વંદના કરવા આવતા પણ ભય પામતા હતા. તેઓની સમીપે ઘણા વિનયથી વર્ત્તવું પડતું હતું. તેમની સમીપે જો જરા ઉચ્ચ સ્વરે બોલવામાં આવે તોપણ તેઓ તત્કાળ નાખુશ થઇ જતા અને સર્વ વચ્ચે તે બોલનારનું અપમાન કરી દેતા હતા. ગમે તેવો વયોવૃદ્ધ, ધનવૃદ્ધ કે કીર્ત્તિવૃદ્ધ પુરૂષ તેની પાસે આવ્યો હોય, અને તેનાથી કાંઇપણ તેમનું પ્રતિકૂળ થઇ ગયું હોય તો તેઓ તે પુરૂષને તૃણવત્ ગણી અપમાનિત કરી દેતા હતા. તેમની દૃષ્ટિમાં શરમનો એક પણ અંશ ન હતો.

આચાર્ય પ્રચંડવિજયને ફિતૂરવિજયનામે એક શિષ્ય હતો. તે મારવાડ દેશનો હોવાથી તેમના જેવોજ ઉગ્ર હતો. મુનિ ફિતૂરવિજયે પ્રથમથીજ તેમની પાસે દીક્ષા લીધેલી હતી, તેથી તે તેમના શિષ્યોમા પ્રથમપદને ધારણ કરનાર શિષ્ય હતો. તે પ્રથમથીજ તેમના સહવાસમાં રહેલો તેથી પોતાના ગુરૂના સર્વ દોષોને જાણતો હતો. તેથી આચાર્ય પ્રચંડવિજય તેનાથી ડરતા રહેતા હતા. ફિતૂર વિજય આચાર્યની સામે બોલી શકતો અને તેમને સ્હેલાઇથી હઠાવી શકતો હતો.

આચાર્ય પ્રચંડવિજય અને ફિતૂરવિજયની વચ્ચે ઘણીવાર કલહ ઉત્પન્ન થતો, પણ આખરે આચાર્ય પરાભૂત થઇ એ કલહને શાંત કરી દેતા હતા ફિતૂરવિજયનો જય થતો અને આચાર્યનો પરાભવ થતો હતો. આચાર્યની પ્રકૃતિ જેવી ઉગ્ર હતી તેનાથી ફિતૂરવિજયની પ્રકૃત્તિ બમણી ઉગ્ર હતી. તે ગુરૂ શિષ્યની વચ્ચે ઘણીવાર ઉપકરણ યુદ્ધ અને વાગ્યુદ્ધ થઇ પડતાં પણ આખરે આચાર્યને બળાત્કારે ક્ષમાગુણ રાખવો પડતો હતો.

મહાદેવી દીક્ષાકુમારીએ પ્રચંડવિજય આચાર્યના ખંડમાં પ્રવેશ કર્યો તે વખતે આચાર્ય પોતાના શિષ્યોની સાથે પરિવૃત થઈ બેઠા હતા. મુનિ ક્ષિતૂતવિજય શિષ્યમંડળમાં અગ્રણી થઈ બેઠા હતા તે સમયે એક ગૃહસ્થ શ્રાવક ત્યા આવ્યો. તેણે આચાર્યને પ્રથમ વિધિથી વંદના કર્યો પછી બીજા મુનિઓને અનુક્રમે વંદના કરી આચાર્યની સમીપ આસન લીધુ. તે ગૃહસ્થને જોઇ આચાર્ય આનંદિત થઈ ગયા અને ઉત્સુક થઇ તેની સાથે નીચે પ્રમાણે વાર્ત્તાલાપ કરવા લાગ્યા

મહેશ્વરી દીક્ષાકુમારી આ તેમનો વાર્ત્તાલાપ અદૃશ્ય રહી શ્રવણ કરતાં હતાં

આચાર્યે કહ્યું, “ કેમ બોપીદાસ, પેલા ઢુંઢીઆના રખ (રૂષિ) નું શું થયું ? તે લોકો આપણે માટે શો વિચાર કરે છે ? તે કાંઈ જાણવામાં આવ્યું કે નહીં ? તેના શ્રાવકો શી શી વાતો કરે છે ? એ કાંઇ સાંભળવામાં આવી ? તેઓમાં પેલો રામજી શેઠ ઘણો લુચ્ચો છે, તે આપણો કટો દુશ્મન છે, એ તમારે લક્ષમાં રાખવાનું છે. કહો, કાંઈ નવીન ખબર હોય તો જલદી આપો. ”

આચાર્યનાં આ વચનો સાંભળી બોપીદાસ શેઠ ઉમંગથી બોલી ઉઠયો “ મહારાજજી, કોઈ વાતની ચિંતા રાખશો નહીં. તે ઢુંઢીઆનો રખ આપના જેવો વિદ્વાન્ નથી. તેમજ તેનામા બોલવાની કાંઇ પણ સત્તા નથી કેટલાએક ઢુઢીઆ શ્રાવકો પણ અંદરખાને તેની વિરૂદ્ધ છે કારણકે, તે માની અને દુરાગ્રહી છે. રામજી શેઠ ગમે તેવો લુચ્ચો હોય તો પણ આપણી પાસે તેનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી. આપણા શ્રાવકોમાં ભીમ ભાંજગડીઓ, કપૂરચંદ કજીઆલો. ગુલાબચંદ ગુમાની. માનચંદ મેલો, ત્રિભોવન તોફાની, ફત્તેહચંદ ફીતૂરી. અને ખુબચંદ ખોપી. વગેરે ઘણા જબરા માણસો છે. તેઓ એવા લુચ્ચા છે કે, તેમની સામે ઢુંઢીઆ લોકોનો ગમે તેવો માણસ પણ ટકી શકે તેમ નથી.

કદિ મારામારી કરવી પડે અથવા મોટું કુભાંડ રચવું પડે તો પણ એ લોકો ગમે તે કરી શકે તેવા છે. એક વાર જો તેઓ એકત્ર થઇ ઉપડે તો ઢુંઢીઆના ઉપાશ્રયના કટકે કટકા કરી નાંખે અને તેમના અસંખ્ય માણુસોને ઘાયલ કરી દે. આચાર્ય મહારાજ, આપ કોઇ જાતની ચિંતા રાખશો નહીં વળી કાલે મારા સાંભળવામાં આવ્યું છે કે, આપ આચાર્ય અહીં ચાતુર્માસ્ય કરવાના છો, એવું જાણી ઢુંઢીઆના શામજી રખ અહીંથી વિહાર કરી બીજે ચાલ્યા જવાના છે. આપની વિદ્વતા અને વ્યાખ્યાન કરવાની કળા સાંભળી તે મહારાજ ઠંડા બની ગયા છે, અને તેમના હૃદયમાં પરાભવની ભારે ચિંતા થઈ પડી છે.”

ઓપીદાસ શેઠનાં આ વચનો સાંભળી આચાર્ય પ્રચંડવિજય હરખાઇ ગયા, અને તેમના હૃદયમાં અતિ આનંદનો ઉભરો આવી ગયો. તેઓ ઉત્સાહ લાવીને બોલ્યા—“ શેઠ, તમને ઘણી શાબાશી ઘટે છે. તમે ઘણાજ સારા ખબર આપ્યા છે. હવે ફરીવાર તેવાજ ખબર મેળવજો અને મને તે તત્કાળ નિવેદન કરજો જો આ પ્રમાણે ખબર મળ્યા કરશે તો થોડા દિવસમાં ઢુંઢિઆ લોકોને હું પાયમાલ કરી દઇશ.તેમના સાધુઓને આ દેશમાથી કાઢી મૂકીશ અને શ્વેતાંબર ધર્મનો વિજયવાવટો ફરકાવીશ ઢુંઢીઆનો ધર્મ ખરેખરો મિથ્યાત્વથી ભરેલો છે.તેઓ પ્રતિમાના કટ્ટા દુશ્મન છે. તેમના ઉપાશ્રયોનો તદન નાશ કરવો જોઇએ. તે લોકો ઘણાજ ઈર્ષ્યાલુ છે અને આપણા વરઘોડાને દેખી હૃદયમાં બળનારા છે. આપણા ધર્મનો ઉદ્યોત તેમનાથી સહન થઈ શકતો નથી. જ્યાં સુધી મારૂં બળ ચાલશે ત્યાં સુધી તો હું તેમના ધર્મનો ઉચ્છેદ કરી નાંખીશ તેમના નિરક્ષરી સાધુઓ મારી સામે ચર્ચા કરવાને કદિપણ સમર્થ થવાના નથી. ”

આચાર્યનાં આ વચન સાભળી મુનિ ફિતૂરવિજય આવેશમા આવીને બોલ્યો. “ મહારાજજી, જો આપની આજ્ઞા હોય તો હું એકલોજ તે લોકોને હઠાવી શકું તેમ છું. તેમના સાધુ શામજીરખને

બજાર વચ્ચે મારી હું ચાલ્યો આવું તેવો છું.જો આપ આજ્ઞા આપો તો આ દંડાનો ઉપયોગ ખરેખરો કરી બતાવું. કદિ રાજશિક્ષા ભોગવવી પડે-કારાગૃહમાં જવું પડે તોપણ શું થયું ? એ લોકોને તો જીવતાજ દાટવા જોઇએ. મહારાજ,એક વખતે ઢુંઢીઆનો એક સાધુ કોઇ વાડની પાછળ દસ્લે જવા બેઠો હતો, તેને છુટો પથ્થર મારીને હું ચાલ્યો આવ્યો હતો એ વાત યાદ છે કે ? તે વખતે આપે મને શાબાશી આપી હતી."

આચાર્ય સ્મરણ કરીને બોલ્યા—" હા ફિતૂર, એ વાત મને યાદ આવી. તારી શક્તિ મારા જાણવામાં છે, પણ તું જરા વધારે પડતું કરે તેવો છે, એટલે મને તારી બીક લાગે છે."

ફિતૂરવિજયે સામા થઇને કહ્યું, " મહારાજ, તમે મારાથી કયાં ઓછા છો ? તમારો ક્રોધ મેં ઘણીવાર જોયો છે. તમને તો હુજ પોહોંચી શકુ. આપણ બંને ગુરૂ શિષ્ય સરખા છીએ. કોઈ કોઇનાથી ગાંન્યા જાય તેવા નથી. આ જગત્‌માં આપણી જોડી તો અલૌકિક છે. આપણુ બંને જો ધારીએ તો આ બધો દેશ ઉજડ કરી નાંખીએ."

ગુરૂ શિષ્યનો આ સંવાદ સાભળી બીજા મુનિઓ હસવા લાગ્યા.

આ વખતે એક બીજો શ્રાવક ગૃહસ્થ આવ્યો. તે પ્રથમ આચાર્યને અને બીજા મુનિઓને વંદના કરી યોગ્ય આસને બેઠો. તેને જોઇ આચાર્ય મંદ મંદ હસતા બોલ્યા-" કેમ ગુમાનશેઠ,શી ખબર છે ? પેલા બ્રહ્માનંદ સ્વામીની શી ખબર છે ? તે હાલ શી હીલચાલ કરે છે ? તેના કાંઇ નવીન ખબર હોય તો આપો."

ગુમાનશેઠ આનંદમા આવીને બોલ્યા-"મહારાજ,એ બ્રહ્માનંદ વેદધર્મનાં ભાષણો આપવાનો છે.તેના તરફથી જાહેરખબરો બહાર પડી છે. એકંદર ચાર ભાષણો થવાના છે. પહેલું ભાષણ વેદની મહત્તાનું છે, બીજું ભાષણ મૂર્તિપૂજાનું પ્રતિપાદન એવા નામનું છે, ત્રીજું ભાષણ બ્રહ્મચર્ય વિષે છે અને ચોથું ભાષણ ભક્તિ વિષે છે. આ પ્રમાણે કહી ગુમાન-

શેઠે તે જાહેરખબરનું પત્ર આચાર્યની પાસે ધર્યું. આચાર્યે પોતાના મનમાં તે વાંચી લીધુ. વાંચ્યા પછી ગર્વના મહાન્ પર્વત ઉપર ચડેલા અને પરનિંદામાં પ્રવૃત્તિ કરનારા તે આચાર્ય બોલી ઉઠયા. અરે ! આ મિથ્યાત્વી સ્વામીની સાથે ચર્ચા કરવી જોઈએ અને તેને હરાવી આ ગામમાંથી કાઢી મૂકવો જોઇએ. ચાલો આપણે એ મિથ્યાત્વી સંન્યાસીને ખબર આપીએ કે, "તું અમારી સાથે ચર્ચા કરવા તૈયાર થા, નહીં તો તારાં ભાષણોને બંધ કરી આ ગામમાથી ચાલ્યો જા." આવા મિથ્યાત્વીઓને ભારતવર્ષની બાહેર કાઢી મૂકવા જોઇએ. હું તેના દરેક ભાષણનું ખંડન કરવાને તયાર છું. વેદની મહત્તા તોડી પાડવા માટે મારી પાસે સેંકડો પ્રમાણ મોજુદ છે. બીજુ મૂર્તિપૂજાનું ભાષણ તો હું ક્ષણવારમાં તોડી પાડું તેમ છું. બ્રહ્મચર્ય વિષે તો તે મારી સામે એક અક્ષર પણ બોલી શકે તેમ નથી, અને ભકિતના વિષયને તો મેં ઘણીવાર ખંડિત કર્યો છે.

આ વખતે ફિતૂરવિજય મુનિ ઉંચે સ્વરે બોલી ઉઠયો. "મહારાજજી, આ શું બોલો છો ? મૂર્તીપૂજા, બ્રહ્મચર્ય અને ભકિત એ ત્રણ વિષયો તો આપણે પ્રતિપાદન કરવા જોઈએ. જે વિષયો આપણે માન્ય હોય, તેવા વિષયોનું ખંડન કરવું યોગ્ય નથી."

આચાર્ય ગર્જના કરીને બોલ્યા—અરે ફિતૂર, તું ગાંડો લાગે છે. કદિ આપણે કોઇ વિષય માન્ય હોય તો પણ વાદવિવાદમાં તેની સામું પડવું જોઇએ. કારણકે, એમ કરવાથી બીજાનો પરાભવ થાય છે અને આપણો વિજય વર્ત્તાય છે. અરે ભાઇ, મારા મનની ઇચ્છાઓ પાર પડતી નથી, તેથી લાચાર છું. જો હું ભારતવર્ષનો ચક્રવર્ત્તી રાજા હોત તો બીજા બધા ધર્મોનો નાશ કરી દેત, અને જૈનધર્મનો વિજયવાવટો ફરકાવત. આજકાલ ઉત્પન્ન થયેલા ઢોંગરૂપ વેદધર્મ વગેરે અને બીજા ધર્મના પુસ્તકોને સિંધુ નદીમા ફેંકાવી દેત અને આપણા ગ્રંથોનો પ્રસાર કરત. તે શિવાય પાખંડી લોકોને

સખ્ત શિક્ષા કરત. પણ લાચારછું કે, મારી કાંઈ પણ તેવી સત્તા નથી. ”

ફિતૂરવિજય હસતાં હસતાં બોલ્યો, “ મહારાજ, એટલી સારી વાત કે તમે રાજા થયા નથી. તમારા જેવા પ્રચંડ રાજા પ્રગટ થાય તો પૃથ્વીનો પ્રલય થઇ જાય. ”

ફિતૂરવિજયના હાસ્ય વચનો સાંભળી આચાર્ય જરા રોષાતુર થઇને બોલ્યા—“ અરે મૂર્ખા, એવું શું બોલે છે ? ગુરૂની પણ મશ્કરી કરે છે. તારામા બીલકુલ વિનયજ નથી. ”

ફિતૂરવિજય વધારે ખીજવવાને પુનઃ બોલ્યો—“ મહારાજ, ઘણું કરીને પિતાના ગુણો જેમ પુત્રને વારસામાં આવે છે, તેમ ગુરૂના ગુણો પણ શિષ્યને વારસામાં આવે છે. આપનામા જો વિનયગુણ હોત તો મને પણ પ્રાપ્ત થાત. જ્યારે આપનામાં નથી તો પછી મારામાં વિનય ક્યાંથી આવે ? આપનામાં ક્રોધ, રસ, ક્રૂરતા, માન, અહંકાર અને ઇર્ષ્યા વગેરે રહેલાં છે, તે મારામાં વારસા રૂપે આવેલાંછે.”

આચાર્ય નાખુશ થઇને બોલ્યા—“ અરે મૂર્ખા, તારામાં અકલજ આવી નહીં. જો મારો બધો વારસો તારામાં આવ્યો હોય તો મારી વિદ્વત્તા તારામાં કેમ આવી નથી ? ”

ફિતૂરવિજયે ક્ષણવાર વિચારીને કહ્યું, “ મહારાજ, વિદ્વત્તાનો ગુણ અભ્યાસથી પ્રાપ્ત થાય છે, એ સ્વભાવથી આવતો નથી. આપે મને અભ્યાસ કરાવ્યોજ નથી. હમેશા આપના ખાનગી કામમાંજ મને રૂંધી રાખ્યો છે, તેથી મારામાં તમારો વિદ્વત્તાનો ગુણ ક્યાંથી આવે ?”

આચાર્યે આક્ષેપથી કહ્યું, “ અરે મૂર્ખા, આવું શું બોલે છે ? અમારે સાધુને વળી ખાનગી કામ શું હોય ? મુનિ થઈને આવું વૃથા વચન ન બોલવું જોઇએ. ”

ફિતૂરવિજયે આક્ષેપથી ઉત્તર આપ્યો. મહારાજ, આ બધાની

વચ્ચે મને શામાટે બોલાવો છો? મને આપ હંમેશા એવાં કામ
સોંપો છો કે, જો હું આ વખતે ઊઘાડાં કરીશ તો આપને ખોટું
લાગશે. બાંધી મુઠી સવાલાખની રહેવા દો."

આચાર્ય આવેશથી બોલ્યા. "અરે શું તું મને ડરાવે છે?
તારે કહેવું હોય તે કહે. હું કોઇના બાપની પરવા રાખતો નથી."

ફિતૂરવિજય અલ્પબુદ્ધિ અને અવિચારી મુનિ હતો. તેણે ત
ત્કાળ આવેશમાં આવીને કહ્યું, "આચાર્યજી, વધારે શું કહેવરાવો
છો? ઘણા શ્રાવકોના છોકરાઓને નસાડી છુપી રીતે રખાવવામા
આપને કોની સહાય છે? અહિં બેઠેલા આ મુનિ મોહવિજયને
જ્યારે દીક્ષા આપી, ત્યારે કેવું તોફાન થયું હતું? એ આપને યાદ
છે કે? તે વખતે આ મોહવિજયના સંસારી પિતા ઝવેરશેઠે સરકાર-
માં ફરિયાદી કરેલી અને તમને પકડાવવાને વૉરંટ કઢાવેલ તે વખતે
તમારે બદલે હું પકડાવા તૈયાર થયો હતો, એ વાત યાદ છે? વળી
તેમાથી છુટવા માટે કેટલાએક ખોટા સાક્ષીઓ ઉભા કર્યાં હતા, તે
સમયે એક સત્યચંદ્ર નામના ઉત્તમ શ્રાવકે આપને ચોખી રીતે
કહેલું કે, "મહારાજ હું, મૃષાવાદ બોલવા ખોટી સાક્ષી પૂરવા
નહીં આવું અને આપ જૈનમુનિ થઇને બીજાઓને મૃષાવાદ શા
માટે બોલાવો છો?" તેના આવાં વચનો સાંભળી તમે તેની ઉપર
નાખુશ થયા હતા અને તે વખતે મને આજ્ઞા કરી હતી કે, આ શેઠને
લપડાક મારી ઉપાશ્રયની બહાર કાઢી મુકો.આપની આજ્ઞાથી હું તેને
ઉપાશ્રયની બહાર કાઢી મૂકવા તૈયાર થયો હતો તે વખતે તે સત્ય
ચંદ્ર મારી સામો થયો હતો અને મેં તેના માથામાં દંડો મારેલ તે
વખતે મોટું તોફાન થવાનો વખત આવ્યો હતો, પણ બીજા કેટલા-
એક લોકો વચમાં પડવાથી માંડ માંડ સમાધાની થઈ હતી.

એક વખતે એક મણિ નામની શ્રાવિકા આપની પાસે દીક્ષા
લેવા આવેલ હતી, તેનાં સાસૂ સસરો અને માતા પિતા દીક્ષા આપ-
વાની વિરૂદ્ધમાં હતાં, અને બીજાં કેટલાએક તેનાં સંબંધીઓ સામી
બાજુ પ્રતિકૂળ હતાં. તેવે વખતે મેં ભારે મહેનત કરી હતી, તે

શ્રાવિકાના સંબંધીઓની સાથે મોટી લડાઈ કરી હતી અને બધા સંઘની વચ્ચે એ લોકોને હઠાવી દીધા હતા અને આખરે મણિને દીક્ષા અપાવી હતી. આ તોફાનની અંદર નાના નાના ઘણા છળ પ્રપંચો કરવા પડયા હતા અને તે બધામાં મેં મારો મોટો પાટ બજાવ્યો હતો. એ વાત આપને યાદ છે ? મહારાજ, એક ગામમાં આપ ચોમાસું હતા, ત્યાં વરઘોડાને પ્રસંગે ઢુંઢીયા લોકોની સાથે મોટી મારામારી થઈ હતી. તેમાં તપાલોકોને આપે ઉશ્કેર્યાં હતા, તે વખતે સરકારી ન્યાયની અદાલતમાં ફરીયાદી થયેલી અને આપને તેમાં તોહોમતદાર તરીકે નોંધેલા, તે વખતે મારે કેટલી મેહેનત પડી હતી ? તે વાત આપને યાદ હશે ? તેમાં ત્યાંથી થોડા ગાઉ ઉપર આવેલા ગામમાંથી એક શ્રાવકને તેડવા માટે મારે રાત્રે વિહાર કરી ચાલી નીકળવું પડયું હતું ? અને તેમાં કેટલુંએક જુઠાણું ઉભું કર્યું હતું, એ વાત તમે કેમ ભૂલી ગયા ? તમારે પોતાનેજ મૃષાવાદ બોલવો પડયો હતો, એ કેમ ભુલી ગયા ? મહારાજજી, મને શા માટે વધારે બોલાવો છો ? એક વખતે કોઈ વિદ્વાન્ શ્રાવકે એક શહેરમાં ભાષણ આપી લોકોને પોતાને આધીન બનાવી દીધા હતા, સંઘના સર્વ માણસો તેના ભાષણથી મોહ પામી ગયા હતા, અને તમારી આગળ તેની ભારે પ્રશંસા કરતા હતા, તે વખતે તમોને તેની ઉપર ભારે દ્વેષ તથા ઇર્ષ્યા ઉત્પન્ન થઇ આવેલ, અને તેથી તે વિદ્વાન્ માણસને મહાત કરવા માટે તમે મારી મારફત કેવી યુક્તિઓ રચી હતી ? એ વાત સ્મરણમાં આવે છે ? તે શ્રાવક ઘણો વિદ્વાન, ધર્મી પ્રમાણિક અને પરોપકારી હતો, છતાં તેનામાં કેટલાએક ખોટા દૂષણો બતાવાને તમે મને શી યુક્તિ બતાવી હતી ? તે સંભારો. મારે ખુલ્લેખુલ્લું કહેવું પડશે કે, તમે તેના ખોટેખોટાં દૂષણો દર્શાવવાને બીજા સંઘ ઉપર મારી પાસે કેટલાએક પત્રો લખાવ્યા હતા અને તેને સંઘનો તિરસ્કાર કરવાની યોજના ઘડી હતી. એમાં મારો મુખ્ય પાટ હતો, એ સંભારી જુવો. ”

ક્રિતૂરવિજયનાં આ વચનો સાંભળી આચાર્ય પ્રચંડવિજય

ગ્લાનિ પામી ગયા અને તત્કાળ શાંત સ્વરથી બોલ્યા—"ભાઈ, હવે વધારે વાત કરવી રહેવા દે. હું તારાથી હારી ગયો છું. તેં મારાં ઘણાં મોટાં કામ બજાવ્યાં છે. વધારે શું કહું, તારી ઉપરજ મારો આધાર છે. હવે મહેરબાની કરીને કાંઇપણ બોલીશ નહીં."

આચાર્યનાં આ વચન સાંભળી ફિતૂરવિજય હસી પડયો અને તે કટાક્ષમાં બોલ્યો—"મહારાજ હું કહેતો હતો કે, મને બોલાવવામાં સાર નહીં નીકળે. ઠીક, ચાલો હવે એ વાત પડતી મુકી દો.

આ પ્રમાણે ફિતૂરવિજય બોલતો બંધ થયો, તેવામાં એક ત્રીજો શ્રાવક આવ્યો. તેનું નામ છીલદાસ હતું. તેને લોકો ખુશામતચંદના નામથી પણ બોલાવતા હતા. કારણકે, તે સ્વભાવથીજ સાધુઓની ખુશામત કરનારો હતો. મુનિ ગમે તેવી રીતે ચાલે તો પણ તે તેમની પ્રશંસાજ કરતો હતો. તે શ્રાવક આવ્યો, એટલે આચાર્ય તેને લઇને ઉપાશ્રયના બીજા એકાંત ભાગમાં ગયા અને તે સ્થળે તેમની સાથે નીચે પ્રમાણે રહસ્યવાર્તા કરવા લાગ્યા. આ વખતે મહેશ્વરી દીક્ષાકુમારી પણ અદૃશ્યરૂપે તેમની વાર્ત્તા સાંભળવાને પાછળ ગયાં હતા.

આ પ્રસંગે જે આચાર્ય પ્રતાપવિજય—પ્રચંડ વિજયના બીજા વડેરા ગુરૂભાઈ, તેજ ઉપાશ્રયના બીજા ખંડમાં પોતાના શિષ્યોના પરિવાર સાથે ઉતર્યા હતા. તેમની વાચકોને ઓલખ કરાવવાની જરૂર છે. તે મુનિ પન્યાસની પદવીને પામેલા હતા. તે સ્વભાવે શાંત હતા, પણ અંતરમાં અશાંત હતા. માયા, છલ–કપટવગેરેની પ્રપંચી ક્રિયાઓમાં તેઓ અત્યંત કુશલ હતા. તેઓની વાણી શાંત અને મધુર લાગતી હતી પણ તેમની ક્રિયા તેનાથી તદ્દન ઉલટી હતી. તેમનો બાહ્ય આચાર સારો દેખાતો હતો પણ અંતર આચાર વિપરીત હતો. ઘણા ભોળા લોકો તેમને શાંત અને ન્યાયમૂર્ત્તિ તરીકે જાણતા પણ જે બુદ્ધિમાન્ અને ચતુર પુરૂષો હતા, તેઓ તેમના બાહ્ય અને અંતર–ઉભય સ્વરૂપને જાણી શકતા હતા.

એ પન્યાસનું નામ કલ્યાણવિજય હતું. પણ તેમના અંતર્ગુણોને

જાણનારા લોકો તેમને કલ્યાવિજયપન્યાસ તરીકે કહેતા હતા પન્યાસ આર્હતશાસ્ત્રમા સારા પ્રવીણ હતા. સ્યાદ્વાદ ધર્મની તત્વસંપત્તિ તેમણે સારીરીતે મેળવી હતી પણ તે માત્ર વાચવામાજ હતી પણ આચારમાંન હતી.તેમની પાસે ઘણા શ્રાવકો અને શ્રાવિકાઓ દીક્ષિત થયા હતા,પણ તેઓ તેમના અંતર સ્વરૂપને ઓલખ્યા પછી તેમનાથી જુદા પડી ચાલ્યા ગયા હતા તો પણ કેટલાએક અભ્યાસી મુનિઓ પોતાના અભ્યાસનો સ્વાર્થ સાધવાને અને કેટલાએક ઉચ્ચપદ મેળવવાની આશાએ અને વડિ દીક્ષાના યોગ વહન કરવાની લાલચે તેમની પાસે રહ્યા હતા. પન્યાસની પાસે એક ગુણવિજય નામના સાધુ હતા, તેઓ તેમના ચોથા નંબરના શિષ્ય હતા તે ઘણાજ પવિત્ર અને શુદ્ધ ચારિત્રથી અંકિત હતા તેમણે પન્યાસના જ્ઞાનનો પૂર્ણ લાભ લીધો હતો તેઓ મન, વચન અને ક્રિયામા એકરૂપી હતા. તેમના હૃદયમા સવેગનો ઉજ્વળ રગ લાગી રહ્યો હતો. વૈરાગ્યની નિર્મલ પ્રભાવથી તેમનું અંતર સ્વરૂપ પ્રકાશિત રહેતું હતુ. મુનિધર્મ અને મુનિઆચારને આચરવામાં તેઓ સર્વદા સાવધાન રહેતા હતા. તેમની દૃષ્ટિમા સમતાની છાયા પૂર્ણ રીતે પ્રસરતી હતી. ક્ષમા, શમ, ઉપશમ અને વિરતિ ઇત્યાદિ સદ્દગુણોથી તે સર્વદા સુવાસિત હતા. તેઓ સમય સ્વરૂપને સારી રીતે સમજતા હતા. સદાકાળ સ્વાધ્યાય અને ધ્યાનમાં તેઓ મગ્ન રહેતા હતા.દશ વૈકાલિક અને આચારાંગ સૂત્રોના પાઠ તેમને કંઠસ્થ હતા અને તેમની મનોવૃત્તિમાં તેનુજ મનન થયા કરતું હતું.તે સાથે પરીષહો સહન કરવામાં તેઓ સદા બદ્ધપરિકર રહેતા અને તપસ્યામાં તત્પર રહેતા હતા

મહામુનિ ગુણવિજય પન્યાસના પરિવારના એક આભૂષણરૂપ હતા. તેઓ એવા ઉચ્ચ ગુણવાલા મુનિ હતા, તે છતા તેઓ જૈન આગમના પૂર્ણ અભ્યાસી હતા. પન્યાસ અને તેમના બીજા શિષ્યોના વર્તનને માટે તેમને સર્વદા અસંતોષ રહ્યા કરતો અને કોઇવાર તો તેઓ તેમનાથી કંટાળી જતા, તોપણ માત્ર અભ્યાસના લાભની ખાતર તેઓ એ પ્રપંચી પરિવારમાં રહેતા હતા. એ મહાનુભાવને

ઘણીવાર તેમના શુદ્ધ વર્તનમાં અંતરાયો આવી પડતા, તથાપિ લાભાલાભનો વિચાર કરી તેઓ બધું સહન કરતા હતા.

પન્યાસ કળાવિજયને તે મહામુનિ ગુણવિજય ઉપર રાગ હતો, તોપણ ઘણીવાર તેમનાથી તેઓ સંકોચાતા હતા. કારણ કે, પોતાના પ્રપંચી વર્ત્તનને માટે તે મહામુનિ તેમને વિઘ્નરૂપ લાગતા હતા મહામુનિ ગુણવિજય જેવા સદાચારી હતા,તેવા તેઓ સ્પષ્ટ વક્તા હતા, તેમના નિર્મળ હૃદયમાં કોઇ જાતનો પ્રપંચ ન હતો,એટલે તેઓ ઘણીવાર પન્યાસ અને બીજા સાધુઓને યથાર્થ કહી સંભળાવતા, તોપણ તેઓ વિનયનો ત્યાગ કરતા નહતા. મહામુનિ ગુણવિજયની આ રીતિને માટે પન્યાસને અરૂચિ થતી પણ તેઓ તે મહામુનિના બીજા ગુણોને લઇને તેમની તરફ રાગ દૃષ્ટિથી જોતા હતા. તેમ વળી મહામુનિ ગુણવિજયની ઉચ્ચ વૃત્તિ અને શુદ્ધ ચારિત્ર તરફ ઘણા ગૃહસ્થો અને વિદ્વાનો આકર્ષાતા, તેનો લાભ પન્યાસ પણ મેળવી શકતા હતા. મહામુનિ ગુણવિજયના વર્ત્તનને લઇને શ્રાવકવર્ગમાં પન્યાસની પ્રતિષ્ટામાં વધારો થતો હતો. પન્યાસનું લોકોમાં બહુ માન અને ગૌરવ થતું, તેનું કારણ મહામુનિ ગુણવિજય હતા, એ વાત પન્યાસના લક્ષમાં પણ હતી. આથી પન્યાસ તે મહામુનિને વિશેષ ચાહતા અને તેમને આગ્રહથી સાથે રાખતા હતા. મહા મુનિ ગુણવિજયને લઇને પન્યાસનો વિહાર અને ચાતુર્માસ્યનો નિવાસ અતિ સમૃદ્ધિવાળો થઇ પડતો હતો, તેમજ વિવિધ નગર અને ગામોના સંઘો તરફથી પન્યાસને ચાતુર્માસ્ય કરવાની વિનંતિઓ ઉપરા ઉપર થયા કરતી હતી.

મહા મુનિ ગુણવિજય જેવા ચારિત્રમાં ચડીઆતા હતા, તેવા વ્યાખ્યાન કરવામાં પણ ચડીઆતા હતા. એવો કુદરતી નિયમ છે કે ઉપદેશકમાં જો સ્વાભાવિક રીતે ઉચ્ચ ગુણો રહેલા હોય તો તેનો ઉપદેશ હૃદયસ્પર્શી અને અસરકારક થાય છે. એ નિયમ પ્રમાણે મહા મુનિ ગુણવિજયનો ઉપદેશ શ્રોતાઓમાં અસરકારક થઇ પડતો હતો; આથી લોકો તે મહાત્માના મુખની ઉપદેશવાણી સાંભળવાને

અતિશય આતુર રહેતા, અને તેમના ઉપદેશની ભારે પ્રશંસા કરતા હતા.

આ પ્રમાણે કલાવિજયપન્યાસનો વૃત્તાંત વિદિત કરી હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ. તે કલાવિજય પન્યાસની પાસે એક છલદાસ નામનો ગૃહસ્થશ્રાવક દીક્ષા લેવાને તત્પર થયો હતો. છલદાસની ઈચ્છા મહામુનિ ગુણવિજયની પાસે દીક્ષા લેવાની હતી, પણ વિનયી ગુણવિજયે પોતાના વડિલ પન્યાસનું માન સાચવવાને અને તેમના શિષ્ય લોભને તૃપ્ત કરવાને તેને પોતાના નામની દીક્ષા આપવાની ના કહી હતી તેમ વળી મહાત્મા ગુણવિજયની અંદર શિષ્યમોહ ન હતો. કારણકે, તેઓ સમજતા હતા કે, વર્ત્તમાનકાલે મહાવ્રત લેવાના અધિકારી કોઈકજ હોય છે. બાકી તો મોટોવર્ગ ધાનફૂટ ભેગો થાય છે જ્યારે મહામુનિ ગુણવિજયે તે છલદાસ ગૃહસ્થને દીક્ષા આપવાની ના કહી, તે ઉપરથી તે પન્યાસની પાસે દીક્ષા લેવા તૈયાર થયો હતો. પન્યાસ તેને દીક્ષા આપવાને ઘણાજ ખુશી હતા. કારણકે, તે છલદાસ થોડા ઘણા પૈસાવાળો હતો. તેનો દીક્ષામહોત્સવ લોકોમાં કીર્તિને વધારનારો થઇ પડે તેમ હતું. હવે તે દીક્ષા લેવા તૈયાર થયેલો છલદાસ તેજ ગામના એક ગૃહસ્થનો પુત્ર હતો. તેના માતાપિતા કાળધર્મને પામ્યાં હતા. તે બે વાર વિવાહિત થયો હતો, પણ બંને સ્ત્રીઓ એકજ રોગથી મૃત્યુ પામી હતી. તે ત્રીજીવાર વિવાહિત થવાનો હતો, પણ કોઇ જોષી મહારાજે તેની જન્મપત્રિકા જોઇને કહ્યું હતું કે, "તારા ભાગ્યમાં સ્ત્રીનું સુખ નથી." આથી તેણે ત્રીજીવાર ગૃહારંભ કરવાનો વિચાર માંડી વાળ્યો હતો અને પછી તે દીક્ષા લેવા તૈયાર થયો હતો. એકવાર મહામુનિ ગુણવિજયના ઉપદેશે તેના હૃદય ઉપર વૈરાગ્યની અસર કરી હતી, પણ તે અજ્ઞાનથી ભરેલો હોવાથી તેની સ્થૂલ બુદ્ધિમાં એ વૈરાગ્યની સૂક્ષ્મ ભાવના ટકી ન હતી. તે માત્ર થોડા ઘણા સંસારના કંટાળાથી લોકોમા સાધુ થવાની કીર્ત્તિના લોભથી અને લોકોનું માન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી દીક્ષા લેવા તૈયાર

થયો હતો, તેનામાં છળદાસ એ નામ પ્રમાણે ગુણ હતા. તે છળ-કપટ કરવામાં ઘણો પ્રવીણ હતો. વચનવિદ્યામાં તે અતિશય કુશળ હતો. છળદાસે દીક્ષા લેવાનો વિચાર પન્યાસને પ્રથમ જણાવ્યો હતો. તે પછી પ્રચંડવિજય આચાર્યને પણ જણાવ્યો હતો. બંને મુનિઓને તેણે દીક્ષા લેવાની લાલચ આપી હતી. આચાર્ય અને પન્યાસ બંને તેને પોતપોતાનો શિષ્ય બનાવવાને તલપી રહ્યા હતા એ વાતની ચર્ચા ઘણા દિવસ થયા ચાલતી હતી, પણ ચતુર છળદાસે બનેમાંથી એકેની પાસે નિશ્ચય કર્યો ન હતો. છળદાસ સારી સ્થિતિનો ગૃહસ્થ હોવાથી સુખશીળપણાની અને માનની ઇચ્છાને પ્રધાન રાખી સાધુ બનવા ધારતો હતો. આથી તે બંને પ્રધાન મુનિઓને લાલચ આપી રમાડયા કરતો હતો.

બંને પદવીધર મુનિઓ છલદાસને પોતાનો શિષ્ય કરવાને આતુર હતા તેથી તેઓ અનેક જાતની યુક્તિઓ કરી તેને પોતાનો કરવા ધારતા હતા.

ઉપર કહેવામા આવ્યુ છે કે, જે ત્રીજો શ્રાવક આચાર્યની પાસે આવ્યો અને આચાર્ય એકલા ઉઠી તેની સાથે એકાંતે ગયા હતા, તે શ્રાવક પોતેજ છલદાસ હતો. આચાર્ય પ્રચંડવિજયે તેને સમજાવવાને બોલાવ્યો હતો.

આચાર્ય અને છલદાસની વચ્ચે નીચે પ્રમાણે વાર્ત્તાલાપ થતો હતો, જે મહેશ્વરી દીક્ષાકુમારી અદૃશ્ય રૂપે સાંભળતા હતાં.

આચાર્ય ઇંતેજારીથી બોલ્યા-કેમ છળદાસ, તેં દીક્ષાને માટે શો વિચાર કર્યો. તું અમને ઘણા દિવસ થયા ધવરાવે છે, તો હવે જેવો વિચાર હોય, તેવો ખુલ્લી રીતે પ્રગટ કરી દે. મારા સાંભળવામાં આવ્યું છે કે, 'તું પન્યાસની પાસે દીક્ષા લેવા ઇચ્છા રાખે છે. જો એ વાત સત્ય હોય તો મને જણાવી દેજે. જ્યારે તારો વિચાર તેમની પાસે દીક્ષા લેવાનો હોય તો પછી હું તારી સાથે એ વાતની પંચાત છોડી દઉં. પણ બચ્ચા, યાદ રાખજે કે, તે પન્યાસની પાસે દીક્ષા લીધા પછી તને પસ્તાવો થઇ પડશે, પન્યાસ મારો ગુરૂભાઇ છે.

છે ? અરે વીર શાસનના અધિષ્ટાયકો, જાગ્રત થાઓ. વર્ત્તમાન-કાળના વેષધારી મુનિઓ, આપણા પવિત્ર શાસનની નિંદા કરાવા તસર થયા છે. અરે ચારિત્ર, તું તારા અધિષ્ટાયકનું સ્મરણ કર. નામની પદવી ધરનારા અનાચારી આચાર્યો તારી વિડંબના કરવા ઉભા થયા છે. અરે પવિત્ર ઉપકરણાંઓ, તમે તમારા અધિષ્ટાયક દેવતાંનું સ્મરણ કરો.

હે સુરપતિઓ, તમે અરિહંત અને કેવલીઓને ઉપકરણના આપનારા છો. તમે અહીં પ્રગટ થાઓ, અને આ ચારિત્રભ્રષ્ટ વેષધારી મુનિઓની પાસેથી તેમના ઉપકરણાઓને ખેંચી લ્યો. શ્રી વીરપ્રભુના પૂર્વના પ્રભાવી પુરૂષો પાસે રહેનારા ઓઘાઓ આ અનાચારી મુનિઓની પાસે રહેતા શરમાય છે. પૂર્વના માનવંતા મહર્ષિઓના મુખકમલને અલંકૃત કરનારી મુખવસ્ત્રિકાઓ આ મલિન અને મૃષાવાણીને બોલનારા વેષધારી મુનિઓના મુખની આગળ નિસ્તેજ થઇ રહેલી છે. પૂર્વના પવિત્ર મહર્ષિઓએ આઠ કર્મોને શિક્ષા કરવાને રાખેલા આ દાંડાઓ, આ દંડાદંડિ યુદ્ધ કરનારા અયોગ્ય મુનિઓના હાથમા રહેતાં ખેદ ધરે છે. પૂર્વ નીરસ અને પ્રાસુક આહારને ગ્રહણ કરનારા આ પાત્રાંઓ રસ ભરેલા વિકૃતિવાળા આહારને લેતા લજ્જા ધરે છે.

હે દેવેંદ્રો, તમારી શકિત પ્રગટ કરો અને આ ઉન્મત્ત થઇ ગયેલા વેષધારી મુનિઓના ઉપકરણો ઝુંટાવી લ્યો. અરે દીક્ષાકુમારી, તું શાંત થઇને કેમ રહી છે ? આ માની મુનિઓ તારા સ્વરૂપની કેવી વિડંબના કરે છે ? તેનો વિચાર કર. તારા સ્વરૂપની આવી વિડંબના થાય, અને તું જોઇને ઉપેક્ષા કરે, એ તને શરમાવાનું છે. ”

આ પ્રમાણે હૃદયમા બોલતા અને રોષથી અધરપલ્લવને કંપાવતાં દીક્ષાકુમારી ત્યાં પ્રગટ થવાને ઉત્સુક થઇ ગયા, પણ તે ચતુર દેવીએ વિચાર કર્યો કે, “ જો હું સાહસ કરી પ્રગટ થઇશ તો આ વેષધારી આચાર્યના બધા દુર્ગુણો મારા જાણવામા આવશે નહિ માટે

સાહસ કરવું નહીં. આ દુરાચારી આચાર્યનું સર્વ ચેષ્ટિત સારી રીતે વિલોકવું. "

આ પ્રમાણે વિચાર કરી દીક્ષાકુમારી શાંત થઈને ઉભાં રહ્યાં. પછી આચાર્ય પ્રચંડવિજય અને છલદાસની વચ્ચે નીચે પ્રમાણે વાર્ત્તાલાપ શરૂ થયો હતો.

આચાર્ય પ્રચંડવિજયના લલચાવનારાં વચને સાંભળી છલદાસ છલતા પર્વક બોલ્યો "મહારાજજી, આપનાં વચને સાભળી મારા મનમા નિશ્ચય થાય છે કે, 'મારે આપની પાસે દીક્ષા લેવી' પરંતુ તેમા કેટલાએક ખુલાસા કરવાની જરૂર છે, તે આપ કૃપા કરી ખુલાસા આપો. '

આચાર્ય હૃદયમાં હરખાઈને બોલ્યા—" ભાઇ છલદાસ, જે ખુલાસા કરવા હોય તે ખુશીથી કર. તારા મનની જે ઈચ્છા હોય તે સ્પષ્ટતાથી જણાવજે. "

છલદાસે મધુર વચનથી કહ્યું, " મહારાજ, હવે આપની પાસે હું કાંઇ પણ છુપાવીશ નહીં, જે હશે તે ખુલ્લેખુલ્લું કહી આપીશ. પ્રથમ તો આપ ક્યારે મને દીક્ષા આપશો ? તેમા કેટલી મુદત લાગશે ? અને તે દીક્ષા લેતાં જે ખર્ચ થશે, તેની શી ગોઠવણ કરશો ?" આચાર્ય વિચાર કરીને બોલ્યા—" ભાઈ, તારી જો ઇચ્છા હોય તો આજે આપુ તેમા કાંઈ દિવસો કાઢવાના નથી. અને તે દીક્ષા લેવામા જેટલો ખર્ચ કરીએ તેટલો થઇ શકે તેમ છે. મારા સાંભળવામાં આવ્યું છે કે, તારી પાસે ઘણો પૈસો છે, અને તે પૈસાનો ઉપયોગ તું આ પ્રસંગે કરવા ધારે છે તેમ છતાં તારી પાસે પૈસા ન હોય તો તેની ગોઠવણુ થઇ શકશે તેમા કોઇ જાતની શંકા લાવીશ નહીં. પરંતુ તારે પોતાને સમજવું જોઇએ કે, જો તારી પાસે પુષ્કળ પૈસો હોય તો તે ખર્ચવાનો આ મોટો પ્રસંગ છે. મારા જાણુવા પ્રમાણે તારા કુટુંબમા તારી પાછળ કોઇ માણુસ નથી. તું એકલો છે, તો પછી પાછળથી એ પૈસાનો શો ઉપયોગ થશે જો ખરેખરો લ્હાવ અને લાભ લેવો હોય તો આ પ્રસંગના જેવો બીજો કોઇ દ્રવ્ય ખ

ચંવાનો પ્રસંગ નથી. તારી દીક્ષા પ્રસંગે અઠ્ઠાઇ ઉત્સવનો આરંભ થાય, મોટા મોટા સમૃદ્ધિવાળા વરઘોડા ચડે અને અમારા અને તારા આશ્રિતોને દાન આપવામાં આવે. તે શિવાય સાત ક્ષેત્રોની વૃદ્ધિ કરવામાં ઘણી સહાય કરવામાં આવે તો તારી દીક્ષા ઘણીજ દીપી નીકળશે અને લોકોમાં અમારી અને તારી વાહવાહ કહેવાશે. છલદાસે છલતાથી વિચાર કરી કહ્યું "મહારાજ આપ કહો છો, એ સત્ય વાત છે, પણ મારી પાસે એટલાબધા પૈસા નથી. માત્ર સાધારણ રકમ છે, તે હું આ પ્રસંગે ખર્ચીશ; પણ બાકીના ખર્ચને માટે આપે ગોઠવણ કરવી પડશે."

આચાર્ય, છલદાસનાં આ વચનો સાંભળી વિચારમાં તો પડી ગયા પણ પન્યાસની સ્પર્ધાને લઇને તેમને છલદાસને દીક્ષા આપવાનો આગ્રહ બંધાઈ ગયો હતો, તેથી તેના મનમાં નિશ્ચય થયો કે, 'ગમે તેમ કરીને પણ છલદાસને મારે દીક્ષા આપવી. તેને પન્યાસના હાથમાં જવા દેવો નહીં.' આવો નિશ્ચય કરી તેઓ આગ્રહ દર્શાવતા બોલ્યા—"ભાઇ છલદાસ, તું કોઈ વાતે ફીકર રાખીશ નહીં. તારી ઇચ્છા હોય તે પ્રમાણે તું ખર્ચ કરજે. બીજા પૈસાની ગોઠવણ હું કરી દઇશ તારી દીક્ષાને માટે હજારો રૂપીઆ ખર્ચનારા શેઠીઆઓ મારી પાસે તૈયાર છે. આ પ્રતાપવિજય આચાર્યનાં વચનમાં લાખો રૂપીયા ભર્યા છે. ભાઇ છલદાસ, હવે તારી ઈચ્છા હોય તો બે દિવસમાંજ દીક્ષાનું મુહુર્ત આવે છે. આજે વરઘોડો અને કાલે તારી દીક્ષા થઈ જાય."

છલદાસ વિચાર કરીને બોલ્યો—"મહારાજ, એમ બે દિવસમાં શી રીતે બને? કારણકે, હું કાંઇ સાધુની ક્રિયા જાણતો નથી. એક નવકાર શિવાય બીજું કાંઈ પણ મને આવડતું નથી. તો આપ મને કાલે શી રીતે દીક્ષા આપશો.?"

આચાર્ય ઉંચે સ્વરે બોલ્યા—"ભાઈ તારે એ ચિંતા રાખવી નહીં. દીક્ષા લીધા પછી તને ભણાવીશું. એક નવકાર આવડતો હોય તો બસ છે."

છલદાસે ફરીથી પૂછ્યું, "મહારાજ, એ શી રીતે ચાલે ? પ્રતિક્રમણ, પચ્ચખાણ, વગેરે કાંઇપણ જાણવું તો જોઈએ કે નહિ ? મને કાંઇપણ આવડતું નથી "

આચાર્ય આક્ષેપ કરીને બોલ્યા—અરે ભાઇ, શામાટે એની ચિંતા કરે છે ? તું તો નવકાર પણ જાણે છે. પણ અમે તો એવાને દીક્ષા આપી છે, કે જે નવકાર પણ પૂરો જાણે નહીં. માત્ર ધર્મલાભ કહેતાંજ આવડે. તેથી છલદાસ, તું કોઇ જાતની ભણવાની ફીકર રાખીશ નહીં. સત્વર દીક્ષા લઇ લે. "

આચાર્યનાં આ વચન સાંભળી અદૃશ્ય રહેલાં દીક્ષાકુમારી નિઃશ્વાસ નાંખીને મનમાં બોલ્યાં—"અરે ચારિત્ર, તારી કેવી દશા થઇ છે ? ક્રિયા અને આચાર એ તારા બે મુખ્ય અંગો છે, તે હવે છિન્નભિન્ન થવા લાગ્યાં છે. શાસન દેવ, તારી રક્ષા કરો.

છલદાસ આચાર્યનાં વચનથી આશ્વાસન પામ્યો, પણ તે ચતુર વણિક સમજી ગયો. તેણે વિચાર્યું કે "ગમે તેમ કરીને પણ આચાર્યને મને દીક્ષા આપવી છે. તેમની પૂરેપૂરી ગરજ છે, માટે આ વખતે જેટલી છુટ લેવાય તેટલી લેવી, તર્ક ચુકવી નહીં. " આ પ્રમાણે મનમાં વિચારી છલદાસ ઇંતેજારીથી બોલ્યો " મહારાજ, હવે હું ભણવા વિષે તો નિશ્ચિત થયો છું, પણ સાધુ થવામાં કેટલીએક પીડાઓ ભોગવવી પડે છે, તેને માટે મનમાં ચિંતા રહેછે. "

આચાર્ય ઉતાવળા થઇ બોલ્યા—" ભાઇ છલદાસ બીજી શી ચિંતા રહે છે ? જે હોય તે પ્રગટ કર. કોઇ વાતની ચિંતા મનમાં રાખીશ નહીં. " છલદાસે કહ્યું, " મહારાજ, દીક્ષા લેતી વખતે લોચ-કરાવવો પડે છે, તે પીડા મારાથી સહન થઈ શકશે નહીં. કારણ કે, હું કોમલ પ્રકૃતિનો માણસ છું. મેં કદિપણ કોઇ જાતનાં કષ્ટો સહન કર્યા નથી. તો તે વિષે શું કરવું ?

આચાર્ય ક્ષણવાર વિચાર કરીને બોલ્યા " ભાઈ છલદાસ, તે વિષે પણ ચિંતા રાખીશ નહીં. તારા મસ્તકનું અસ્ત્રાથી મુંડન કરાવીશું.

માત્ર બે ત્રણ વાળ રાખી તેનો સંભાળથી લોચ કરાવવામાં આવશે. આ વાત હાલ કોઇને કહીશ નહીં.”

છલદાસે શંકા લાવીને કહ્યું,—“ મહારાજ, લોચની ક્રિયા દીક્ષામાં મુખ્ય છે અને જગજાહેર છે, તો મારાથી મુંડન શી રીતે થઇ શકશે ? કેટલાએક સંઘના લોકો તેમાં વાંધો લેશે તો પછી શું કરશો ? ”

આચાર્ય ઊંચે સ્વરે બોલ્યા—“ અરે ભલા માણસ, તારે તેની શી ફીકર છે ? મારી આગળ કોઇનું ચાલવાનું નથી. સંઘને કોણ ગણે છે ? કોઇ પણ મારી આજ્ઞામા વાંધો લઇ શકશે નહીં. તેમ છતાં જો કોઇ વાંધો લેશે તો હું તેને જવાબ આપીશ મેં શાસ્ત્રમાં પણ સાંભળ્યું છે કે “ **लोचेवा कर्त्रेवा** ” એટલે લોચ કરવો અથવા વાળ કતરાવવા. આ પ્રમાણથીજ હુ બધાને બોલતા બંધ કરી દઇશ. તારે તે વિષે જરાપણ ફીકર રાખવી નહીં. ” છલદાસે ઉત્સાહથી જણાવ્યું, “ મહારાજ, હવે મને લોચને માટે તો ધીરજ આવી. પણ હજુ બીજી મુશ્કેલીઓ છે, તેનો ખુલાસો કરો. દીક્ષા લીધા પછી સાધુને ઉના પાણીના ઘડા ભરવા જવું પડે છે, બોજો ઉપાડીને વિહાર કરવો પડે છે અને વારંવાર ઉપવાસો કરવા પડે છે, એનું શું છે ?

આચાર્ય હસીને બોલ્યા—“ ભાઇ એની તું જરા પણ ફીકર રાખીશ નહીં. દીક્ષા લીધા પછી હું તને કાંઇ પણ કામ કરવા નહીં દઉં. બીજા ઘણા સાધુઓ પાણીના ઘડા લાવનારા છે. તારે તો બે વખત આહાર કરીનેજ બેશી રહેવાનુ છે ઉપવાસ કરવાની તો તું જરા પણ બ્હીક રાખીશ નહીં. એ તો સાધુની મરજી ઉપર છે. કોઇને બળાત્કારે ઉપવાસ કરવાનો છેજ નહીં. માત્ર એક પર્યુષણપર્વમાં સંવત્સરીને દિવસે ઉપવાસ કરવાનો છે. તે શિવાય બાર માસમા બીજો એકે ઉપવાસ કરવાનો નથી. સંવત્સરીનો ઉપવાસ પણ જો ન બની શકે તો તારે માટે એકાશણાથી પણ ચલવી લઇશું. તે પણ ચિંતા રાખીશ નહીં. તે દિવસે શરીર સારૂં નથી, એવું બાનું બતાવજે, એટલે પત્યું. ”

આચાર્યના આ વચનો સાંભળી છલદાસ મનમાં ખુશી થવા લાગ્યો તેણે પોતાના મનમા વિચાર કર્યો કે, "મહારાજ, ખરેખર ગરજુ બની ગયા છે. જે કહુ તે કબુલ કરે છે." આમ વિચારી છલદાસે કહ્યું; "મહારાજ, આપનાં વચન ઉપર વિશ્વાસ રાખી હવે હું આપની પાસે દીક્ષા લેવાનો નિશ્ચય કરૂં છું.

હવે આપ નિશ્ચિંત રહેજો. આજે બપોરે દીક્ષાનું મુહૂર્ત્ત નક્કી કરીશું. હવે હું રજા લઉ છું."

આચાર્ય આનંદ પામીને બોલ્યા—"ભાઈ છલદાસ, હું પણ તારાં વચન ઉપર વિશ્વાસ રાખું છું. જો જે, ફરી જતો ! પન્યાસની આગળ જઈશ નહીં. એ પન્યાસ એવો ચતુર છે કે, તને ભોળવીને છેતરી દેશે. તેની કપટજાળમા ઘણા પુરૂષો સપડાયા છે. રખેને તું તેની જાળમાં સપડાતો તારે હવે તેની પાસે જવુ નહીં. આ વખતે અહીંથીજ છુપી રીતે ચાલ્યો જા તેની દૃષ્ટિએ આવીશ નહીં. જા, શુભ કામ કરવામા ઉદ્યોગ રાખજે."

આચાર્યનાં આ વચનો સાંભળી તે છલદાસ તેમને વંદના કરી ત્યાથી ચાલ્યો ગયો, અને છુપી રીતે બીજી તરફ થઈને પન્યાસની આગળ આવ્યો. છલદાસમા તેના નામ પ્રમાણેજ ગુણ હતા. તે આચાર્ય અને પન્યાસ બંનેને રમાડતો હતો. દીક્ષા લેવાને માટે તેના પરિણામ વિચિત્ર હતા

છલદાસ ગયા પછી આચાર્ય મનમા મલકાતા મલકાતા પોતાના આસન ઉપર આવ્યા. ત્યા બેઠેલા સર્વ શિષ્યોએ અને પેલા બે શ્રાવકોએ ઉભા થઈને તેમને માન આપ્યુ મહાદેવી દીક્ષાકુમારી પણ અદૃશ્યરૂપે પાછા તેજ સ્થાનમા આવી અંતરીક્ષે ઉભા રહી તેમની ચેષ્ટાઓ જોવા લાગ્યા

ક્ષણવાર પછી એક શ્રાવક ઉતાવળો આવ્યો. તેણે આવી આચાર્યને વિનતિ કરી કે, 'મહારાજજી, વ્યાખ્યાનનો સમય થયો છે તો કૃપા કરી વ્યાખ્યાનશાળામા પધારો."

આચાર્યે વિચાર કરીને કહ્યું, ભાઇ આજે તો ફુરસદ નથી; માટે આ મારા શિષ્યોમાંથી કોઇ આવશે."

તે શ્રાવકે બ્હીતા બ્હીતા કહ્યું, "કેટલાએક શેઠીઆઓએ મારી સાથે કહેવરાવ્યું છે કે, જો આચાર્યજી પોતે વ્યાખ્યાન વાંચવા ન આવી શકે તો અમે મહામુનિ ગુણવિજયજીને વિનંતિ કરીએ." આ વચનો સાંભળતાજ આચાર્ય રોષાતુર થઇ ગયા. તેમના રોમેરોમમાં ક્રોધાગ્નિ વ્યાપી ગયો. તત્કાળ તેઓ ગર્જના કરીને બોલ્યા— "અરે મૂર્ખા, જા, તારા શેઠીઆઓને કહે કે, એ વાત કદિ નહીં બને. જ્યાસુધી હું આચાર્ય કે તેમના પરિવારમાંથી કોઇ વકતા હોય ત્યાં સુધી બીજા કોઇ સાધુનો વ્યાખ્યાન કરવાનો હક નથી. ગુણવિજય કોણ છે? બીજા કોઈ સાધુનું મારી પાસે નામ પણ ન લેવું. જ્યાં આચાર્ય પરિવાર સહિત વિરાજતા હોય, ત્યાં કોઈ સાધુનો કોઈ પ્રકારનો હક છેજ નહીં. કદિ પન્યાસ પોતે ઇચ્છા કરે તો પણ તે કામ આવે તેમ નથી. તેઓ બધા મારાથી નીચા છે. મારી આજ્ઞા શિવાય તેમનાથી પણ કાંઇ થઇ શકે નહીં. મારો એક નાનામાં નાનો શિષ્ય પણ પન્યાસની બરાબર છે. જા, તારા શેઠીઆઓને કહી દે કે ગુણવિજયથી વ્યાખ્યાન કરી શકાશે નહીં. તે શેઠીઆઓ કેવા મૂર્ખ છે કે, તેઓ આવી વિપરીત વાત કરતા શરમાતા નથી. જે શેઠીઆઓ આવી ચોવટ કરતા હોય તેમને મારી પાસે મોકલ એટલે તેમને બરાબર સપડાવું. મારે કોઇની પરવા નથી. તેઓ પૈસાદાર થયા તેથી શું થયું? આ પ્રતાપવિજય આચાર્યનો પ્રભાવ તેઓ જાણતા નથી. મારાં ઉગ્ર સ્વરૂપને તેઓ ઓળખતા નથી આ મારો ફિતૂરવિજય એકલોજ સર્વને પોહોંચે તેવો છે. જો કે તેને આજ્ઞા કરૂં તો તે પન્યાસ અને તેના બધા પરિવારને આ ઉપાશ્રયમાંથી કાઢી મુકે. મારી આજ્ઞા શિવાય કોઇ પણ બીજો સાધુ આ ઊપાશ્રયમાં પેશી શકે તેમ નથી."

આચાર્યનાં આવાં ઉગ્ર વચનો સાંભળી પેલો શ્રાવક તો ગાભરોજ બની ગયો. તે કાંઇ પણ બોલી શક્યો નહીં.

આચાર્યનાં આવાં અનુચિત વચનો સાંભળી મહેશ્વરી

દીક્ષાકુમારી અતિશય રોષ અને ખેદથી આતુર બની ગયાં. તેમને આચાર્યની ઉપર અતિશય તિરસ્કાર છુટયો. પછી આચાર્યે એક પોતાના શિષ્યને વ્યાખ્યાન વાંચવા જવાની આજ્ઞા કરી અને પોતે સંથારા ઉપર લાંબા થઈને પડયા. કેટલાએક શિષ્યો અને શ્રાવકો તેમની પગચંપી કરવા લાગ્યા અને બીજાઓ ત્યાંથી ઉઠી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

તે પછી મહાદેવી દીક્ષાકુમારી જે ભાગમાં પન્યાસજી પોતાના પરિવાર સાથે રહેલા હતા, તે ભાગમાં આવ્યાં અને અદૃશ્ય રૂપે રહી તેમની ચેષ્ટાઓ જોવા લાગ્યા.

પન્યાસજી એક આસન ઉપર બેઠા હતા. તેમની પડખે મહામુનિ ગુણવિજય હાથમા પુસ્તક લઈ વાંચતા હતા અને બીજી તરફ કેટલાએક તેમના શિષ્યો રહેલા હતા.

પેલો છલદાસ આચાર્યની પાસેથી છુપી રીતે આવીને અહિં ભરાયો હતો.તે પન્યાસ અને ત્યાર પછી બીજા મુનિઓને વંદના કરી સામી બાજુ બેઠો હતો.

પન્યાસ અને છલદાસની વચ્ચે નીચે પ્રમાણે વાર્ત્તા ચાલતી હતી. મહાદેવી દીક્ષાકુમારી અદૃશ્ય રહી તે વાર્તા સાંભળતાં હતાં.

પન્યાસે છલદાસને પૂછયું–"કેમ છલદાસ, શો વિચાર કર્યો ? દીક્ષા લેવાનાં તારાં પરિણામ કેવાં છે ? જે વિચારહોય તે શુદ્ધ હૃદયથી જણાવી દે"

છલદાસે છલતાને આગળ ધરીને કહ્યુ,"મહારાજ, દીક્ષા લેવાને માટે મારાં પરિણામ ચડીઆતાં છે. હવે તેમાં આપની સહાયની જરૂર છે."

પન્યાસે ઇંતેજારીથી જણાવ્યું, "છલદાસ, તારે અમારી કેવી સહાય જોઈએ છીએ ? જે સહાય જોઇએ, તે સહાય આપવાને હું તત્પર છુ."

છલદાસ બોલ્યો–"મહારાજ,દીક્ષા લેવામા કેટલીએક મુશ્કેલીઓ

નડેછે તે વિષે આપની સહાયની જરૂર છે."

પન્યાસે ઇંતેજારીથી જણાવ્યું, " શી શી મુશ્કેલીઓ નડેછે તે ખુલ્લી રીતે જણાવી દે. "

છલદાસ બોલ્યો—" પ્રથમ તો દીક્ષા લેવામાં જે ખર્ચ થાય,તેનુ શું કરવુ ? કારણકે, મારી પાસે તેટલા પૈસાનો યોગ હાલ નથી."

પન્યાસ આશ્ચર્ય પામીને બોલ્યા—"ભાઇ છલદાસ, અમારા સમજવામાં તો એમ છે કે, તું સારો ધનાઢ્ય છે અને દીક્ષા પ્રસંગે તે દ્રવ્યને વાપરવા ઈચ્છા રાખે છે.આ ઉપરથી તને દીક્ષા આપવાની અમારી ઈચ્છા તીવ્ર રહ્યા કરે છે. શું તારી પાસે હાલ પૈસાનો યોગ નથી ? શું આ તું સાચું કહે છે-? " ૨

છલદાસ બોલ્યો—" મહારાજ, જો કે હું તદન નિર્ધન નથી, મારી પાસે પૈસા છે, પણ તે એટલા વધારે નથી, કે જેથી હું સારો ધનાઢ્ય ગણાઉં. તે પણ અમુક ખાતામા ધીરેલા છે,હાલ તરત મળી શકે તેમ નથી. "

પન્યાસ વિશેષ આશ્ચર્ય પામીને બોલ્યા—"ભાઈ છલદાસ, તારી પાસે જે કાંઇ દ્રવ્ય હોય, તે તારે આ વખતેજ વાપરી નાખવું જોઇએ. દીક્ષા લીધા પછી તે દ્રવ્ય તારે કાંઈ કામનું નથી; કારણકે, સાધુ થયા પછી તારા નામ ઉપર પૈસો રાખી શકાય નહીં. વળી તું જ્યારે આ સંસારને છોડી સાધુ થઇ જા તો પછી તારો પૈસો તદન નકામો છે. તેમ વળી તારી પાછળ કોઇ વારસ નથી કે જે પૈસાનો માલિક બને. માટે જો તારે આત્મહિત કરવું હોય તો તે બધો પૈસો આ સારા પ્રસંગે વાપરી દે. તેથી તારી દીક્ષા દીપી નીકળશે અને અમારી તથા તારી પ્રતિષ્ઠામા વધારો થશે. અઠ્ઠાઇ ઉત્સવ શરૂ કરાવ અને તેના મોટા વરઘોડા ચડાવ. જેથી આ ગામમા તારી વાહવાહ બોલાશે અને લોકોમાં તારો વિજયનાદ થઇ રહેશે. "

પન્યાસના આવાં લાલચ ભરેલા વચનો સાંભળી ચતુર છલદાસ રાચી ગયો નહીં. તે હૃદયમાં ઘણોજ પોહોચેલો હતો. ખુશામતથી

કે વખાણથી ફુલી જાય તેવો ન હતો. તેનું હૃદય ચોક્કસ હતું અને તેથી તે પોતાનો નીશાન ચુકી જાય તેવો ન હતો. તેણે દીર્ઘ વિચાર કરીને પન્યાસને આ પ્રમાણે ઉત્તર આપ્યો—"મહારાજ, એ ખરી વાત છે, પણ મારી પાસે તેવો રકમબંધ પૈસો નથી હું એક સાધારણ ગૃહસ્થ છુ, માટે આ પ્રસંગે મારાથી વધારે પૈસો ખર્ચી શકાય તેમ નથી. હું તો એક સામાન્ય રકમ આપી શકું તેમ છું બાકીનો મોટો ખર્ચ કોઇ બીજા ધનાઢ્ય ગૃહસ્થ તરફથી થવો જોઈએ. અને જો તેવો યોગ બની શકે તોજ હું દીક્ષા લેવા ઈચ્છા રાખું છું."

છલદાસનાં આવાં વચનો સાંભળી પન્યાસ વિચારમાં પડી ગયા કે, આ છલદાસ ખરેખર છલદાસજ લાગે છે. મેં ખાત્રીથી સાંભળ્યું છે કે, તેની પાસે ઘણો પૈસો છે, તે છતા તે મારી પાસે આનાકાની કરે છે. જ્યારે તેનાં દીક્ષા લેવાના પરીણામ છે અને વળી તેના કુટુંબમાં કોઇ તેનું વારસ નથી તો પછી તે પૈસો રાખવાને શામાટે ઇચ્છે છે ? આમા કાંઇક ભેદ છે. છલદાસ મને છેતરવાને માટે યુકિત કરે છે, પણ હું તેનાથી જરાપણ છેતરાઉં તેવો નથી. તેના જેવા હજારો લોકોને મેં અનંતવાર છેતર્યા છે અને છેતરૂ છુ."

આ પ્રમાણે હૃદયમા વિચારી પન્યાસે કહ્યુ, "છલદાસ તારી પાસે વધારે પૈસો નથી,પણ જેટલો છે, તેટલો તો પૂરેપૂરો વાપરવો છે કે નહી ? કારણ કે, જ્યારે દીક્ષા લેવાની છે તો પછી એક પાઇ પણ તારી પાસે હોય, તે નકામી છે. દીક્ષા લીધા પછી તારા નામ ઉપર કાઇ પણ મીલકત ન હોવી જોઇએ "

છલદાસ બોલ્યો—"મહારાજ, તે વિષે તો પછી યોગ્ય લાગશે, તેમ કરીશું, પણ અત્યારે મારાથી ખર્ચ થઇ શકે તેમ નથી. આપને કોઇ ગૃહસ્થ પાસેથીજ બધો ખર્ચ કરાવવો પડશે અને તેમ હોય તોજ મારે દીક્ષા લેવાની છે."

પન્યાસ હૃદયમાં છલદાસની છલતા સમજી ગયા હતા, તોપણ તેમનામા શિષ્યલોભ હોવાથી તેઓ તે વાતનો આગ્રહ છોડીને બોલ્યા—"ઠીક ભાઇ, તારાં પરીણામ દીક્ષાના હોય તે મારાથી અટ-

કાવી શકાશે નહીં પણ તું તારા દ્રવ્યની મમતા છોડી દેજે. કારણકે તેમ કરવાથી તારી દીક્ષા શોભી ઉઠશે. જો કે દીક્ષા આપવાને માટે ઘણા શ્રાવકો ખર્ચ કરવાને તૈયાર છે,પરંતુ લોકોમાં તારી આર્થિક સ્થિતિ સારી ગણાય છે. તે છતાં તું જો કાંઇપણ ખર્ચ કરે નહીં તો તારી મરજી."

છલદાસે પન્યાસની ગરજ જાણીને દબાવીને કહ્યું, "મહારાજ, લોકનિંદાથી હું ડરતો નથી. લોકો તો યદ્વા તદ્વા બોલનારા છે. જો આપ મને દીક્ષા આપવાને મક્કમ હશો તો લોકો શું કહેવાના હતા? મેં આપને પ્રથમથીજ કહી દીધું છે કે, "મારી દીક્ષામાં મારી તરફથી કાંઇપણ ખર્ચ કરવાનો નથી. તેમ છતા જો મારી મરજી હશે તો હું થોડો ઘણો ખર્ચ કરીશ. તે પણ કરવાને હું બંધાતો નથી. હવે આપની શી ઇચ્છા છે? તે યથાર્થ રીતે જણાવો. આપે પણ હૃદયની અંદર મારા તરફથી કોઈ જાતના ખર્ચની આશા રાખવી નહીં."

છલદાસનાં આ વચનો સાંભળી પન્યાસને હૃદયમાં માઠું લાગ્યું, પણ શિષ્યલોભથી દબાએલા તે કાંઇ વિશેષ પડતું કહેવાને હિંમત ધરી શકયા નહીં ક્ષણવાર વિચારમાં પડી ગયા અને મૌન ધરી રહ્યા.

આ વખતે મહા મુનિ ગુણવિજય કે જેઓ શુદ્ધ ચારિત્રથી અલંકૃત અને શિષ્યલોભથી તદન રહિત હતા, તેઓ છલદાસ અને પન્યાસની આ વાતો પાસે બેસી સાંભળતા હતા. તેઓ સ્વભાવે શાંત અને મિતભાષી હતા, તોપણ છલદાસનાં આવાં અનુચિત વચનો સાંભળી તેમના મનમાં યોગ્ય લાગ્યું નહીં અને આવા કુપાત્રને અયોગ્ય દીક્ષા આપવી, એ તેમને સર્વ રીતે અયોગ્ય લાગવાથી તેઓ શાંત સ્વરે બોલ્યા—"પૂજ્ય પન્યાસજી, આ શ્રાવક દીક્ષા લેવાને અયોગ્ય છે. આવા પુરૂષને દીક્ષા આપવાનો શા માટે આગ્રહ રાખો છો? જેના હૃદયમાં હજુ દ્રવ્ય રાખવાની ઇચ્છા છે, જેની વાણીમાં અનેક જાતની છલતા દેખાય છે, અને જે જાણે આપણી ગરજથી દીક્ષા લેતો હોય તેમ મોંઘો થાય છે, તેવા પુરૂષને દીક્ષા આપવી શા

કામની છે ? જેમાં કાંચન અને કામિનીનો ત્યાગ મુખ્ય છે, એવા મહાવ્રતને માટે આ પુરૂષ અધિકારી નથી. આવા અનધિકારી પુરૂષને આર્હતી દીક્ષા આપવી, એ દીક્ષાની વિડંબના કરવા જેવું છે. મહારાજ, કૃપા કરી આ પુરૂષને દીક્ષા આપવાનો આગ્રહ છોડી દો. પછી આપ મોટા છો, જેમ યોગ્ય લાગે તેમ કરો."

મહામુનિ ગુણવિજયનાં આવાં સ્પષ્ટ વચનો સાંભળી પન્યાસજી કાંઈપણ બોલ્યા નહીં. પણ પેલો છળદાસ જરા ખીજવાઈને બોલ્યો—"મહારાજ, આપ વચમા શામાટે બોલો છો ? પન્યાસજીની જેવી ઇચ્છા હશે તેમ થશે. હું દીક્ષા લેવાને કેવો યોગ્ય છું એ વાત પન્યાસજી સારી રીતે સમજે છે "

છલદાસનાં આવાં વચનો સાભળી ગુણવિજય મુનિ વિચારમા પડી ગયા. તેઓ સ્વભાવે શાત અને સહનશીળ હતા, એટલે તેમના મનમાં જરાપણ ક્રોધનો ઉદય થયો નહીં પન્યાસજી શિષ્યલોભથી દબાએલા હતા, એટલે કાઈપણ બોલ્યા નહીં. જ્યારે પન્યાસ કાંઇ બોલ્યા નહીં એટલે ગુણવિજય મુનિ સમજી ગયા કે, પન્યાસની વૃત્તિ આ પુરૂષને દીક્ષા આપવાની છે. પછી તે મહાનુભાવ એ પંચાત છોડી શાંત થઇને બેસી રહ્યા. ક્ષણવાર જ્યારે કોઈપણ બોલ્યું નહીં એટલે છલદાસ તે સમયનો લાગ જોઇને બોલ્યો–" મહારાજ, આપ કેમ બોલતા નથી ? જેવો હોય તેવો શુદ્ધ ઉત્તર આપો. જો મને દીક્ષા આપવાની આપની ઈચ્છા ન હોય તો તે પણ ખુલાસાથી કહી દો, એટલે હું એ વાત છોડી દઉં અને મને યોગ્ય લાગે તે રસ્તો ગ્રહણ કરૂં. આપ એમ ધારશો નહીં કે, જો હું છળદાસને દીક્ષા નહીં આપું તો તે દીક્ષા વગરનો રહેશે હુ આપને ખુલ્લેખુલ્લું કહું છું કે, આપની સમીપ રહેલા આચાર્યજી મને દીક્ષા આપવાને આતુર છે આપ આટલોબધો વિચાર કરોછો, અને તેઓ તો મારી બધી શરતો કબુલ કરી મને મોટી ધામધૂમથી દીક્ષા આપવાને તૈયાર છે. તે સાથે તેઓ ઉલટી મારી ખુશામત કરે છે. ટુકામાં મને ફાફા કહીને દીક્ષા આપવામાં ઘણી ગરજ બતાવે છે."

છલદાસના આવા વધારે પડતા શબ્દો સાંભળી પન્યાસને જરા ક્રોધ ચડી આવ્યો. ક્રોધને લઇને તેમનો શિષ્યલોભ શિથિલ થઇ ગયો. તત્કાલ તેઓ આક્ષેપ કરીને બોલ્યા. “છલદાસ, તું આચાર્યનું નામ દઇ અમોને ડરાવા માગે છે, પણ અમારે આચાર્યના જેવી તારી ગરજ નથી. કદિ તારા જેવો એક શિષ્ય નહીં થાય તો અમારે શી ખોટ આવવાની હતી? અત્યાર સુધી તને દીક્ષા આપવાને માટે મારૂં મન ઉત્સુક હતું, પણ હવે તદન હઠી ગયું છે. તને કાકા કહી-દીક્ષા આપવાને માટે હું ખુશી નથી. તું કાકા કહીને અમારી પાસે દીક્ષા લેવા આવે તોજ અમારે દીક્ષા આપવી છે, અને તે વાત હવે હું આ ગુણવિજયની મરજી ઉપર રાખું છું.”

પન્યાસનાં આવાં આવેશના વચનો સાંભળી છલદાસ શિથિલ પડી ગયો. તેના સમજવામા આવ્યું કે, “પન્યાસની મારે માટે ગરજ નથી.” આવું જાણી તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, જો આ વાત આચાર્યના જાણવામાં આવશે, તો તેઓ પણ મારી ગરજ નહીં રાખે. કારણ કે, આ પન્યાસને લઇને તેઓ મારી ગરજ રાખે છે. માટે હવે આ વખતે નમ્રતા પકડવી સારી છે.” આવું વિચારી છલદાસ બોલ્યો. “પન્યાસજી, આપ નાખુશ થાઓ નહીં. મારે આપની પાસેજ દીક્ષા લેવાની છે; કારણકે, હું આપને આચાર્યના કરતા વિશેષ યોગ્ય માનું છુ. વળી આપની પાસે આ મુનિ ગુણવિજય જેવા સારા સાધુઓ છે, તેથી આપના મંડળમા રહેવાથી મારા આત્માને વિશેષ લાભ થઇ શકે તેમ છે. આપ ગુણોના સાગર અને જ્ઞાનથી ભરપૂર છો. આપનો શિષ્ય થવામાં લોકોમાં મારી સારી પ્રતિષ્ઠા વધે તેમ છે, તે સાથે સ્વાધ્યાયધ્યાન કરવામા મને વિશેષ અનુકૂળતા થાય તેમ છે આપની પાસે હુ એટલી વિનંતિ કરૂં છું કે, હું સંસારાવસ્થામાં સુખથી રહેલ્રાછુ અને મારી તબીયત ઘણી નાજુક બની ગઇ છે, તેથી મુનિપણામા મને કેટલીએક છુટ આપવાની આપ કૃપા કરજો, એટલે હુ સુખે રહી શકું.”

છલદાસનાં આ નમ્ર વચનો સાભળી પન્યાસ જરા પુનઃ આર્દ્ર

થઇ ગયા અને વિચાર કરીને બોલ્યા—" ભાઇ છલદાસ, તારે કેવી છુટ જોઈએ છીએ તે આ મુનિ ગુણવિજયની આગળ જણાવ. હું તારી પંચાત તેનેજ સોંપું છું. "

પન્યાસજીના આ વચનો સાભળી છળદાસે મહામુનિ ગુણવિજયને કહ્યુ, " મહારાજ, આપ મારી વિનંતિ ધ્યાનમા લેજો. પ્રથમ તો મારાથી લોચ થઇ શકશે નહીં. મારે લોચ કરવાને વખતે મુંડન કરાવવું પડશે. દરરોજ પ્રાતઃકાળે મારે ચા દૂધ જોઇશે. ચા પીધા પછીજ મને ઝાડો ઉતરે છે. તે પણ કોઇ સાધુ મને લાવી આપે તોજ મારાથી પીવાશે. કારણ કે, ચા પીધા પહેલાં મને હરવા ફરવાની સ્ફુર્ત્તિ આવતી નથી. વળી સાધુઓને જે ઉનાપાણીના ઘડા લેવા જવું પડે છે, તે કામ મારાથી બની શકશે નહીં. કારણ કે, મેં કદિ પણ તેવી મહેનત કરેલ નથી. દરરોજ સવારે, બપોરે અને અને સાંજે એમ ત્રણ વાર મારે ખોરાક લેવો પડે છે. વળી શરીર ઉપર બારીક વસ્ત્રો પહેરવાંની મારે પ્રથમથીજ ટેવ છે. જાડા વસ્ત્રો મને અનુકૂળ પડતાં નથી. રાત્રે વહેલું સુવું અને સવારે મોડું ઉઠવું, એ મારી તબીયતને અનુકૂળ છે. આ મારી બધી અનુકૂળતા સચવાય તોજ મારાથી દીક્ષા લઈ શકાશે આપ મારી એ અનુકૂળતા સાચવી મને દીક્ષા આપો, અને આ દુખરૂપ સંસારમાંથી ઉદ્ધાર કરો "

છળદાસના આ વચનો સાભળી મુનિ ગુણવિજય આશ્ચર્ય પામી ગયા અને ગભીર વિચાર કરવા લાગ્યા ક્ષણવારે તેઓ આક્ષેપ કરીને બોલ્યા—"અરે ભાઇ, તારાં વચનો સાંભળી હું તો સ્તબ્ધજ થઇ ગયો છું. તારે શામાટે દીક્ષા લેવી છે એ કાંઇ સમજાતું નથી.તું દીક્ષા લેવાની વાત કરે છે,એ મને આશ્ચર્ય લાગે છે અરે ભલા માણસ,તારા જેવા માણસને પ્રથમ તો દીક્ષા લેવાની જરૂર નથી. તારા જેવાએ તો આ સંસારમાં રહેવું યોગ્ય છે તું સંસારનેજ લાયક છે,ચારિત્રને લાયક નથી.તારૂં મન સંસારની ઇષણાઓમાં ઢકાઇ ગયું છે. તેમાથી કદિ પણ બાહેર નીકળી શકે તેમ નથી. માટે તારે દીક્ષા લેવાની

ઈચ્છા અલ્પ પણ રાખવી નહીં. અરે મૂર્ખા, તું વિચાર તો કર, કે જ્યારે કોઇપણ જાતનું દુઃખ સહન ન થાય તો પછી સાધુ થવું શા કામનું છે ? તેના કરતાં સંસારમાં રહેવું સો દરજ્જે સારૂં છે. તારાથી ચારિત્રધર્મનો એક અંશ પણ પાળી શકાશે નહીં, માટે તું સર્વથા સંસારમા રહેવાને લાયક છે, દીક્ષા લેવાને લાયક નથી. હું પોતે તો તારા જેવાને કદી પણ દીક્ષા આપું નહીં, પણ આ પન્યાસજી જો તને દીક્ષા આપે તો પણ હું તેમને આગ્રહથી અટકાવું છું. તારા પરિણામ હજી શુદ્ધિને મેળવી શકયાં નથી. તારી મનોવૃત્તિમાથી કોઈ જાતની વાસના દૂર થઇ નથી; માટે તું દીક્ષા લેવાનો જરાપણ અધિકારી નથી. જો તું તારા આત્માનું હિત કરવા ઇચ્છ તો તારે સંસારમાજ રહીને ધર્મસાધન કરવું. દીક્ષા લેવાથી તું ઉલટો વિશેષ પાપમા પડીશ. ચારિત્રની સાધનાને બદલે વિરાધના કરવાથી વિશેષ પાપ લાગે છે. તારા જેવા અનધિકારીએ ચારિત્રથી દૂર રહેવું સારૂં છે. જેઓ સાહસથી ચારિત્ર ગ્રહણ કરે છે અને પછી ચારિત્રને પાળી શકતા નથી, તેઓ ગાઢ કર્મના બંધથી બંધાય છે. લોચ કરાવવો નહીં,મિષ્ટાન આહાર ત્રણ વખત કરવો, સવારે ચા દૂધ લીધા પછી સ્ફુર્ત્તિ આવે, બારીક વસ્ત્રો પેહેરવાં, સવારે મોડું ઉઠવું અને પાણીનો ઘડો લાવવો નહીં, આવી આવી શરતો કરી દીક્ષા લેવી એ કેવી વાત કહેવાય? આવી શરતો કબુલ કરી તારા જેવાને દીક્ષા આપવી,એથી દીક્ષા લેનાર અને દીક્ષા આપનાર બંને દોષના ભાજન બને છે. છલદાસ, હું સલાહ આપું છું કે, જ્યાસુધી તારાં પરિણામ આવા છે, ત્યાંસુધી તારે દીક્ષા લેવી નહિ. તેમ છતાં જો તારે દીક્ષાનું ફારસ કરવું હોય તો જેઓ તને દીક્ષા આપવાની ઇચ્છા રાખતા હોય, અને તારી શરતો કબુલ કરતા હોય, તેમની પાસે જા આ પન્યાસજી તો તને દીક્ષા નહીંજ આપે.”

મહામુનિ ગુણવિજયના આવાં વચનો સાંભળી છળદાસ મોળો પડી ગયો. તેના હૃદયમાં ખાત્રી થઇ કે, ‘અહિં મારો આડંબર ચાલશે નહીં.’ તે ક્ષણવાર વિચાર કરીને બોલ્યો—“મહારાજ,જ્યારે

પન્યાસજી મને દીક્ષા આપવાને ખુશી ન હોય તો પછી આચાર્ય મહારાજ તૈયાર છે. તેઓ મારી બધી શરતો કબુલ કરે છે અને પરબાર્યો ખર્ચ કરાવી ધામધૂમથી મને દિક્ષા આપવા ઇચ્છે છે, તેથી હું તેમની પાસેજ દીક્ષા લઈશ. આપ હજુ વિચાર કરીને મને દિક્ષા આપો તો વધારે સારૂં. મારા જેવા એક ગૃહસ્થ શિષ્યને હાથમાંથી શામાટે જવા દો છો. ? પાછળથી પસ્તાવો થઇ પડશે. પન્યાસજી, આપ મોટા છો, માટે હજુ વિચાર કરી મને દીક્ષા આપવાની હા કહો. હવે હું ફરીવાર કહેવા આવવાનો નથી. આ છલદાસ આચાર્યનો શિષ્ય બનશે અને છલવિજય નામ ધારણ કરી દીક્ષાને દીપાવશે. ”

ગુણવિજય હસીને બોલ્યા—“ ભાઈ છલદાસ, ખુશીથી આચાર્યની પાસે દીક્ષા લ્યો, અને દીક્ષાને સારી રીતે દીપાવો, એમાં અમે ખુશી છીએ. અમોને તેથી કાંઇ પણ પસ્તાવો નહીં થાય. તમારાં પરિણામ સારાં થાય, અને તમારો ઉત્સાહ સફળ થાય એજ અમારી ઇચ્છા છે. ”

મુનિ ગુણવિજયનાં આ વચનો સાંભળી છલદાસ વિચારમાં પડી ગયો, અને ત્યાંથી ઉઠી તેમને મસ્તકથી વંદના કરી છુપી રીતે પોતાને ઘેર ચાલતો થયો.

પન્યાસ ગુણવિજય મુનિના વચનને અનુસરી ગયા. તેમના મનમા શિષ્યલોભ હતો, પણ આ વખતે તેમણે એ લોભને દબાવી દીધો હતો.

અહીં પાછળથી એવું બન્યું કે, આચાર્યના કોઈ સાધુએ છલદાસને પન્યાસ પાસેથી પસાર થતો જોયો તત્કાળ તેણે આવી આચાર્યને વાત કરી એટલે આચાર્ય અતિશય રોષાતુર બની ગયા અને તત્કાળ તેમણે છલદાસને બોલાવા ઉપરાઉપર માણસો મોકલવાં માંડયા. છલદાસના જાણવામા આવ્યુ કે, પોતે પન્યાસ આગળ ગયેલ, એ વાત આચાર્યના જાણવામા આવી હશે. આથી તે મનમાં

ભય પામ્યો. પણ પોતે અનેક જાતના છલ-પ્રપંચો જાણે છે, તેથી તેણે આચાર્યની પાસે આવવાની હીંમત કરી અને તત્કાલ આચાર્યની પાસે આવ્યો.

આચાર્યે છલદાસને આક્ષેપ કરીને પૂછ્યું, " કેમ છલદાસ, તું પન્યાસની પાસે કેમ ગયો હતો ? શુ તારે પન્યાસની પાસે દીક્ષા લેવી છે ? અમારી પાસે દીક્ષાની વાત ચલાવી અને છેવટે બધી શરતો કબુલ કરાવી તેમની પાસે વળી શામાટે ગયો હતો ? અરે ! તારૂં હૃદય કેવું ચપળ છે ? ઘડીમાં કાંઇ અને ઘડીમાં કાંઇ, એમ અવ્યવસ્થિતપણું રાખે છે. તારા આત્માનું અવળું થવા બેઠું છે. પાછળથી મોટો પશ્ચાત્તાપ થઇ પડશે. અરે મૂર્ખા, હૃદયથી દીર્ઘ વિચાર કરી કામ કરજે, નહીં તો ભારે દુઃખી થઇશ. પન્યાસ પાજી છે અને તેણે ઘણાંઓને ભમાવી હેરાન કર્યા છે. વળી તેની પાસે જે ગુણવિજય મુનિ છે, તે તને ઘણો હેરાન કરશે. તે ચારિત્રની બાબતમાં વધારે ચેપીલો છે તેથી અમારી જેમ ત્યાં ચાલશે નહીં. પ્રથમ તારી શરતો તે કબુલ કરશે, પણ પાછળથી તે એક પણ શરત પાળશે નહીં. મને લાગે છે કે, તમારા નશીબજ વિપરીત છે. નહીં તો તું કલ્પવૃક્ષને છોડી લીંબડાના વૃક્ષ નીચે શા માટે બેસે ? "

આચાર્યના આવાં વચન સાભળી છલદાસ છલતાને આગળ કરીને બોલ્યો—"મહારાજ, પ્રથમ મારી વાત સાંભળો, અને પછી મને ઉપાલંભ આપો. મારો આ વખતનો વૃત્તાંત સાંભલ્યા પછી આપને ખાત્રી થશે કે, છલદાસ હજુ મારોજ રહ્યો છે. "

આચાર્યે ઇંતેજારીથી કહ્યુ. " ભાઇ, તારી હકીકત સત્વર કહે. "

છલદાસે અસત્યને પ્રગટ કરી પોતાની વાર્તા કહેવા માંડી. જ્યારે હું આપની પાસે વાત કરી ઉપાશ્રયની નીચે જતો હતો, તેવામાં પન્યાસની દૃષ્ટિ મારીપર પડી. તત્કાળ તેમણે પોતાના એક શિષ્યને મોકલી મને બોલાવ્યો અને પોતાની પાસે દીક્ષા લેવાનો આગ્રહ કર્યો. તેમણે ઘણી યુક્તિઓ લગાડી મને સમજાવ્યો,

તોપણ હું મક્કમ રહ્યો છું. મેં તેમને ખુલ્લી રીતે કહી દીધું છે કે, “હું આચાર્ય પાસે દીક્ષા લેવાનો છું.”

આપ આ વાત પન્યાસને કહેશો નહીં, કારણકે, તેઓ નાહક મારી ઉપર નાખુશ થશે. “ તેમના શિષ્ય ગુણવિજયે પણ મને અતિશય આગ્રહ પૂર્વક સમજાવ્યો હતો, પણ હું એકનો બે થયો નહી. આ વાત મનમાં રાખજો. મેં મારા હૃદય સાથે જે નિશ્ચય કર્યો છે, તે કદિ પણ ફરવાનો નથી. આપ કહેશો ત્યારે આ છલદાસ આપની પાસે દીક્ષા લેવા તૈયાર છે. હવે મને છલદાસ કહીને બોલાવશો નહીં, પણ છલવિજય કહીને બોલાવજો. આપ વિચાર કરો કે, મારી શરતો અને મારી ઇચ્છાઓ, આપના શિવાય બીજે સિદ્ધ થવાની નથી. હું આપનોજ શિષ્ય થઇ ચુકયો છુ.”

છલદાસનાં આ વિનય વચનો સાંભળી આચાર્ય હૃદયમા આશ્વાસન પામ્યા પણ પન્યાસ અને ગુણવિજય ઉપર તેમને ભારે રોષ થઇ આવ્યો. તેઓ ક્રોધના પ્રચંડ આવેશથી બોલ્યા—“ભાઇ છલદાસ, તારી દૃઢતાને માટે તને ધન્યવાદ ઘટે છે. પણ આ વાત છુપી રાખવા જેવી નથી; કારણકે, પન્યાસે મારા કામની વચ્ચે શામાટે પડવું જોઇએ તે મારે ચોખ્ખી રીતે કહેવું પડશે. તેના શિષ્ય ગુણવિજયને પણ સારી રીતે સપડાવવો પડશે. આજને આજ તેઓને આ ઉપાશ્રયની બાહેર કાઢી મૂકવા જોઇએ. આ વાત સંઘને જણાવી પન્યાસની અને તેના માનેતા શિષ્ય ગુણવિજયની પૂરેપૂરી ફજેતી કરીશ. તુ કોઇ જાતનો ભય રાખીશ નહીં. હમણાં તે લોકોને હું સપડાવું છું.” આ પ્રમાણે કહી આચાર્યે તત્કાળ એક શિષ્યને મોકલી પન્યાસ અને ગુણવિજયને પોતાની પાસે બોલાવ્યા. શિષ્ય પન્યાસ અને ગુણવિજયને લઇ આચાર્યની પાસે આવ્યો. આચાર્યે પન્યાસને પોતાની પાસે બેસાર્યા અને ગુણવિજયને પોતાની સામે બેસાર્યા

આ વખતે મહાદેવી દીક્ષાકુમારી અદૃશ્યરૂપે તે સ્થળે આવી હાજર થયાં હતાં અને આચાર્યનો તમાસો જોતાં હતાં.

આચાર્ય પ્રચંડરૂપ ધારણ કરીને ગર્જનાથી બોલ્યા—"પન્યાસ, તમે શું કરવા ધાર્યું છે ? ગુણવિજય, તારા મનમાં શી ધારણા છે ? તમારે ખટપટ કરવી હોય તો આજેજ આ ઉપાશ્રયમાંથી ચાલ્યા જાઓ. હવે તમારી શરમ રાખી શકાશે નહીં. તમે મને ઓળખતા નથી. હું તપાગચ્છનો અધિપતિ આચાર્ય છું અને સંઘનો પણ નાયક છું, માટે મારી આગળ કોઈનું ચાલવાનું નથી. તમારા પક્ષમા કદિ બેચાર શેઠીઆ હશે, એથી શું થયું ? હું કોઈનાથી ડરતો નથી."

આટલું કહી આચાર્ય વિરામ પામ્યા, એટલે શાંત મૂર્ત્તિ ગુણવિજય કાંઇ બોલ્યા નહીં. પન્યાસે જરા તીવ્ર અને જરા મંદ સ્વરથી કહ્યું—"આચાર્યજી, શામાટે આવા શબ્દો કહો છો ? અમે શી ખટપટ કરી ? તે જરા બતાવો. પૂરી તપાસ કર્યા વિના આવા ઉગ્ર શબ્દો બોલવા, તે તમને ઘટિત નથી.

આચાર્ય આવેશમાં આવીને બોલ્યા—"પન્યાસ, તમારી લુચ્ચાઇ ઉઘાડી પડી છે. મારી આગળ વૃથા વચન બોલશો નહીં. જે હોય તે સાચે સાચું કહી દો. બધી વાત મારા જાણવામાં આવી ગઇ છે."

પન્યાસ જરા પણ ઉશ્કેરાઇને બોલ્યા—"આચાર્ય, હું વૃથા વચન બોલતો નથી. અમારી લુચ્ચાઇ શું છે ? તે જણાવી દો.

આચાર્યે ઉંચે સ્વરે કહ્યુ, "પન્યાસ, આ છલદાસને તમે શા માટે બોલાવ્યો હતો ? તેણે તમોને પ્રથમથીજ કહ્યું હતું કે, હું આચાર્યની પાસે દીક્ષા લેવાનો છુ, તે છતાં તમે તેને શા માટે ફેરવવા પ્રયત્ન કરો છો ? જો કે, આ માણસ મકકમ છે, પણ જો કોઇ પોચા મતનો માણુસ હોય તો તમે ફેરવી નાખો તમારૂં આવું વર્ત્તન અમારાથી સહન થઇ શકશે નહીં. તમારી સાથે એક ઉપાશ્રયમાં રહેવું તે પણ ઘણું જોખમ ભરેલું છે, માટે તમે આ ઉપાશ્રયને છોડી દ્યો."

આચાર્યનાં આવા આકરાં વચનો સાંભળી પન્યાસની ક્ષમાનો ભંગ થઇ ગયો. તે તત્કાલ આક્ષેપ કરીને બોલ્યા—"આચાર્ય,

તમે તમારા મનમાં શું સમજો છો ? જયાંસુધી અમે તમારી મર્યાદા રાખીએ છીએ ત્યાંસુધી અમે કાંઇ બોલતા નથી. હવે મર્યાદાનો ભંગ કરવો પડશે. આ છલદાસ ઘણો લુચ્ચો લાગે છે. તેણે તમારી આગળ ખોટેખોટુ કહેલું છે. પ્રથમ તો મેં તેને બોલાવ્યોજ નથી, તેમ મારી પાસેજ દીક્ષા લે, એવો આગ્રહ પણ કર્યોજ નથી. તેણે પોતેજ મારી પાસે દીક્ષા લેવાનું કહ્યું છે. તે લુચ્ચાએ એવી એવી શરતો કરવા માંડી કે જે ઉપરથી મેં અને આ ગુણવિજયે તેને ચોખ્ખેચોખ્ખી દીક્ષા આપવાની ના કહી છે. તે છતાં તેણે તમારી પાસે જૂઠેજૂઠું કહ્યું છે. આ છલદાસને સોગન આપીને પૂછી જુવો.

આવા લુચ્ચા શ્રાવકો આપણુ સાધુઓમાં વિક્ષેપ કરાવે છે.તમે તે વિષે કાંઇ પણ વિચાર કર્યા વગર બોલો છો. આચાર્ય, તમે પણ મનમાં ધારતા હો કે, હું બધા સાધુઓનો રાજા છું, પણ એ અભિમાન હૃદયમાથી કાઢી નાખજો. આ ઉપાશ્રય કાંઇ તમારા બાપનો નથી પણ સંઘનો છે. અને તેમા રહેવાનો દરેક સાધુનો હક છે. તમારાથી અમોને જાકારો દઈ શકાય નહીં. આચાર્ય, તમારે વિચારીને બોલવું જોઈએ.

જૈન આચાર્યના થોડા પણ સદ્ગુણો રાખવા જોઇએ. તમોએ જે નામ ધારણ કર્યું છે, તે નામ જેવું તેવું નથી. શાંત, ક્ષમાવાન્, સમતાધર અને મિતભાષી એવા વિશેષણોવાળા સાધુની આગળજ તમારૂ આચાર્યપદ શોભે છે તમારાં જેવાં હલકા વચનો મારા મુખમાથી કાઢતાં મને શરમ આવે છે. ”

“ પન્યાસનાં આવા વચનો સાંભળી આચાર્ય જરા શાંત થઈ ગયા. તેમની મનોવૃત્તિમાં જે ક્રોધનો આવેશ હતો, તે શિથિલ થઇ ગયો, તોપણ તેમનો ક્રોધ તદન નાશ થયો ન હતો. તેના મનમાં વિચાર થયો કે, આ પન્યાસને આપણે ઘણાં ઉગ્ર વચનો કહ્યાં છે, તો હવે ક્રોધ કરવો યોગ્ય નથી. માટે પન્યાસને ઉદ્દેશીને ન કહેતાં આ તેમના શિષ્ય ગુણવિજયને ધમકાવવો. તે શાંત પ્રકૃતિનો છે, એટલે બધું સહન કરશે.” આવું વિચારી આચાર્યે કહ્યું, “પન્યાસ,

તમે છલદાસનો દોષ દર્શાવો છો, પણ છલદાસ તેવો લુચ્ચો માણસ નથી, તેમ તમે પણ તે છલદાસને લલચાવ્યો નહીં હોય. પણ મને લાગે છે કે, આ બધું કાવત્રું તમારા આ શિષ્ય ગુણવિજયે કરેલું છે. હું ખાત્રીથી કહું છું કે, આ ગુણવિજય કપટી અને લુચ્ચાઇથી ભરપૂર છે.

આપણ બ ને ગુરૂભાઇઓમાં વિક્ષેપ કરાવનાર પણ તેજ છે, માટે આ ગુણવિજયને તમે રજા આપો. તે સત્વર વિહાર કરી આ ઉપાશ્રયને છોડી ચાલ્યો જાય. આ છલદાસ પણ તેના દોષજ દર્શાવે-છે. આવા કુબુદ્ધિ અને કપટી સાધુને સાથે રાખવા ન જોઇએ. ગુણ-વિજય, તું અમારી વચ્ચે મોટો વિક્ષેપ કરાવે છે, માટે આજે વિહાર કરી અહીંથી ચાલ્યો જા. તારે માટે મારો વિચાર ઘણો નઠારો છે, પણ આજે દયાથી તને છોડી મૂકું છું. નહીં તો તને ભારે સખ્ત શિક્ષા કરવી જોઇએ. તારો ઓઘો અને મુહપત્તી ખેંચી લઇ તને કાઢી મૂકવો જોઇએ. તું સાધુપણાને તદ્દન લાયક નથી. આ વખતે દયા લાવી તને ચારિત્રના વેષથી રહિત કરતો નથી. તું તારી ચાલ સુધારજે, નહીં તો છેવટે તને એવી ભારે શિક્ષા પણ કરવા માં આવશે.''

આચાર્યનાં આવાં વચન સાંભળી પવિત્ર મુનિ ગુણવિજય તો સ્તબ્ધજ થઇ ગયા. પન્યાસને એ વચનો પણ રૂચિકર થયાં નહીં. તેમજ બીજા કેટલાએક ઉત્તમ ધર્મી શ્રાવકો જે ત્યાં હાજર હતા, તેમને પણ એ આચાર્યના વચનો યોગ્ય લાગ્યાં નહીં, કારણકે મહા મુનિ ગુણવિજય તરફ તે સર્વની પૂર્ણ લાગણી હતી.

આ સમયે અંતરીક્ષમાં અદૃશ્ય રહેલાં મહાદેવી દીક્ષાકુમારીનાં હૃદયમાં આચાર્ય તરફ રોષાવેશ થઇ આવ્યો.તે મહાદેવી મુનિ ગુણ-વિજયના ગુણોને સારી રીતે જાણતા હતા. આચાર્ય અને છલદાસે જે વર્તન ચલાવ્યું હતું, તે સર્વ તે મહેશ્વરીએ પ્રત્યક્ષ જોયેલું હતું; તેથી તે મહાદેવી રોષાતુર થઇ ગયાં હતાં તત્કાલ તે મહાદેવી અદૃશ્ય રહીને નીચે પ્રમાણે ગર્જના કરી બોલ્યા—

" आचार्याभास मिथ्यात्विन् कषायासक्तमानस ।
वेषाडंबर धृक् पाप्मन् धिक् त्वां धर्म विडंबकम् ॥ १ ॥

" હે મિથ્યાત્વી, હે કષાયોમા આસકત મનવાળા, હે વેષના આડંબરને ધારણ કરનારા, હુવોપી, હે આચાર્યાભાસ, ધર્મની વિડંબના કરનારા એ વાતને ધિક્કાર છે. " ૧

આ શબ્દો સાંભળતાજ સર્વ સમાજ ચકિત થઇ ગયો અને ચારે તરફ સર્વનાં નેત્રો ફરવાં લાગ્યાં. આચાર્ય તે શ્લોકનો અર્થ સાંભળી પોતાને માટે વિચારમા પડી ગયા અને આ વાણી કોના મુખમાંથી નીકળી તેને માટે ચિંતા કરવા લાગ્યા. ક્ષણવાર પછી પુનઃ તેજ શ્લોક સંભળાયો. આથી સર્વના મનમાં ભારે અચંબો થઇ આવ્યો.

થોડીવારે મહાદેવીએ અદૃશ્યરૂપે રહી કહ્યું, " અરે પ્રચંડવિજય આચાર્ય, તારૂં વર્તન પ્રત્યક્ષ જોઇ મને ભારે રોષ ઉત્પન્ન થયો છે. અરે દુરાચારી, તેં જૈનધર્મના આચાર્યના નામને અને વેષને લજાવ્યો છે. અરે અધમ મુનિ, તેં વીરશાસનની શોભાને ઝાંખી કરી છે.મહાત્મા જૈનાચાર્યોનાં વચનોને વગોવ્યાં છે અને જગત્માં જૈનના ધર્મનુ ઉપહાસ્ય કરાવ્યું છે. તને આચાર્યપદ આપનાર કોઇ અંધ લાગે છે, અરે અવિચારી, તારા જેવા વેષધારી આચાર્યને શિક્ષા કરનાર કોઇ પણ વ્યક્તિ કેમ પ્રગટ થતી નથી ? પ્રાચીન જૈનમુનિઓની મહત્તાને, પવિત્ર પ્રતિષ્ઠાને અને ગૌરવને તેં નિસ્તેજ બનાવેલ છે. અરે આડંબરી આચાર્ય, તારો કૃત્રિમ વેષ છોડી દે અને આ ઉપાશ્રયમાથી ચાલ્યો જા. તારા નિવાસથી આ પવિત્ર ભૂમિને કલંક લાગે છે. અરે કલહકારી, તારા જેવા મુનિઓ વીરશાસનની અંદર જોઇતા નથી. જો તારા જેવા આચાર્યો હોય તો આ મહાન્ શાસનને આચાર્યની જરૂર નથી. આચાર્ય વિના ચલાવવામાં આવશે, એટલુંજ નહીં પણ તારા જેવા મુનિઓ હોય તો તે મુનિઓનું પણ અમારે કામ નથી. ભલે સંઘ ચતુર્વિધ ન કહેવાય ? નઠારા મુનિઓથી જો

સંઘ ચતુર્વિધ કહેવાતો હોય તો તે નકામો છે. તેના કરતાં મુનિ વગરનો ત્રિવિધ સંઘ સો દરજજે સારો છે. અરે મલિનાચાર્ય, જે તું આ પન્યાસને દબાવે છે, તે પન્યાસ તારાથી સારા છે. જોકે તેનામાં પણ જોઈએ તેવા ગુણો નથી, છતાં તે દોષથી જરા ડરે છે, એટલી વાતમાં તે તારાથી ચડીઆતા છે. પરંતુ આ મુનિ ગુણવિજય કે જેને માટે તું આ વખતે ઘણા ભારે અને કઠિન શબ્દો બોલ્યો છું, તે મહા મુનિ ખરેખર પવિત્ર મુનિ છે. તું એ મહા મુનિના ચરણની રજ થવાને પણ લાયક નથી. એવા પવિત્ર સાધુને ઉપાશ્રયમાંથી જાકારો આપતાં તું કેમ શરમાતો નથી? આ ઉપાશ્રયની પવિત્ર ભૂમિને તારોજ ભાર લાગે છે, તેથી તારે એ ભૂમિને છોડી દેવી જોઇએ. આ મુનિ ગુણવિજયને ધારણ કરવાને ઉપાશ્રયની ભૂમિ પ્રસન્ન છે. તારા મલિન નિવાસથી કંટાળી ગયેલી આ ઉપાશ્રયની ભૂમિ મહામુનિ ગુણવિજયના વાસથી આશ્વાસન પામે છે. એવા પવિત્ર મુનિને જાકારો આપતાં તારી જીભ કેમ ખંડિત થતી નથી. અરે વેષધારી, વર્તમાનકાલે જે ઘણા શેહેરોમા સંઘની અંદર વિક્ષેપ ચાલે છે, ઘણા મુનિઓમા કુસંપ પ્રવર્ત્તે છે અને ગામોગામ કલહ જાગ્યા કરે છે, તેનું કારણ તું પોતેજ છું, એમ મને ખાત્રી થઇ છે. તારા જેવા કુભાડી આચાર્યો શ્રી વીરશાસનની મર્યાદાને તોડી નાંખે છે. સાધુઓના સંપની શૃંખલા પણ તારાથી છિન્ન–ભિન્ન થઈ છે સાંપ્રતકાલે જે પંચમકાલ ગર્જના કરે છે, તેનો પ્રચંડ પ્રભાવ વેગથી ચાલે છે અને જે કુરૂઢિઓ અને દુરાચારો જોશબંધ વધતા જાય છે, તેનું કારણ તું પોતેજ છું. જો તું એક નષ્ટ થઇ જા અથવા જો તારો સંઘથી બહિષ્કાર કરવામાં આવે તો સર્વ જૈનપ્રજા સુખી થાય અને શ્રી વીરશાસનનું સામ્રાજ્ય નિષ્કંટક રીતે પુનઃ પ્રવર્તે. શ્રી વીરશાસનના પ્રભાવિક દેવતાઓ તારો પરાભવ કરે, એ મારી ઈચ્છા છે.”

મહેશ્વરી દીક્ષાકુમારી આ પ્રમાણે કહી વિરામ પામી ગયાં.

તેમના આવા તીવ્ર શબ્દો સાંભળી આચાર્ય પ્રચંડવિજય નિસ્તેજ બની ગયા અને તેના મુખ ઉપર ચારે તરફ ગ્લાનિની શ્યામતા પ્રસરી ગઇ પન્યાસ પોતાના મનમાં આનંદ પામવા લાગ્યા અને શાંત મૂર્તિ ગુણવિજય 'આ કોનો ધ્વનિ હશે ?' એ વિચાર કરવા લાગ્યા, અને બીજા શ્રોતાઓ તો દિગ્મૂઢ અને વિચારમૂઢ બની ગયા હતા.

ક્ષણવાર પછી મહાદેવી પાછા ગર્જના કરીને બોલ્યાં—"અરે આચાર્ય, તું શ્યામ વદન કરી શું સાંભળે છે ? મારા ધ્વનિને માટે તને આશ્ચર્ય લાગતું હશે, તેથી હું જણાવું છું કે, હું ચારિત્રના સ્વરૂપની અધિષ્ઠાત્રી દેવી છું. મારૂં નામ દીક્ષાકુમારી છે. જૈન-પુરૂષો મારા સ્વરૂપને ધારણ કરી મુનિ કહેવાય છે. મારા સ્વરૂપને ધારણ કરનારા મુનિઓ ગુરૂતત્ત્વના અધિકારી બને છે. વર્ત્તમાનકાળે કેટલાએક મુનિઓ અનાચારી, અહંકારી અને જેમ તેમ વર્ત્તનારા થયા છે, તેથી તેમને શિક્ષા કરવાને માટે હું પ્રવાસ કરવા નીકળી છું. જે મુનિઓ ઉપદેશને લાયક અને સાધ્ય હોય, તેમને હું ઉપદેશ આપી સ્વધર્મમાં વર્ત્તાવું છું, અને જેઓ કષ્ટ સાધ્ય અથવા તદન અસાધ્ય હોય તેમને હું સખ્ત શિક્ષા કરૂં છું અને તેમની પાસે રહેલા મારા સ્વરૂપ (દીક્ષા) ને ખેંચી લઉં છું. આ મારો બીજો પ્રવાસ છે. આ પ્રવાસમા મને મુનિઓનું વર્ત્તન ઘણુંજ નઠારૂં દેખાયું છે.

અત્યાર સુધીમાં મારા જોવામા જે મુનિઓ આવ્યા છે, તે સાધ્ય હતા, પણ આ વખતે જે તું આ પ્રચંડવિજય આચાર્ય જોવામાં આવેલ છે, તે તું ઘણોજ અસાધ્ય છે. અરે આચાર્ય, તને તો મારે સખ્ત શિક્ષા કરવી પડશે. હું કેટલાએક બીજાઓને પ્રત્યક્ષ રૂપે દર્શન આપી ઉપદેશ આપુ છું, પણ તારા જેવા મલિન આચાર્યને દર્શન આપવાની મારી ઈચ્છા નથી. તારા શરીરની છાયા પણ લેવી યોગ્ય નથી, તો તને દર્શન આપવું યોગ્ય કેમ હોય ?"

દીક્ષાકુમારીના આ વચનો સાંભળી સર્વ સમાજ વિશેષ આશ્ચર્ય પામી ગયો, જ્યારે દીક્ષાકુમારીનું સ્વરૂપ જાણવામા આવ્યું,

ત્યારે આચાર્ય પ્રચંડવિજયના હૃદયમાં ભારે ભય ઉત્પન્ન થઇ આવ્યો. તે ભયથી કંપાયમાન થવા લાગ્યા અને નેત્રોમાંથી અશ્રુધારા વર્ષાવવા લાગ્યા.

ક્ષણવાર પછી તે મહાદેવી પાછા તીવ્ર સ્વરથી બોલ્યાં—"અરે વેષધારી આચાર્ય, જેવો તું અયોગ્ય છે,તેવો તારો પરિવાર પણ છે. આ ફિતુરવિજય કે જે એક તદ્દન નાલાયક અને દુર્ગુણી છે, તેને તે પરિવારમાં મુખ્ય બનાવ્યો છે. જેવી ધૂતારાની કે લૂટારાની ટોળી ભેગી થઇ હોય, તેવો પરિવાર તેં એકઠો કરેલો છે. તમે ભેગા મળીને શ્રાવકોને ધૂતો છો અને લૂટોછો, પણ હવે તમારૂં ચાલવાનું નથી. તમારી ધૂર્ત્ત ટોળીને હું વિખેરી નાંખીશ અને મારા સ્વરૂપને તમારામાંથી ખેંચી લઇશ. અરે ફિતૂરવિજય, તું કેવો મૂર્ખ છે ? તારા ગુરૂની સાથે તું પણ શા માટે કુવામા પડે છે. ? અરે અજ્ઞાની, તારા આત્માનો જરા વિચાર કર. શા માટે પોતાને હાથે કરીને નરકમાં પડવા તૈયાર થયો છે ? તે નરકની ભયંકર ભૂમિમાં કોઈ પણ તારૂં રક્ષણ કરશે નહીં. તે સમયે જે વેદના થવાની છે, તેને ભોગવવાને કોઇ બીજું આવવાનું નથી. અરે અધમ મુનિ, આ તારા ગુરૂ તારા હિતકારી નથી, પણ તારા શત્રુ છે. એટલુંજ નહીં પણ તેઓ પોતાના આત્માના પણ શત્રુ છે. તમે શું જોઇને સંસારનો ત્યાગ કર્યો છે ? તમારો આ સંસારત્યાગ તદ્દન નિષ્ફળ છે, કારણ કે, તમે ઉભય ભ્રષ્ટ થયા છો—સંસારમાં રહ્યા નથી, તેમ આ ચારિત્રમા પણ રહ્યા નથી. તમારી એકે ગતિ નથી. જરા હૃદયમાં વિચાર કરો અને હજુ પણ તમારા વર્ત્તનને સુધારો."

તે પછી દીક્ષાકુમારી પેલા છલદાસ શ્રાવકને ઉદ્દેશીને બોલ્યાં. "અરે છલદાસ, તું પણ આવો અધમ શ્રાવક ક્યાંથી થયો ? પ્રભાવક વીરશાસનમા તારા જેવા કુંભાડી શ્રાવકો શા માટે થતા હશે ? અરે દુરાચારી, અરે કપટી, આ વખતે મેં જે તારૂં વર્તન પ્રત્યક્ષ જોયેલું છે, તે મારા હૃદયને અતિશય ખેદ ઉત્પન્ન કરે છે. સાધુઓની પાસે છલ કપટ કરી વર્તનારા તારા જેવા

અધમ શ્રાવકનું નામ પણ અપવિત્ર છે. મેં મારા પ્રથમ પ્રવાસમાં અને બીજા પ્રવાસમાં મુનિઓ તરફજ લક્ષ રાખ્યું છે,પણ વર્તમાન-કાળના શ્રાવકો તરફ મારૂં લક્ષ નથી. પણ તારૂં ચારિત્ર જોતાં મને લાગે છે કે, જેમ કેટલાએક સાધુઓ અનાચારી થયેલા લાગે છે, તેમ કેટલાએક શ્રાવકો પણ અનાચારી થયેલા લાગે છે. તારૂં વર્તન દેખી મારા મનમાં વિશેષ સંતાપ થયો છે. અરે કપટી, તું સાધુઓને છેતરવા કેવો પ્રપંચ કરે છે? એ મેં પ્રત્યક્ષ જોયું છે. તારા વર્તન ઉપરથી મને લાગે છે કે, જે જૈનસાધુઓનો મોટો ભાગ અનાચારી અને વેષધારી નીકળી આવે છે, તેનું કારણ તારા જેવા અયોગ્ય શ્રાવકોજ છે. સંસારી અવસ્થામાં તારા જેવું વર્ત્તન કરનારા અને બીજાઓને છેતરવાની ઇચ્છા રાખનારા કપટી શ્રાવકો દીક્ષા લઈ સાધુ બને, તેઓ પછી આ પ્રચંડવિજય આચાર્ય અને આ ફિતૂરવિજય મુનિ જેવા નઠારા થાય, તેમાં શું આશ્ચર્ય? અરે છલતાવાળા છલ-દાસ, તેં આ આચાર્ય અને પન્યાસની આગળ દીક્ષા લેવાની વાત કરતાં કેવી ધૂર્ત્તતા કરી છે? અને વળી દીક્ષા લેવામાં જાણે સાધુઓનો ઉપકાર કરતો હોય, તેમ કેટલા લાડ કર્યા છે? અરે મૂર્ખા, વિચાર તો કર, કે છલ, કપટ, માયા અને ધૂર્ત્તતા સંસારમા પણ કરવી યોગ્ય નથી, તો સાધુઓની પાસે શી રીતે કરી શકાય? તારા જેવા નારકીના જીવો પવિત્ર એવા ચારિત્રરત્નને લેવા શા માટે તૈયાર થતા હશે? તારા જેવાઓને તો સંઘની બાહેરજ રાખવા જોઈએ. તારાથી તો મિથ્યાત્વીઓ પણ સારા હોય છે. અરે છલદાસ, તું શા માટે જીવે છે? તારૂં જીવન જૈનધર્મને અને સંઘને કલંકિત કરનારૂં છે.

અરે નરાધમ, જેવો તું છલતાથી ભરેલો છે, તેવો આ આ-ચાર્ય પણ તારો ગુરૂ થવાને લાયક છે. કારણકે, તારી બધી સગવડો સાચવી તને દીક્ષા આપવાને તૈયાર થયો છે. તેણે તારા જેવા પુરૂષો-ને દીક્ષા આપી પોતાનો પરિવાર વધાર્યો છે. આવા પ્રપંચી અને વેષધારી સાધુઓના ટોળાઓએજ ભારતવર્ષમા વિચરી વીરશાસનની વગોવણા કરાવી છે તેવા ટોળાઓને આ આર્યાવર્તની ભૂમિની બા-હેર કાઢી મૂકવા જોઈએ, જ્યારે આવા ટોળાંઓનો તદન બહિષ્કાર

કરવામાં આવશે ત્યારેજ આર્હત ધર્મ પાછો પોતાનું ખરૂં સ્વરૂપ સંપાદન કરી શકશે.

અરે અવિચારી અને શિષ્યલોભી આચાર્ય, તું તારા પરિવારમાં આવા છલદાસ જેવા અધમ પુરૂષોની ભરતી કરી જૈનધર્મની નિંદા શામાટે કરાવે છે? આ છલદાસની બધી શરતો કબુલ કરી તેને દીક્ષા આપવાની જે આતુરતા તેં દર્શાવી છે, તે જોઇ મને ભારે ખેદ ઉત્પન્ન થાય છે. ખરેખર તમે તમારા આચાર્યપદને લજાવો છો."

આટલું કહી મહાદેવી દીક્ષાકુમારી વિરામ પામી ગયાં.તેમની સામે કોઇપણ બોલી શકયું નહીં. ક્ષણવાર વચનની રાહ જોયા પછી તે મહા મુની ગુણવિજયને ઉદ્દેશીને બોલ્યાં–"મુનિ ગુણવિજય,તમારૂં વર્તન જોઈ મને સંતોષ થયો છે.અહીંના પ્રવાસમાં આ આચાર્યપ્રમુખના વર્તનને જોવાથી અતિ ખેદાતુર થયેલાં મારાં મનને તમારા વર્તનેજ આશ્વાસન આપ્યું છે. તમારી અંદર ચારિત્રના શુદ્ધ ગુણોને હું જોઈ શકી છું. તમારે માટે મને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો છે. આ સમયે આ ઉપાશ્રયની પવિત્ર ભૂમિ તમારા એકથીજ અલંકૃત છે.આ તમારા ગુરૂ પન્યાસની અંદર પણ કેટલાએક અવગુણો રહેલાછે,તે તમારા એકથી આચ્છાદિત થઇ જાયછે.જો કે આ તમારા પન્યાસ આ આચાર્યથી હજાર દરજ્જે સારા છે,તથાપિ તેમનામા શિષ્યલોભ વગેરે જે કેટલાએક અવગુણો રહેલા છે, તે મેં મારી શક્તિથી જોઇ લીધાં છે તોપણ તેઓ તમારા જેવા શિષ્યરત્નને પાસે રાખવાથી કેટલાએક દોષોથી દૂર રહી શકયા છે. કોઇવાર જેમ ઉત્તમ પુત્ર પોતાના માતપિતાને અને કુળને દીપાવે છે, તેમ તમે તમારા ગુરૂને અને તેમના પરિવારને દીપાવો છો જો તમારા જેવા અનેક મુનિઓ આ ભારતભૂમિ ઉપર પ્રગટ થાય તો આર્હત ધર્મ પોતાની પૂર્વની સ્થિતિને પ્રાપ્ત કરવા સમર્થ થઇ શકે, એ નિઃસંશય વાત છે. મહા મુનિ ગુણવિજયજ,તમે ખરેખરા ગુણવિજય છો. તમારા વર્તન ઉપરથી મને લાગે છે કે, તમે તમારી સામાચારીના ગ્રંથો

સારી રીતે અવલોક્યા હશે, એટલુંજ નહીં પણ તે ગ્રંથોનું તમે યથાર્થ રીતે મનન કર્યું હશે. શ્રી વીરપ્રભુની વાણીનું મનન કરી તેને ક્રિયામાં મૂકનારા તમારા જેવા સાધુને પૂર્ણ ધન્યવાદ ઘટે છે. તમારા આંતર અને બાહ્ય સ્વરૂપ ઉપર સુશોભિત થઈ રહેલું મારૂં દીક્ષા સ્વરૂપ સર્વ રીતે ચરિતાર્થ થાય છે. ક્ષમા, વિનય, નમ્રતા, સમતા, ઉપશમ, વૈરાગ્ય અને શુભ ધ્યાન વગેરે ચારિત્રના ઉત્તમ ગુણોથી અલંકૃત એવા તમારા સાધુ સ્વરૂપનું દર્શન કરી હું મારા અહીંના પ્રવાસની સફળતા માનું છું, અને તમારી પવિત્ર દૃષ્ટિનાં કિરણો મારા શરીર ઉપર પડે, તેવી ઈચ્છાથી તમારી સન્મુખ પ્રત્યક્ષ થવા ઈચ્છા રાખું છું, પણ આ અપવિત્ર આચાર્ય અને તેના પરિવારની મલિન દૃષ્ટિના પડવાના ભયથી હું પ્રત્યક્ષ થવા ઈચ્છતી નથી."

આ પ્રમાણે કહી દીક્ષાકુમારી વિરામ પામ્યાં, એટલે પન્યાસ મંદ સ્વરથી નીચે પ્રમાણે બોલ્યા—

"મહાદેવી, આપ કૃપા કરી અહીં પધાર્યા, તેને માટે અમે અમારા આત્માને કૃતાર્થ માનીએ છીએ. જો હવે અમારા પર અનુગ્રહ કરી દર્શન આપો તો અમે અમારા દૂષિત શરીરને અને મલિન દૃષ્ટિને પવિત્ર કરી શકીએ. આપે આ મારા શિષ્ય ગુણવિજયને માટે જે વચનો ઉચ્ચાર્યાં છે તે યથાર્થ છે. હું દોષથી ભરેલો છું, પણ એ પવિત્ર શિષ્યના સહવાસથી મારા આત્માને ભવિષ્યમાં નિર્દોષ થવાની આશા રાખી રહ્યો છું.

આ વખતે અમારા કોઈ પૂર્વ પુણ્યના યોગથી આપનો સમાગમ થઈ આવ્યો છે,તો તેનો અમોને જેમ લાભ મળે તેમ યોજના કરવાને આપ પ્રયત્ન કરો.આપનો સમાગમ નિષ્ફલ થવો ન જોઈએ. અમોને કાંઈ પણ ઉપદેશ આપી કૃતાર્થ કરો, અને મલિન થયેલા અમારા ચારિત્રને ઉજવલ કરવા ઉજમાલ થાઓ. આપની દિવ્ય વાણી અમારા હૃદય ઉપર અસર કર્યા વિના રહેશે નહીં."

પન્યાસનાં આવાં વિનીત વચનો સાંભળી દીક્ષાકુમારી જરા આનંદમાં આવ્યાં અને તેઓ જરા શાંતિ ભરેલા સ્વરથી બોલ્યાં-

"પન્યાસ, તમારાં વચનો સાંભળી મને લાગે છે કે, તમારામાં કાંઇ પણ સાધ્યતા રહેલી છે. પરંતુ આ મલિન વૃત્તિવાળો આચાર્ય તદ્દન અસાધ્ય દેખાય છે. તેના મુખમાંથી કાંઇ પણ વાણી નીકળતી નથી, અને તે શ્યામવદને મૌન ધરીને રહ્યા છે. તેની વાણી સાંભળવાને હું ખુશી નથી કારણ કે તેની અપવિત્રવાણી સાંભળવાથી શ્રવણ ઇંદ્રિયની શુદ્ધિનો નાશ થાય તેમ છે." આટલું કહી મહેશ્વરી દીક્ષાકુમારી ક્ષણવાર મૌન ધરીને રહ્યા, એટલે પ્રચંડવિજય આચાર્ય માંડ માંડ પ્રયત્ન કરીને મંદસ્વરથી નીચે પ્રમાણે બોલ્યા—

"મહેશ્વરી, મારા જેવો અયોગ્ય માણસ આપની સાથે બોલવાને તદ્દન અધિકારી નથી,એથીજ હું કાંઇપણ બોલી શકું તેમ નથી, તોપણ 'પુત્ર કુપુત્ર થાય પણ માતા કુમાતા ન થાય.' એ ન્યાયથી હું આપ માતાની સમક્ષ મારી દીન વાણી પ્રગટ કરૂં છું. જો કે,આપનાં જેવાં દિવ્ય અને પવિત્ર સ્વરૂપની પાસે મારા જેવા અધમ પુરૂષે બોલવું અઘટિત છે તોપણ હું કાલાવાલા કરવા આપની ક્ષમા માગું છું. મહાદેવી, આપે મને વચનોથી યોગ્ય શિક્ષા કરી છે,કે જે શિક્ષાને હું લાયક છું.આપના પ્રત્યેક વચન મારે માટે ઘટે છે અને મને જેટલો તિરસ્કાર આપો, તેટલા તિરસ્કારને પણ હું પાત્ર છું.મહેશ્વરી,આ વખતે હું અનાચારની અધમ અવસ્થાને પામ્યો છું, તોપણ મને કોઇ પુણ્યનો ઉદય થયો, એમ હું સમજુ છું. કારણકે, આ વખતે મારે આપના જેવી દિવ્ય મૂર્ત્તિનો યોગ થઇ આવ્યો છે. જો આપ કૃપા કરી અહિં ન આવ્યા હોત તો મારા આખા જીવનમાં પણ મારો ઉદ્ધાર થાત નહીં. આપે મને જે વચનો કહ્યાં છે, તેવાં વચનો કોઇ પણ મનુષ્ય મને કહી શકત નહીં. હું એટલોબધો મચીને મસ્ત બની ગયો હતો કે, આ જગત્મા કોઇ પણ વ્યકિતને ગણતો ન હતો. કોઇપણ મુનિ કે શ્રાવક મારી મદાવસ્થા ઉતારવાને સમર્થ થઇ શકત નહીં, તેથી આપનો સમાગમ મને મારા કોઇ પુણ્યના ઉદયને સૂચવનારો થયોછે.મહાદેવી, હું આપની પાસે કબુલ કરૂં છું

કે હું એક વેષધારી આચાર્ય છું અને અનેક પ્રપંચો કરી જૈનપ્રજાને દબાવી છેતરૂં છું. મેં મારી કોઇપણ અવસ્થા શુભ કાર્યમાં યોજેલી નથી. હું સર્વદા અસત્ય, અનાચાર, ક્રોધ, લોભ, મોહ, મદ, માન, અહંકાર, દ્વેષ, ઇર્ષ્યા અને અસૂયા વગેરે દુર્ગુણોથી ઘેરાએલો રહેલો છું.

મારી ચારિત્રાવસ્થા પણ સંસારી અવસ્થાથી પણ નઠારી થઇ ગઇ છે. મદ અને માનમાં અંધ થવાથી મેં કોઇપણ સદ્‌ગુણ જોયો નથી. પ્રમાદને પરવશ થઇ હું અજ્ઞાનના ઘોર અંધકારમાં ભમ્યા કરૂં છું. મહાદેવી, આપના કહેવાથી હવે મને મારા સ્વરૂપનો કાંઇક ખ્યાલ આવે છે.મને કરેલાં અપકૃત્યો માટે હૃદયમાં મહાન્ પશ્ચાત્તાપ થાય છે. મહેશ્વરી, આપે જેના ગુણોની હમણા ભારે પ્રશંસા કરી છે, એવા આ મુનિ ગુણવિજયનો તેમજ આ મારા ગુરૂભાઇ પન્યાસનો મેં મહાન્ અવિનય કર્યો છે. હું તેઓને ખમાવું છું અને બીજા જે કોઈ જીવોની એવી વિરાધના કરી છે તે સર્વ જીવોને પણ ખમાવું છું. મહેશ્વરી, હવે આ અપવિત્ર સાધુને ઉપદેશનું દાન આપી કૃતાર્થ કરો. હું આચાર્યપદમાં અંધ બની ગયો છું. મેં એ પદવીના મદવડે અનેક જીવોની અપમાન વગેરેથી વિરાધના કરી છે. આપ કૃપાળુ દેવી દયા લાવી મારા જેવા પામરને શરણ આપો અને મારી અપવિત્રતા દૂર થાય, મારા કુવર્ત્તનનો નાશ થાય અને મારા મલિન આત્માનો ઉદ્ધાર થાય, તેવી પ્રેરણા કરો અને ઉપદેશ આપો. ”

આચાર્યનાં આવા દીનતા ભરેલાં વચનો સાભળીને પણ દીક્ષાકુમારીનાં હૃદયમાં તેની અસર થઇ નહીં, તેમ તેમનો રોષાવેશ પણ ઉતરી ગયો નહીં.તેઓ જરા આક્ષેપ કરીને બોલ્યાં—“આચાર્ય,તારી દીનતા ઉપર મને દયા આવતી નથી. કારણ કે, તારૂં એવું વર્ત્તન જોવામાં આવ્યું છે કે, જે ઉપરથી મારા હૃદયની લાગણી રૂપાંતરને પામતી નથી. હૃદયમા જે આવેશ પ્રગટ થયો છે, તે અદ્યાપિ શાંત થતો નથી. ”

મહાદેવીનાં આવાં વચનો સાંભળી આચાર્ય પુન. બોલ્યા—

"મહેશ્વરી, મેં જે વર્ત્તન ચલાવ્યું છે, તે મારા તેવી જાતના કર્મના ઉદયથી ચલાવ્યું છે. હું તદન કર્મને વશ થઇ ગયો હતો, તેથી મારાથી મારા કર્મો વધારે દૂષિત છે. પ્રાણી જે કાંઇ સારાં નરસાં કાર્યો કરવાને તત્પર બને છે, તેનું કારણ તેનાં બળવાન્ કર્મો છે. જ્યારે કર્મની પ્રબળતા વૃદ્ધિ પામે છે, ત્યારે બુદ્ધિ મૂઢતાને ધારણ કરે છે, અને બુદ્ધિની મૂઢતાને લઇને માણસ પ્રવર્ત્તે છે. તેથી પ્રાણીના પ્રવર્ત્તનનો આધાર કર્મના ઉદય ઉપર છે. કર્મના ઉદય પ્રમાણે પ્રાણી પ્રવર્ત્તન કરે છે. મેં આજસુધી જે પ્રવર્ત્તન કર્યું છે, તે કર્મના ઉદયને આધીન થઇને કર્યું છે. આપ આર્હત ધર્મના કર્મતત્ત્વનાં પૂર્ણ જ્ઞાતા છો, તેથી મને ક્ષમા આપી કૃતાર્થ કરો."

મહેશ્વરી આચાર્યની વાક્પટુતા સાંભળી જરા આવેશથી બોલ્યાં—"આચાર્ય, તમે યુક્તિ ભરેલાં વચનો વદો છો, એ મારા સમજવામાં છે. હું બાળક નથી કે તમારી વાક્પટુતાથી ભોળવાઇ જઉં. જ્યારે તમે કર્મનાં આવા સ્વરૂપને જાણો છો, તે છતાં તમે આવું નઠારૂં પ્રવર્તન શામાટે ચલવોછો? જાગ્રત મૂર્ત્રિત ન્યાય પ્રમાણે તમે વર્ત્યા છો અને વર્તો છો, એ ઉલટું વધારે ખેદકારક છે. મહારાજ, જે તદન અજ્ઞાન હોય, તે સર્વ રીતે ક્ષમા આપવા યોગ્ય છે, પરંતુ જે જાણતાં છતાં અપરાધ કરે તે વધારે શિક્ષાને પાત્ર છે. આચાર્ય, તમારે શરમાવું જોઇએ કે, તમે પોતે આર્હત ધર્મના તત્ત્વ સ્વરૂપને જાણો છો અને કર્મની પ્રકૃતિઓની પ્રવૃત્તિને સમજો છો, તે છતાં તમે આવું વિપરીત વર્ત્તન ચલાવો, એ તમારી શઠતા જણાઇ આવે છે. તમારાં હૃદયમાં છળ, કપટ, માયા, વંચકતા વગેરે દુર્ગુણો ભરેલા છે, એ દેખાઇ આવે છે, અને તમારી મનોવૃત્તિમાં મલિનતા ગાઢરૂપે પ્રસરી છે, એ તમારી વાણીમાંથી પ્રગટ થાય છે. તમારા જેવા શઠ તરફ દયા લાવવી એ દયાનો દુરૂપયોગ છે. હું તમારે માટે ઘણીજ દીલગીર છું."

મહાદેવીનાં આવાં આવેશ ભરેલા વચનો સાંભળી આચાર્ય વિશેષ ગ્લાનિ પામી ગયા. તેના હૃદયમા વિશેષ ભય ઉત્પન્ન થયો, અને

તેથી તેમના નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. તેઓ રૂદન કરતા બોલ્યા—"માતા, ક્ષમા કરો.હું આપનો ગુનેગાર ગુલામ છું અને અપરાધોના સમુહથી આક્રાંત થયેલો છું. હવે કાંઇ પણ કહેવાને હું લાયક નથી"

આચાર્યને રૂદન કરતા જોઇને જેમના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ છે, એવા મહામુનિ ગુણવિજયે દીક્ષાકુમારીને નમ્રતાથી કહ્યુ,–" મહેશ્વરી, કૃપા કરી આચાર્યને ક્ષમા આપો. આપના જેવા દયાળુ દેવીએ તેમના દુર્ગુણો તરફ જોવાનું નથી. તેમનો આત્મા મલિનતાથી આવૃત થઇ ગયેલ છે,અને પૂર્વના કોઇ મલિન કર્મોએ તે આત્માને ઘેરી લીધો છે અને તેમના મન,વચન અને કાયાના સ્વરૂપને અનુચિત કર્મોએ દબાવી દીધુ છે. આપનાં હૃદયના દયા ભરેલા પરમાણુંઓથી એમના આત્માને આચ્છાદિત કરો, અને દયા લાવી ક્ષમા આપો. આપ દયાધર્મના અધિષ્ટાત્રી મહાદેવી છો. આપની સાથે થયેલો તેમનો વાણીનો યોગ નિષ્ફલ થવો ન જોઇએ. મારી આ વિજ્ઞપ્તિ હૃદયમાં અવધારી આ આચાર્યને અભયદાન આપો."

મહામુનિ ગુણવિજયનાં આ વચનો સાભળી દીક્ષાકુમારીનો આવેશ મંદ પડી ગયો. એ પવિત્ર મુનિની પ્રાર્થનાની વાણીએ એ મહાદેવીની સ્વાભાવિક દયાને જાગ્રત કરી અને તેમનાં હૃદયમાં શાંતિ પ્રસરી ગઇ. તે મહેશ્વરી શાંત સ્વરથી બોલ્યા—" મુનિ ગુણવિજય, તમારી પ્રાર્થનાએ મારા આવેશને શિથિલ કર્યો છે. આ આચાર્ય કે જે દયા લાવવાને તદન અયોગ્ય છે, તેમને માત્ર તમારી ખાતર ક્ષમા આપવાની મને ફરજ પડી છે. મુનિ ગુણવિજય, જો કે, તેમને ક્ષમા આપવી, એ સર્વ રીતે અયોગ્ય છે, તોપણ તમારાં પવિત્ર વચનો બલાત્કારે મારાં હૃદયને દબાવી તેમને ક્ષમા અપાવે છે.

આ પ્રમાણે કહી દીક્ષાકુમારી આચાર્યને ઉદ્દેશી બોલ્યા— " આચાર્ય, આ મહા મુનિ ગુણવિજયના કહેવાથી હું તમને ક્ષમા દાન આપું છું, પરંતુ તમે આ મારી ક્ષમાનો ગેર ઉપયોગ કરશો નહીં. તમારા કોઇ સારા કર્મના ઉદયનો હવે આરંભ થયો છે, એમ

તમારે સમજવું.અરે આચાર્ય,હવે તમને પ્રાપ્ત થયેલા આ શુભાવસારનો તમે લાભ લેજો અને હું જે ઉપદેશ આપું, તેને શુદ્ધિથી ગ્રહણ કરજો.એથી તમારા આત્માનું કલ્યાણ થશે અને તમે જે આ વેષ ધારણ કર્યો છે તેની કૃતાર્થતા થશે. આચાર્ય,તમારે વિચારવું જોઈએ કે હું કોણ છું? અને કઇ સ્થિતિમાં વર્તુંછું? આવી પદવીને ધારણ કરનારા પૂર્વાચાર્યોએ આર્હત ધર્મને માટે શું શું કર્યું છે અને જૈનપ્રજાનો કેવો ઉપકાર કર્યો છે? તેનો તમારે વિચાર કરવો જોઈએ.તમે પણ એવીજ પદવીને પામ્યા છો. એ આચાર્યપદ અસાધારણ પદ છે, પંચપરમેષ્ઠીમાં એ મહાન્ પદની ગણના છે અને એ પદનો પ્રભાવ જૈનશાસ્ત્રમાં ઉંચે સ્વરે દર્શાવ્યો છે. એ મહાન્ પદને તમે કેવી સ્થિતિમા મૂક્યું છે અને તમે તેની કેવી વિડંબના કરી છે? મારે કહેવું જોઇએ કે, તમે આચાર્યપદને ધારણ કરી ઉલટા વિશેષ દોષમા પડ્યા છો. તમે એમ માનશો નહીં કે, મેં મારા આત્માની અંદર આચાર્યપણાના એક મહાન્ ગુણનો વધારો કર્યો છે. તમે ગુણનો વધારો કર્યો નથી, પણ ઉલટો દોષનો વધારો કર્યો છે. કારણકે, એ પવિત્ર પદવીની તમે એટલીબધી વિરાધના કરી છે કે, જેને માટે તમે એક મોટું પ્રાયશ્ચિત લેવાના અધિકારી બન્યા છો.હવે જે થઇ ગયું, તેને માટે માત્ર એકજ ઉપાય એ છે કે, તમારે તમારાં વર્ત્તનનો, તમારા નઠારા સ્વભાવનો અને તમારા દુરાગ્રહનો તદ્દન વ્યત્યય કરી નાંખવો જોઇએ, અને તમારે તમારા જીવનને તદ્દન બદલી નાખવું જોઇએ. જો તમે ત્રિકરણ શુદ્ધિથી ચારિત્રના શુદ્ધ માર્ગે ચાલવાને પ્રયત્ન કરશો અને કોઇ જાતની સ્ખલના પામશો નહીં, તો તમે કેટલેક કાળે તમારા આત્માને શુદ્ધ કરવાને સમર્થ થઇ શકશો; તોપણ મારી તમને સલાહ છે કે,તમે એક સામાન્ય સાધુ તરીકે વર્ત્તજો અને આ મહાન્ આચાર્યપદની ઉપાધિને દૂર કરી નાખજો.કારણકે એ પદવીને માટે તમારામાં બીલકુલ યોગ્યતા નથી. તે સાથે હું એક બીજી સલાહ આપું છું કે, તમે આ મહામુનિ ગુણવિજયના સમાગમમાં રહેજો,

અને તેમના આશ્રય નીચે શિષ્યવત્ વર્ત્તી તેમના સદ્ગુણોની છાયા સંપાદન કરજો. આ કાર્ય તમને તમારી પદવીને લઇને ઘણું અશક્ય લાગશે, અને માન, અહંકાર, મમતા વિગેરે તમારા સ્વાભાવિક દુર્ગુણો તમને એ કાર્ય કરવાને અટકાવશે, તોપણ તમે તમારા આત્માના અર્થી બની અટકશો નહીં. માનાપમાનને દૂર કરજો, અને તમારા દૃઢતાના વીર્યને ફેરવજો. એથીજ તમારો ઉદ્ધાર છે, અને એથીજ તમારૂં શ્રેય છે.

આચાર્ય, આ વખતને મારે તમને ખુલ્લેખુલ્લું કહી દેવું જોઇએ કે, જો આ મહામુનિ ગુણવિજયે તમારી તરફ લાગણી દર્શાવી ન હોત, તો હું તમોને એવી શિક્ષા કરવાની હતી કે, જે શિક્ષાથી તમે આચાર્યપદથી ભ્રષ્ટ થાત અને જો તે તમે માન્ય કરી ન હોત તો મારા સ્વરૂપ ( દીક્ષા )થી પણ ભ્રષ્ટ થવાનો તમારે વખત આવત,પણ તમારા કોઈ શુભ કર્મે તમને સહાય કરી છે, એમ તમારે સમજવું જોઇએ. ”

મહાદેવી દીક્ષાકુમારીના આવા ભારે પડતાં વચનો સાંભળી આચાર્ય હૃદયમાં સ્તબ્ધ થઇ ગયા, પણ ભયને લીધે પુનઃ વિશેષ દીનતાથી બોલ્યા—“ મહેશ્વરી, આપનાં વચનો યથાર્થ છે. હું મારા આત્માનું હિત કરવા તત્પર થયો છું, માટે હવે મારે આચાર્યપદની ઈચ્છા નથી. મારૂં હૃદય સર્વ પ્રકારની ઉપાધિમાથી મુકત થવાને ઇચ્છે છે. હું એક સામાન્ય ક્ષુલ્લક સાધુ તરીકે રહેવા માગું છું. મારી મનોવૃત્તિમાં કોઇ જાતનો આગ્રહ કે અહંકાર રહ્યો નથી. જે જે દુર્ગુણોએ મારા ચારિત્રજીવનને આજ સુધી મલીન બનાવી દીધું છે, તે તે દુર્ગુણોને હું મન, વચન અને કાયાની શુદ્ધિથી છોડી દેવા તત્પર છું. હવે આ શરીરની પણ મને દરકાર નથી. આ જીવન મને એક ભાર રૂપ લાગે છે. આપ કૃપા કરી ઉપદેશ આપો અને મારા આત્માના ઉદ્ધારનો ઉત્તમ માર્ગ દર્શાવો. હું આપનો યાવજ્જીવિત આભારી થઇશ. આ મહામુનિ ગુણવિજય કે જે મહાનુભાવે મારી વતી વિજ્ઞપ્તિ કરી આપનો મારી ઉપર મહા પ્રસાદ પ્રાપ્ત કરાવ્યો—

છે, તેને માટે હું તે મહાશયનો પણ આભારી છું. હું તેમને આજથી મારા ગુરૂ તરીકે માનું છું, અને તેઓને મારા ચારિત્ર જીવનના ખરા સુધારક અને સાથી બનાવું છું."

આચાર્ય પ્રતાપવિજયનાં આ વચનો સાંભળી મહાદેવી દીક્ષાકુમારી પ્રસન્ન થઈ ગયા અને આચાર્યની મનોવૃત્તિ તરફ તેમને સારો વિશ્વાસ પ્રાપ્ત થઈ ગયો. તેઓ પ્રસન્નતાપૂર્વક બોલ્યાં, "આચાર્ય, તમારાં આ વચનોએ મારાં હૃદયને પૂર્ણ પ્રતીતિ આપી છે. તમારા હૃદયની મલિનતાને નાશ કરનારા તમારા વિચારો જાણી મારા મનને સંતોષ થાય છે. હવે પ્રસન્નતાથી તમને ઉપદેશ આપવા મારૂં હૃદય ઉત્સુક થયું છે. તમે સર્વદા આ વિચારો કાયમ રાખજો અને તમારા આત્માનું હિત કરવા આવો ઉત્સાહ અખંડિત ધારણ કરજો. હવે તમારી મનોવૃત્તિને એકાગ્ર કરી મારા ઉપદેશને શ્રવણ કરો. આ મહા મુનિ ગુણવિજયના પ્રભાવથી હું મારા સ્વરૂપને તમારા સર્વની સમક્ષ પ્રગટ કરૂં છું."

આ પ્રમાણે કહી મહાદેવી દીક્ષાકુમારી તે સ્થળે પ્રત્યક્ષ થયા. તેમનાં દિવ્ય શરીરની કાંતિથી ઉપાશ્રયના તે ખંડની ભૂમિ પ્રકાશમાન બની ગઈ તે મહાશયાની સુંદર મૂર્તિનાં દર્શન કરી ત્યાં હાજર રહેતો જનસમૂહ સાનંદાશ્ચર્ય બની ગયો. સર્વ સમાજે ઉભા થઈ એ મહાદેવીને પ્રણામ કર્યા અને સર્વ અંજલિ જોડી નમ્રતાથી તેમની સન્મુખ ઉભા રહ્યા. મહા મુનિ ગુણવિજય, પન્યાસ કલ્યાણવિજય અને આચાર્ય પ્રતાપવિજય એકી સાથે તે મહાદેવીના અગ્ર ભાગે ઉભા રહ્યા અને સર્વેએ એકી અવાજે વીરશાસનનો જયધ્વનિ કર્યો. તે જયધ્વનિથી ગગનનો પ્રદેશ ગાજી ઉઠયો હતો.

મહાદેવી દીક્ષાકુમારી ગંભીર સ્વરે મંદ મંદ હસતાં બોલ્યાં, "મુનિઓ, તમારે પ્રથમ વિચારવું જોઇએ કે, તમે કોના વંશજો છો. તમારો સર્વ પરિવાર જ્ઞાતપુત્રના નામ સાથે ઓળખાય છે. આર્યાવર્ત્તની એક પવિત્ર ધર્મભાવનાના તમે ગુરૂ છો. ભગવાન્ તીર્થંકરોએ તમને

ગુરૂતત્ત્વથી ઓળખાવ્યા છે. દેવતત્ત્વ અને ધર્મતત્ત્વની સાથે તમારી ઉત્તમ ગણના થાય છે. તમારા નામના પર્યાયો ઘણા ગંભીર અર્થથી ભરેલા છે, અને તમારા નામની અંદર ઉત્તમ પ્રકારનો આશય રહેલ છે. તમે આવા તમારાં કર્ત્તવ્યને, તમારા આચારને અને તમારા વિનયને ભૂલી જાઓ એ કેવું શોચનીય છે? તમારે તમારી સામાચારીના ગ્રંથો વાંચવા જોઈએ અને તે પ્રમાણે વર્ત્તવાને પ્રયત્ન કરવો જોઇએ. તમારા કર્ત્તવ્યને અને આચારને મુખ્યપણે દર્શાવનાર આચારાંગ સૂત્રને તમારે વારંવાર વાંચવું જોઈએ, એટલુંજ નહીં પણ જો બને તો તેને કંઠસ્થ કરવું જોઇએ. જૈનધર્મના પવિત્ર ગુરૂતત્ત્વના શુદ્ધ સ્વરૂપને દર્શાવનારા અને ચારિત્રનો ઉજ્વળ માર્ગ બતાવનારા એ મહાસૂત્રની અંદર તમારા સ્વરૂપનું એવું સુંદર પ્રતિપાદન કરેલ છે કે, જે મનન કરવાથી તમે તમારૂ સ્વરૂપ, દર્પણની જેમ તેમાં જોઇ શકશો. તમારા આચારને દ્રષ્ટાંત અને સિદ્ધાંત સાથે વિવેચન કરી એવો સમજાવ્યો છે કે, જો મુનિ તેનો એકાગ્રતાથી વિચાર કરે તો પોતાના સ્વરૂપને યથાર્થ રીતે જોઇ શકે અને પોતાના આચારને તથા તેના હેતુઓને સારી રીતે જાણી શકે.

આચાર્ય, તમે વિદ્વાન્ છો અને આચારાંગ સૂત્રના અર્થને સારી રીતે જાણી શકો તેવા છો, તે છતાં તમે એક તરફ ઉપેક્ષા કરી વર્ત્તો છો, તેથી તમારી આ દશા થઇ છે તમે એ મહાસૂત્રના અર્થનું મનન કરો અને ચારિત્રથી અંકિત એવા તમારા આત્માનો વિચાર કરો તો તમને જણાશે કે, આ જગત્માં આપણે ઘણું ઉત્તમ કર્ત્વ્ય બજાવવાનું છે. એ મહાસૂત્રના ઉપધાનશ્રુત નામના નવમા અધ્યયનમાં શ્રી વીરપ્રભુના વર્ત્તનનો ચિતાર આપ્યો છે, તે તમે મનન કરીને વાંચો, તો તમને જણાઇ આવશે કે, જે ભગવાન્ દેવ, અસુર અને મનુષ્યોને પૂજવા યોગ્ય છે, અષ્ટપ્રાતિહાર્યથી અલંકૃત છે અને અતિશયોની સમૃદ્ધિથી સુશોભિત છે છતાં તેમણે પોતાની ચારિત્રાવસ્થા કેવી રીતે પસાર કરી છે? તેઓ સર્વ પ્રકારે પરિપૂર્ણ હતા છતાં તેમણે કેવા કેવા પરિષહો સહન કર્યા છે? શરીર તરફ કેવી

નિઃસ્પૃહતા ધારણ કરી છે ? અને લોક કલ્યાણ તથા લોકોપકારને માટે કેટલું કર્યું છે ? તે બધો ચિતાર તમારા હૃદયને પ્રતિબોધરૂપ થઇ પડશે. તે અતિ પવિત્ર અને મહોપકારી પ્રભુએ દીક્ષા લીધા પછી તરતજ હેમંત ઋતુમાં વિહાર કર્યો હતો, તે સમયે હિમ ઋતુની કડકડતી ટાઢ પડતી હતી. ઇંદ્રે તે મહાત્મા ભગવાનને એક દેવ-વસ્ત્ર આપેલું હતું તોપણ તે ભગવંતે વિચાર્યું નહોતું કે હું આ વસ્ત્ર હેમંત ઋતુમાં પહેરીશ. ”

તે ભગવાન્ તો જીવિત પર્યંત્ પરીષહોના સહનાર હતા, પણ માત્ર તીર્થંકરોના રીવાજને અનુસરીને તેમણે ઇંદ્રે આપેલું વસ્ત્ર ધર્યું હતું. જ્યારે પ્રભુએ દીક્ષા લીધી ત્યારે તેમના શરીર ઉપર સુગંધી વાસક્ષેપ પડવાથી ચાર માસ સુધી ભમરા વગેરે જંતુઓ તેમના શરીરને વળગી માસ તથા લોહી ચૂસતા તોપણ તે વીરપ્રભુ સહન કરતા હતા.ઈર્યા સમિતિથી ચાલતા એ ભગવંતને રસ્તામાં નાના બાળકો દેખી ભય પામતાં અને પછી એકઠા મળી તેમને લાઠમુઠ વગેરેથી મારતાં રડતાં હતા, તોપણ એ ધર્મવીર કંટાળી જતા ન હતા કોઇ વાર તેઓ ગૃહસ્થોની સેળભેળ વસ્તીમા રહેતા ત્યારે સ્ત્રીઓ તેમના રૂપથી મોહિત થઇ તેમને પ્રાર્થના કરતી તોપણ મહાન્ બ્રહ્મચારી તેમનો પરિહાર કરતા અને તેમને ઉપદેશ આપી સન્માર્ગ દર્શાવતા હતા. ઘણા મોટા શ્રીમંત ગૃહસ્થો તેમની સાથે હળતા મળતા તોપણ પ્રભુ તેમના પરિચયનો ત્યાગ કરી ધ્યાનમગ્ન રહેતા અને તેમની સાથે બોલતા નહીં. એ સરળ સ્વભાવી પ્રભુ નિર્લેપ રહી મોક્ષમાર્ગને અનુસરતા હતા. ભગવાન્‌ને કોઇ વખાણતા તોપણ તેઓ કાંઇ પણ બોલતા નહીં અને પુણ્યહીન અનાર્ય લોકો તેમને દંડાદિકથી મારતા અને તેમના વાળ ખેંચીને દુઃખ દેતા તોપણ તેમની તરફ કોપ કરતા નહીં.”

આચાર્ય, એ મહાત્માના આવાં વર્ત્તનનો વિચાર કરો. તમારાથી એવું કાંઇ પણ બની શકશે ? જો કે, સામાન્ય પ્રાકૃત મનુષ્યોથી તેમ બનવું અશક્ય છે, તોપણ ઉત્તમ મુનિઓએ એ મહા-

વીરના ચારિત્રની ભાવના ભાવી પોતાના આત્માના હિતનો વિચાર કરવો જોઇએ. કદિ પ્રભુના જેવું ન બની શકે, પણ એવી ભાવના ભાવવાથી ક્ષમા, સહનતા વગેરે ગુણોને પુષ્ટિ થયા વિના રહેતી નથી. તેથી એ સૂત્રવાણીનું વાચન અને મનન તદ્દન નિષ્ફળ થતું નથી.

સૂત્રકાર લખે છે કે,— "શ્રી વીરપ્રભુ ન ખમી શકાય એવા કઠોર પરીષહોની કશી દરકાર નહીં કરતા, લોકોથી થતા નૃત્ય અને ગીતમાં રાગ નહીં ધરતા, તથા દંડયુદ્ધ કે મુષ્ટિયુદ્ધની વાર્તા સાંભળી ઉત્સુક નહીં બનતા."

મુનિઓ, તમે શ્રાવિકાઓનો પ્રસંગ રાખો છો અને તેઓ જો ધનાઢય ગૃહસ્થોના ઘરની હોય તો તેમની અનેક રીતે ખુશામત કરો છો એ તમારો અનાચારનો વિચાર તમોને આવતો નથી, તેનું કારણ તમારી સામાચારીના ગ્રંથોના મનનનો અભાવ છે. ભગવાન્ વીરપ્રભુને પણ સ્ત્રીઓનો પ્રસંગ આવતો, તે વખતે તેઓ કેમ વર્તતા ? એ વાત સૂત્રકારે સારી રીતે જણાવી છે. "કોઇ વખતે જ્ઞાતનંદન ભગવાન્ સ્ત્રીઓને પરસ્પર કામકથામાં તલ્લીન થયેલી જોતા તો ત્યા તેઓ રાગદ્વેષ રહિત મધ્યસ્થપણે રહેતા હતા, અને તે તરફ શુદ્ધ રીતે ઉપેક્ષા કરી તેમને સન્માર્ગનો ઉપદેશ આપી સદાચારી બનાવતા હતા. સ્ત્રીઓના પ્રસંગમાં એમને જબરજસ્ત સંકટો આવતાં પણ તે પર કશું લક્ષ્ય નહી આપતાં જ્ઞાતપુત્ર ભગવાન્ સંયમમાં પ્રવર્ત્યાં જતા હતા. તે સર્વ શકિતસંપન્ન હતા, તો પણ સદા એકત્વ ભાવના ભાવતા અને કષાયરૂપ અગ્નિ ઉપશમાવીને શાત બનતા હતા. ભગવાન્ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, સેવાલ—બીજ, લીલોતરીરૂપ વનસ્પતિ તથા ત્રસકાય, એ બધાને સજીવ ગણી તેના આરંભનો પરિહાર કરી વિચરતા હતા. તે સાથે તેઓ વિચારતા કે, સ્થાવર જીવો પણ કર્માનુસારે ભવાતરે ત્રસરૂપે ઉપજી શકે છે અને ત્રસ જીવો સ્થાવર રૂપે પણ ઉપજે છે. અથવા રાગદ્વેષ સહિત સર્વ જીવો કર્માનુસારે સર્વ યોનિઓમા ઉપજતા રહે છે. આ પ્રમાણે સંસારની વિચિત્રતાનો વિચાર કરી પોતે પોતના આત્મસ્વરૂનુ મનન કરતા હતા.

દ્રવ્યોપધિ તથા ભાવોપધિ–એ બે પ્રકારની ઉપધિ સહિત જીવ કર્મોથી બંધાય છે, માટે સર્વ રીતે કર્મોને જાણી તે કર્મો તથા તેનાં હેતુરૂપ પાપનો તેઓ સર્વથા ત્યાગ કરતા હતા. તે વીર ભગવાને ઈર્યાપ્રત્યય અને સાંપરાયિક એવા બે પ્રકારનાં કર્મ તથા તેના આવવાના માર્ગ, હિંસાના માર્ગ અને મન વચન કાય રૂપ યોગ, એ બધું જાણીને સંયમની ઉત્તમ ક્રિયા કહેલી છે. જે ક્રિયા ચારિત્રમાર્ગમાં એક દીપિકા તુલ્ય ગણાય છે. આચાર્ય, તમે એ વિષે કાંઇ વિચાર કર્યો નથી અને આ તમારા પરિવારને કરાવ્યો નથી, એ તમારી કેટલી અજ્ઞાનતા કહેવાય ? તમારી વિદ્વત્તા માત્ર શબ્દજ્ઞાનનીજ લાગે છે. એ વિદ્વત્તા ગમે તેટલી ઉંચી હોય, વાદવિવાદમાં ચડીઆતી હોય, પ્રતિવાદીઓને પરાભવ કરવામાં તીવ્ર ગણાતી હોય, પણ તે ઉપર કહેલા ઉત્તમ વિચાર અને પવિત્ર ભાવના વગરની હોય તો તે શુષ્ક વિદ્વત્તા કહેવાય છે. એ તમારી વિદ્વત્તા લોકોપયોગી અને લોક કલ્યાણની કરનારી નથી, એટલુ જ નહીં પણ તમારા પોતાના આત્માની પણ ઉપકારી નથી. મુનિઓ, તેથી તમારે એવી જાતની વિદ્વત્તા મેળવવી જોઇએ કે, જેથી તમે પાપના સર્વ હેતુઓને સમજી, તેનો અટકાવ કરી તમારા આત્માને શુદ્ધ–નિર્મળ ગુણોથી ચડીઆતો કરી શકો, અને તમે ઉત્તમ પ્રકારનું મનોબળ મેળવી શકો કે જે મનોબળ તમને તમારા સંયમની રક્ષામાં એક શક્તિ રૂપ અને સહાયકારી થઈ પડે.

મહાન્ સૂત્રકાર શ્રી વીરપ્રભુ કેવા પરમાર્થદર્શી હતા, એ વાત ગર્જના કરીને જણાવે છે. ‘ તે વીર ભગવાને પવિત્ર અહિંસાધર્મને અનુસરી પોતાને તથા બીજાઓને પાપમા પડતા અટકાવ્યા હતા, અને સ્ત્રીઓને સર્વપાપની મૂળ તરીકે જાણી તેમનો તેઓએ ત્યાગ કર્યો હતો. એ પ્રભુ ખરેખર પરમાર્થદર્શી હતા. ”

મુનિઓ, શ્રી વીર ભગવાનના આચરણનો એક અંશ પણ તમારાથી આચરી શકાય તેમ નથી તોપણ તે મહાત્માનું દીક્ષાજીવનનું ચરિત્ર તમારે ઉલ્લાસ લાવીને વાંચવું જોઇએ.

તે મહાત્માએ આહાર વિહાર અને વસતીમાં કેવું વર્તન રાખ્યું છે ? તેમણે સંયમરત્નની રક્ષાને માટે કેવી કાલજી રાખેલ છે, તે વાંચી જુવો અને વિચારી જુવો. તેમના તે શુદ્ધ ચરિત્ર અને સદા ચારની ભાવનાભાવી તમારા આત્માને નિર્મલ બનાવો. તે મહાનુભાવના આહારના સંબંધમાં સૂત્રકાર લખે છે કે, "તેઓ આધાકર્માદિકથી દૂષિત એવા આહારથી કર્મ બંધાતા દેખી તેવા આહારનો સર્વથા ત્યાગ કરતા હતા, અને સર્વદા શુદ્ધ આહારનેજ ગ્રહણ કરતા હતા. તેઓ પરાયુ વસ્ત્ર અંગે ધરતા નહીં, પરાયા પાત્રમા જમતા નહીં અને અપમાનને નહીં ગણતાં અહીન ભાવે રસોઈ ખાતામા આહાર યાચવા જતા હતા. વળી તેઓ નિયમિત અશન વાપરતા, પાનરસમા આસક્ત ન થતા તથા રસને માટે પ્રતિજ્ઞા પણ નહીં બાંધતા. વધારે શુ પણ ખર મટાડવા માટે ખરડતા પણ ન હતા. તેઓ વિહાર વખતે આડુ અવળું જોતા નહીં, રસ્તામાં બોલાવતા બોલતા નહીં, અને માર્ગ જોતા યતનાથી ચાલ્યા જતા હતા એ રીતે બુદ્ધિમાન્ અને નિ સ્પૃહ એવા ભગવાને અનેક રીતે એવી વિધિ પાળી છે. એ વિધિમા બીજા મુનિઓએ પણ કર્મ ખપાવા યત્ન કરવો "

મુનિઓ, એ મહાત્મા વીર પ્રભુના નિવાસ વિષે જો તમે મનન પૂર્વક વાંચ્યું હોય તો તમારા હૃદયમા સારી ભાવના પ્રગટ થયા વિના રહેત નહીં. તમે આ નવરંગિત ઉપાશ્રયોમાં વાસ કરી, અનેક જાતની સગવડો કરાવી સુખકારી વાસ કરો છો તેથી પૂર્ણ રીતે સુખશીલ બની ગયા છો. તમારે શ્રી વીર પ્રભુના વસતીનો વૃત્તાત જાણવો જોઈએ, એટલુંજ નહીં પણ તે પ્રમાણે ભાવના કરી આત્માને સંયમના રંગથી રંગિત કરવો જોઈએ.

સૂત્રકાર લખે છે કે, "કોઈ વખતે ભગવાન્ વીર પ્રભુ નિર્જન ઝુંપડાઓમાં અને ઝુંપડીઓમા, પાણી પીવા માટે કરેલી પરબોમાં અને હાટોમા રહેતા હતા, કોઈવાર લુહાર વગેરેની કોડોમાં અથવા ઘાસની ગંજીઓની નીચે રહેતા હતા, અને કોઈ વખતે પરામાં, બાગના

ઘરોમાં કે શેહેરમા રહેતા અને કોઇ વખતે મસાણ, સુનાં ઘર અને ઝાડની તળેટીમાં રહેતા હતા.એવાં સ્થળોમાં રહેતા એ વીરપ્રભુ પ્રમાદનો પરિહાર કરી સમાધિમાં લીન થઇ રહેતા હતા. આ પ્રમાણે તેઓ તેર વર્ષ સુધી ધ્યાનસ્થ થયા હતા. કોઇ વાર તેઓ નિદ્રાને આધીન થયા ન હતા. બાર વર્ષમાં તેમણે અસ્થિગ્રામ (વઢવાણ) માં કાર્યોત્સર્ગે રહેતાં, માત્ર એક મુહૂર્ત સુધી નિદ્રા લીધી હતી. તે શિવાય તેઓ કદિ પણ નિદ્રાને આધીન થયા નથી, કારણકે તેઓ નિદ્રાને કર્મ બાંધનારી જાણતા હતા. કદાચ તેમને નિદ્રા આવવા માડતી તો તેઓ શિયાળાની રાત્રે ટાઢમાં બાહેર જઇ એક મુહૂર્ત લગી ધ્યાન લીન થઇ નિદ્રાને ટાળતા હતા. ''

મુનિઓ, એ મહાત્મા વીર પ્રભુના આવર્ત્તનનો હૃદયથી વિચાર કરો. તે મહાવીરે પોતાની દીક્ષાવસ્થામાં કેવી પ્રવૃત્તિ કરી છે? પ્રમાદ અને નિદ્રાનો તેમણે કેવો ત્યાગ કરેલો છે? અને તેમની દીક્ષાના બાર વર્ષો કેવી રીતે પ્રસાર થયા છે? તે મહાનુભાવે સહન કરેલાં કષ્ટો કેવાં ભારે હતાં? તેમની સહનતાની આગળ તમારી સહનતા શા હીસાબમાં છે? તે મહાત્માનું ચારિત્રજીવન વાચી માત્ર તેની ભાવના કરો અને યથાશક્તિ તે આચરણનો કોઇએક અંશ ગ્રહણ કરો તોપણ તમારૂં ચારિત્ર દીપી નીકળશે.

એ ભગવંતે એવા એવા સ્થળોમા વાસ કર્યો છે કે જ્યાં તેમને અનેક પ્રકારના ભયંકર ઉપસર્ગો થતા હતા સર્પ વગેરે જંતુઓ તથા ગીધ વગેરે પક્ષીઓ આવી તે મહાત્માને કરડતા હતા, તથાપિ તેમણે પોતાના ચારિત્ર વર્ત્તનમાં એકજ નિષ્ઠા રાખી હતી. તેઓ કદિ પણ કષાયને વશ થતા નહીં, તેમજ અશાંતિને પામતા નહીં

મુનિઓ, એ મહાત્માના ચારિત્રમાં એવા એવા અંતરાયો આવ્યા છે કે, જે સાભળીનેજ તમે આશ્ચર્ય પામી જશો. તેમના જેવો પ્રસંગ જો તમોને પ્રાપ્ત થાય તો તમે કદિ પણ દ્રઢતામા રહી શકોજ નહીં. તમારી દ્રઢતા શિથિળ થઇ જાય, અને તમારી મનોવૃત્તિ ચંચળતાને ધારણ કરે.

મહાત્મા સૂત્રકાર શ્રી વીર પ્રભુના ચારિત્રનો ઇતિહાસ આપતાં આ પ્રમાણે લખે છે—

જાર પુરૂષો શૂન્ય ઘરમાં કુકર્મ કરવા જતા અને ભગવાનને દેખી ઉપસર્ગ કરતા ગામના રખેવાળો હથીઆરો હાથમાં ધરી ભગવાનને હેરાન કરતા હતા. ભગવાનને એકલા દેખી તેમના રૂપથી મોહિત થઇ વ્યાકુળ બનેલી સ્ત્રીઓ વિષયભોગ માટે તેમને પ્રાર્થના કરતી, તોપણુ એ મહાયોગી અસ્ખલિતપણે દઢ રહેતા હતા અને તેમની તરફ દયાભાવ દર્શાવતા હતા. ”

મુનિઓ, આવા પ્રસગો તમારે કયા બને છે ? તે છતાં તમે તમારા ચારિત્રને નિર્દોષ રાખી શકતા નથી, એ કેવા ખેદની વાત ? તમોને તો સર્વ પ્રકારનાં સુખના સાધનો મળ્યાં કરે છે. લોકો ગાંડા ઘેલા બની તમારી પાછળ ફરે છે, અને તમોને ઇચ્છિત વસ્તુઓ પૂરી પાડે છે કોઇ જાતનો ઉપસર્ગ તમારા જોવામા પણ આવતો નથી, તો અનુભવમાં તો કયાંથી આવે ?

અરે મુનિઓ, પ્રભુની વાણીનો સંયમ કેવો દઢ અને બળવાન્ હતો, તે તમે જાણ્યો નહીં હોય, અથવા કદિ જાણ્યો હશે, તો અનુભવ્યો પણ નહીં હોય, તો તેને માટે આચારાંગ સૂત્રમાં નીચેનો લેખ જોવામા આવે છે

"પ્રભુને નિર્જનસ્થળમાં ઉભેલા લોકો પૂછતા અથવા રાત્રિને વખતે જાર પુરૂષો તેમને પૂછતા કે, ‘ અરે તું કોણુ ઉભો છે? આ વખતે એ વીર પ્રભુ કાંઇ પણુ બોલતા નહીં જ્યારે પ્રભુ કાંઇ પણુ ઉત્તર આપતા નહીં, ત્યારે તેઓ ચીડાઇને તેમને મારવાનુ કરતા અને મારતા, તોપણુ એ યોગ વીર પ્રભુ નિરીહ બની સમાધિમાં તલ્લિન રહેતા હતા.

કોઇ વાર પ્રભુને આક્ષેપથી પૂછતા કે ‘ અરે તું કોણુ ઉભો છે ’ ? એમ ઘણી વાર પૂછવાથી પ્રભુ માત્ર એટલુ કહેતા કે, ( હું ભિક્ષુક ઉભો છું. ) ત્યારે તેઓ કહેતા કે, ‘ અહીંથી ચાલ્યો જા. ’

ત્યારે પ્રભુ ત્યાંથી બીજે સ્થળે ચાલ્યા જતા હતા, અને જો તેઓ તેમને જવાનું કહેતા નહીં અને તેમની પર કષાયવંત થતા તો પ્રભુ મૌન ધરી 'જે થવાનું હશે તે થશે' એમ વિચારી ધ્યાનમાં રહેતા હતા. "

અરે મુનિઓ, એ વીર પ્રભુના આ ચારિત્રનું વારંવાર ભાવથી સ્મરણ કરો અને તેવી રીતે વર્ત્તવાને યથા શક્તિ ઉજમાલ થાઓ. તમારે સુખશીળ રહેવાનું નથી, પણ સહનશીળ થવાનું છે. શીત ઋતુમાં પ્રભુ કેવી સહનશીળતા રાખતા તેને માટે સૂત્રકાર લખે છે કે, " જ્યારે શિશિર ઋતુમાં થંડો પવન જોસથી ફુંકાતો હતો, જ્યારે લોકો થર થર ધ્રૂજતા હતા, જ્યારે સુખશીળ સાધુઓ તેવી થડીમાં પવન વિનાની જગ્યા શોધતા હતા, અને ગરમ વસ્ત્રો ન ધારણ કરવા ચાહતા હતા, તવે સમયે સંયમી વીર પ્રભુ શરીરપર નિઃસ્પૃહ બની ખુલ્લા સ્થાનમાં રહી શીત સહન કરતા રહેતા. કદાચ અત્યંત શીત પડતાં તે સહન કરવું વિકટ લાગતું ત્યારે રાત્રે મુહૂર્તવાર બાહેર હરી ફરીને સામ્યપણે રહેતા અને પાછા અંદર બેશી તે શીત સહન કરતા રહેતા હતા. "

આચાર્ય, પ્રભુનાં આચરણનો વિચાર કરી તેવી ભાવનાનો એક અંશ પણ હૃદયમાં લાવો, તોપણ તમે ધન્યવાદના પાત્ર બનશો. જો એ ભાવનાનો અંશ તમારી મનોવૃત્તિમાં હશે તો તમોને સહન કરવાના વિચારો આવ્યા વગર રહેશે નહીં મુનિઓ, તમે શીત ઋતુમા કેવા ઉંચી જાતના કપડાઓ વ્હોરો છો ? કાશ્મીરની કાંબળો તમારા શરીર ઉપર આવે છે અને બીજા અનેક સાધનો સંપાદન કરી તમે તમારા શરીરની રક્ષા કરવા તત્પર બનો છો. આ વખતે તમારે જ્ઞાતપુત્ર વીર પ્રભુની સહનશીળતાનું સ્મરણ કરવું જોઇએ અને આચારાંગ સૂત્રનાં વચનોને હૃદયમા લાવવાં જોઇએ.

મુનિઓ, એ ભગવાન્ વીર પ્રભુના બીજા પરિષહોનું વર્ણન એ સૂત્રકારે જે સવિસ્તર આપેલું છે, તેનો તમારે નિત્ય પાઠ કરવો

જોઈએ, અને તમારા આત્માને તેવી શક્તિ પ્રાપ્ત થાય, તેને માટે શુદ્ધ બાજથી ભાવના ભાવવી જોઈએ.

મુનિઓ, આચારાંગ સૂત્રના ઉપધાનશ્રુત અધ્યયનમાં એ મહાનુભાવ સૂત્રકાર એ પ્રભુને વિહાર કરતા, થયેલા પરીષહોનું જે વર્ણન કરી બતાવે છે, તે તમારે મનન કરવા જેવું છે. તે મહાત્મા લખે છે કે, " જ્યારે વીર પ્રભુ લાટદેશના વજ્રભૂમી અને શુભ્ર ભૂમી નામના બંને ભાગોમાં જઈ વિચર્યા હતા, ત્યારે તેમને રહેવાને ઘણી હલકી વસતીઓ મળી હતી, તેમજ પીઠ ફલક વગેરે આસન પણ ઘણાજ હલકા મળતા હતા. શ્રી વીર પ્રભુને લાટદેશમાં ભારે ઉપસર્ગો થયા હતા. ત્યાંના અજ્ઞાની લોકો તેમને ઘણી વાર મારતા હતા, કોઈ વાર ભોજન મળતું નહીં અને જો મળે તો લૂખું મળતું, કુતરાઓ આવી વીર પ્રભુની ઉપર પડતા અને કરડતા હતા, અને કેટલાએક લોકો તે કુતરાઓને છુછુકારી પ્રભુને કરડાવતા હતા અને મારતા હતા. એ દેશમા આવેલા વજ્ર ભૂમીના લોકો વધારે ક્રોધી હોવાથી કોઈ પણ સાધુને દેખી કુતરાઓવડે તેને એટલોબધો ઉપદ્રવ કરતા, કે ત્યાં બૌદ્ધના સાધુઓ ત્યાંના ભોમિયા છતા પણ એક મોટી લાકડી તથા નાળ હાથમા પકડીને વિચરતા; તેમ છતાં પણ કુતરાઓ તેમની પુંઠ પકડતા તથા કરડી ખાતા. એ રીતે લાટ દેશ વિહાર કરવાને ઘણો વિકટ હતો. તો પણ ત્યાં વીર પ્રભુએ આરંભ ત્યાગ કરી શરીરને પણ વોશીરાવી નિર્જરાને અર્થે નીચ જનોના કડવાં વાક્યો સહન કર્યા હતા. જેવી રીતે બળવાન્ ગજેંદ્ર સંગ્રામને મોખરે પોહોંચી જય મેળવી પરાક્રમ બતાવે તેમ વીર પ્રભુએ એવા વિકટ ઉપસર્ગોના પારંગામી થઈ પોતાનું પરાક્રમ બતાવ્યું હતું

એક વખતે વીર પ્રભુને જંગલમા ચાલતા સાંજ લગી કોઈ ગામ પ્રાપ્ત થતું ન હતું અને કોઈ સ્થળે કોઈ ગામ પ્રાપ્ત થતું તો તેના પાદરમા જતાં ત્યાના અનાર્ય લોકો સામા આવી તેમને મારતા અને ' અહિંથી દૂર જતો રહે ' એમ બોલતા હતા. ઘણી વખત લાટદેશમા એ વીર પ્રભુને લોકોએ લાકડીથી, મૂઠથી, ભાલાની અણી-

થી, પત્થરથી કે લાકડાના ખરથી મારી મારીને પોકારો પડાવ્યા હતા. કોઈ વખતે તે દુષ્ટ લોકો ભગવાન્‌ને પકડી અનેક ઉપસર્ગો કરી તેમના શરીરમાંથી માંસ કાપી લેતા, તેમનાપર ધુડ વર્ષાવતા, તેમને ઉંચા કરી નીચે પાડતા અથવા આસન ઉપરથી નીચે પછાડતા તો-પણ એ મહાવીર પ્રભુ પોતાના શરીરને ત્યક્ત કરી સઘળાં દુઃખો સહન કર્યા જતા હતા. જેમ શૂરવીર પુરૂષ સંગ્રામને મોખરે રહી કોઇથી પાછો હઠે નહીં તેમ પ્રબલ સત્વવંત વીર પ્રભુ ઉપસર્ગોથી પાછા નહીં હઠતા તે બધાને સહન કરી વિચરતા હતા. ”

મુનિઓ, વીર પ્રભુના આ ચારિત્રનો વારંવાર વિચાર કરી તેનું મનન કરો, અને તેવી ભાવના ભાવી તમારા દૂષણોને વિલોકો. જે આ ત્રણ જગતના સ્વામી અને સુરાસુર પતિઓથી વંદિત છે, તેમણે કેવા દુ:ખ સહન કરી સંયમને પાળ્યો છે? તેનો વિચાર કરો. તે વિચાર કરતાં તમને તમારા સ્વરૂપનુ ભાન આવશે. જ્યા આહારપાણીનાં સુખ હોય, અતિશય માન મળતું હોય, અને વાજતે ગાજતે સામૈયા થતા હોય, તેવા દેશમાં તમે પરિગ્રહના પોટલા ઉપડાવી વિહાર કરો છો, રાગાંધ શ્રાવકોને દબાવી તેમની પાસે સેવા ભક્તિ કરાવો છો, અને જો તમારી ધારણા પ્રમાણે ન થાય તો તેમની ઉપર હનુમન્મુદ્રા કરી નાખુશ થાઓ છો. એ તમારા સ્વચ્છંદી વર્ત્તનનો અને વીર પ્રભુના વર્ત્તનનો જરા વિચાર કરો. એ વિચાર કરવાથી તમને તમારા સુખશીલ સ્વભાવનો ખ્યાલ આવશે અને તમારા જથ્થાબંધ દૂષણો દેખાઇ આવશે. ”

મુનિઓ, શ્રી વીર પ્રભુએ તે સમયે જે તપશ્ચર્યા કરી છે, તે તમારે હૃદયમાં ભાવિત કરવા જેવી છે. તેને માટે સૂત્રકાર લખે છે કે, ‘ પ્રભુને રોગો ન થતા તોપણ તેઓ મિતાહારી રહેતા હતા. તેમ છતા તેમને કોઈવાર શરીરજન્ય રોગ નહીં પણ અહારજન્ય રોગો થઇ આવતા તોપણ તેઓ તે રોગોનો પ્રતીકાર કરવા ચાહતા નહીં. તે મહા પ્રભુ આખા શરીરને અશુચિમય જાણતા. તેથી તેઓ જુલાબ, વમન, તૈલાભ્યંગન, સ્નાન, સંવાહન અને દાતણ પણ કરતા

નહીં. તેઓ ઇંદ્રિયોના વિષયોમાં વિરક્ત થઈ અપ્રમત્તપણે થઈને વિચરતા હતા. શિયાળામાં છાયડામાં બેસી ધ્યાન કરતા અને ઉનાળામાં તડકામાં બેસી તાપ સહન કરતા હતા. તેઓ આઠ માસ સુધી શરીરના નિર્વાહ માટે કેવળ લુખા ભાત, મંડુ અને અડદ એ ત્રણ ચીજો વાપરી રહેતા હતા. વળી વાર પંદર પંદર દિવસ લગી મહિના મહિના લગી અથવા બબ્બે અને છ છ મહિના લગી પાણી વાપર્યા વગર રાત દિવસ નિસ્પૃહ થઈ વિચરતા હતા. વળી કોઈ વાર ઠરી ગયેલ અન્ન વાપરતા, તે પણ ત્રીજે ત્રીજે, ચોથે ચોથે અને પાંચમે પાંચમે દિવસે વાપરતા હતા. તેઓ ગમે તેવા ભુખ્યા હોય તો પણ બીજાને માટે કરેલા આહારને માગતા. અને તે પણ સાવધાનપણે પવિત્રતાથી વાપરતા હતા. ભિક્ષા લેવા જતાં એ પ્રભુને રસ્તામાં ભુખ્યા કાગડા વગેરે પક્ષીઓ જમીન પર રહી પોતાનો આહાર લેતાં જો નજરે પડતાં, તો ભગવાન્ તેમને કશી પણ અડચણ ન પાડતાં ઉપયોગથી ચાલ્યા જતા હતા, તથા ત્યાં કોઈ બ્રાહ્મણ, શ્રમણ, ભીખારી, વિદેશી, ચાંડાળ, [illegible] કે કુતરાને ઉભું રહેલું દેખી તેમને વિઘ્ન ન પાડતાં, તેમ મનમાં કશી અપ્રીતિ ન ધરતાં ધીમે ધીમે ચાલ્યા જતા હતા. વધારે શું કહેવું? ભગવાન્ કંથુ વગેરેની પણ હિંસા ન કરતાં ભિક્ષાટન કરતા હતા."

માં લખે છે કે, " શ્રી વીર પ્રભુ ભીંજેલો, સુકેલો, ઠરી ગયેલો, ઘણા દિવસ પર રાંધેલા અડદનો અથવા જુના ધાન્યનો અને જવ વગેરેના રસ ધાન્યનો જેવો મળી આવે તેવો આહાર શાંત ભાવે વાપરતા, અગર તેવો ન મળે તોપણ શાત ભાવે રહેતા હતા. "

જેવો તેવો આહાર મળે તોપણ તેઓ એથી તૃપ્તિ માની પોતાની ધ્યાનક્રિયા કરતા હતા. ઉત્સુટક, ગોદોહિકા અને વીરાસન વગેરે આસનો કરી નિર્વિકારપણે ધર્મધ્યાન કરતા અને નિરીહ બની અંતઃકરણની પવિત્રતા જાળવતા થકા ઊર્ધ્વ, અધો અને તિર્યક લોકના સ્વરૂપનો તે ધ્યાનમાં વિચાર કરતા હતા. "

મુનિઓ, તમારાથી તે માહેલું કાંઇ પણ બનતું નથી. તમારા હૃદયમાં શુભ ધ્યાનનો પ્રવેશ થઇ શકતોજ નથી. અશુભ ધ્યાનની પરંપરા થયા કરે છે. જો તમોને કોઇ જાતની પ્રતિકૂળતા થઇ તો પછી તમે તેનોજ વિચાર કરવાના અને તેનુંજ ધ્યાન કરવાના. આચાર્ય, તમારે માટે તો મને એટલે સુધી શંકા આવે છે કે, તમે અહર્નિશ અશુભ ધ્યાનજ કરતા હશો. પ્રતિક્રમણ, કાયોત્સર્ગ દેવવંદન અને પડિલેહણા વગેરે તમારી બધી ક્રિયાઓ અશુભ ધ્યાનના અંશ વિના થતીજ નહીં હોય. મને ખાત્રી થાય છે કે, તમે તમારી મનોવૃત્તિને સર્વદા મલિનજ રાખ્યા કરતા હશો.જયારથી આ પન્યાસ અને મહામુનિ ગુણવિજય તમારી સાથે પરિવારથી રહેતા હશે,ત્યારથી તમારા હૃદયમાં તેમને માટે અશુભ ધ્યાનનીજ પ્રવૃત્તિ હશે. તેમની પ્રતિષ્ટા, તેમનું ગૌરવ અને તેમની પ્રશંસાઓ, એ સર્વે તમારાથી સહન થઇ શકતી ન હોવાથી તે સર્વ તમારા અશુભ ધ્યાનનું મુખ્ય કારણ બનતા હશે. આચાર્ય, હવેથી એ વર્ત્તન રાખશો નહીં. તેવા વર્ત્તનનો સર્વથા ત્યાગ કરજો. આચારાગ સૂત્રમાં શ્રી વીર પ્રભુના વર્ત્તનનુ છેવટે સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને જે કહેલું છે, તે તમે સર્વદા હૃદયમા ધારણ કરજો તે સ્થળે છેવટે કહેલું છે કે, " એ રીતે કષાય રહિત થઇ ગૃદ્ધિનો પરિહાર કરી શબ્દાદિક વિષયોમાં નહીં લોભાતા શ્રી વીર ભગવાન્ સદા ધ્યાન નિમગ્ન રહેતા, અને છદ્મસ્થાવસ્થામાં

પણ પ્રબળ પરાક્રમ દર્શાવી કોઈ કાળે પ્રમાદી બનતા નહીં. તેઓ પોતાની મેળેજ સંસારની અસારતા જાણીને આત્માની પવિત્રતાથી મન, વચન અને શરીરને પોતાને કબજે રાખી શાંત અને નિષ્કપટી રહી જીંદગી સુધી પવિત્ર પ્રવૃત્તિવાળા રહ્યા હતા.

આ વિધિ એ મતિમાન અને નિરીહ પ્રભુને વારંવાર પ્રાપ્ત થયેલ છે, એ રીતે બીજા મુનિઓએ પણ વર્ત્તવું, એમ હું કહું છું."

મુનિઓ, સુધર્માસ્વામીના આ મહા વાક્યો તમારે સદા સ્મરણમા રાખવા જોઈએ અને તે પ્રમાણે વર્ત્તવાને સદા તત્પર રહેવુ જોઈએ શ્રી વીર પ્રભુના વર્ત્તનનો આ સંક્ષિપ્ત ઇતિહાસ તમારે પ્રતિદિન વાચવો અને તમારા શિષ્યોને વંચાવવો જોઇએ. આ પ્રસંગે મારે આનંદ સાથે કહેવું જોઇએ કે, આ મુનિ ગુણવિજય એ સૂત્રવાણીનું સર્વદા મનન કર્યા કરેછે તે મેં આજે પ્રત્યક્ષ જોયેલુ છે તેમના આસનની પાસે દશવૈકાલીક અને આચારાગ સૂત્રોનાં પવિત્ર પુસ્તકો રહેલા છે. તેઓ પ્રાપ્ત થયેલા અવસરે એ સૂત્રવાણીનુ વારવાર વાંચન કર્યા કરે છે અને તેને યથાશક્તિ ક્રિયામા મુકયા કરે છે. મને તે જોઇ અતિ સંતોષ પ્રાપ્ત થાય છે મહામુનિ ગુણવિજયની પાસેથી તમારે એ ગુણ ગ્રહણ કરાવો જોઇએ. પોતાના આચારના ગ્રંથોનું મનન મુનિની મનોવૃત્તિને નિર્મલ બનાવી ચારિત્રના શુદ્ધ માર્ગે દોરે છે, અને મનોવૃત્તિને પોતાના ધર્મમાં અને પોતાના કર્ત્તવ્યમા દ્રઢતા આપે છે. હું આ મહાનુભાવ ગુણવિજયજીને ધન્યવાદ આપુ છું. તે સાથે આવા પવિત્ર મુનિને પોતાના પરિવારમાં રાખનારા આ કલ્યાણવિજય પન્યાસને પણ અભિનંદન આપુ છુ. આ પન્યાસને અભિનંદન આપવા સાથે મારે કહેવુ જોઇએ કે, આ મહા મુનિ ગુણવિજયના પરિચયનો જોઈએ તેવો લાભ પન્યાસ લઇ શકતા નથી, તેનું કારણ એ છે કે, તેઓ આ મહાનુભાવને સ્વાર્થબુદ્ધિથી પાસે રાખે છે મારે ખુલ્લે ખુલ્લુ કહેવુ જોઇએ કે, પન્યાસનુ હૃદય જોઇએ તેવું શુદ્ધ નથી માન, શિષ્યમોહ, સ્વવિજય અને સ્વોત્કર્ષ કરવાની નીચ વૃત્તિઓથી પન્યાસનું હૃદય ઘેરાએલુ છે. મહામુનિ

ગુણવિજયના સહુયોગથી પન્યાસ કેટલાએક સ્વાર્થ સાધવાની ઇચ્છા રાખે છે. આવી અનુચિત વૃત્તિનો તેમણે ત્યાગ કરવો જોઇએ. જો તેઓ એ વૃત્તિનો ત્યાગ કરી પોતાના સ્વાર્થી હૃદયને શુદ્ધ કરી મહા મુનિ ગુણવિજયની સાથે વર્ત્તતા તેઓ આ મહા મુનિના સહવાસથી અનેક જાતના મોટા લાભ મેળવી શકે અને પોતાના આત્માને ચારિત્ર ગુણથી અલંકૃત કરી શકે. પન્યાસજી, હવેથી તમે એ સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કરી આ મહામુનિની સાથે વર્તજો અને તેમના ગુણોનુ અનુકરણ કરી તમારા ચારિત્રને નિર્મળ બનાવજો. તેમ કરવાથી તમે ઉચ્ચવૃત્તિ મેળવી તમારા મુનિ જીવનને સર્વ રીતે સફળ કરી શકશો. ”

મહાદેવી દીક્ષાકુમારીના આ વચનો સાભળી પન્યાસ જરા શરમાઇ ગયા, તથાપિ તેમની મનોવૃત્તિમાં એ મહાદેવીનાં વચનો યોગ્ય લાગવાથી તેઓ નિર્મળ હૃદયથી બોલ્યા–“મહેશ્વરી,આપે જે મારે માટે વચનો કહ્યાં છે, તે યથાર્થ છે. આપના ઉપદેશે મારા હૃદયપર વિદ્યુતની જેમ અસર કરી છે આપના કહેવા પ્રમાણે હું આજ સુધી મહામુનિ ગુણવિજયની સાથે સ્વાર્થબુદ્ધિથીજ વર્ત્યો છું. હું સારી રીતે સમજુ છું કે, મહામુનિ ગુણવિજય શુદ્ધ ચારિત્રના ધારક અને વૈરાગ્યથી વિભૂષિત છે, છતાં કોઇ કર્મના ઉદયથી હું તેમના અંતર સ્વરૂપનો લાભ લઇ શકયો નથી. સ્વાર્થની અપવિત્ર બુદ્ધિએ એ મહાનુભાવના સમાગમના લાભને ખંડિત કર્યો છે. મહાદેવી, હવે કદિપણ હું તે વિષે પ્રમાદ કરીશ નહીં. સ્વાર્થનો તદન ત્યાગ કરી અને આત્માર્થી થઇ હું એ મારા સર્વોત્તમ શિષ્યના સહવાસનો લાભ લેવા ચુકીશ નહીં. આપે આ મારા દોષ પ્રગટ કર્યા તેને માટે હું આપનો યાવજ્જીવિત આભારી થયો છું. આપે મને ઉત્તમ શિક્ષા આપી મોહની મહા નિદ્રામાંથી જાગ્રત કર્યો છે, અને સવેળાએ ચેતાવ્યો છે ”

પન્યાસના આ વચનો સાભળી મહાદેવી દીક્ષાકુમારી પ્રસન્ન થઇને બોલ્યાં—‘ પન્યાસજી તમારા આ વચનો અંતરના છે. બાહ્ય-

રનાં નથી, એવી મને પ્રતીતિ થઇ છે. તમે શુદ્ધ હૃદયથી તમારા દો ષો કબુલ કરી તેમનો ત્યાગ કરવાનો નિશ્ચય કરેલો જાણી હું મારા હૃદયમાં સંતોષ પામી છું, અને હું તમોને હૃદયથી અભિનંદન આપુ છું. હવે આ આચાર્યને કેટલીએક શિક્ષા આપવાની છે, તે શિક્ષા- તમે પણ હૃદયથી ગ્રહણ કરજો. અને તમારા શિષ્યોને ગ્રહણ કરાવજો.

દીક્ષાકુમારીએ આચાર્યને ઉદ્દેશીને કહ્યુ, "આચાર્ય, હવે મારે તમોને જે ખાશ કહેવાનુ છે, તે ઉપર તમે તમારૂં પૂર્ણ લક્ષ આપજો. અને મારા પ્રત્યેક વચનો તમારા હૃદયમા કોતરી રાખજો. એથી તમે તમારા આત્માનું અને આ તમારા પરિવારનું હિત સા- ધી શકશો અને પરિણામે તમારા મલિન થયેલા ચારિત્રને પ્રુન. ઉ- જવલ કરી શકશો "

દીક્ષાકુમારીનાં આ વચનો સાભળી આચાર્ય વિનયથી બો- લ્યા—" મહેશ્વરી, દિવ્ય અને પવિત્ર મૂર્ત્તિને ધારણ કરનાર એવો હું આપની સાથે બોલવાને પણ અધિકારી નથી, છતાં આપની મારા તરફની ઉત્તમ લાગણી જોઈને અને આપની દયાલુ વૃત્તિ જાણીને હુ આપની સાથે વાગ્વ્યવહાર કરવાની હીંમત ધરૂં છું. મહાદેવી, આપે મને બોધ આપી ઉપદેશ સાભળવાનો અધિકારી બનાવ્યો છે, તો હવે આપ મને વિશેષ ઉપદેશ આપી કૃતાર્થ કરો

આપની સર્વ શિક્ષાઓ મારા આત્માનું હિત કર્યા વિના રહે- વાની નથી, કારણકે, આપની વાણીનો કોઇ અલૌકિક પ્રભાવ છે.

મહાદેવી હવે કૃપા કરી આપ મને શિક્ષા આપો અને એ શિક્ષારૂપ અમૃતની ધારાથી મારા મલિન થયેલા ચારિત્રને નિર્મળ બનાવો. "

આચાર્યની આવી વાણી સાભળી દીક્ષાકુમારી ઉત્સાહ લાવીને બોલ્યા–" આચાર્ય, આ તમારી વાણી તમારા શુદ્ધ અંત કરણની હોય, એવી હુ આશા રાખુ છું હવે તમોને જે હું શિક્ષા આપું, તે તમે શુદ્ધ હૃદયથી સાંભળી તમારા અંતઃકરણમા ધારણ કરજો એ

શિક્ષા કદિ તમારા દોષોને દર્શાવનારી હોવાથી તમોને અપ્રિય લાગશે, પણ પરિણામે તમારા આત્માનું હિત કર્યા વગર રહેશે નહીં.શાસ્ત્રમાં કહ્યું છે કે, ઉપદેશ કે કોઇ જાતની ચાટુતા કે દાક્ષિણ્યતા રાખવી ન જોઇએ. જે સત્ય અને હિતકારી હોય તે સ્પષ્ટ રીતે કહેવું જોઇએ. ઉપદેશી પુરૂષના સર્વ દોષો તેને દર્શાવવા જોઇએ ઉપદેશકના આવા ધર્મને સાચવી હું તમોને જે શિક્ષાનાં વચનો કહી સંભળાવું, તે તમે ત્રિકરણ શુદ્ધિથી સાંભળજો અને તે સાંભળીને તમારા હૃદયમાં આરૂઢ કરજો.

આચાર્ય, પ્રથમ તો તમારે આ ગૃહસ્થ શ્રાવકોનો પ્રસંગ વિશેષ રાખવો નહીં, તેમના પ્રસંગથી તમે તમારા ચારિત્ર ધર્મને ભૂલી જશો અને તમારા કર્ત્તવ્યથી તદ્દન ભ્રષ્ટ થઈ જશો. આ ગૃહસ્થો અજ્ઞાન હોવાથી તેમનામાં અનેક જાતના દોષો રહેલા હોય છે, તેથી તેઓ તમને અવળે માર્ગે દોરી જશે. તેઓ આગમના રહસ્યને નહી સમજનારા હોવાથી તમારો સંબંધ જોડી અનેક જાતના સ્વાર્થો સાધવાની ઈચ્છા રાખશે, અને તેથી તમોને ભમાવી તમારા ધર્મ અને કર્ત્તવ્યથી દૂર કરાવશે. સાંપ્રતકાળે ગૃહસ્થોનો મોટો ભાગ અજ્ઞાનથી ભરપૂર છે. તેઓને કીર્ત્તિ, માન અને આડંબર વિશેષ પ્રિય હોય છે. એ કીર્ત્તિ, માન અને આડંબર–એ ત્રિપુટીને સાધવામાં તેઓ પોતાના ગુરૂ મુનિઓને પોતાના હથિયાર બનાવે છે જે લોકો તમને ધર્મી લાગતા હોય, તે લોકો માત્ર આડંબરથી ધર્મી બનેલા છે. ધર્મનું આન્તર સ્વરૂપ તેમનાથી ઘણુંજ દૂર હોય છે. કેટલાએક તો તમારી પ્રીતિ મેળવી પોતાની જ્ઞાતિમા કે સંઘમા અગ્રપદ મેળવવાની ઇચ્છા રાખે છે, અને કેટલાએક જગત્‌માં કે દેશમા તમારી દ્વારા પોતાની પ્રતિષ્ઠા અને માન મેળવવાની ઇચ્છા રાખે છે એ ધ્યાનથી તેઓ તમારી વૈયાવચ્ચ વિશેષ કરે છે. કેટલાએક તો સાધુઓની પ્રીતિ મેળવવાને દ્રવ્યનો ખર્ચ કરીને પણ પોતાની ધાર્મિકતા દર્શાવે છે કોઇ મુનિઓની એટલીબધી ખુશામત કરે છે કે, જેથી મુનિઓ તેઓને તાબે

થઈ ગઈ છે? તે ઉપરથી નિશ્ચય થઇ શકે છે કે, કોઇ પણ ધર્મની ભાવના એક સ્વરૂપમાં રહેતીજ નથી. ધર્મના તત્વો જેમ જેમ ઉંચી જાતના ગણાય છે, તેમ તેમ તેમાં બુદ્ધિમાન પુરૂષો ફારફેર કરતા જાય છે. જે ધર્મનાં તત્વો ઉંચી જાતનાં ન હોય, તે ધર્મના સ્વરૂપમાં વિશેષ ફેરફાર નહીં થાય ભગવાન્ વીરપ્રભુએ પ્રરૂપેલા ધર્મનાં તત્વોના મુખ્ય રીતે ત્રણ ભ ગ પડેલા અત્યારે દેખાય છે. જૈનશ્વેતાંબરી, જૈન દિગંબરી અને જૈન સ્થાનકવાસી આ ત્રણ સંસ્થાઓ મોટા પાયા ઉપર રચાઈ છે. આપણા ભવિષ્યવેત્તા મહાત્માઓએ પણ ધર્મમા ભેદ થવાની વાત પ્રથમથીજ દર્શાવી છે. જે ધર્મના અનુયાયીઓ હોય તે તેજ ધર્મના સ્વરૂપને ઉત્તમ માને છે, અને પોતાના આત્માના કલ્યાણનો માર્ગ પણ તેનેજ ગણે છે. જેવી રીતે આપણને આપણા ધર્મ તરફ માન હોય છે, તેવી રીતે બીજાઓને તેમના પોતાના ધર્મ તરફ માન હોય એ સ્વાભાવિક છે

આવું સમજી ઉત્તમ પુરૂષોએ અન્ય ધર્મની નિંદા ન કરવી જોઈએ. આચાર્ય, તમે ઢુંઢીઆ અને વેદાંતીઓની નિંદા કરવામાં નિરંતર બદ્ધ પરિકર રહો છો, એ મેં હમણાજ પ્રત્યક્ષ જોયેલું છે. તમે આ પેલા ખોપીદાસ શેઠને જાસુસ તરીકે રાખી ઢુંઢીઆના ધર્મગુરૂની અને તેના શેઠીઆઓની ચર્ચા કરવામાં શામાટે તત્પર રહો છો? વળી વેદ ધર્મના પેલા બ્રહ્માનંદની સામે થવાને શામાટે પ્રયાસ કરો છો? એ તમારૂં યોગ્ય કર્ત્તવ્ય નથી તેમ કરવાથી તમે તમારા કર્ત્તવ્યને ભૂલી જાઓ છો અને પર નિંદાથી નઠારા કર્મને બાંધો છો. આત્માર્થી પવિત્ર મુનિઓએ એવી નિંદા ભરેલી ઉપાધિ શામાટે રાખવી જોઇએ?

મહારાજ, તમે હૃદયથી વિચાર કરો કે, તમે પોતે તમારા ધર્મમાં કેવી રીતે વર્ત્તો છો? તમે તદન તમારા ચારિત્રથી ભ્રષ્ટ થયા છો અને બીજાના ધર્મની ચર્ચા અને નિંદા કરવા મંડી પડો છો, એ તમારી કેવી મોટી ભૂલ છે? આજે પ્રાત:કાલે તમે તમારા કર્ત્તવ્યથી કેટલા વિમુખ થયા છો? જ્યારે તમને ગૃહસ્થ શ્રોતાઓએ

વ્યાખ્યાન કરવાની વિનતિ કરી, તે વખતે તમે તેમ કરવામા નાખુશી બતાવી અને આ મહામુનિ ગુણવિજયની વ્યાખ્યાનો ભંગ પાડી એક પોતાના સામાન્ય શિષ્યને મોકલી વ્યાખ્યાનની કેવી વેઠ કાઢી છે ? વિચાર કરો, તમે તમારા કર્ત્તવ્યથી કેવા ભ્રષ્ટ થઈ ગયા ?

પ્રાત કાળે સ્વાધ્યાય ધ્યાન કરવાનો અને લોકોને ઉપદેશ આપવાનો તમારો અમૂલ્ય સમય છે તે સમયને તમે પર- ધર્મની નિંદામા અને આ છગદાસ જેવા શ્રાવકની દીક્ષાની વાત- માં પ્રસાર કરી દીધો. "હુ ઢિઆઓના શેઠીઆઓને પાછા પાડવા છે, તેમનઃ ગુરૂ શામજી રખને હરાવવા છે, અને બ્રહ્માનંદ સ્વામીના ભાષણોની સામે વિરૂદ્ધ ભાષણો કરી તેમને તોડી નાખવા છે."

આવા દ્વેષ અને ઈર્ષ્યા ભરેલા વિચારોની વાતોમા તમે તમારા અત્યારના અમૂલ્ય સમયને ગુમાવી દીધો છે. એટલું જ નહીં પણ અનેક કર્મો બાંધી તમારા આત્માને અધોગતિ તરફ વાળ્યો છે. આચાર્ય, આવા ઉપાધિ ભરેલા અને પાપની આવ કને વધારનારાં કામ મુનિએ શામાટે કરવા જોઇએ ? તમે ત- મારા મનમાં એમ ધારો કે, " મારી વિદ્વત્તા લોકોમા વખ- ણાય છે, મારૂ માન પ્રતિદિન વધતું જાય છે અને મારી સત્તાનો પ્રભાવ પ્રસરતો જાય છે " આ તમારી ધારણા તદન ખોટી છે. ત- મારૂં વર્ત્તન લોકોમાં કેટલુ વગોવાય છે ? એ વાત તમારા જાણ વામાં આવતી નથી. ખુશામતીઆ શ્રાવકો તમારા દોષોને તમારી આગળ ઢાંકે છે અને તમને અવળે માર્ગે ચડાવે છે. જે લોકો જૈનધર્મના શુદ્ધ સ્વરૂપને સમજનારા છે, અને જેઓ ન્યાય અને પ્રમાણિકતાથી અલંકૃત છે, તે લોકો તમારાથી સર્વદા દૂર રહે છે. કારણ કે, તેઓ તમારા સ્વભાવને સારી રીતે સમજી ગયેલા હોય છે. જેઓ ધર્મના તત્ત્વોને સમજતા નથી, જે ઓ પોતાના સ્વાર્થને સાધવાને સદા તત્પર છે અને જેઓ અન્યાય અને અધર્મને આચરનારા છે, તેઓ તમારી પાસે આવ્યા કરે છે અને તમારી હા એ હા પાડી તમને ઉન્માર્ગે ચડાવે છે આ ખોપી-

દાસ, ગુમાનશેઠ અને છલદાસના જેવા શ્રાવકોજ તમારી હજુરમાં રહેનારા છે. વળી કેટલાએક એવા પણ હશે, કે, તમારી પાસે તમારી પ્રશંસા કરે અને મધુર વચનો બોલે, અને પાછળથી તમારી નિંદા કરી તમોને તદન નાલાયક ઠરાવા યત્ન કરે છે. તમે જાણો છો કે, કેટલાએક લોકો તમોને કેવા નામથી ઓળખે છે? જે તમારૂં નામ પ્રતાપવિજય છે, તેને તે લોકો પ્રચંડવિજય કહે છે. કારણકે, તમારામાં કેટલીએક ઉછાછળી પ્રચંડતા જોવામા આવે છે. તે સંબંધમાં આ પન્યાસને પણ તે લોકો બીજા નામથી ઓળખાવે છે. આ પન્યાસનું નામ કલ્યાણવિજય છે, પણ તેમને કલાવિજય કહીને ઓળખાવે છે કારણકે, પન્યાસની અંદર યુક્તિથી વર્ત્તવાની કળા છે.

આચાર્ય, ઉત્તમ પદવીધર મુનિઓએ એક બીજી વાત ધ્યાનમા રાખવાની છે કે, તેમણે જેવા તેવા અયોગ્ય પુરૂષને દીક્ષા આપવી નહીં. અયોગ્ય કુપાત્રને દીક્ષા આપવાથી તે નઠારાં કૃત્યો કરે છે, અને પોતાના ગુરૂની નિંદા કરાવે છે. આ ફિતૂરવિજયને દીક્ષા આપી તમે શો લાભ મેળવ્યો? પ્રથમ તો તેવા કુપાત્રના સદા સહવાસથી તમારી મનોવૃત્તિમાં અનેક જાતની મલિન ભાવના થઇ છે અને થયા કરે છે, અને તેથી તમે અનેક અયોગ્ય કાર્યો કરવાને પ્રવર્તો છો. આવા અજ્ઞાની અને અબુદ્ધિ શિષ્યો ગુરૂને નઠારે માર્ગે દોરી અનાચારમાં પાડે છે. તે સાથે તેઓ પોતાના નઠારા સ્વભાવને લઈને દુઃખરૂપ થઇ પડે છે. જુવોને, થોડીવાર પેહેલાં આ ફિતૂરવિજયે તમારાં કેટલાંએક છાના અપકૃત્યો ખુલ્લાં કર્યાં હતાં, અને તમોને સર્વની વચ્ચે શરમાવી દીધા હતા. એ શું તમે પ્રત્યક્ષ નથી જોયું?

આ તમારા ફિતૂરવિજયે તમારે માટે જે શબ્દો કહ્યા હતા, એ જો કે સાચા હતા, તોપણ તેવા શબ્દો સમાજ વચ્ચે પ્રકાશિત કરવા ન જોઈએ. આવા અયોગ્ય પુરૂષને દીક્ષા આપી શિષ્ય બનાવવા, એ ગુરૂએ પોતાની પ્રતિષ્ઠાને જોખમમાં નાંખવા જેવું છે.

આવા શિષ્યો કોઇ વાર ગુરૂના ગૌરવને ઘટાડે છે અને ગુરૂની પ્રતિષ્ઠાને પાયમાલ કરે છે. તે સાથે જો તેવા અયોગ્ય વર્ત્તનવાળા શિષ્યો હોય તો ગુરૂ પણ તેના જેવા અયોગ્ય વર્ત્તનો કરવાને પ્રેરાય છે. આચાર્ય, તમે આ તમારા ફિતૂરવિજય શિષ્યને કેવા અયોગ્ય કાર્યમાં પ્રેરો છો ? તે અત્યારે તેણે તેના સ્વભાવને અનુસરી સ્પષ્ટ કહી બતાવ્યું છે. તમે તેને અનેક ખટપટોમાં સામેલ કરી જૈનમુનિને ન ઘટે તેવાં કામ કરાવ્યાં છે, કોઇના છોકરાને છુપી રીતે દીક્ષા આપવાની યોજના કરવા માટે તેને રાત્રે વિહાર કરાવ્યો છે અને અનેક જાતના કુંભાડ ઉભા કરી મૃષાવાદ બોલાવ્યા છે. આવાં આવાં અનેક અનુચિત કાર્યો કરી તમે તમારા આત્માને ચારિત્રથી તદન ભ્રષ્ટ કર્યો છે અને તે ઉપરાંત કર્મોના ઘણા આશ્રવો ઉભા કર્યા છે. મહારાજ, તમે જૈનોના આચાર્યપદને લઇ કેવાં કામ કર્યાં છે ? તેનો તમારે વિચાર કરવો જોઇએ. મને આ વારવાર કહેતાં લજ્જા આવે છે, તોપણ જે કહેવામાં પણ મને લજ્જા ઉત્પન્ન થાય છે, તેવાં કાર્યો આચરવામાં તમે શરમાયા નથી, એ કેવા ખેદની વાત કહેવાય ? હવે તમારે તમારા સ્વરૂપનો, તમારી પદવીનો અને તમારા વેષનો વિચાર કરી દુરાચારથી પાછું વળવું જોઈએ. તમે જાણો છો કે, આ ભારતવર્ષની અંદર બધી ધર્મભાવનાઓમાં ધર્મભાવના સર્વોત્કૃષ્ટ છે. દેવ, ધર્મ, અને ગુરૂ, એ ત્રણ તત્ત્વો જૈનધર્મમાં જેવાં ઉત્કૃષ્ટ છે, તેવાં બીજા કોઇ ધર્મમાં નથી. તેમાંથી ગુરૂતત્ત્વનું સ્વરૂપ તમારામાં રહેલું છે, તો એ સ્વરૂપને મલિન થવા ન દેવું જોઇએ. તમે જ્ઞાત પુત્ર વીરપ્રભુના પરિવારના વંશજ છો. તમારે શુદ્ધ ચારિત્ર પાળી તમારા કર્ત્તવ્યને બજાવવું જોઇએ. જૈનમુનિ નિર્ગ્રંથ, અનગાર, ક્ષમાશ્રમણ અને સંવેગી કહેવાયછે. તેણે આત્માર્થી થઇ સ્વ કર્ત્તવ્યને સાધવાનું છે. જૈનપ્રજા તમારા ઉપદેશમાંથી પોતાના કર્ત્તવ્યનો માર્ગ જાણવાને ઇંતેજાર રહે છે. આર્હત ધર્મની ઉન્નતિ–વીરશાસનની મહાન્ પ્રભાવના તમારા ઉપદેશના અવલંબનથીજ વધવાની છે અને તમારી વાણીના

વિલાસ ઉપર જૈનોની સર્વ પ્રકારની આબાદી રહેલીછે તેથી તમારા વર્તન ઉપર મુનિઓનો મોટો ભાગ ટકી રહેવાનો છે. નવીન મુનિઓને તમારા પ્રવર્ત્તન ઉપરથી ઘણુ શીખવાનુ મળે છે તો એવા તમે જ્યારે દુરાચારના સેવક બનો અને તમારા કર્તવ્યથી તદન વિમુખ થઈ જાઓ તો પછી વીરધર્મની અને અનગારોના આચારની મર્યાદા શી રીતે ટકી શકશે ? જૈનમુનિનું શુદ્ધ સ્વરૂપ શું છે ? તેનો વિચાર કરો. તમારે કોઇ પણ ધર્મની નિંદા કરવી ન જોઈએ હુઢિકા,દિગંબરી અને બીજા ગચ્છોની પ્રવૃતિ અને સામાચારીની ગર્હણા શા માટે કરવી જોઈએ. ? તમારે તો સર્વ તરફ ઉદાસીનતા રાખવી જોઈએ. જૈન નામને ધારણ કરનાર કોઇપણ મનુષ્ય શ્રી વીર પ્રભુનો ભક્ત છે. ગમે તે ક્રિયા અને આચાર પાળે, પણ તે બધા વસ્તુતાએ શ્રી વીરશાસનના ઉપાસક છે. તેમની ક્રિયા અને આચાર ભિન્ન હોય તોપણ તેઓના મુખમા ભગવાન્ તીર્થંકરોના પવિત્ર નામનુ સ્મરણ હોય છે. તમે પોતેજ વિચાર કરો કે, તમે તપાગચ્છના સાધુ છો, અને મૂર્ત્તિને માનનારા છો, તોપણ તમારા ક્રિયામાર્ગની અંદર અનેક જાતની સામાચારી પ્રવર્ત્તે છે કોઇ મુખે મુખવસ્ત્રિકા બાધે છે, અને કોઇ નથી બાધતા. કોઇ ચાર સ્તુતિને માને છે અને કોઈ ત્રણ સ્તુતિ [ત્રણ થોઈ] ને માને છે. એકજ સપ્રદાયમા કેટલા ભેદ થઈ ગયેલા છે ? જો તમે એ બધા ભેદ તરફ તિરસ્કાર બતાવો અને તેમની નિંદા કરવા માડો તો તમે પોતે તમારાજ ધર્મના નિંદક બનશો. આચાર્ય, તેથી તમારે તમારા ધર્મની ભિન્ન ભાવનાની અને બીજા અન્ય ધર્મીઓની નિંદા કરવી નહીં. વેદધર્મનો વિસ્તાર તમારાથી ઘણો છે. તમારા કરતા ભારતવર્ષની ઘણી પ્રજા એ ધર્મને માને છે, તો તમારે એ ધર્મની નિંદા કરી શામાટે કર્મબંધ કરવા જોઈએ ? તેમ કરવાથી કાંઇ એ વેદધર્મી પ્રજા તમારા ધર્મમાં આવવાની નથી. જો તમારે તમારા ધર્મની વૃદ્ધિ કરવી હોય તો તમારે સર્વ ધર્મમાંથી ગુણગ્રાહી થવું જોઇએ. હરકોઇ ધર્મની ભાવના જે જે સાધનમા ઉચ્ચ હોય તે સાધનને તમારે અનુસરવું અને તેને શુદ્ધ

બનાવી તમારા સંપ્રદાયમાં દાખલ કરવું. વિચાર કરો કે, તમારા પૂર્વજોએ અન્ય ધર્મના ગુણોને ગ્રહણ કર્યા છે અને અન્ય ધર્મના ઉત્તમ ગ્રંથોમાંથી સાર ગ્રહણ કરી પોતાના સંપ્રદાયમાં દાખલ કર્યો છે. વ્યાકરણ, કાવ્ય, કોશ, ન્યાય અને તત્વોના ઉત્તમ ગ્રંથોના હજારો પ્રમાણો જૈનધર્મના ગ્રંથોમાં જોવામાં આવે છે તેનું કારણ શું છે ? તેનો વિચાર કરો.

આચાર્ય, જો તમે પરનિંદામાં પ્રવર્ત્યા રહેશો તો તમે તમારા સ્વાધ્યાય ધ્યાનને ભૂલી જશો અને અનેક ઉપાધિઓમાં આવી પડી અનાચારને માર્ગે દોરાઈ જશો. એટલુંજ નહીં પણ આપણા પવિત્ર શાસનને નિંદનીય બનાવવાના કારણ રૂપ થશો. ”

આ પ્રમાણે કહી મહાદેવી દીક્ષાકુમારીએ પોતાની વાણીને વિરામ પમાડી. તેમની દિવ્ય વાણીનો પ્રતિધ્વનિ ઉપાશ્રયના આકાશ પ્રદેશમા પ્રસરી ગયો.

આચાર્ય પ્રતાપવિજય વિનય પૂર્વક બોલ્યા, “ મહેશ્વરી, આપની ઉપદેશ વાણીએ મારા અતરંગ અંધકારને દૂર કર્યું છે, મારી મનોવૃત્તિ શુદ્ધ આચરણના માર્ગને શોધવાને તત્પર બની છે, મારા હૃદયમાં શુદ્ધ ધ્યાનના પરમાણુઓ પ્રસરી ગયા છે, અને મારા કુવિચારો નિર્ધન પુરૂષના મનોરથોની જેમ નિષ્ફલ બની વિલીન થઇ ગયા છે હવે હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છુ કે, આ ફિતૂરવિજય વગેરે દુરાચારી શિષ્યોનો હુ સર્વથા ત્યાગ કરૂ છુ અને મારા આત્માને સર્વથી જુદો ગણી તેના અર્થનુ સાધન કરવાને આ મહામુનિ ગુણવિજયજીના આશ્રય નીચે રહેવા ઈચ્છા રાખુ છુ આજથી હુ સર્વ પ્રકારની ઉપાધિઓને વોસરાવુ છુ અને યાવજ્જીવિત ચારિત્રધર્મને પાલન કરવા નિયમ લઉ છુ આપ મહાદેવીની સાક્ષીએ આ મારા વચનોને ત્રિકરણ શુદ્ધિથી પાલવાની હુ પ્રતિજ્ઞા લઉં છુ ”

આચાર્ય પ્રતાપવિજયની આવી અસાધારણ પ્રતિજ્ઞા સાભળી મહાદેવી દીક્ષાકુમારી આનદાશ્ચર્ય થઇ ગયા, પણ તેમના હૃદયમા

તેમને માટે જોઇએ તેવો વિશ્વાસ આવ્યો નહીં. કારણકે, આચાર્યના દુર્વર્ત્તનને તેમણે પ્રત્યક્ષ જોયેલું હતું. વળી તે ઉપરથી તેમને તેના દુઃસ્વભાવના ત્યાગને માટે મોટી શંકા હતી. મહાદેવી જરા શંકા અને આશ્ચર્ય પામીને બોલ્યાં—" આચાર્ય, તમે જો શુદ્ધ હૃદયથી આવી પ્રતિજ્ઞા લીધી હોય તો મારા મનને ઘણો સંતોષ થાય છે. તમારી મનોવૃત્તિમાંથી આવી રીતે સર્વ મલિનતા એકી સાથે દૂર થઇ જાય, એ મોટા આશ્ચર્યની વાત છે. હવે જો, તમારી આ પ્રતિજ્ઞા શુદ્ધ ભાવથી પ્રગટ થયેલી હોય તો હું તમોને પૂર્ણ ધન્યવાદ આપું છું અને તે સાથે તમારા આત્માના હિતની ખાતર જણાવું છું કે, " તમારે તમારા આચાર્યપદથી મુક્ત થઇ જવું અને આ મહામુનિ ગુણવિજયના આશ્રય નીચે એક શિષ્ય તરીકે રહેવુ. વળી આ પવિત્ર ચારિત્રવાળા મુનિ ગુણવિજયને હું તમારૂં આચાર્યપદ આપું છું, અને તમને એ આચાર્યપદથી છુટા કરૂં છુ. "

આટલું કહી, તે મહામુનિએ પન્યાસ વગેરે સર્વ મુનિઓને ઉદ્દેશીને કહ્યુ, " મુનિઓ, તમે સર્વ આજથી આ મહાનુભાવ ગુણવિજય મુનિને આચાર્ય કહી બોલાવજો અને એ મહાન્ પદને ઘટે તેવું યોગ્ય માન આપજો. આ પન્યાસ કે જેઓના હૃદયમા જે અશુદ્ધિ હતી તે દૂર થઇ ગઇ છે, તેથી તેને પન્યાસપદ ઉપર કાયમ રાખું છું અને તે ઉત્તમ પદવીને ઘટે તેવું વર્તન રાખવાને તેમને ભલામણ કરૂં છું. આજથી તમારા મંડળમા મુનિરાજ શ્રી **ગુણવિજયજી આચાર્ય** થયા છે અને આ **કલ્યાણવિજયજી** કાયમના પન્યાસ થયા છે. તમારે સર્વને તેમની આજ્ઞામા વર્તવું અને તમારા આત્માને ચારિત્રના ગુણોથી વિશેષ ઉજ્વલ બનાવવો. "

મહાદેવીનાં આવાં વચન સાંભળી આચાર્ય પ્રતાપવિજય જરા વિચારમાં પડી ગયા હતા. કારણ કે, તેમના હૃદયમાંથી હજુ આચાર્યપદનું અભિમાન તુરત દૂર થયું ન હતું. તેમણે મહાદેવીની ઉપદેશ શિક્ષાથી તત્કાળ પોતાના દુઃસ્વભાવનો ત્યાગ દર્શાવ્યો હતો, પણ તે શુદ્ધ બુદ્ધિથી દર્શાવ્યો ન હતો તેમણે જે પ્રતિજ્ઞાના શબ્દો

કહ્યા હતા, તે શુદ્ધાશુદ્ધ હૃદયના મિશ્ર ઉદ્દગાર હતા અને તેમાં ભય અને પ્રીતિનું મિશ્રણ હતું. તેમના હૃદય ઉપર દીક્ષાકુમારીનાં વચનોએ જો કે કાંઈક અસર કરી હતી, તોપણ તેની અંદર તેમના તદન શુદ્ધ ભાવનું દર્શન ન હતું. તેમનામાથી પોતાના આચાર્ય-પદના માનનો અંકુર તદન નાબુદ થયો ન હતો, તેથી તેઓ ક્ષણવાર વિચારમાં પડી ગયા હતા. મહાદેવી દીક્ષાકુમારીની સમીપે બોલતાં તેઓ ભયથી અચકાયા, પણ આખરે આચાર્યપદના મમત્વે બળાત્કાર કરીને તેમને બોલાવ્યા.

આચાર્ય પ્રતાપવિજય મંદ સ્વરથી બોલ્યા—' મહેશ્વરી, આપે મારા આત્માના હિતની ખાતર જે કહ્યું છે, તે ખાતે હું આપનો આભારી થયો છું, પણ આપના ઉપદેશથી મારા હૃદયપર એવી અસર થઇ છે કે, હું મારા આચાર્યપદના સર્વ વર્ત્તનને સાચવી આ મહામુનિ ગુણવિજયના આશ્રય નીચે રહીશ અને મારા ચારિત્રનું યથાર્થ રીતે પાલન કરીશ. મારા ગુરૂએ આપેલા આચાર્ય-પદને ગુમાવી દેવું, એ મને યોગ્ય લાગતું નથી. તેમ વળી જો હું મારા આચાર્યપદથી છુટો થાઉં તો મેં ગુરૂની આજ્ઞાનો ભંગ કરેલો ગણાય, એ પણ જૈનમુનિને કરવું અયોગ્ય છે. હું આપને ખાત્રીથી કહું છું કે, આપના ઉપદેશ પ્રમાણે હું યાવજ્જીવિત વર્તીશ અને આ મહામુનિ ગુણવિજયજીના આશ્રય નીચે રહી ચારિત્રના ઉજવલ ગુણોને સારી રીતે પાળીશ

આચાર્યનાં આ વચનો સાભળી મહાદેવી દીક્ષાકુમારીના જાણુ-વામાં આવી ગયું કે, " હજુ આ મુનિના હૃદયની જોઈએ તવી શુદ્ધિ થઇ નથી. તેમને માટે મારા હૃદયમા જે શંકા ઉદ્ભવી હતી, તે યથા-ર્થ હતી. આવા શુદ્ધ હૃદયવાળા અને મમત્વથી મલિન થયેલા મુનિ-ને યોગ્ય શિક્ષા આપવી જોઇએ. " આવું વિચારી મહાદેવી દીક્ષા-કુમારી જરા આવેશ લાવીને બોલ્યાં "મુનિ પ્રતાપવિજય, તમારા પૂર્વ કર્મના સંસ્કાર હજુ શિથિલ થયા નથી અને તમારા હૃદયમા આચાર્યપદની મમતા હજુ સુધી જાગ્રત છે. મારા ઉપદેશે ત ઓને

તે હજુ વિષે અસર કરી નથી. અત્યાર સુધીના મારા પ્રવાસમાં તમારે માટે જે બન્યું છે તે અપૂર્વ છે. ગમે તેવા ભ્રષ્ટ ચારિત્ર મુનિને પણ મારો કહેલો ઉપદેશ વ્યર્થ થયો નથી. મારા ઉપદેશના અંશુઓ આજ સુધીમાં સર્વ મુનિઓના હૃદયમાં પેઠા છે અને સર્વના અનાચાર અને આત્યાચારને તેણે સારી રીતે દૂર કરેલા છે. તમારી પ્રકૃતિ તે સર્વથી વિલક્ષણ નીકળી છે. મને કહેવાને ખેદ ઉપજે છે કે, તમારા જેવા અસાધ્ય મુનિઓ આ પવિત્ર વીર-શાસનને જોઈતા નથી જો તમે મારો ઉપદેશ માની અને તમારા આત્માના હિતનો વિચાર કરી આ તમારી આચાર્યની મમતાને દૂર કરો તો ઠીક, નહીં તો હું તમને એ પદ છોડવાની ફ-રજ પાડું છું. મારે ખુલ્લી રીતે કહેવું જોઇએ કે, તમે આચાર્યપદને તદન લાયક નથી, એટલુ જ નહિ પણ એક જૈન મુનિના પદને પણ લાયક નથી. તથાપિ તમારી પર દયા લાવી હું તમોને મુનિપદ ઉપર રાખું છું. પ્રથમ જ્યારે મે તમારૂં અને તમારા પરિ-વારનુ પ્રત્યક્ષ વર્ત્તન જોયું, ત્યારે મારા મનમાં એટલે સુધી નિશ્ચય થયો હતો કે, આ વેષધારી આચાર્ય અને તેના ભ્રષ્ટ પરિવારને મુનિ-પદથી રહિત કરી દેવો અને મારા સ્વરૂપને ( દીક્ષાને ) તેમનામાંથી આકર્ષી લેવું. પણ પાછળથી તમારા મુખમાંથી પશ્ચાત્તાપ અને વિનયથી ભરેલાં વચનો સાંભળી મારા હૃદયમાં દયા આવી ગઇ અને તે દયાના આવેશથી મેં તમોને ઉપદેશ આપી મુનિપદ ઉપર કાયમ રાખ્યા છે. પ્રતાપવિજય, વિચાર કરો કે, તમે અને આ તમારો પરિવાર કેવા વર્ત્તનને કરનારો છે ? જૈનમુનિને યોગ્ય એવો એક પણ શુદ્ધ આચાર તમારામા દેખાય છે ? હું તો એટલે સુધી કહું છું કે, તમારા જેવા મુનિઓનો સંઘે સર્વથા બહિષ્કાર કરવો જોઇએ તમોને સર્વ જૈનપ્રજાની ગણમાંથી પણ દૂર કરવા જોઇએ અને મુનિ, અથવા ગૃહસ્થ કોઇ પણ રૂપમાં તમારી અંદર જૈન નામ શોભતું નથી. તમારા જેવા અનાચારી, કપટી, ઉન્મત્ત અને

અભિમાની પુરૂષોને બીજા અન્યધર્મીઓ પણ ગ્રહણ કરશે નહીં તમે મિથ્યાત્વીઓની પંક્તિમાં પણ બેસવાને લાયક નથી. કારણ કે, મિથ્યાત્વીઓ આપણી દૃષ્ટિએ મિથ્યાત્વી દેખાય છે, પણ તેઓ કોઈ પણ ધર્મની ભાવનાને ઉચ્ચ આશયથી માનનારા છે અને તેમનામાં સંપ્રદાયને ઘટે તેવા ઉત્તમ ગુણોની આવશ્યકતા છે શાસ્ત્રના કર્ત્તા લખે છે કે, "જે માણસમાં પોતાના કુલધર્મના આચાર નથી, તે માણસ કોઈ પણ સામાન્ય ધર્મવાળી પ્રજામાં પણ ગણી શકાય તેવો નથી." એટલે જે સ્વધર્મથી અને સ્વાચારથી વિમુખ થયેલો છે, તે પરધર્મની કોઈ ભાવનાનો અધિકારી રહેતો નથી—અનાચારી માણસ કોઈ પણ ધર્મને લાયક નથી."

મહાદેવી દીક્ષાકુમારી આટલા વચનો કહી વિરામ પામી ગયાં. તેમની વાણીનો પ્રતિધ્વનિ ઉપાશ્રયના આસપાસના પ્રદેશમા ગાજી વિરામ પામી ગયો તે મહાદેવીનાં આ વચનો સાંભળી આચાર્ય પ્રતાપવિજય વિશેષ ભયભીત થઈ ગયા અને ક્ષણવાર વિચારમા મગ્ન થઈ રહ્યા. આ વખતે શાંત અને ચારિત્રના શુભ તેજથી પ્રકાશમાન એવા મુનિ ગુણવિજય નમ્રતાથી નીચે પ્રમાણે બોલ્યા—

" મહેશ્વરી, આપે અમારા મુનિવર્ગના હિતને માટે જે કહેલું છે, તે યથાર્થ છે. આપની મુનિઓ તરફ ઉત્તમ લાગણી જોઈ આવા વિષમ કાલના સમયમાં પણ અમોને ચારિત્ર પાળવાની હીંમત આવે છે. આવા વિપરીત સમયમા આપના જેવી દિવ્ય મૂર્ત્તિનાં દર્શન થવાં દુર્લભ હોય છે. આ વિષમ સમયે પવિત્ર અને દિવ્ય વ્યક્તિઓ મનુષ્યની ચર્મચક્ષુની ગોચર ક્યાંથી થાય ? એથી આપનું આ દિવ્ય દર્શન અમારા ભાગ્યની મહત્તાને સૂચવે છે અને અમારા હૃદયને ભવિષ્યમા શુભની આશા ઉત્પન્ન કરે છે

મહાદેવી, આપે મને આચાર્યપદ આપવાની પૂર્ણ કૃપા દર્શાવી છે અને મારા જેવા એક સામાન્ય સાધુ તરફ ઉત્તમ લાગણી બતાવી છે તેથી હું મારા આત્માને કૃતાર્થ માનું છું અને મારા અહો ભાગ્ય સમજું છું, પરંતુ આપ મહેશ્વરીને વિનંતિ પૂર્વક કહેવાનું કે, આપની

લાગણી ભરેલી કૃપાદૃષ્ટિએ હું આપને એ પદને યોગ્ય દેખાયો છું, પણ વસ્તુતાએ મારામા એ યોગ્યતા નથી, એમ હું માનું છું. જૈન મુનિઓના આચાર્યપદને માટે મેં જે વાંચ્યું છે, તે જોતાં આવા વિષમ સમયમાં એ પદની યોગ્યતા મારામા બીલકુલ નથી, એમ મને લાગે છે. આપે મારામા તેવી યોગ્યતા જોઇ છે, તેનું કારણ આપની લાગણી અને દયાજ છે. "લાગણી અને દયા એ દોષદર્શન કરી શકતા નથી પણ ગુણ દર્શનજ કરે છે," એમ નીતિ શાસ્ત્રકારો અનુભવ પૂર્વક જણાવે છે, એ વાત મને સર્વ રીતે સત્ય લાગે છે. મહામાતા, આપ મારા આત્માના, જેવા હિતકારી છો, તેવું હિતકારી કોઇપણ આ સમયે નથી, તેથી આપ દયાળુ દેવીની સમક્ષ મારે કહેવું જોઈએ કે, મારામા તેવી યોગ્યતા આરોપિત કરશો નહીં.

મહેશ્વરી, કદિ આપની દૃષ્ટિએ મારામા આચાર્યપદની યોગ્યતા દેખાતી હોય, તોપણ આ સમયમાં એ પદ ધારણ કરવાની મારી ઇચ્છા નથી. મને ધાસ્તી લાગે છે કે, આજકાલ મુનિઓની પદવીઓ મુનિઓને ગર્વ કે માનના પર્વત ઉપર ચડાવી દે છે અને અહંકારના અંધકારથી અંધ બનાવી ઉન્માર્ગે દોરી જાય છે. વર્તમાનકાળે એવા અનેક દાખલાઓ જોવામા આવે છે કે, પદવીધર મુનિઓ વિચિત્ર સ્થિતિમાં આવી ગયા છે. પદવીધર મુનિઓના કરતાં બીજા સામાન્ય સાધુઓની સ્થિતિ સારી માલુમ પડે છે. જે મુનિઓને પૂર્વે સારા આચાર અને વિચારમાં જોયેલા હોય તે મુનિઓ પદવીધર થયા પછી જુદીજ સ્થિતિમાં રહેલા જોવામાં આવેછે. જે પદવીઓ પૂર્વકાલે ચારિત્રના ગુણોને વધારનારી અને અનેક પ્રકારે કલ્યાણને પુષ્ટ કરનારી હતી, તે પદવીઓ આજે આધુનિક મુનિઓને અંકિત થતાં તેમને અધમ સ્થિતિએ પોહોચાડનારી થઈ પડે છે આનું કારણ જો કે એ પદવીઓનો દોષ નથી પણ તે પદવીધર મુનિઓનો દોષ છે, તોપણ ચાલતા સમયના બળને જોતાં મુનિએ એ પદવીઓથી દૂર રહેવું વધારે સારૂં છે. મહેશ્વરી, આથી મને એ પદવીને ધારણ કરતાં ભય લાગે છે જેવો હું અત્યારે આ ઉપકારી ગુરૂ પન્યાસની

તમારા જેવા કોઈ કોઇ શુદ્ધ જૈન મુનિ આ ભારતભૂમિ પર વિચરે છે અને ચોથા આરાના પ્રભાવનું સ્મરણ કરાવે છે. મને વિશેષ આનંદ એથી થાય છે કે, હું અત્યારે તદ્દન વિપરીત સમયમાં વિચરતી નથી, પણ કોઇ ઉત્તમ સમયમાં વિચરૂં છું, એવું મને ભાન થઇ આવે છે. અદ્યાપિ આર્હત ધર્મની અને ચારિત્રના પ્રભાવની તદ્દન અવન્નતિ થઇ નથી. મને મારા પ્રથમ પ્રવાસમા મહાનુભાવ મુનિ રત્નસુધાવિજયે જેવો સંતોષ આપ્યો હતો, તેવો સંતોષ મને આ મારા બીજા પ્રવાસમા તમારા તરફથી પ્રાપ્ત થયો છે.

મહાનુભાવ ગુણવિજય, તમારે માટે મને એક મહાન્ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે, જેમા આ પ્રતાપવિજય—પ્રચંડવિજય જેવા આચાર્ય છે, આ કલ્યાણવિજય —કલાવિજય જેવા પન્યાસ છે, અને આ ફિતૂરવિજય જેવા સાધુઓ છે, તેવા સંઘેડામા તમારા જેવા મુનિરત્ન પોતાનો ચારિત્રધર્મ ટકાવી રહ્યા છે. જ્યાં અનાચારી અને વેષધારી આચાર્ય હોય, કપટ વિદ્યામા પ્રવીણ અને વાક્પટુ પન્યાસ હોય અને ફિતૂરવિજય જેવા ફિતૂરી અને નાલાયક સાધુઓ હોય, તેવા મંડળમા રહીને પણ પોતાના ચારિત્રરત્નને સાચવવું અને તેમના સહવાસનો—તેમના અતિ પરિચયનો પટ લાગવા ન દેવો, એ તમારી અદ્ભુત વૃત્તિને હુ પૂર્ણ અભિનંદન આપુ છું અને તમારા મનોબળને ધન્યવાદ આપું છું.

મહાશય, તમે આચાર્યપદને માટે જે કહો છો, તે કેટલેક અંશે ખરૂં છે, તોપણ જ્યાંસુધી તમારા જેવા લાયક મુનિ વિચરે છે ત્યાસુધી એ પદવી નિરર્થક નથી. જો કે આ સમય વિપરીત અને વિચિત્ર છે, તોપણ તમારા જેવા મનોબળવાળા મુનિને માટે એ સર્વ રીતે યોગ્ય છે. જેના હૃદયમાં આર્હત ધર્મના તત્ત્વજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ હોય, જેણે આત્માર્થી થઇને ચારિત્ર ગ્રહણ કરેલ હોય, જે સંવેગ અને વૈરાગ્યથી વિભૂષિત હોય અને જેનામાં શાંતિ, ક્ષમા, ઉપશમ, દયા અને પરોપકાર વૃત્તિ વગેરે ઉત્તમ ગુણો રહેલા હોય તેવા મુનિને આ વિષમકાળ પરાભવ કરી

શકતો નથી, તેની મનોવૃત્તિમા વિપરીત કાલનું વાતાવરણ પ્રસરી શકતું નથી અને તેને અયોગ્ય જનોનો સંસર્ગ અસર કરી શકનો નથી. તેથી હે મહામુનિ, તમે આચાર્યપદને અંગીકાર કરો અને શ્રી વીર શાસનનો પ્રભાવ વધારો. મને પૂર્ણ ખાત્રી છે કે, તમે એ મહાન્ પદવીને દીપાવશો અને આ ભારત ઉપર શ્રી વીર શાસનનો વિજયનાદ કરાવશો."

મહાદેવીના આ વચનો સાંભળી મહામુનિ ગુણવિજય ક્ષણવાર વિચાર કરીને બોલ્યા—"મહેશ્વરી, આપ મારી તરફના પ્રેમને લઈને આવા પ્રીતિના વચનો બોલો છો, પરંતુ મારા હૃદયમાં એ મહાન્ પદવી ગ્રહણ કરવાની અભિલાષા ઉત્પન્ન થતી નથી. વળી આ સમયે આપને એક વિનતિ કરવાની મારી ઈચ્છા છે, તે આપ કૃપા કરીને ધ્યાનમાં લેશો."

દીક્ષાકુમારી ઉત્સુક થઈને બોલ્યાં—"ભદ્ર મહાશય, શી વિનતિ કરવાની છે? તે ખુશીથી જણાવો. તમે સર્વ પ્રકારે નિરીહ છો, તથાપિ તમારી જે કાંઈ ઇચ્છા હોય, તે પૂર્ણ કરવાને હું તત્પર છું. તમારે માટે મને ખાત્રી છે કે, તમારી ઇચ્છા તમારા અંગત સ્વાર્થની નહીં હોય તમારી તે ઇચ્છા પરંપરાએ ઈતરના કલ્યાણની કલ્યાણભૂત હશે "

મહર્ષિ ગુણવિજય નમ્રતાથી બોલ્યા—" મહાદેવી, મારી એવી વિનંતિ છે કે, આ આચાર્ય પ્રતાપવિજય કે જે અમારા સઘેડાના મુનિ છે અને અમારાજ વડિલ ગુરૂએ તેમને આચાર્યપદે સ્થાપ્યા છે, તો તેમને તે પદ ઉપર કાયમ રાખો અને તેમ કરીને તેમના અંતરની ઈચ્છાને પૂર્ણ કરો આપ સર્વની ઈચ્છા પૂર્ણ કરનારા છો અને મુનિઓની યોગ્ય વાછના આપનારા કામધેનુ છો. મહેશ્વરી, એમ કરવાથી એ આચાર્યના હૃદયને સંતોષ થશે અને અમારા ગુરૂના પરિવારની મર્યાદા સચવાશે. મને આશા છે કે, આપ મારી આ પ્રાર્થના સફલ કરશો "

મહામુનિ ગુણવિજયની આ વાણી સાંભળી દીક્ષાકુમારી વિશેષ

આનંદિત થઇ ગયાં. મહામુનિ ગુણવિજયના અંતરની ઉત્તમ અને ઉમદાં વૃત્તિ જોઇ તેમનુ હૃદય આનંદના આવેશથી ઉભરાઈ ગયું, અને મહામુનિ ગુણવિજય તરફ તેમની લાગણી પ્રેમમાં અત્યંત વૃદ્ધિ થઇ આવી. તે પ્રસન્ન મુદ્રાથી બોલ્યાં—"મહાનુભાવ, તમારામા ઉત્તરોત્તર વિશેષ વૃદ્ધિ પામતી સદ્‌ગુણોની સુવાસ નીકળતી જોઇ મારૂ હૃદય આનદના આવેશથી ભરપૂર થઈ જાય છે અને મારી મનોવૃત્તિ તમારી તરફના પ્રેમથી પૂર્ણ રીતે પૂરાઈ જાય છે. જે મુનિ તમોને પોતાનાથી ભિન્ન ગણી દ્વેષ બુદ્ધિ રાખતા હતા અને જેઓ તમોને કેવલ તિરસ્કારની દૃષ્ટિએ જોતા હતા તેવા નાલાયક મુનિ તરફ તમે ઉલટો આવો પ્રેમ બતાવો છો, એ તમારી સમભાવના મારા હૃદયને અતિ સાનંદાશ્ચર્ય બનાવે છે, અને તમારા સમદર્શીપણાની પૂર્ણ સાક્ષી પૂરે છે. મહાનુભાવ મહા મુનિ, તમે તમારી ઉચ્ચવૃત્તિ દર્શાવો છો,એ તમારા શુદ્ધ મુનિધર્મને ઘટિત છે, પણ આ પ્રતાપવિજય મુનિને માટે એ તમારી ભલામણ યોગ્ય સ્થાને નથી. હું મારા હૃદયમા દયા લાવી ઘણો વિચાર કરૂં છું, પણ તેમનામાં કોઇ રીતે આચાર્યપદની યોગ્યતા મારા જોવામાં આવતી નથી. વિશેષ ખેદકારક એ છે કે, તેઓને મેં આટલો બધો ઉપદેશ આપ્યો અને તેમના પ્રત્યક્ષ જોયેલા દોષો મેં તેમને પ્રમાણ સાથે કહી બતાવ્યા છતા તેમના મનમાં હજુ હૃદયની શુદ્ધિ થતી નથી અને પોતાના દોષો તેમના જોવામાં આવતા નથી. જે તેમની વાણીમા છે તે તેમના હૃદયમાં નથી, તો પછી તે ક્રિયામા કયાંથી હોય ? તેઓ પોતે તદન આચાર્યપદને લાયક નથી, તે છતા હજુ તેમના હૃદયમાંથી એ પદવીની મમતા જતી નથી. જ્યાં સુધી તેમના હૃદયમાં એવી મમતા દૃઢ વાસ કરીને રહેલી છે, ત્યા સુધી તેમને આચાર્યપદ ઉપર રાખવા તે મને યોગ્ય લાગતું નથી. ભદ્ર, તેમના માનવંતા આચાર્યપદને લેવાની મારી ઇચ્છા કાંઇ દ્વેષથી કે ઇર્ષ્યાથી નથી, પણ તેમના આત્માના હિતની ખાતર છે. જે મહાન્ આચાર્યપદ મુનિઓને તેમના જીવનમાં ઉચ્ચ કોટીમાં

લઈ જનારૂં અને પરંપરાએ ઉપકાર ધર્મને આપનારૂં હોઈ આત્મ-કલ્યાણનું કારણરૂપ છે, તે મહાન્ પદ આ પ્રતાપવિજય જેવા મુનિને અધમ કોટીમાં લઈ જનારૂં અને આત્માના અકલ્યાણનું કારણ રૂપ બને છે. હું તેમના આત્માના હિતની ખાતર આ કાર્ય કરૂં છું. જો તેઓ શુદ્ધ વૃત્તિથી પોતાના આત્માને આચાર્યપદથી મુક્ત કરે તો તેઓ જરૂર આત્મ સાધન કરી શકશે, અને તેમના ચારિત્રની પૂર્ણ યોગ્યતા મેળવી શકશે. માટે જો આ પ્રતાપવિજય પોતાના આત્માનું શ્રેય કરવા ઇચ્છતા હોય અને તેમના હૃદયમાં આત્માર્થી બની સંયમ સાધવાની વૃત્તિ હોય તો તેમણે આચાર્યપદના મમત્વને તદ્દન છોડી દેવુ જોઈએ. જ્યાં સુધી એ મમત્વ તેમનામાં દૃઢતાથી રહેશે, ત્યાં સુધી તેમની ચારિત્રની સ્થિતિ સુધરી શકશે નહીં તેઓ શુદ્ધ સંયમના આરાધક બનશે નહીં, પણ ઉલટા વિરાધક બનશે. ”

મહાદેવી દીક્ષાકુમારીનાં આ વચનો સાભળી આચાર્ય પ્રતાપ-વિજય વિલખા થઈ ગયા અને તેમના હૃદયમા પરમ પશ્ચાત્તાપ થવા લાગ્યો. જો કે, હજુ તેમના હૃદયમાં તદ્દન શુદ્ધ વૃત્તિ જાગ્રત થઈ ન હતી, પણ તેઓ હવે જરા આચાર્યપદ ઉપરથી મમત્વને શિથિળ કરવા ઇચ્છતા હતા. તે દીર્ઘ વિચાર કરીને આ પ્રમાણે બોલ્યા—“ મહેશ્વરી, આપની વાણી સાભળી હું પશ્ચાત્તાપમા મગ્ન થઈ ગયો છું. મેં આપની સમક્ષ જે મમતાની લઘુ વૃત્તિ જણાવી છે,તેને માટે મારા હૃદયમા અત્યંત ખેદ થાય છે. મહેશ્વરી, હવે હું આપને શુદ્ધ હૃદયથી કહું છું કે. મને આચાર્યપદની જરાપણ ઇચ્છા નથી એ પદવી મારા આત્માને દૂષિત કરનારી થાય છે, એવી મને પ્રતીતિ થઈ છે. જો કે એ પદવી મુનિઓને માટે ગૌરવ આપનારી અને ઉપકારના પુણ્યને વધારનારી છે, પણ તે મારે માટે નથી હું તે પદ-વીને કોઈપણ રીતે યોગ્ય નથી. મારા હૃદયમાં નિશ્ચય થયો છે કે મારા ચારિત્રધર્મને દૂષિત કરવાની- કોઈપણ પ્રવૃત્તિ મારે કરવી નથી. માટે આ આચાર્યપદ હવે ધારણ કરવાની મારી ઇચ્છા નથી. હું એ ઉપાધિથી મુકત થઈ આત્માર્થી થવાની ઇચ્છા રાખુ

છું. વળી હું આપને આનંદ સાથે જણાવું છું કે, " આ સર્વ રીતે લાયક એવા મહામુનિ ગુણવિજયને એ પદ પ્રાપ્ત થાય."

આચાર્ય પ્રતાપવિજયનાં આ વચનો ઉપર મહાદેવી દીક્ષાકુમારીને જરા હૃદયમાં શ્રદ્ધા આવી, અને તેથી તેઓ પ્રસન્ન થઇ બોલ્યાં—"પ્રતાપવિજય મુનિની શુદ્ધ ઇચ્છા જાણી હું ખુશી થઇ છું. હવે આ વખતે મારા મનમાં એવો વિચાર આવે છે કે, હાલ મુનિ પ્રતાપવિજય પોતાના આચાર્યપદને ધારણ કરી રાખે. જો તેમનું વર્ત્તન છ માસ સુધી ઉત્તમ પ્રકારનું જોવામા આવે તો તેમણે તે પદ કાયમ રાખવું, નહીં તો એ પદ મહામુનિ ગુણવિજયને ધારણ કરાવવું. તેમ છતાં જો તે મહામુનિ એમનું પદ લેવાને ખુશી ન હોય તો તેમને ક્રિયા કરાવી ખાસ જુદુ આચાર્યપદ એનાયત કરવુ. હું દિવ્ય શક્તિથી છ માસ સુધી મુનિ પ્રતાપવિજયના વર્ત્તનને જોઇ શકીશ જો તેમના વર્ત્તનમા કોઇ જાતનો વિપરીત ભાવ જોવામા આવશે તો હું તત્કાલ પ્રગટ થઈ તેમના પદને આકર્ષી લઇશ. આ ફિતૂરવિજય વગેરે મુનિઓએ હવેથી મહામુનિ ગુણવિજયની આજ્ઞામાં વર્તવાનું અને પોતાના ચારિત્રને શુદ્ધ રીતે પાળવા તત્પર રહેવાનુ છે. પન્યાસજી, તમારે પણ આ સર્વ યોજના કરવામાં ધ્યાન રાખવુ અને તમારા પોતાના વર્ત્તનની પણ સારી રીતે શુદ્ધિ કરી પ્રવર્ત્તવું. હવે હું આ મારો અહિંનો પ્રવાસ પૂર્ણ કરવા ઇચ્છા રાખુ છું. મહાનુભાવ ગુણવિજયમુનિ, તમારા દર્શનથી આ મારા પ્રવાસને હુ સફળ માનુ છું. તમારા જેવા હજારો મુનિઓ ઉત્પન્ન થાય, તેઓ આર્યાવર્ત્તમાં શ્રેષ્ઠ ગણાતા શ્રી વીર શાસનને દીપાવે, અને સર્વત્ર શ્રી વીર શાસનનો વિજય થાય. મહાનુભાવ શ્રી ગુણવિજય મુનિનો વિજય થાઓ. જય શાંતિ જય શાંતિ. ૐ."

આ પ્રમાણે કહી મહાશયા દીક્ષાકુમારી અદ્રશ્ય થઇ ગયાં અને તેમના તેજનો પુંજ આકાશ તત્ત્વમા લીન થઇ ગયો. સર્વ મુનિઓ અને ગૃહસ્થો એ દિવ્ય મૂર્ત્તિના અદ્રશ્ય માર્ગ તરફ સાનંદા-

પ્રજાનો મોટો સમુદાય વ્યાપારકળામાં પ્રવીણ હતો. ચૌટાના મધ્ય ભાગે વ્યાપારી શ્રાવકોની શ્રેણીબંધ દુકાનો આવેલી હતી અને દુકાનોની કોમળ ગાદીઓ ઉપર શ્રીમાન્ શ્રાવકો આરૂઢ થઇ વ્યાપાર-લક્ષ્મીના વિવિધ વિલાસોને અનુભવતા હતા. શહેરની જૈન પ્રજામાં પ્રથમ ભારે સંપ હતો. સંઘની સુંદર શૃંખલા દ્રઢતાથી બંધાએલી હતી, પણ પાછળથી કોઇ અયોગ્ય મુનિઓના ગમનાગમનથી તે છિન્ન-ભિન્ન થઇ ગઈ હતી. પણ એક પવિત્ર મહાત્મા મુનિએ ઉપદેશ આપી હાલ તે શૃંખલાને પાછી પ્રતિબદ્ધ કરી હતી. ઉપકારી અને નિઃસ્વાર્થી મુનિઓનું આગમન ઘણી જાતના લાભ છે.

પવિત્ર દીક્ષાકુમારી રાત્રે દીપકોની શ્રેણીથી પ્રકાશમાન્ એવા તે શહેરની શોભાને જોતા જોતાં એક ઉપાશ્રયની પાસે આવ્યા. તે ઉપાશ્રય ઘણો વિશાળ અને સુશોભિત હતો. તેની ઉપર બે ભૂમિકાઓ વિસ્તીર્ણ હતી તેનું પ્રવેશદ્વાર નગરના દ્વારના જેવું મોટું હતું. મહાદેવી તે દ્વારમાં પેશી અંદર દાખલ થયાં. પ્રથમની ભૂમિકા ઉપર ચડી એક ભાગમાં આવ્યાં, તો ત્યા બે મુનિઓ પાસે પાસે કરેલા સંથારા ઉપર પડયા પડયા જાગતા હતા. રાત્રિનો એક પોહોર જવાથી હજુ નિદ્રાદેવીની સત્તા તેમની ઉપર ચાલી શકતી ન હતી. તેમ વળી તે સમયે તે બને મુનિઓ વાતે ચડી ગયેલા, તેથી નિદ્રા તેમને પોતાના જાળમાં સપડાવી શકી ન હતી.

મહાદેવી દીક્ષાકુમારી અદ્રશ્યરૂપે તે ભાગમાં તે મુનિઓનો વાર્ત્તાલાપ સાંભળવાને ઉભાં રહ્યાં તે વખતે તે બંને મુનિઓ નીચે પ્રમાણે પરસ્પર વાર્ત્તાલાપ કરતા હતા.

' મુનિ માનવિજય, આપણે હવે અહિંથી કયારે વિહાર કરવાનો છે ? મને તો અહિં જરા પણ ગોઠતું નથી. પ્રવર્ત્તકજીનો સ્વભાવ ઘણો વિચિત્ર છે આથી તો આપણા આચાર્યજી ઘણે દરજ્જે સારા છે આચાર્યજીનો સ્વભાવ સારો નહીં એટલુંજ, પણ તેમની પાસે આપણી પોલ બહુ ચાલે છે. અહીં તો ખડ્ગની ધાર ઉપર રહેવા જેવું છે. પોતે સ્વભાવે સારા છે, પણ ચારિત્રધર્મને

પાળવાની બાબતમાં ઘણા સખ્ત છે. તેઓ સાધુઓને ઉપયોગ રખાવવામાં બહુ કાળજી રાખે છે, અને વારંવાર સાધુઓને સ્વધર્મમાં વર્તવા કહ્યા કરે છે. આપણા આચાર્ય તો તે વાતની પંચાતજ કરતા નથી. સાધુઓ ગમે તેમ વર્તે તોપણ તેમની તરફ ઉપેક્ષા રાખીનેજ વર્તે છે. તેથી હું તો આ પ્રવર્તકજીના પરિવારમાં રહીને સુખેથી રહું છું."

માનવિજયે કહ્યું, "હર્ષવિજય, એ તારૂં કહેવું ખરૂં છે. પ્રવર્તકજીનું કામ ઘણું સારૂં છે. તેઓ ચારિત્રધર્મને માટે ઘણા ચોક્કસ છે. બધા સાધુઓ તેમનાથી ભય પામી વર્તે છે. હું પણ અહિં રહેવામાં એ મોટું લાભ સમજું છું. જો તારી મરજી હોય તો આપણ બંને અહીંથી વિહાર કરી ચાલ્યા જઈએ. આપણાથી પ્રવર્તકજી પાસે રહી શકાય તેમ નથી."

હર્ષવિજયે વિચારીને કહ્યું, "મહારાજ, એ વાત ખરી છે. પણ આપણે અહીંથી વિહાર કરીને ક્યાં જઈશું?"

માનવિજય બોલ્યા—"હા ભાઈ, એ પણ વિચારવાનું છે. જો આચાર્યની પાસે જઈએ, તો ઓલામાંથી ચુલામાં પડ્યા જેવું થાય. વળી આપણે તે આચાર્યને છોડીને ચાલ્યા આવ્યા છીએ અને આ પ્રવર્તકજીની સાથે રહ્યા છીએ, એ વાત આચાર્યના જાણવામાં આવેલ છે. તો જો હવે આપણે પાછા ત્યાં જઈએ, તો આચાર્ય આપણી ઉપર બહુજ નારાજ થઈ જાય, એટલુંજ નહીં પણ વખતે તેઓ આપણને પોતાની પાસે રહેવા પણ ન આપે. માટે અહીંથી આચાર્યની પાસે જવું સારૂં નથી. પછી તમને જેમ યોગ્ય લાગે તેમ કરો."

હર્ષવિજય ઘણો વિચાર કરીને બોલ્યા—"મહારાજ, તમારૂં કહેવું પણ ખરૂં છે. આપણા આચાર્ય ક્રોધની મૂર્તિ છે. તેઓ આપણને જોઈને વિશેષ ક્રોધાતુર બની જાય અને આપણું અપમાન કરી આપણને તરત કાઢી મુકે. હું તેમના પરિવારમાં સર્વથી લઘુ છું, છતાં જો કોઈ મારૂં અપમાન કરે તો મને ઘણુંજ માઠું લાગે. આપણાથી તો કોઈના અપમાનના શબ્દો સહન થઈ શકે નહીં. એ સહજ-

થીજ આપણને આચાર્યથી જુદું પડવું પડયું છે. હવે ફરી વાર તેમની પાસે જવું ઘણુંજ ભયંકર છે."

માનવિજયે કહ્યું, "દર્પવિજય, એ બરાબર છે. આપણે ફરી-વાર આચાર્યની પાસે જવું નહીં. તેનાથી તો અહિં રહેવું સો દરજ્જે સારૂં છે."

દર્પવિજય બોલ્યા,—"મહારાજ, આચાર્યના કરતા પ્રવર્ત્તક મહારાજની પાસે રહેવું સારૂં છે, એ ખરી વાત, પણ અહિં ખડ્ગની ધાર ઉપર રહેવું પડે, એ વધારે મુશ્કેલ છે. જેમ આચાર્યની પાસે સાધુને બીજી રીતે મજાહ છે તો તેમના પોતાના તરફથી ઉપાધિ છે, તેમ પ્રવર્ત્તકજી પોતે સ્વભાવે સારા છે, પણ તેમના વર્ત્તનમાં રહેવું મુશ્કેલ છે. એકંદરે આચાર્ય અને પ્રર્ત્તકજી બંનેની પાસે સર્વ રીતે સુખ નથી. એકની પાસે એક સુખ છે તો બીજું દુઃખ છે અને બીજા ની પાસે એક સુખ છે તો બીજું દુઃખ છે માટે આપણે તો તે બંનેને છોડી બીજે ચાલ્યા જવું વધારે સારૂં છે.

માનવિજય બોલ્યા-"દર્પવિજય, ત્યારે આપણે કયાં જઈશું? આપણને બધી રીતે સુખ મળે તેવો કોઇ મોટા સાધુનો પરિવાર નથી. એક કીર્તિસાગર મુનિનો પરિવાર છે, પણ તે જુદોજ ગચ્છ અને સં-ઘેડો છે, તો તેમાં જવું, એ યોગ્ય ન ગણાય. વળી જો આપણે સ્વતંત્ર રીતે જુદા રહીએ; તો આપણે મોટાઈમાં વધી શકીએ નહીં. તારે હજુ વડી દીક્ષા લેવાની છે અને મારે યોગ વહન કરી પન્યાસ થવું છે. તેથી એ આપણાં કાર્યની સિદ્ધિ બીજે સ્થાને થઈ શકશે નહીં. છેવટ આચાર્ય કે પ્રવર્ત્તકની પાસેથીજ આપણે લાભ મેળવી શકીશું. કહે હવે શું કરવું?"

દર્પવિજય દીર્ઘ વિચાર કરીને બોલ્યા—"મહારાજ, તમે મારાથી મોટા છો. તમારે આ વિષયનો નિર્ણય કરવો જોઇએ. જો મોટાઇ મેળ-વવાની તીવ્ર ઇચ્છા હોય તો અહિંજ પડયા રહો અને પ્રવર્ત્તકજીની આજ્ઞા પ્રમાણે વર્ત્તી ચારિત્રના ધર્મને બરાબર પાળો. તેમાં જેટલું સહન કરવું પડે તેટલું વેઠવું."

મની સધવા શ્રાવિકા દરરોજ મને વાંદવા આવતી ગમે તેવી અડચણ હોય, તોપણ તે મને વાંદવા આવ્યા વગર રહેતી નહીં. તે બંને શ્રાવિકાઓ મારી તરફ એટલો બધો ભાવ રાખતી અને મારી તબીયત ઉઠાવવાને એટલી બધી તત્પર રહેતી કે, તે મારે મુખે કહી શકાય તેમ નથી તેણીના ઘરમાં રૂપીઆભાર ચીજ હોય, તોપણ તે મને વ્હોરાવ્યા વગર રહેતી નહીં. તમે મોટા છો, તોપણ મારે કહેવું પડે છે કે, કોઇ કોઇવાર જો હું તેણીને ઘેર વ્હોરવા જઇ શકયો ન હઉં તો તેણી તે ઉત્તમ પદાર્થ છાની રીતે લાવી મને આપી જતી હતી. તે બંને શ્રાવિકાઓની મારી તરફ આવી ભક્તિ જોઇ કેટલાએક બીજા સાધુઓ મારી અદેખાઇ કરતા અને આચાર્યની પાસે તે વાત જાહેર કરી મને અલખામણો કરાવતા, તોપણ મેં તે શ્રાવિકાઓની ભકિતનો ભંગ કર્યો ન હતો. કોઈ વાર આચાર્ય મને તે વિષે ઠપકો આપતા પણ તે ઘણા જંજાળી હોવાથી પાછા તે વાત ભૂલી જતા હતા. આવા આવા અનેક આનંદો મેં આચાર્યની પાસે લીધા છે. કેટલાએક આનંદ તો તમારી સમક્ષ મારાથી કહી શકાય તેમ નથી. ટુંકામાં કહેવાનું કે, મને મારૂં દીક્ષાજીવન સંસારી જીવનના કરતા સો દરજજે સુખદાયક થયું છે. પેહેલાં લોકો મને કહેતા કે, જૈન સાધુ થવું, એ અતિ મુશ્કેલ કામ છે, અને દીક્ષા લેવી એ ખડ્ગની ધાર છે, અને અરેખરી કસોટી છે.'' લોકોનાં આવાં વચનો સાભળી હું ભય પામતો હતો અને દીક્ષા લેતાં મનમાં સંકોચાતો હતો, પણ પાછળથી જ્યારે મેં દીક્ષા ગ્રહણ કરી, અને સાધુઓની સાથે રહ્યો, ત્યારે મને હવે લાગે છે કે, જે લોકો દીક્ષા લેવી મુશ્કેલ કહે છે, તે લોકો માત્ર સાધુઓના કહેવાથી અને પ્રાચીન પુસ્તકો વાંચવાથી કહે છે. પણ આજકાલ દીક્ષામાં તો પૂરેપૂરી મજાહ છે. વાણીઆ જેવી પોચી કોમમા સાધુઓ જેમ કરે તેમ ચાલે છે. ઉંચી જાતનાં આહારપાણી, વિવિધ પ્રકારની શ્રાવકોની સેવા અને ગુરૂપણાનું મોટું માન, ઈત્યાદિ સાધુ-

પણામાં અનેક જાતના આનંદ ભોગવાય છે. સંસારના કરતાં સાધુપણું મો દરજ્જે સારૂં છે.

જે મારાં સગાં સ્નેહીઓ સંસારમાં દુઃખી થાય છે, તેમને હું તો દિક્ષા લેવાની સલાહ આપું છું. સંસારમા સારી સ્થિતિ ન હોય, પારકી નોકરી કરવી પડતી હોય, જેના તેના ઓશીંગણ થવું પડતું હોય, ખાવાપીવામા સારા પદાર્થો મળતા ન હોય, રાત દિવસ મેહેનત કરવી પડતી હોય, અને શરીરે કષ્ટ સહન કરવાં પડતાં હોય, તેવાઓને સાધુ થવું સારૂં છે. દીક્ષામા કેટલા બધાં સુખ છે ? હું પોતે જો આજ સંસારમાં હોત તો ઘણોજ હેરાન થઇ જાત. મારા સગા ભાઇઓ બીચારા માંડ માડ ઘરનું પૂરૂં કરી શકે છે, અને ઘણી રીતે દુ.ખી થાય છે મારી પણ એવીજ સ્થિતિ હોત. પણ કોઈ સારા ભાગ્યે મને દીક્ષા લેવાનો વિચાર થયો અને આચાર્ય મહારાજ મળી આવ્યા; તો આજે તમારા સર્વની સાથે ઉત્તમ પ્રકારના સુખ ભોગવું છું.

માનવિજય જરા હસીને બોલ્યા–' દર્પવિજય, એ તારૂં કહેવું ખરૂ છે, પણ જો આ પ્રવર્ત્તકજીની પાસે દીક્ષા લઇ તેમના પરિવારમાં રહ્યો હોત તો તને ખબર પડત. તારે નશીબે આચાર્ય મળી ગયા, તે સારૂં થયું. પ્રવર્ત્તકજીની પાસે તો સાધુઓને ખરેખરૂ રહેવાનું છે. આપણે આજે પંદર દિવસ થયા તેમની સાથે રહી જોઇએ છીએ. તેમની પાસે સાધુઓને પ્રથમ તો પોતાની નિત્ય આવશ્યક ક્રિયા સમય પ્રમાણે કરવી પડે છે, આહાર પાણીમાં હાલના ચાલતા વિગેયનો પ્રતિબંધ કરવામાં આવે છે, તેમની આજ્ઞા શિવાય કાંઇ પણ પદાર્થ વ્હોરી શકાતો નથી, અને કોઇ શ્રાવક કે શ્રાવિકાના પ્રસંગમાં આવી શકાતુ નથી. તેમાં ખાસ શ્રાવિકાઓની સાથે તો વાર્ત્તાલાપ પણ કરી શકાતો નથી. કોઇ શ્રાવક કે શ્રાવિકા રાગી થાય, તોપણ તેમની પાસેથી કાંઇ લઇ શકાતું નથી. જે ગૃહસ્થોના ઘરમાંથી સારાં સારા મિષ્ટાન્ન મળી શકે તેમ હોય, તેવા ગૃહસ્થોનાં ઘરને વારંવાર શય્યાતર ગણવામાં આવે છે. તેમજ વિહાર વખતે પોટલા ઉપાડનાર મજુરો લેવાતા નથી, કાયમ કલ્પ

પ્રમાણે વિહાર કરવા પડે છે, ઉપકરણામાં પણ વિશેષ પરિગ્રહ રાખી શકાતો નથી, લોચ કરવાને વખતે બરાબર પૂરેપૂરો લોચ કરવો પડે છે, અને જે દીક્ષામાં વડેરા હોય તેમનો સર્વ પ્રકારે વિનય રાખવો પડે છે.આવાં આવાં અનેક પ્રકારનાં કષ્ટો પ્રવર્ત્તકજીના પરિવારમાં રહેલાં છે. તેથી જો તું પ્રથમથી તેમની પાસે દીક્ષિત થયો હોત તો આજે ક્યારનો ઓઘો મુહુપતી છોડી નાશી ગયો હોત. હું પણ જો તેમ થયો હોત તો મારાથી પણ અહિં નભી શકાત નહીં. જે થયું તે ઠીક થયું છે."

દર્પવિજયે મનમાં સ્મરણ કરીને જણાવ્યું,–"મહારાજ, આપ કહો છો, તે બરાબર છે, પણ મારે કહેવું જોઇએ કે, પ્રવર્તકજી પોતે પોતાની જાતે પણ ચારિત્રધર્મને યથાર્થ પાળે છે. તેઓ એક મોટી પદવીને ધારણ કરનારા મુનિ છે. તેમના આશ્રય નીચે આટલોબધો મુનિઓનો મોટો પરિવાર છે, અને તેમની આજ્ઞા ઉઠાવવાને મોટા મોટા ધનાઢ્યો અને સંઘો તૈયાર છે. તેમને જે જોઇએ તે પદાર્થ ક્ષણવારમાં મળી શકે તેમ છે, છતા તેઓ પોતે પણ ખરેખરા સાધુ ધર્મમાં વર્તે છે. તેમની આવી વૃદ્ધ વય છે, છતા કાયમ કલ્પ પ્રમાણે વિહાર કરે છે. આહારપાણીમાં પ્રાસુક અને વિકૃતિ રહિત આહારપાણી લે છે અને પરિગ્રહથી તો તદ્દન દૂર છે, પ્રાતઃકાળ અને સાયંકાલ યથાર્થ રીતે પ્રતિક્રમણ કરે છે. પડિલેહણા અને બીજી ક્રિયામાં ઘણાજ સાવધાન રહે છે. આવું મોટું પદ અને ગૌરવ છતાં કોઇ જાતનું અભિમાન રાખતા નથી. આખો દિવસ પોતાના સ્વાધ્યાય ધ્યાનમાંજ પસાર કરે છે. કદિ પણ પ્રમાદને સેવતા નથી, અને આળસ રાખતા નથી. મહારાજ પ્રવર્તકજીનાં વર્તન સાથે સરખાવતાં આપણા આચાર્યજી તો એક અંશ માત્ર પણ તેમની તુલનામાં આવી શકે તેમ નથી."

માનવિજયે ઉચ્ચ સ્વરે કહ્યું, "અરે દર્પવિજય, આચાર્યની તો વાતજ કરીશ નહીં. તેઓ તો અહર્નિશ સંસારી લોકોની પંચા-

તમાંજ રહ્યા કરે છે અને અન્ય મતીઓની સાથે કલહ–કંકાસ ઉભા કર્યાં કરે છે. તેઓ નિત્ય નિયમ પ્રમાણે ઉઠતા પણ નથી. કોઈ કોઈ વાર તો પા કલાકમાં પ્રતિક્રમણ પૂરૂં કરી દે છે. તેમા પણ જો કોઈ શેઠ આવી ચડયો તો પ્રતિક્રમણની ક્રિયા જેમ તેમ પૂરી કરી દેછે. તેમને જાતે કરવાની ક્રિયા પણ ઘણે ભાગે સાધુઓ પાસે કરાવે છે પોતે કોઈ જાતની તસ્દી લેતા નથી. પોતે સારા વિદ્વાન્ છે તે છતાં જો મરજી આવે તો કોઈને બે અક્ષર કહે, નહીં તો તેઓ પાસે આવેલા સાધુનો તે અનાદર કરી દેછે. સાધુઓને ભણાવા માટે સારા ઉંચી જાતના બ્રાહ્મણ શાસ્ત્રીઓને રાખી પોતે નીરાતે પડ્યા રહે છે. જો આખો દિવસ પંચાત કરનારા મળી આવે તો પોતાની ક્રિયા પણ ભૂલી જાય છે. તેમની વાત તો કાંઈ કરવાનીજ નથી. માત્ર તેમની પાસે રહેનારા સાધુઓને સ્વતંત્રતા અને બીજી બધી જાતની છુટો મળે છે. કોઈ વાર જો સાધુ તેમની નજરે ચડયો તો તેના ભોગ મળે છે, પણ જો તે છાનોમાનો તેમની પાસે રહ્યા કરે તો પછી તેને ચોથા આરાનું સુખ થઈ પડે છે "

દર્પવિજય મનમા હસીને બોલ્યા—" મહારાજ, હવે એ વાત રહેવા દો. આપણે આચાર્ય અને પ્રવર્ત્તક બંનેની પાસે રહેવાનાં સુખ દુઃખ જાણ્યાં છે અને અનુભવ્યાં છે. હવે આપણે શું કરવું ? એ નિંશ્ચય કરવો જોઈએ. આ પ્રવર્ત્તકજીની પાસે તો નહીંજ રહી શકાય, તેમ હવે આચાર્યની પાસે જવામાં પણ ભય લાગે છે. તો આપણુને વ્યાઘ્રતટી ન્યાય થઈ પડયો છે. હવે વિચાર કરીને એક ત્રીજો માર્ગ શોધી કાઢો.

માનવિજય વિચાર કરીને બોલ્યા—" ભાઈ દર્પવિજય, એ વિચાર આપણે રસ્તામાં કરીશું. પરંતુ આવતી કાલે તો અહીંથી વિહાર કરીને ચાલી નીકળીએ. પછી જેમ યોગ્ય લાગે તેમ નિશ્ચય કરી પ્રવર્ત્તીશું. હવે ચાલો આપણે સુઈ જઈએ, રાત્રિનો એક પોહોર થઇ ગયો છે. "

આટલું કહી તે બંને સાધુ નિદ્રાનું આહ્વાન કરવા લાગ્યા, અને તેમણે પોતાનો વાર્ત્તાલાપ બંધ કરી દીધો.

મહાદેવી દીક્ષાકુમારી તે ઉભય મુનિઓનો વાર્ત્તાલાપ સાંભળી મનમાં સખેદ થઇ ગયાં. અને પંચમકાલના મુનિઓના ચારિત્રની સ્થિતિનો સખેદ વિચાર કરવાં લાગ્યાં. " અહા ! સાપ્રતકાલે પ્રભાવિક ચારિત્રધર્મની કેવી સ્થિતિ થતી જાય છે? પવિત્ર અને ઉંચી એવી જૈનધર્મની ભાવનામા કેવા મુનિઓ ઉત્પન્ન થાય છે? જે ચારિત્રને માટે પૂર્વે મહામાન હતું, તેને ગ્રહણ કરવામાં કેટલી યોગ્યતા મેળવવી પડતી ? એ પવિત્ર અવસ્થામાં આવવાને માટે કેવા કેવા ઉત્તમ ગુણોની ગવેષણા કરવામા આવતી હતી ? અને તે પવિત્ર ધર્મના અધિકારને અર્થે યોગ્યતા મેળવવામા કેવું ધ્યાન આપવામાં આવતું ? આજે તેની આવી અધમ દશા થઇ ગઈ છે. ચારિત્ર લેવામાં લોકો મજાહ માને છે અને સંસારથી પણ વિશેષ સુખ મેળવવાને માટે તે લેવાની ઈચ્છા રાખે છે. જેમાં સર્વ જાતના વિષયોનો ત્યાગ કરવાનો છે, તેમાં વિષયનો લાભ માનવામાં આવે છે.

પૂર્વે પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત કર્યા પછી અને અનેક જાતની યોગ્યતા સંપાદન કર્યા પછી ચારિત્ર લહી શકાતું અને આજે માત્ર સંસારમાં ખાવાપીવાના અને ધંધાના દુઃખને લઈને ચારિત્ર લેવાય છે. આ કેવી દિલગીરીની વાત ?

અરે ! આ બંને મુનિઓની વચ્ચે થયેલી વાતચીત સાંભળી મારા હૃદયમાં વિશેષ પરિતાપ થાય છે. મારી મનોવૃત્તિ વિશેષ ક્ષોભ પામે છે. જૈનમુનિઓના મુખમાથી આવા વચનો નીકળવાં ન જોઈએ. સંવેગથી વિભૂષિત થયેલા જૈન મહાત્માઓ સિંહની જેમ ચારિત્રને પાળે છે, અને કોઈ જાતના વિષયસુખની દરકાર રાખતા નથી. તેને બદલે આજે જૈન મુનિઓ ચારિત્ર પાળવામાં શૃગાળ જેવા થઈ ગયાછે, અને સુખશીળ બની કેવી અનુચિત વાતો કરે છે ? આ કાળનોજ પ્રભાવ છે. આ વખતે હું પ્રગટ થઈને આ શિથિલ મુનિઓને સપડાવું, પણ હજુ મારે વિશેષ ચેષ્ટા જોવાની છે. આ મુનિઓના

મુખમાંથી પ્રવર્ત્તકને માટે જે વચનો નીકળ્યાં છે, તે સાભળતાં એમ લાગે છે કે, મને આ સ્થળે સંતોષ થયા વગર રહેશે નહીં. જો મને પ્રવર્ત્તકના પ્રસંગમા મારો સંતોષ પ્રાપ્ત થશે તો મારો આ પ્રવાસ સફળ થશે. ”

આ પ્રમાણે વિચાર કરી દીક્ષાકુમારી ઉપાશ્રયના તે ખંડને છોડી બીજા ખંડમાં ગયાં. તે ખંડમાં સુમારે સાત આઠ મુનિઓના સંથારા હતા તેઓમાંથી કેટલાએક નિદ્રાને આધીન થઇ ગયા હતા અને કેટલાએક અર્ધ જાગ્રત અને અર્ધ નિદ્રિત હતા. મહાદેવી અદૃશ્યરૂપે અંતરીક્ષમાં ઉભા રહ્યાં. ત્યાં બે મુનિઓ પોતાના સંથારા ઉપર જાગતા બેઠા હતા તેઓની વચ્ચે નીચે પ્રમાણે વાર્त्તાલાપ શરૂ થયો.

“ મહારાજ, આજકાલ કેટલાએક શ્રાવકો લોકોમાં પૂજાવા લાગ્યા છે. તેઓ પોતાની વિદ્વત્તાથી અને વકતૃત્વપણુંથી લોકોને મોહિત કરી દેછે. તેમની એ પ્રવૃત્તિ આપણને નુકશાનકારક છે. જો ગૃહસ્થ શ્રાવકો આમ પૂજાશે, માન મેળવશે અને આગળ પડશે તો પછી કોઇપણ સાધુનો ભાવ પૂછશે નહીં. આપણો શ્રાવકવર્ગ ગાડરી-આ પ્રવાહની જેમ ચાલનારો છે. તો આ વિષે આપણે કોઇપણ ઉપાય લેવો જોઇએ.”

યુક્તિવિજયે કહ્યું, ‘ દ્વેષવિજયજી, એ વાત ખરી છે. મારા મનમા પણ એ વિચાર થયા કરે છે. હમણાં એક જાહેર પત્રમાં એક વિદ્વાન્ ગૃહસ્થશ્રાવકના ભાષણની વાત મારા વાંચવામાં આવી હતી, તે વાચવાથી મારા હૃદયમાં ભારે ઉદ્વેગ થઇ આવ્યો છે. તેમાં લખ્યું હતું કે “ તે ગૃહસ્થશ્રાવકના રસિક અને સુબોધક ભાષણથી શ્રોતાઓના હૃદયમાં ભારે અસર થઇ આવી હતી, અને લોકોએ તેના દરેક શબ્દ ઉપર હર્ષની તાળીઓ વગાડી હતી. તેના અસરકારક શબ્દોથી કેટલાએક તો આર્દ્ર હૃદયવાળા થઇ ગયા હતા, અને તેમનાં નેત્રોમાં-થી અશ્રુધારાઓ ચાલી હતી.’

દ્વેષવિજયે ઇંતેજારીથી પૂછયુ, "મહારાજ, એ કયા વિષય ઉપર ભાષણ હતું કે જેથી લોકોનાં નેત્રામાંથી અશ્રુધારા ચાલી?"

યુક્તિવિજય બાલ્યા—"દ્વેષવિજય, તે વિદ્વાન્ વક્તાએ કન્યાવિક્રયના વિષય ઉપર ભાષણ કર્યું હતું. તે પ્રસંગને અનુસરતાં તેણે એવાં દૃષ્ટાંતો આપ્યાં અને તે અસરકારક શબ્દોથી એવી રીતે વિવેચન કરી ઉચ્ચાર્યાં કે જેથી શ્રાતા લોકોનાં નેત્રા અશ્રુથી વ્યાસ થઇ ગયાં હતાં. વળી તેમાં લખેલું હતું કે, "તે સમાજમાથી બે હજાર મનુષ્યોએ કન્યાવિક્રય ન કરવાની બાધા લીધી હતી" મુનિ દ્વેષવિજય, આ વૃત્તાંત વાંચી મારા હૃદયમા ભારે પરિતાપ થયો છે. શું ગૃહસ્થ શ્રાવકો આવા ઉપદેશ કરી સાધુઓથી પણ ચડી આતા થઈજાય? શું તેમને આવું ભારે માન મળે? એ વાચી મારૂં હૃદય દગ્ધ થઇ જાય છે અને અંદરથી ઈર્ષ્યાની જ્વાલાઓ પ્રગટ થાય છે. ગમે તેમ કરીને પણ એ ગૃહસ્થોના માનને ખંડન કરવુ જોઇએ, અને તેમને દૂષિત ઠરાવી સંઘની બહાર મૂકાવવા જોઇએ. મારાથી તેમના ઉદય સહન થઇ શકતો નથી."

દ્વેષવિજયે આવેશથી કહ્યુ, "મહારાજ, આપની જેમ હું પણ તેમની ઉપર નારાજ છુ. મને તો એટલે સુધી થાય છે કે, જે ગૃહસ્થ વિદ્વાનો ભાષણ કરી જૈન વર્ગને ઉપદેશ આપે છે, તે લોકોની ઉપર કોઇ મિથ્યા દોષ આરોપિત કરી તેમના માનનું ખંડન કરવું, અને તેઓને સંઘ તરફથી મોટા તિરસ્કાર કરાવવો. જો આપ મને સહાય આપો તો હું એ કામમાં ફતેહ મેળવી શકીશ."

યુક્તિવિજય આનંદમાં આવીને બાલ્યા—અરે દ્વેષવિજય, હું તો તૈયાર છું. તમારે જેટલી સહાય જોઈતી હોય તેટલી માગી લ્યો. તમારે કોઈ રીતે મુંઝાવું નહીં. હું અનેક પ્રકારની યુક્તિઓ જાણું છું. તે ઉપરથી મારૂં નામ યુક્તિવિજય પડયું છે."

દ્વેષવિજય હસતે મુખે બાલ્યા—"મહારાજ, હવે મને પૂર્ણ હીંમત આવી છે. જો આપ મને સહાયભૂત થશો તો હું એ કાર્યમાં મારી રીતે ફતેહ મેળવીશ. પણ તેમા એક મોટા અંતરાય આવશે."

યુક્તિવિજયે ઇંતેજારીથી પૂછ્યું,—"એવો શો અંતરાય છે ? મારી યુક્તિની આગળ કોઇપણ અંતરાય ટકી શકશે નહીં."

દ્વેષવિજય વિચારીને બોલ્યા—"મહારાજ, જો આપણે તે ગૃહસ્થશ્રાવકોને પરાભવ કરવાનો ઉપાય અહીં કરીશું તો પ્રવર્તકજી મહારાજ વચ્ચે આડા આવશે. આ વાત તેમને કદિપણ રૂચશે નહીં. કારણ કે, તેઓ સરળ માર્ગે ચાલનારા અને કોઈ જાતની ખટપટથી રહિત છે. કોઇનો દ્વેષ કે ઈર્ષ્યા કરવામાં તેઓ તદન વિરૂદ્ધ છે. વળી તેઓ ચારિત્રધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળા અને ન્યાયી છે, તો તેમની પાસે આપણી યુક્તિઓ ચાલશે નહીં."

યુક્તિવિજય હીંમત લાવીને બોલ્યા—" ષવિજય, તે વિષે ફીકર રાખશો નહીં. તેઓ ગમે તેવા સરલ અને ન્યાયી છે, તોપણ હૃદયના ભોળા છે, એટલે તેઓ આપણી યુક્તિને વશ થઈ જશે. તેમ છતાં જો તેઓ આપણી યુક્તિને વશ નહીં થાય તો આપણે તેમનાથી જુદા પડીશું. તેઓ કાંઈ આપણા ગુરૂ નથી. આપણે તો માત્ર તેમના પરિવારમાં મેહેમાન દાખલ રહ્યા છીએ આપણને તેમનાથી જુદા પડવામા કોઇ જાતની અડચણ નથી. આપણે આપણા આચાર્ય વેષવિજય ગુરૂના પરિવારમાં પાછા ભળી જઈશું. આપણે કાંઈ તેમની સાથે બગાડીને આવ્યા નથી. માત્ર યાત્રા કરવાનું બાનું કરી એકલા આનંદ કરવા નીકળ્યા છીએ. પ્રવર્ત્તકજી મહારાજ કાંઇ આપણા નિયામક નથી તેઓ જો આપણાથી વિરૂદ્ધ વર્ત્તશે તો આપણે તરતજ તેમનાથી જુદા પડી જઇશું. તે ખાતે તમે જરા પણ ચિંતા રાખશો નહીં. મને પૂરેપુરી હીંમત છે."

યુક્તિવિજય મુનિના આ વચનો સાંભળી દ્વેષવિજય ઉત્સાહ લાવીને બોલ્યા—"મહારાજ, ત્યારે હવે આવતી કાલે જે ગૃહસ્થ શ્રાવકો ભાષણો કરી માન મેળવે છે, તેમના વિરૂદ્ધની કાંઇ વાત પ્રવર્ત્તકજીની પાસે કાઢો અને તે લોકોના ખોટા દુર્ગુણો પ્રગટ કરવા માંડો. આપ યુક્તિબાજ છો, એટલે તે વિષે કાંઇ કહેવુ પડે તેમ નથી. મહારાજ, જો આપણે આ કામ માથે

લઇ ઉપાડીશું તો બીજા ઘણા મુનિઓ આપણને સહાય કરવા તૈયાર થશે. કારણ કે, આ કામ ભારતવર્ષના બધા જૈન મુનિઓના હિતનું છે. જો ગૃહસ્થશ્રાવકો ભાષણોદ્વારા ઉપદેશ આપી લોકોને વશ કરી લેશે, તો પછી કોઇ પણ જૈનમુનિનું માન રહેશે નહીં. જૈન મુનિનું ગૌરવ ઘટી જશે, અને કોઇ પણ શ્રાવક સાધુને માનશે નહીં. વળી તે વક્તાઓ જૈનધર્મના ખરા રહસ્યને સમજાવે છે, અને શુદ્ધ દેવ, ગુરૂ તથા ધર્મના તત્ત્વો ઉપર સારા સારા લેખ લખી બાહેર પાડે છે, તેથી લોકો હવે અંધારામાં રહેશે નહીં. તેમાં ખાસ કરીને ગુરૂતત્ત્વનું તે લોકો વધારે વિવેચન કરે છે. જો લોકો ગુરૂતત્ત્વના શુદ્ધ સ્વરૂપને સમજી ગયા તો પછી આપણું પોકળ ચાલી શકશે નહીં. ચાલતા જમાનામાં આપણા સાધુઓના ચારિત્રમાં ઘણી ખામીઓ રહેલી છે, અને આપણો બધો વ્યવહાર ગોટાળા ભરેલો છે. આ વિદ્વાન્ વકતાઓએ તેને લોકોમાં જાહેર કરવા માંડયો છે. જ્યારે લોકો આપણાં શુદ્ધ સ્વરૂપને યથાર્થ રીતે સમજી જશે તો પછી આપણુ માન જરા પણ ટકી શકવાનું નથી. માટે આપણે આ વિષે સર્વ સાધુઓની એક સંમતિ મેળવીએ અને પછી ગૃહસ્થ વકતાઓને પાછા પાડી નાખીએ. આપણે તો તેમનાં મુખ બંધજ કરી દેવાં જોઇએ મને ખાત્રી છે કે, આ પ્રવર્તકજી જેવા થોડા સાધુઓ શિવાય બીજા ઘણા મુનિઓ આપણને સંમત થયા વિના રહેશે નહીં કારણકે, સાધુઓનો શુદ્ધ આચારવાળો ઘણો થોડો ભાગ છે. બાકી મોટો ભાગ અશુદ્ધ આચારથી પ્રવૃત્તિ કરનારો છે. કેમ મહારાજ, આ વિષે આપનો શો અભિપ્રાય છે?"

યુક્તિવિજય યુક્તિનો વિચાર કરીને બોલ્યા—"દ્વેષવિજય, મારો અભિપ્રાય તમને અનુસરનોજ છે. પણ મને એક યુક્તિ સુઝી આવી છે તે સાંભળો. જે ગૃહસ્થવિદ્વાનો વકતા થઇને ભાષણોદ્વારા ઉપદેશ આપે છે, તે લોકોના ભાષણોમાથી કેટલાએક ફકરાઓ લઇ, તે 'જૈનધર્મની વિરૂદ્ધ છે' એમ સિદ્ધ કરવું. જો કે તે લોકોનો આશય

જુદો હશે, પણ આપણે તેમાં દોષારોપ કરી દેવો. તેમણે પોતાના ભાષણમાં કોઈ મિથ્યાત્વી મહાત્માઓના દાખલા આપ્યા હોય અને તેને અંગે તેમની કોઇ જાતની પ્રશંસા કરી હોય તો તે વાકય ઉપાડી લઇ, તેની ટીકા કરવી અને તે વકતાઓની અંદર મિથ્યાત્વીપણાનું આરોપણુ કરી દેવું. તેમજ જે લોકો તે વકતાઓના ભાષણથી અથવા તેમના વર્ત્તનથી તેમના રાગી બન્યા હોય, તે લોકો તેમને ભાવમુનિ કે મહાત્મા તરીકે ગણી માન આપશે, તે વાતને પણ આપણે જુદી રીતે પ્રરૂપણા કરી તેમની નિંદા કરવા માંડવી. આ યુક્તિથી તેઓના માનનું ખંડન થઇ જશે અને બીજા આપણા જેવા ઘણા મુનિઓ તેમાં સંમત થઈ, એ વાત ઉપાડી લેશે. એટલે આપણો મુરાદ સિદ્ધ થઈ જશે. કહો, આ કેવી મજાની યુકિત છે ?"

દ્વેષવિજય યુકિતવિજયનાં આ વચનો સાંભળી જરા આનંદમાં આવી ગયા. પણ તેમના મનમાં એક શંકા ઉત્પન્ન થતા તેઓ વિચાર કરીને બોલ્યા—

"મહારાજ, આપે જે યુકિત બતાવી, તે ખરેખર વિજય આપનારી છે. પરંતુ મારા મનમા એક શકા ઉત્પન્ન થઈ છે, તેનું આપ નિરાકરણ કરો."

યુકિતવિજયે ઇંતેજારીથી પૂછયું, "એવી શી શંકા થઈ છે ? મારામાં યુકિતની ઘટના કરવાનું એવું સામર્થ્ય છે કે, તેની આગળ તમારી શંકા ટકી શકશે નહીં."

દ્વેષવિજયે મુખ ઉપર તર્કમુદ્રા કરીને કહ્યુ,—" મહારાજ, તે વકતાલોકો ભાષણદ્વારા લોકપ્રિય થયા છે, તો વખતે કેટલાએક અગ્રેસર ગૃહસ્થો તેમને સહાય કરશે તો પછી આપણી આ યુકિત શી રીતે ચાલશે ? વળી ગૃહસ્થોને ગૃહસ્થવર્ગ વધારે અનુકૂળ થાય એ રીત છે."

યુકિતવિજય આનંદના આવેશથી બોલ્યા—"દ્વેષવિજય, એ

તમારી શંકા તદન પાયા વગરની છે. કારણ કે, આજકાલ જેમ આપણામાં કુસંપ છે, તેમ ગૃહસ્થોમાં પણ કુસંપ હોય છે. ઘણા ગૃહસ્થ શ્રાવકોનાં હૃદય ઈર્ષ્યાથી દગ્ધ થયેલાં છે. જો આપણે એ વકતાઓનો દ્વેષ કરવા ઉભા થઈશું, તો આપણી સાથે બીજા ઘણા ગૃહસ્થો ઉભા થશે, અને તેઓ આપણને ઉશ્કેરી ઉત્તેજન આપવા તત્પર બનશે. ”

દ્વેષવિજય શંકિત થઇને બોલ્યા—મહારાજ, આપ કહો છો, તે બરાબર છે, પણ જે શ્રાવકો આપણને ઉશ્કેરી ઉત્તેજન આપનારા હશે, તે ઉંચી જાતના નહીં હોય. તેઓ હલકી વૃત્તિના અને સામાન્ય હશે. કારણ કે, જેઓ અગ્રેસર અને વિદ્વાન્ હશે તેઓ તો એ વકતાઓનેજ તાબે રહેવાના. ”

યુક્તિવિજયે ઉંચે સ્વરે જણાવ્યું, “ દ્વેષવિજય, એવી શંકા કરશો નહીં. આજકાલ તો જેઓ અગ્રેસર અને કોઈ સંઘ કે સંસ્થાના નાયક જેવા દેખાતા હોય, તેઓનાં હૃદય સારાં હોતાં નથી. તેઓ એટલી બધી હલકી વૃત્તિવાળા હોય છે કે બીજા વકતાઓનો ઉત્કર્ષ જોઇ અને તેમની પ્રશંસા સાંભળીને તેમનાં હૃદય ઈર્ષ્યાથી બળી જાય છે. આથી તેઓ ઉલટા આપણ સાધુઓને ઉશ્કેરી તે વકતાઓની ઉન્નતિના શિખરને તોડવા ઉભા થાય છે. તમારે તે વાતની શંકા લાવવી નહીં ”

દ્વેષવિજય ક્ષણવાર વિચારીને પુન. બોલ્યા—“ મહારાજ, મારા શંકિત હૃદયમાં વળી એક શંકા જાગ્રત થઈ છે. આજકાલ એ વકતા લોકોએ પોતાના ભાષણોની અસરથી ઘણાં શહેરોમાં સંસ્થાઓ સ્થાપેલી છે. તેઓ નિઃસ્વાર્થ કામ કરે છે, એટલે ઘણા સુખી દીલના લોકો તેમને મદદ આપે છે, અને તેથી અનેક જાતની સંસ્થાઓ તેઓ ઉભી કરે છે. તેઓ ગરીબ જૈન બાળકોને માટે બૉર્ડીંગ ઉભી કરે છે, જૈન કન્યાઓને માટે પાઠશાળાઓ સ્થાપે છે, અને સૌભાગ્યવતી શ્રાવિકાઓને માટે શ્રાવિકાશાળાઓ ગોજે છે અને વિધવા શ્રાવિકાઓને માટે વિધવાશ્રમો કરે છે. એટલુંજ નહીં પણ

જૈન યુવકોને માટે ઉદ્યોગનાં વિશાળ ક્ષેત્રો ઉભાં કરેછે. તે શિવાય કેળવાએલી જૈનપ્રજાને માટે પુસ્તકપ્રસિદ્ધિનાં ખાતાં સ્થાપી ઉત્તમ પ્રકારનું વાંચન પુરૂં પાડેછે.તેઓ જેવા વકતા છે,તેવા લેખક છે. તેમની રસ ભરેલી કલમ ઉપર વાચકવર્ગ આશ્રીન હોયછે. તેવાઓનો પરાભવ મને તો બહુ અશકય લાગે છે. વળી વર્ત્તમાનકાલે નવીન કેળવણીનો પ્રચાર વિશેષ હોવાથી ઉછરતા યુવકો વિવિધ જાતનાં મંડળો સ્થાપવા શીખ્યા છે, અને તે મંડળોને ઉન્નતિમાં લાવવાને એ વકતાઓનો આશ્રય લે છે, આથી તેમનુ બળ વધતું છે. તો તેવ'માં આપણું સામર્થ્ય શી રીતે ચાલશે ? મને તો આ વિચાર કરતાં આપણા કાર્યની સિદ્ધિમાં ઘણી અશકયતા લાગે છે અને મારા હૃદયનો ઉત્સાહ મંદ થઇ ગયો છે ”

મુનિ દ્વેષવિજયની આ દલીલો સાંભળી યુક્તિવિજયનું હૃદય જરા વિચારના વમળમાં પડી ગયું અને તેના હૃદયના તીવ્ર ઉત્સાહનું બળ ઘટી ગયું. ક્ષણવાર સુધી તે વાણીથી વિરત થઇ વિચાર કરવા લાગ્યા. તેમની મનોવૃત્તિ કોઇ યુકિતની શોધમાં પડી ગઇ. મુનિ યુકિતવિજયને વિચાર કરતાં જોઇ મુનિ દ્વેષવિજય વિશેષ નિરૂત્સાહ થઈ ગયા. તેમના હવાઈ વિચારો હવામા ઉડી ગયા અને તેની અસરથી તેમના મુખ ઉપર ગ્લાનિ પ્રસરી ગઇ

જેમના હૃદયમાં કોઇ નવીન યુકિતનો પ્રાદુર્ભાવ થયેલો છે, એવા યુકિતવિજય નવીન મનોબળ મેળવીને બોલ્યા—“ મુનિ દ્વેષવિજય, જરા પણ નિરૂત્સાહી થશો નહીં. આ યુકિતવિજયને વિજય આપનારી એક નવીન યુકિત મળી છે. હવે આપણે એ યુકિતથી વિજયી થવાના, એ ચોક્કસ માનજો.

દ્વેષવિજયે ઇંતેજારીથી પૃછ્યું.—“ મહારાજ, કહો, કેવી યુકિત સુઝી છે ? કૃપા કરી સત્વર જણાવો. ”

યુકિતવિજય ઉંચે સ્વરે બોલ્યા—“ દ્વેષવિજય, તમે જાણોછો કે, આજકાલના આપણા શ્રાવકો કુસંપ કરનારા, પરસ્પર ઇર્ષ્યા ધરનારા અને આપણી ખુશામત કરનારા ઘણા નીકળી આવે છે એક

સંસ્થા સારી ચાલતી હોય અને તેના અગ્રેસર વ્યવસ્થાપકોને લોકોમાં અભિનંદન મળતું હોય તો બીજી સંસ્થાવાળો અગ્રેસર ઇર્ષ્યાથી દગ્ધ થઇ જશે. આથી તે પેલી સંસ્થાની ઉન્નતિને તોડવા માટે શત્રુભાવથી છુપી રીતે પ્રયત્ન કર્યા કરે છે. કેટલાએક શ્રાવકો કદિ પેલા વકતાઓના ભાષણથી તેમના રાગી બની ગયા હશે પણ જ્યારે આપણે તેમને બોલાવીને કહીશું, એટલે તેઓ ફરી જશે. કારણ કે તેઓ ખુશામત કરનારા હોય છે, અને ઘણે ભાગે વણિકોની ચેષ્ટા દડાના જેવી હોય છે. વળી કેટલીએક સંસ્થાઓના નાયકોનો આધાર આપણા સાધુઓ ઉપર હોય છે. કારણ કે, આપણા ઉપદેશથી લોકો તેમના પુસ્તકોને ઉત્તેજન આપે છે. ઘણાંઓનાં નિર્માલ્ય માસિકો અને પુસ્તકો સાધુઓના આશ્રયથીજ ચાલે છે.

મુનિ દ્વેષવિજય, આથી હવે આપણે એવી યુક્તિ પ્રગટ કરવી કે, આપણે જેમની સાથે અપ્રીતિ હોય,તેવા સાધુઓને મેળવી લેવા અને વિનયનાં વચનોવાળા પત્રો લખી અને પ્રશંસાના પુષ્પો ચડાવી તેમને ફુલાવી વશ કરી લેવા.તેઓમાં આપણા વેષવિજય આચાર્યને આગળ કરવા. કહો, આ કેવી યુક્તિ શોધી છે ? ”

યુક્તિવિજય મુનિનાં આ યુક્તિવાળાં વચનો સાંભળી મુનિ દ્વેષવિજય ઉત્સાહમાં આવી ગયા. તેમના હૃદયમાં ધારેલી ધારણા પાર પાડવાનું મહાબળ જાગ્રત થઇ આવ્યું. તેઓના હૃદયમાં એક વાત યાદ આવવાથી તેઓ ઉમંગથી બોલ્યા—“ મહારાજ, આપની વિજયદાત્રીયુક્તિ જાણી મારા હૃદયમાં પાછો તીવ્ર ઉત્સાહ જાગ્રત થયો છે. વળી આપની યુક્તિનું શ્રવણ કરતાં મને એક બીજી વાત યાદ આવી છે તે આપ સાવધાન થઇને સાંભળો. આપણા વેષવિજય આચાર્ય, પટુવિજય પન્યાસ અને બીજા કેટલાએક મુનિઓ પ્રથમથીજ કેટલીએક સંસ્થાઓની વિરૂદ્ધ છે. હાલમાં જે નવીન કેળવણીના પવનથી ઉત્સાહી ગૃહસ્થોએ જે ભારતવર્ષીય મહા પરિષદ્ (જૈન કોન્ફરન્સ) ઉભી કરી છે, અને તેમાં વિદ્વાન્ વકતાઓ આગળ પડી જે મોટું માન

મેળવે છે, તેને નહીં સહન કરનારા આપણા આચાર્ય, પન્યાસ અને બીજા પુર ણુ પદવીને પ્રાપ્ત થનારા મુનિઓ અંદરથી તોડવાની ઇચ્છા રાખે છે, એ મહા પરિષદ્‌માં તે કુટ'નીતિ વિશેષ હોવાથી કેટલાએક અગ્રેસર મુનિઓ ઉઘાડા પડી શકતા નથી, પણ અંદરથી તેઓ એ મહા સંસ્થાને છિન્ન ભિન્ન કરવા મથન કરે છે. તેઓ બધા આપણને સહાયભૂત થયા વિના રહેશે નહીં, એવી મારી માન્યતા છે. તેઓ કોઈ પણ બાનું બતાવવાની રાહ જોઈ રહ્યા છે. હવે મને ખાત્રી થાય છે કે, જો આપણે તે સંસ્થાવાળા વક્તાઓને કોઈ યુક્તિથી દૂષિત કરીએ તો તે વાત મુનિઓનો મોટો ભાગ ઉપાડી લેશે અને મોટો ચોંચાટ મચાવી તેમનો બહિષ્કાર કરાવશે એટલે કેટલીએક સંસ્થાઓની સાથે ભારતવર્ષની જૈન મહાપરિષદ્ વિનાશ પામી જશે.”

દ્વેષવિજય મુનિનાં આ વચનો સાંભળી યુક્તિવિજયના ઉત્સાહમાં વૃદ્ધિ થઈ પણ કોઈ પ્રતિકૂળ વાત યાદ આવવાથી તેઓ વિચારમાં પડી ગયા અને તેમના લલાટ ઉપર ચિંતાની ત્રીપુટી થઈ આવી. જો કે અંધકારને લીધે મુનિ દ્વેષવિજય યુક્તિવિજયના ચિંતાતુર ચેહેરાને જોઈ શક્યા ન હતા, પરંતુ તેમને ક્ષણવાર બોલતા બંધ થયેલા જોઈ તેના મનમાં કાંઈક શંકા ઉત્પન્ન થઈ આવી. તેમણે અધીરાઈથી પૂછ્યું, “મહારાજ, આ મારાં વચનોનો ઉત્સાહ ભરેલો ઉત્તર કેમ મળ્યો નહીં ? તેનું કારણ સત્વર જણાવો.” યુક્તિવિજય જરા મંદ સ્વરથી બોલ્યા.

“હા, દ્વેષવિજય, અંતરાય ઉત્પન્ન કરે તેવી એક વાત મને યાદ આવી છે અને તેથી તમારાં વચનો મને ઉત્સાહિત કરી શક્યાં નથી.”

દ્વેષવિજયે ચિંતાથી પૂછ્યું —“મહારાજ, એવી શી વાત યાદ આવી ? આપણે અત્યારે જે વિવેચન કર્યું છે, તેમાં હવે કોઈ જાતની શંકા કે ભયને સ્થાન મળે તેમ નથી. હું તો તદ્દન નિઃશંક અને નિશ્ચિંત થઈ ગયો; તો પણ આપ યુક્તિમાન હોવાથી આપની શંકા મને ભય ઉપજાવે છે. જે હોય તે સત્વર પ્રગટ કરો.”

યુક્તિવિજયે કહ્યું, "દ્વેષવિજય, તમારા કહેવા પ્રમાણે ઘણા પદવીધર મુનિઓ અને ઈતર મુનિઓ આપણને સહાયભૂત થવાનો પૂર્ણ સંભવ છે. પણ આ પ્રવર્ત્તકજી જેવા મુનિઓ આપણી વિરૂદ્ધ પડશે, કારણ કે, મારે કહેવું જોઇએ કે, તેઓ પ્રમાણિક અને ન્યાય બુદ્ધિવાળા છે. બીજા મુનિઓની જેમ ધોકો ચલાવે તેવા નથી. ભારતવર્ષની જૈન મહાપરિષદ્ અને બીજી સારી સંસ્થાઓ જૈનપ્રજાની ધાર્મિક અને સંસારિક ઉન્નતિ કરનારી છે અને વર્ત્તમાનકાળે વક્તાનાં ભાષણો લોકોની સુધારણા કરવામાં ઉત્તમ સાધન રૂપ છે અને તેનાથી જૈનવર્ગના અનેક રીતે ઉપકારો થાય છે."

આવો વિચાર કરી તે પ્રવર્ત્તકજી આપણા વિચારને મળતા આવશે નહીં. તેમજ આપણને અનુકૂળ થનારા મુનિઓ જે ધાંધલ ઉભું કરશે, તેનો તેઓ સ્વીકાર કરશે નહીં. તેમ વળી કેટલાએક ગૃહસ્થશ્રાવકો સંસ્થાઓના લાભને અને વક્તાઓના ગુણોને સમજનારા છે, તેથી તેઓ પણ આપણી વિરૂદ્ધ થઇ જશે. એમ કરતા કરતા અનુક્રમે જો આપણી પ્રતિકૂળ બીજું મહાન્ બળ સામે થશે તો પછી આપણું ખોટુ ધાંધલ ચાલશે નહીં આવી શંકા આવતાં મારૂં મન ઉદ્વેગ ધારક થઇ ગયુ છે. જો આ પ્રમાણે બને તો પછી આપણી અને આપણા અનુયાયીઓની નાસિકાનો છેદ થઇ જવાનો."

યુક્તિવિજયના આ વચનો સાભળી દ્વેષવિજય સચિત વિચારમાં પડી ગયા ક્ષણવાર પછી તેના મનમા સ્ફુરી આવતા તે જરા ટટ્ટાર થઈને બોલ્યા—"મહારાજ,આપનાં વચનોથી હુ નિરૂત્સાહ થઇ ગયો છું, તથાપિ મને એક વાત સ્ફુરવાથી મારામા જરા બળ આવ્યું છે. જો આપણે આ પ્રવર્ત્તકજીને યુક્તિથી સમજાવીએ અને તેમા જણાવીએ કે, 'આજકાલ જે સસ્થાઓ ઉભી થઇ છે અને થાય છે, તે આપણ સાધુઓને હાનિ કરનારી છે. લોકોને ભાષણોદ્વારા મળેલો ઉપદેશ હાલ જમાનાને લઈને પસંદ પડે છે અને વક્તાઓ ગૃહસ્થ છતાં આપણાથી વિશેષ માન મેળવે છે, તો આપણે

એ સંસ્થાઓને તોડી પાડવી જોઇએ અને જે વક્તાઓ ગૃહસ્થ ગુરૂ તરીકે પૂજાય છે, તેમનો ભારે તિરસ્કાર કરાવવો જોઈએ." આ વચનો વખતે પ્રવર્ત્તકજીને પસંદ પડશે અને તેથી તેઓ આપણને સંમત થઈ જશે કહો. આ મારા વિચારમા કાંઈક તેજ છે કે નહીં ?"

યુક્તિવિજય જરા ઉત્સાહ અને મંદતા લાવીને બોલ્યા— "મુનિ દેવવિજય. એ તમારો વિચાર યોગ્ય છે, પણ તેમા વીમા જેવું છે. વખતે પાંસરૂં પડી જાય અને વખતે તેથી ઉલટું પણ થઇ જાય હશે જે થવાનું હશે. તે થશે પણ તે વિષે આવતી કાલે પ્રયત્ન તો કરવો. ચાલો હવે આપણે નિદ્રાનું આરાધાન કરીએ."

દેવવિજયે કહ્યું " મહારાજ, મને આજે નિદ્રા આવશે નહીં. આ વિષયના વિચારો મારી નિદ્રાને અટકાવશે. તેમાં મારો સ્વભાવ ચિંતાશીલ વિશેષ છે."

યુક્તિવિજય બોલ્યા—" એવી ચિંતા શામાટે રાખવી જોઇએ ? જે થવાનું હશે તે થશે. આપણે તો ઉત્તમ જાતના આહારપાણી વાપરવાં અને નિશ્ચિંત રહી નિદ્રાની ઉપાસના કરવી.

પછી તેઓ બંને નિદ્રાનું આવાહન કરવા મૌન ધરી પડી રહ્યા. મહાશયા હીરાકુમારી તેમનો આ વાર્ત્તાલાપ સાંભળી હૃદયમાં વિચાર કરવાં લાગ્યાં—" અહા ! મુનિઓની કેવી અધમ પ્રવૃત્તિ છે ? તેમના હૃદયની કેવી નઠારી ભાવનાઓ છે ? જેમનાં હૃદયો આખા જગતના જીવોના કલ્યાણનું ચિંતવન કરનારાં, જેમની ભાવનાઓમાં ધર્મ અને આત્માર્થીપણાનેજ સદા અવકાશ હોયછે અને જેઓ એક નિષ્ઠાએ ચારિત્ર પાળવાનેજ તત્પર રહે છે. તેવા મુનિઓ આવા ક્રૂર અને કઠોર વિચારો કરે છે અને બીજાઓનો પરાભવ કરવા દુઃખ દેવાના ઉપાયો શોધે છે. એ ઘણીજ ખેદની વાર્ત્તા છે. આવાજ મુનિઓએ આર્હત ધર્મની આ દશા કરી છે. જે ધર્મ આર્યાવર્ત્તમાં એક રૂપે, એક આચારે અને એક ક્રિયાએ અખંડિત રીતે ચાલતો હતો, જે ધર્મ કોઇનો પરાભવ, કોઇની નિંદા કે ગર્હા કરવાની મુખ્ય મના કરનારો છે અને જે ધર્મ જગતના સર્વ જીવો

તરફ દયાભાવ વર્ત્તાવનારો છે, એવા સર્વોત્તમ જૈન ધર્મને વગોવનારા અને હીલણા કરાવનારા આવા મુનિઓ ખરેખર ધિક્કારને પાત્ર છે. આવા અધમ વૃત્તિવાળા મુનિઓનો સંઘથી બહિષ્કાર કરવો જોઇએ, અને તીર્થરૂપ જૈન સંઘમાં આવા કુપાત્રોની ગણના ન થવી જોઇએ. અહા ! તેમના હલકા વિચારો કે જે આ વખતે મારા સાંભળવામાં આવ્યા છે તેમને વારંવાર યાદ કરવાથી મારા હૃદયમા અત્યંત પરિતાપ થાય છે. તેમણે જે ઇર્ષ્યાભાવ પ્રગટ કર્યો છે તે યાદ કરવાથી પણ પાપને કરનારો છે. વર્ત્તમાનકાળે જૈન પ્રજાની ધાર્મીક અને સંસારિક ઉન્નતિનાં સાધનોને તોડી પાડનારા અને બીજાના ઉત્કર્ષને નહીં સહન કરનારા આ મુનિઓ આખી જૈનપ્રજાના ગુરૂ રૂપે શત્રુરૂપ છે. આવા છુપા શત્રુઓને સર્વથા દૂર કરવા જોઇએ. જો બને તો તેમને આર્યાવર્ત્તના મહા સમુદ્રની પેલી પાર મૂકી આવવા જોઇએ. આ અધમ વૃત્તિને ધારણ કરનારા મુનિઓને હું આજ વખતે સખ્ત શિક્ષા કરીશ. ”

આ પ્રમાણે વિચારી મહાશયા દીક્ષાકુમારી તે પ્રદેશમાંથી આગળ ચાલી ઉપાશ્રયના ત્રીજા ભાગમાં આવ્યાં. તે ભાગ સર્વથી વિશાળ હતો. તેની અંદર એક તરફ કેટલાએક સાધુઓ સંથારા કરી રહેલા હતા. તેમની વચ્ચે એક મહાન્ આકૃતિને ધારણ કરનાર ભવ્ય પુરૂષ બેઠા હતા. તેમની પ્રકૃતિ શાંત અને સુકોમળ હતી. તેમના વિશાળ લલાટ ઉપર ચારિત્રધર્મનું તેજ ચળકી રહ્યું હતું. શમતા, સમભાવ, શાંતિ, કરૂણા, ક્ષમા, સહનતા, ગાભીર્ય અને પરોપકારવૃત્તિ વગેરે ઉત્તમ સદ્ગુણોથી તે યુક્ત હતા. તેમના હૃદયમાં સંવેગ, વૈરાગ્ય, અને સદ્ભાવના સ્ફુરી રહ્યાં હતા. મહાદેવી દીક્ષાકુમારી તે ભવ્ય મૂર્ત્તિના દર્શન કરીનેજ પ્રસન્ન થઇ ગયાં. પેહેલા અને બીજા ખંડમાં જે મુનિઓનો વાર્ત્તાલાપ સાંભળી હૃદયમા ખેદ થયો હતો, તે ખેદ આ ભવ્ય મૂર્ત્તિના દર્શન કરી દૂર થઇ ગયો. તે મહેશ્વરી અદૃશ્યરૂપે અંતરીક્ષમા ઉભા રહ્યાં અને એ પવિત્ર મૂર્ત્તિના મુખની વાણી સાંભળવાને ઉત્સુક થઈ રહ્યાં હતાં.

વાંચનારાઓને અહિં આ ઉપાશ્રયમાં રહેલા મુનિઓની વિશેષ ઓળખ કરાવવાની જરૂર છે.

આ શહેર જૈન પ્રજાની વસ્તીના સમૂહથી સુશોભિત હતું.તેની અંદર એક બે ઉપાશ્રયો આવેલા છે, પણ તેમાં આ ઉપાશ્રય મોટો ગણાય છે. અહિં વારંવાર જૈન મુનિઓનું ગમનાગમન થયાં કરે છે. આ શહેરમા જેન પ્રજાના સંઘમા એક્તા નથી. તે એક્તા ન હોવાનું કારણ હૃદયના સંકોચવાળા સાધુઓજ છે. સાધુઓ અનેક જાતની ખટપટો કરી સંઘની એક શૃંખલાને તોડી નાંખેછે કેટલાએક ગૃહસ્થ શ્રાવકો ન્યાયી અને પ્રમાણિક છે, તો બીજા કેટલાએક તેનાથી વદન ઉલટા છે. જે આ ઉપાશ્રયમાં ત્રીજા ખંડની અંદર ભવ્ય મૂર્ત્તિ મહાત્મા વિરાજમાન છે, તેમનું નામ પ્રભાવિજય પ્રવર્ત્તક છે.

તે મહાનુભાવ એક મોટા સાધુસમુદાયના નિયામક છે. તેઓ સારા વિદ્વાન્, વિચારશીળ અને શાંત છે. તેમની આજ્ઞામાં ગૃહસ્થો અને મુનિઓ સંપ્યાબંધ વર્તે છે. તેઓ ચારિત્રધર્મને પાળવામાં ચુસ્ત છે અને જેઓ પોતાને અનુકૂળ રહેનારા મુનિઓ છે. તેમને ચુસ્ત રખાવે છે. તેમનું પ્રવર્ત્તન ન્યાય માર્ગેજ હમેશા હોય છે. દેશકાલને લઈને જૈન પ્રજાની ઉન્નતિ સાધવામાં તેઓ તત્પર રહેનારા છે. ઉપકાર વૃત્તિ અને દયા તેમના પ્રબુદ્ધ હૃદય ઉપર સદા નૃત્ય કર્યાં કરે છે.

આ મહાનુભાવ પ્રવર્ત્તક અત્યારે વિહાર કરતા કરતા આ શહેરમાં આવી ચડયા છે. શહેરના સંઘ તરફથી તેમનું ભારે માન રાખવામાં આવે છે. સંઘમાંથી કુસંપ, દ્વેષ અને ભેદબુદ્ધિ દૂર કરાવવાનો જ તેમનો ઉપદેશ છે. તેઓ સંઘ કે જ્ઞાતિની બીજી કોઈ જાતની ખટપટમા પડતા નથી. પ્રવર્ત્તકના મહાન્ પદને લઈને તેમની આગળ અનેક જાતના નિર્ણયો કરવા ગૃહસ્થ અને મુનિઓ આવે છે, છતાં તેઓ ધર્મ અને ન્યાયથી વર્ત્તી તેમને શુદ્ધ નિર્ણય કરી આપે છે. તો પણ પોતાના ચારિત્રને પ્રતિકૂળ હોય તો તેને તેઓ હાથ ધરતા નથી. તેમના પરિવારમાં ઘણા સાધુઓ તેમની તાલીમ લઈ શુદ્ધ ચારિત્રને

પાંળનારા થઇ રહેલા છે. જેઓ ચારિત્રધર્મથી સ્ખલના પામનારા હોય અથવા જ્ઞાનના ગર્વથી મત્ત થયેલા હોય તો તેમને તેઓ ઉપદેશ આપી સુધારે છે તેમ છતા જો તેઓ ન સુધરે તો તત્કાલ તેમનો અનાદર કરે છે. પ્રાયે કરીને એવો પ્રસંગ તેમની સમીપ બનવા પામતો નથી. આથી આ મહાનુભાવની ઉજ્વલ કીર્ત્તિ ભારતવર્ષની દશે દિશાઓમાં પ્રસરેલી છે. સર્વ સ્થળે પ્રસરેલો પંચમકાલ પણ એ મહાનુભાવ પ્રવર્ત્તકથી ભય પામતો હોય, તેમ જ્યા તેઓ વિચરતા હોય ત્યા આવી શક્તો નથી.

અનાચાર, અધર્મ, અન્યાય, કુવર્ત્તન, મિથ્યાત્વ, અવિરતિ, પક્ષપાત અને અપ્રમાણિકતારૂપી મૃગલાઓ એ પ્રવર્ત્તકરૂપી કેસરીસિંહથી ત્રાસ પામી નાસી જાય છે. જ્યાં તે પ્રવર્ત્તકજીના ઉપદેશની પ્રચંડ ગર્જના થતી હોય ત્યા પંચમકાળ ઉભો રહી શક્તો નથી.

પ્રથમ ખંડમા **માનવિજય** અને **દર્પવિજય** બે મુનિઓ જે વાર્ત્તાલાપ કરતા હતા. તેઓ પેલા પ્રતાપવિજય ( પ્રચંડવિજય ) આચાર્યના શિષ્યો હતા આચાર્ય પ્રચંડવિજય ક્રોધી હોવાથી તે બંને શિષ્યોને વારવાર વઢ્યા કરતા હતા આથી કંટાળીને તેઓ અહીં પ્રવર્ત્તકજી મહારાજની પાસે આવ્યા હતા મહારાજ પ્રવર્ત્તકજી શાંત હતા, પણ તેમની પાસે મુનિઓને ચારિત્ર પાળવામા ચોક્કસ રહેવુ પડતું હતુ, તેથી તે બંને મુનિઓ અહી પણ કંટાળી ગયા હતા. જેમના વાર્ત્તાલાપમા એ બીના પ્રથમ પ્રગટ કરવામા આવી છે.

જે આ બીજા ખંડમા દ્વેષવિજય અને મુક્તિવિજયનો વૃત્તાત કહેવામા આવ્યો છે, તે બંને **વેષવિજય** નામના એક આચાર્યના શિષ્યો છે તેમના આચાર્યે કોઇ શિષ્ય તરફ રાગને લઈ પક્ષપાત કરી મોટી દીક્ષા આપી, અને કાંઇ પદવી આપવાનાં યોગ વહન કરાવવા માંડ્યા આથી તેઓ બંને કોઇ પદવી લેવાને માટે તેમનાથી જુદા પડી અહીં પ્રવર્ત્તકજી પાસે આવ્યા હતા પ્રવર્ત્તકજી ગુણદર્શી અને યોગ્યતા જોનારા હોવાથી તેઓ તેમની પાસે ફાવી શક્યા ન હતા તે બંને મુનિઓ પોતાના ગુરૂ

વેષવિજય આચાર્યની પાસે રહી ઇર્ષ્યાળુ બની ગયા હતા. આચાર્ય વેષવિજય ઘણા ઇર્ષ્યાળુ અને વિઘ્નસંતોષી હતા. કોઈ ગૃહસ્થ કે મુનિનો ઉત્કર્ષ તેઓ જોઈ શકતા ન હતા. તેમ સાંભળી પણ શકતા ન હતા. બીજાની કોઈ જાતની ઉન્નતિ તેમના હૃદયને પરિતાપ કરનારી થઇ પડતી હતી. વર્તમાનકાળે નવીન જમાનાને લઈને કેળવણીનો વિશેષ પ્રચાર થવાથી નવીન વિદ્વાનો દેવ, ગુરૂ અને ધર્મના શુદ્ધ તત્વો સમજવા લાગ્યા હતા. ધર્મના આચાર વર્તનમાં અને ગુરૂઓના વર્તનમાં જે ખામીઓ જોવામાં આવતી તેમને તેઓ ખુલ્લી રીતે દર્શાવા લાગ્યા અને નવીન જમાનાના નવીન માર્ગથી જૈન પ્રજાના ધર્મ અને સંસારની સુધારણા કરવા લાગ્યા. તે સુધારણા કરવાના ઉપાયરૂપે વિદ્વાન્ વક્તાઓ ભાષણદ્વારા પોતાની પ્રવૃત્તિ કરવા લાગ્યા, અને અનેક પ્રકારના કાર્યો સાધવાને જુદી જુદી સંસ્થાઓ સ્થાપવા લાગ્યા. કેટલાએક તો જૈન ધર્મના રહસ્યને અને ભગવાન્ વીર પ્રભુના ઉદ્દેશને સમજી આત્મભોગ આપી આ વિશ્વના સર્વ જીવો પર સમાન ભાવ ધારણ કરવાના ભાષણો કરવા લાગ્યા, કેટલાએક પોતાના ધર્મની ઉન્નતિ કરવામાં કાંઈ કાંઇ ખામીઓ છે, તેનો શોધ કરી તેને દૂર કરવાના ઉપદેશો આપવા લાગ્યા, કેટલાએક ઇતર ધર્મની અંદર રહેલા ઉત્તમ વિચારો અને ઉત્તમ વર્તનો સાર ગ્રાહી બુદ્ધિથી ગ્રહણ કરી તેને પોતાના ધર્મમાં પ્રવર્તાવવા લાગ્યા, કેટલાએક ભક્તિ અને યોગ વિષયોનો પ્રસાર કરવાને આનંદ દાયક સમાજો સ્થાપી આત્માર્પણ કરવા લાગ્યા અને કેટલાએક ઉપયોગી સંસ્થાઓ સ્થાપી શ્રાવકક્ષેત્રની ઉન્નતિ કરવાના સાધનો બહાર પાડવા લાગ્યા.

આવી તેમની પ્રવૃત્તિ પેલા વેષવિજય આચાર્યને ગમતી ન હતી, અને તેથી તેમના ઇર્ષ્યાળુ હૃદયમાં અનેક જાતની શંકાઓ થવા લાગી 'ગૃહસ્થો માન મેળવી પૂજાશે તો પછી સાધુઓનો ભાવ કોઇ પૂછશે નહીં, આવી હલકી વૃત્તિ હૃદયમાં ધારી તેમણે ઉપર કહેલી બધી પ્રવૃત્તિને તોડવાને મથન કરવા માંડયું હતું. જે મુક્તિવિજય

અને દ્વેષવિજય મુનિઓએ અહિં ઉદ્ગારો કાઢયા હતા તે આચાર્ય વેષવિજયના પ્રસંગનો પ્રભાવ હતો. તે ઈર્ષ્યાળુ આચાર્યે પોતાના આશ્રિત સાધુઓમાં અને બનતો પ્રયત્ન કરી બીજા સાધુઓમાં એ નઠારી અસર ફેલાવી હતી. તે આચાર્ય એવીજ ખટપટોમાં પડયા કરતા તેથી તેઓ પોતાના ચારિત્ર અને શુદ્ધ વર્ત્તનને ભૂલીગયા હતા, અને સન્માર્ગનો ત્યાગ કરી ઉન્માર્ગે ચાલી ગયા હતા. વાચનારાઓને આ વૃત્તાંત જણાવી હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ છીએ.

મહાદેવી દીક્ષાકુમારી મહાનુભાવ પ્રવર્ત્તકના ખંડમાં આવી અદ્રશ્યરૂપે ઉભાં છે, તે વખતે પ્રવર્ત્તકજી પોતાના શિષ્યોને ઉત્તમ પ્રકારનો બોધ અને સદ્ગુણોનુ શિક્ષણ આપતા હતા. રાત્રિનો એક પ્રહર પ્રસાર થઇ ગયો હતો. નિદ્રા અને પ્રમાદને ત્યાગ કરનારા પ્રવર્ત્તકજી હજુ કેટલાએક શિષ્યોની સાથે જાગ્રત રહ્યા હતા. પ્રભાવક પ્રવર્ત્તકજીએ પોતાના સાધુઓને ઉપદેશ આપતાં કહ્યું કે, “ મુનિઓ હાલ જમાનાએ નવીન રૂપ ધારણ કરેલુ છે. ભારતવર્ષની આર્ય અને અનાર્ય પ્રજા નવીન સુધારાના સંસ્કારો મેળવતી જાય છે. નવીન વિદ્યા, નવીન આચાર અને નવીન પદ્ધતી—એ સર્વ લોકોને રૂચિકર થતું જાય છે, અને જુના તરફ લોકોનો અભાવ થતો આવે છે. નવીન વિદ્યાએ પોતાના સંસ્કારો બેસાડી લોકોને નવીન માર્ગે ચડાવી દીધા છે. આવા સમયમાં તમારે કેવી રીતે વર્ત્તવું જોઇએ ? એ બહુજ ધ્યાનમાં રાખવાનું છે. આપણો આર્હત ધર્મ અને તેના આચારો પ્રાચીન પદ્ધતીના સંસ્કારોથી વિશેષ ઉજ્વળ દેખાય છે, અને અદ્યાપિ પ્રાચીનતાનું બહુ માન તેમાં સારી રીતે પ્રવર્ત્તે છે, તોપણ આપણે નવીન જમાનાને માન આપવું જોઈએ. આ જમાનો નવીન છે, અને પ્રાચીનથી તદન ભિન્ન છે, તોપણ તેની અંદર નવાં નવા સાધનોની સંપત્તિ વિશેષ જોવામાં આવે છે. પ્રાચીન સમય પછી અર્વાચીન સમયે જે સાધનો આર્ય પ્રજાની દ્રષ્ટિ માર્ગમાં આવેલાંજ નથી, તેવાં આશ્ચર્યકારી સાધનો અત્યારે વિશેષ જોવામાં આવે છે. લોકરૂચિ પણ એ સાધનોએ

ઉત્પન્ન કરી છે. સુંદર મન પસંદ અને સુગમ એવા હાલના જમાનાનાં સાધનો ઉપર લોકો લોભાયા છે, અને તેમને અંતઃકરણથી ઇચ્છે છે. તે સાધનો માત્ર વ્યવહારને આશ્રીને નથી, પણ ધર્મને આશ્રીને પણ રહેલા છે ધર્મને અંગે જે જે ક્રિયાઓ અને આચારો કર્ત્તવ્ય તરીકે રહેલા છે, તેમાં પણ એ સાધનોએ પ્રવેશ કરવા માંડયો છે. તે સાધનો બે પ્રકારના ગણાય છે. **અંતરંગ સાધન** અને **બહિરંગ સાધન.** દાખલા તરીકે જ્ઞાન એ ધર્મનું અંતરંગ સાધન છે, અને પુસ્તકો એ ધર્મનું બહિરંગ સાધન છે. તે બંને સાધનોને પરસ્પર ગાઢ સંબંધ રહેલો છે. બહિરંગ સાધન વિના અંતરંગ સાધન મેળવી શકાતું નથી. અતિ પ્રાચીન કાળે પ્રાયે કરીને અંતરંગ સાધનોજ હતાં. તેમને બહિરંગ સાધનોની અપેક્ષા રહેતી ન હતી. પ્રાચીન જૈનમહર્ષિઓ જ્ઞાનને કંઠસ્થજ રાખતા હતા. પુસ્તકોના બહિરંગ સાધનોની તેમને આવશ્યકતા ન હતી. પુસ્તકોની લેખનકળા અર્વાચીનકાળેજ પ્રવર્ત્તી છે. આધુનિક કાળે સર્વ પ્રજાને બહિરંગ સાધનો વિના ચાલી શકે તેમ નથી તે બહિરંગ સાધનો ચાલતા જમાનાને લઇને યંત્રની સાથે સંબંધ ધરાવનારા થઇ પડયા છે. યંત્રવિદ્યામા પશ્ચિમની પ્રજા પ્રવીણ છે અને તેમની રાજસત્તા આ દેશમાં પ્રવર્ત્તવાથી તે વિદ્યાએ આપણા દેશમાં પણ પ્રબળતાથી પ્રવેશ કર્યો છે. મુનિઓ, આથી આપણી આર્યપ્રજામાં યંત્રદ્વારા બહિરંગ સાધનો ઓહોળી રીતે પ્રવર્ત્તી ગયાં છે. આપણી જૈનધર્મની ભાવનામાં દયાધર્મ પ્રધાન છે. જેમાં કોઇ જાતની જીવની વીરાધના થતી હોય, તેવાં સાધનોનો ત્યાગ કરવો, એ આપણું કર્ત્તવ્ય છે. આજકાલ આપણું એ કર્ત્તવ્ય સર્વ રીતે બજાવી શકાય તેવી સ્થિતિમાં આપણે રહ્યા નથી. જો આપણે મનોબલ વાપરીને તે આપણું કર્ત્તવ્ય પૂર્ણ રીતે બજાવવા જઇએ તો આ જમાનામાં ચાલી શકે તેમ નથી; માટે આપણે તે વિષે સ્થૂલ દૃષ્ટિ રાખવી પડશે. માત્ર આપણે આપણા આત્માનો પાપકર્મથી જેટલો બની શકે તેટલો બચાવ કરી રહેવાનું છે. દાખલા તરીકે આપણા ધર્મનાં પ્રાચીન પુસ્તકો યંત્રદ્વારા

પ્રગટ થવા માંડયા છે. યંત્રની રચના અને પ્રવૃત્તિ તરફ જો વિચાર કરવામાં આવે તો તેમાં અનેક આરંભવાળી હિંસા છે. પણ પુસ્તકોનો ઉદ્ધાર અને તેના પ્રસારથી જ્ઞાનની વિશેષ વૃદ્ધિ તરફ જોતાં તેમાં લાભ છે. તો આપણે અહિં લાભાલાભનો વિચાર કરી તે તરફ ઉપેક્ષા કરવી જોઇએ. તેવી રીતે બીજાં ઘણાં બહિરંગ સાધનો તરફ વિચાર કરવાનો છે. કેટલાંએક સાધનો તરફ આપણે અનાદર કરવાની જરૂર છે અને સંસારી જીવોની તે તરફ પ્રવૃત્તિ થતી હોય તો તેમાં લાભાલાભનો વિચાર કરી આપણે ઉપદેશ પણ આપવાનો છે. તેમાં કોઇ જાતનો આગ્રહ રાખવાની જરૂર નથી.મુનિઓ,વર્તમાનકાળે પશ્ચિમની પ્રજાનું અનુકરણ કરી નવી નવી જાતની સંસ્થાઓ ઉભી કરવાની મોટી પ્રવૃત્તિ ચાલે છે. તે તરફ પણ આપણે અનુકુળ રહેવું જોઈએ. કારણ કે, એ સંસ્થાઓથી જૈનપ્રજાને મોટો લાભ થતો દેખાય છે. વિદ્યા, કળા, ઉદ્યોગ અને સાધનસંપન્નતા વગેરે જે સંસારીઓને તેમના જીવનમાં ઘણાં ઉપયોગી છે, તે તરફ આપણે અભાવ રાખવો ન જોઈએ. પણ આપણા ચારિત્રને દુષણ ન લાગે, તેવી રીતે આપણે તેમાં યથાશક્તિ સહાયભૂત થવું જોઇએ.

મુનિઓ, પ્રાચીન સમય પછી અર્વાચીનકાળે કેટલાએક ધર્મોનું મિશ્રણ થઇ જવાથી અને મિથ્યાત્વના પ્રસંગમાં વિશેષ આવવાથી જૈનપ્રજામાં કેટલાએક હાનિકારક રીવાજો પેશી ગયા છે. મુગ્ધ અને અજ્ઞાન જૈનપ્રજા તે રીવાજોને કુળક્રમાનુગત માની તેને દૂર કરવા માટે નવીન પદ્ધતિ ઉપર સંસ્થાઓ સ્થાપે છે, અને તેને માટે ભાષણો અને લેખોદ્વારા મહાન્ પ્રયત્ન ચલાવે છે. આ તરફ આપણે પણ લક્ષ આપવાનું છે. જે નિઃસ્વાર્થી ગૃહસ્થો સંસારમાં રહ્યા છતાં આત્મભોગ આપીને તેમાં તન, મન અને ધનથી સહાય કરનારા છે, તેમને આપણે ધન્યવાદ સાથે ઉત્તેજન આપવું જોઇએ. તેમ કરવાથી આપણે ગુરૂ તરીકે આપણું કર્ત્તવ્ય બજાવ્યું ગણાશે. પ્રિય શિષ્યો, મને તો એટલે સુધી વિચાર આવે છે કે, આપણે પણ નવીન પદ્ધતી પ્રમાણે ભાષણોદ્વારા વ્યાખ્યાનો આપવાં

અને આપણી જૈનપ્રજાને એ કુરૂઢીઓના પાશમાંથી મુક્ત કરાવવી. જો આપણે બદ્ધપરિકર થઈ, તન મનથી એ કાર્ય ઉપાડી લઈએ તો જૈનપ્રજાનો મહાન્ ઉપકાર કરી શકીએ.

મુનિઓ, વળી આજકાલ શ્રાવકક્ષેત્ર નિર્બલ સ્થિતિમા આવતું જાય છે. ધનવંતો અને મહાન્ વ્યાપારી શ્રાવકો જે આપણી દૃષ્ટિએ જોવામાં આવે છે, તેમનો ઘણો થોડોજ ભાગ છે, પણ મોટો ભાગ દુઃસ્થિતિમાં રહી દુઃખી થાય છે. આપણે વિહાર કરી મોટાં મોટાં શેહેરોમાં ફરીએ અને તેમાં જે શ્રીમંતવર્ગ હોય તે આપણી દૃષ્ટિએ પડે તેઓને આપણી સેવા-ભક્તિ કરવામાં આગળ પડતાં દેખીએ, એટલે આપણે અંજાઇ જઈએ છીએ, અને આપણને એમજ લાગે છે કે, આપણા શ્રાવકો ઘણા શ્રીમંતો છે. આમ લાગવાથી આપણે બીજી તરફ નજર કરતા નથી. પરંતુ જો આપણે બીજી તરફ નજર કરીએ તો આપણને માલુમ પડશે કે, આ બધો બાહ્ય આડંબર છે,અને અંદર તો મોટો સડો રહેલો છે.આથી શ્રાવકક્ષેત્રને ઉન્નતિમાં લાવવાને માટે આપણે મહાન્ પ્રયત્ન કરવાની જરૂર છે. ઘણા શ્રાવકો બીચારા કંગાળ સ્થિતિ ભોગવે છે. ઉદ્યોગનાં સાધન વગર નિરાધાર થઈ પડેલા અને તેથી પોતાના બાલકોને કેળવણી આપવાને અશકત થઇ ગયેલા શ્રાવકોની તરફ આપણે દયાની લાગણીથી જોવું જોઈએ. શ્રીમંતો ધનમદમાં અંધ બની એ તરફ ઉપેક્ષા રાખે છે. કૃપણ ધનવંતો પોતાના હાથને લંબાવતા નથી અને ઉદાર ધનવંતો કીર્ત્તિમાં લુબ્ધ બની બીજે માર્ગે દ્રવ્યનો વ્યય કરે છે. તેઓ ધર્મકીર્ત્તિને માટે આપણા ઉપદેશને અનુસરી વર્ત્તવા જાય છે, તો આપણે પણ આપણી ધર્મકીર્ત્તિમાં લુબ્ધ થઈ તેમની પાસે સમવસરણ, પાવાગઢ અને ગિરનારની રચનાઓ સાથે અઠ્ઠાઇ ઉત્સવોના વરઘોડા કરાવીએ છીએ. જો કે આ ધર્મના ઉત્સવો કરાવવાની જરૂર છે, તો પણ તે સાથે દીનતાના દુઃખમાં ડટાઈ ગયેલા શ્રાવકોનો ઉદ્ધાર કરાવવા આપણે પ્રયત્ન કરવો જોઈએ. આપણા ઉપદેશોની ધારાઓને

શ્રીમંતોનાં કઠોર હૃદયોમાં રેડી તેમને શ્રાવકક્ષેત્રને પલ્લવિત કરવા આર્દ્ર કરવા જોઇએ. આપણે ધર્મના ઉત્સવો કરાવીએ તોપણ તે સાથે શ્રાવકક્ષેત્રના ઉદ્ધારની વાત રાખવી જોઈએ. કોઇ ધાર્મિક ઉત્સવોમાં દશ હજાર રૂપીઆની રકમ ખર્ચવા તૈયાર થયેલા શ્રીમંતને આપણે એવો ઉપદેશ આપવો કે, આમાંથી પાંચ હજાર રૂપીઆ ગરીબ શ્રાવકોના ઉદ્ધારને માટે ખર્ચવા યોગ્ય છે. દીન શ્રાવકનાં સાધન રહિત બાળકોને વિદ્યાદાનમાં અને વિદ્યાના બીજાં સાધનોમાં તે દ્રવ્યનો સદુપયોગ કરાવવો. દરેક પદવીધર અને પ્રતિષ્ઠિત મુનિઓ જો આ વાત લક્ષમાં લઇ એ પ્રમાણે પ્રવૃત્તિ કરે તો નિર્બલ સ્થિતિથી ઉપર થયેલું શ્રાવકક્ષેત્ર અલ્પ સમયમાં નવપલ્લવિત થઇ જાય, એ નિઃસંશય વાત છે.

મુનિઓ, આ મારો ઉપદેશ ધ્યાનમાં રાખજો અને તમે તે પ્રમાણે વર્તવા સર્વદા તત્પર બનજો. આ ઉપરાંત મારે તમને એક બીજી વાત કહેવાની છે કે, આજકાલ ઘણા વિદ્વાન્ વકતાઓ અને લેખકો ઉત્તમ પ્રકારનાં કાર્યો કરી શકે છે. આર્યાવર્તમાં એ નવીન પદ્ધતીથી સારાં કાર્યો સિદ્ધ થઇ શકે છે. આર્યાવર્તની કેટલીએક પ્રજા તે વિષે પશ્ચિમનું અનુકરણ કરી પોતાના ધર્મની અને કોમની ઉન્નતિ કરી શકી છે. તેમાં હજુ આપણા જૈનો તદન પછાત છે. જૈન પ્રજા માત્ર વ્યાપારને માર્ગે ચાલી એ તરફ દુર્લક્ષી છે. આ ઘણી ખેદની વાત છે.

મુનિઓ, તમને જણાવતાં આનંદ ઉપજે છે કે, શ્રી વીર પ્રભુના શાસનના અધિષ્ઠાયકની કૃપાથી અને જૈનપ્રજાના સદ્ભાગ્યથી સાંપ્રતકાળે કેટલાએક ગૃહસ્થ શ્રાવકો નવીન પદ્ધતીનું અનુકરણ કરવાને બાહેર પડયા છે. તેઓ આત્મભોગ આપી પોતાના સાધર્મી બંધુઓની સર્વ પ્રકારની સેવા કરવાને ઉજમાળ થયા છે તેમના એ સ્તુત્ય પ્રયાસથી ભારતવર્ષની ભૂમિ ઉપર કેટલીએક સંસ્થાઓ ઉભી થઇ છે. તે સંસ્થાઓ દ્વારા તેઓ આપણા પ્રાચીન ગ્રંથોનો ઉદ્ધાર કરવા મંથે છે, તેમજ તે ગ્રંથોનો આશય લઇ નવીન પદ્ધતી

ઉપર ઉત્તમ પ્રકારના સુબોધક લેખો લખે છે, લખાવે છે, અને તેને બાહેર પાડી લોકોમાં પ્રસરાવે છે. મુનિઓ, મારે શુદ્ધ હૃદયથી કહેવું જોઈએ કે, કેટલાએક તેમના લેખો એટલાબધા સુબોધક છે કે, જો જૈનપ્રજા તેને મનન પૂર્વક વાંચે તો તેમની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિના સરળ માર્ગો તેમને સ્હેલાઇથી સંપાદન થઇ શકે. મુનિઓ, તમે પોતે તેમના લેખો વાંચો છો, અને તે વાંચવાને હું તમોને વારંવાર સૂચના કર્યા કરૂં છું.

પ્રિય શિષ્યો, તેઓમા એક પુરૂષ મહાન્ વક્તા છે. તે આપણા ધર્મને માટે મહાન્ પ્રયત્ન કર્યા કરે છે.તેણે કષ્ટો સહન કરી આપણા પવિત્ર ધર્મની ભાવનાને પ્રગટ કરવા પશ્ચિમ દેશમાં પણ પ્રવાસ કર્યો હતો. તેના એ મહાન્ પ્રયત્નથી જૈનધર્મનાં તત્વોની મહત્તા રાજ્યકર્ત્રી પ્રજાના જાણવામાં આવી છે. તેઓ માંહેલા કેટલાએક તો આપણી ધર્મભાવનાનો અંગીકાર કરવા તત્પર પણ બન્યા છે, અને કેટલાએકે તેને અંગીકાર પણ કરેલ છે. જે દેશમાં હિંસાનું મહાબલ છે અને જ્યાં અનાચારનો ઉદય વિશેષ છે, તે દેશમાં દયા ધર્મના તત્વોને પ્રસાર કરવા, એ શું કાંઇ થોડી વાત કહેવાય? મારે કહેવું જોઈએ કે, એ ગૃહસ્થે ખરેખર મહાત્માનું કાર્ય સાધ્યું છે. તે ગૃહસ્થ દ્રવ્ય કે લિંગથી સાધુ નથી, પણ ભાવથી શુદ્ધ સાધુ છે, એમ મારે કહેવું જોઈએ. વળી તે ઉપરાંત મારા જાણવામાં આવ્યું છે કે, તે ગૃહસ્થશીલના મહાવ્રતનો ધારક અને પરિગ્રહનો નિવારક છે. કહો, હવે તે પુરૂષને આપણે ભાવસાધુ કેમ ન કહેવો? હું તો એટલે સુધી કહું છું કે, તે પુરૂષ ગૃહસ્થ છતા આપણા કેટલાએક સાધુઓના કરતાં પણ શ્રેષ્ઠ છે. કારણકે, આજકાલના સાધુઓ તેવું કાર્ય કરી શકતા નથી.

મુનિઓ, વળી એક બીજો વક્તાપુરૂષ મારા સાંભળવામાં આવ્યો છે. તે પુરૂષની પ્રવૃત્તિ એક જુદાજ પ્રકારની છે. તેણે પોતાના સાધર્મિ બંધુઓની સેવા કરવાને માટે અનેક સંસ્થાઓ ઉભી કરી છે, અને તે સંસ્થાઓ દ્વારા તે અનેક પ્રકારનાં ઉપકારી કાર્યો

કરે છે. તે મહાનુભાવ સંસારી છે. સ્ત્રી, પુત્ર, માતપિતા વગેરેના પરિવારથી વરિવત છે, છતાં તે યોગીવત્ પ્રવર્ત્તે છે. તે પોતાના ઉપકારના હૃદયમાં પોતાના કુટુંબનો સ્વાર્થ પણ રાખતો નથી. અહર્નિશ ઉપકારો કરવાને માટે વિચર્યા કરેછે,અને લોકોને ભાષણથી,લેખોથી અને કવિતાઓથી ઉપદેશ આપ્યા કરે છે. તેના વિશાળ હૃદયમાંથી એવાં એવા કાવ્યો અને ઉપદેશ વચનો પ્રગટ થાય છે કે, જેનો ભાવાર્થ અને રહસ્ય જોતાં વિદ્વાન્ માણસને એમજ થાય કે, “ આ કોઇ મહાત્મા છે અને આ મહાત્માના હૃદયના વિચારો લોકોત્તરછે.”

મુનિઓ, મારે ખુલ્લેખુલ્લું કહેવું જોઇએ કે, એ મહાનુભાવની વૃત્તિ આપણા સાધુઓ કરતાં શ્રેષ્ટ છે. તે સર્વ જગત્ના જીવોને સમભાવથી જુવે છે. ધર્મ, જ્ઞાતિ કે કોઇ સંબંધનો ભેદ રાખ્યા સિવાય તે સર્વ સ્થળે પ્રવર્તે છે. તેને કોઇ પણ જીવ ઉપર અપ્રીતિ નથી. ગમે તે ધર્મનો માણસ તેની શરણે જાય તો તે તેને યથાશક્તિ આશ્રય આપે છે અને અપાવે છે. તે પરના હિતમાંજ પોતાનું હિત સમજે છે,અને શ્રી વીર પ્રભુના આશયને યથાર્થ રીતે જાણી તેમના વર્તનને લોકોમા પ્રગટ કરે છે. તેના દયાળુ હૃદયમાં શ્રી વીર પ્રભુની અનન્ય ભક્તિ છે. તે પ્રભુની ભક્તિમાં તલ્લીન બની જાય છે, અને તેને માટે પોતાના આત્માનું ભાન પણ ભૂલી જાય છે. તેની ભક્તિરૂપી ભાગીરથીનો પ્રવાહ એવો આવેશ ભરેલો છુટે છે કે, જેની અંદર હૃદયનો શુદ્ધ ભાવ ઉછળી જાય છે અને પ્રભુના નામનો ધ્વનિ ચારે તરફ પ્રસરી રહે છે. એ ભકતરાજ મહાત્માના જીવનને ધન્યવાદ ઘટે છે. જો આપણા વીરશાસનમાં એવા અનેક ભકતો પ્રગટ થાય અને તેમની ભકિતનો ઉપદેશ જૈનપ્રજામા ઘેર ઘેર પ્રવર્તે તો આ વિશ્વ ઉપર શ્રી વીર શાસનનો વિજય ઘણા ઉત્કર્ષથી થયા વિના રહે નહીં.

મુનિઓ, વળી એક ગૃહસ્થ મહાનુભાવે એક મોટી સંસ્થાને જન્મ આપ્યો છે. જે સંસ્થા ભારતવર્ષીય જૈન મહાપરિષદ્ના

નામથી વિખ્યાત છે. તેના મંગળમય ઉત્સવો ઘણા દર્શનીય બનેલા છે, અને તેના વિદ્વાન્ પ્રેક્ષકોને તેણે સમવસરણનું સ્મરણ કરાવેલું છે. આ મહા સંસ્થા કલ્પલતાની જેમ જૈન પ્રજાની ઉન્નતિના વાંછિતોને પૂરે તેવી છે. આપણે એ પરોપકારી ગૃહસ્થ મહાનુભાવને ધન્યવાદ આપવો જોઈએ.

મુનિઓ, આ વખતે કેટલુંએક સ્મરણ થઇ આવતાં મને ભારે ખેદ ઉત્પન્ન થાય છે મારા સાંભળવામાં આવ્યું છે કે, આવા નિઃસ્વાર્થપણે પરોપકાર કરનારા ને મહાનુભાવ ગૃહસ્થોની તરફ કેટલાએક આપણા મુનિઓ ઇર્ષ્યાભાવ પ્રગટ કરે છે, અને તેમના પુણ્યાનુબંધી કાર્યોમા અનેક જાતના અંતરાયો ઉભા કરે છે. આ વાર્ત્તા સાંભળ્યા પછી મને હૃદયમા ઘણો ખેદ થાય છે. જૈનમુનિઓ કે જેઓ શ્રી વીર શાસનના પ્રભાવને વધારનારા,હૃદયમાં કોઈ જાતનો મલિનભાવ નહીં કરનારા, શાસનનો ઉત્કર્ષ જોઇ હર્ષ પામનારાઅને જગત્નાસર્વ જીવોનું કલ્યાણ ઈચ્છનારા હોય છે. તેઓ પોતે જયારે આવા પવિત્ર ગૃહસ્થો તરફ ઈર્ષ્યા કરે, તેમનાં ઉત્તમ કાર્યોમાં અંતરાયભૂત થાય, અને તેમનો નિર્દોષ વૃત્તિને દૂષિત કરવા પ્રયત્ન કરે, એ કેવા ખેદની વાત છે ? એવા મુનિઓના જીવનને હું ધિક્કાર આપુ છું. તેમનામાં જૈનમુનિઓનું એક પણ શુભ લક્ષણ નથી, એમ મારે કહેવું જોઇએ. મને લાગે છે કે, તે ઇર્ષ્યાળુ અનગારો અનેક અંતરાયો ઉભા કરી એ પરોપકારી ગૃહસ્થોના પ્રયત્નને નિષ્ફળ કરશે અને ભારતવર્ષીય જૈન મહાપરિષદ્નો સંહાર કરી દેશે, અને તેઓ આ અપકૃત્ય કરી પાપાનુબંધી પાપના મહાગર્ત્તમા પડશે. મુનિઓ, મને તેમની તરફ તિરસ્કાર ઉપજે છે, તે છતા મારા હૃદયમાં તેમની દયા પણ આવે છે, કારણ કે, તેઓ બીચારા કોઈપણ મોહનીય કર્મને વશ થઇ આવાં અપકૃત્યો કરી પોતાના આત્માને નારકીની વેદના સહન કરવાનો અધિકારી બનાવશે. શાસનદેવી તેમને સદ્બુદ્ધિ આપો. ”

આટલું કહેતાજ તે પવિત્ર પ્રવર્ત્તકજીના નેત્રોમાથી અશ્રુની ધારા ચાલવા લાગી હતી અને તેઓ કંઠે ગદગદિત થઇ ગયા હતા. મહાનુભાવ

પ્રવર્તકજીની આવી સ્થિતિ જોઇ મહાશયા દીક્ષાકુમારીનાં હૃદયમાં તેમની તરફ આર્દ્રભાવ ઉત્પન્ન થઇ આવ્યો. તે મહેશ્વરી પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યાં—"અહા ! આ મહાત્માને ધન્યવાદ ઘટે છે. આવા વિષમકાળમાં પણ હજુ આવા જૈનમુનિઓ ભારત ઉપર વિચરે છે, એ પૂર્ણ સંતોષની વાત છે. થોડા વખત પેહેલાં મારા છઠા પ્રવાસમાં મહાનુભાવ ગુણવિજય મુનિને માટે મને જે સંતોષ થયો હતો, તેનાથી પણ વધારે સંતોષ થવાનું આ સ્થળ મને પ્રાપ્ત થયું છે. કારણ કે, મહામુનિ ગુણવિજય કેવળ આત્માર્થી હતા, અને તે સાથે તેઓ શાંત વૃત્તિથી પોતાના આત્માનું જ હિત સાધી બેસી રહેનારા હતા. જો કે, એવી પ્રવૃત્તિ જૈન મુનિને માટે પ્રશંસનીય છે, પરંતુ તેમનાથી કેટલાએક પરમાર્થો સાધી શકાતા નથી. તેમજ તે શાંત મહાનુભાવ કોઇ પણ પદવીધર નથી. આ પવિત્ર મૂર્ત્તિ પ્રવર્ત્તકજી તો શાંત, સ્વધર્મનિષ્ટ અને આત્માર્થી સાથે પરમાર્થી છે, અને તેઓ આખા વિશ્વના જીવોના કલ્યાણની ઇચ્છા રાખે છે. તેમની મનોવૃત્તિ એટલીબધી વિશાળ છે કે, જેમા નિષ્પક્ષપાત, અભેદભાવ, ન્યાય, ટેક, ઉદારતા અને પ્રૌઢતા-રહેલી છે. તે સાથે તેમનામાં કોઇ અલૌકિક આકર્ષક શક્તિવાળું સામર્થ્ય છે. આવા પવિત્ર જૈન મુનિઓને સર્વ રીતે અનગારપણાની પવિત્ર પદવીઓ ઘટે છે. આ મહાત્મા પ્રવર્ત્તકની પવિત્ર પદવીને સર્વ રીતે લાયક છે. અહા ! હું તેમના દેશકાળાનુસાર પ્રવર્ત્તનના વિચારો સાંભળી ખુશી થઈ છું. મને આશા રહે છે કે, આ મહાત્મા વીરશાસનનો ઉદ્યોત કરી શકશે. જો આવા પદવીધર અનેક મુનિઓ પ્રગટ થાય તો જૈન પ્રજાની ધાર્મિક અને સાંસારિક ઉન્નતિ સત્વર થયા વિના રહે નહીં. ચાલતા જમાનામાં જે નવીન માર્ગો આર્યપ્રજાને પોતાની સર્વ પ્રકારની ઉન્નતિમાં સાધનભૂત થવાને યોગ્ય છે, તે બધા માર્ગોને આ મહાનુભાવ મોટા ઉત્તેજક થઇ પડે, એ નિઃસંશય છે. મને કેહેવાની હીંમત આવે છે કે, હવે જૈન પ્રજાની ઉન્નતિના સર્વ અંતરાયો

દૂર થઇ જવાના. કુરૂઢિ અને અનાચારનું વાદલ જે જૈનપ્રજાની ઉપર ઘેરાએલું છે તે હવે ટકી શકવાનું નથી. આ મહાન્પ્રવર્તકજીના ઉપદેશરૂપ પ્રચંડ પવન તેને વિખેરી નાંખશે. અરે ઇર્ષ્યાલુ અને અંતરાય કરનારા અનગારો, હવે તમારી ધારણા સફળ થવાની નથી. તમારા જેવા શૃંગાલો હવે ભારતભૂમિ ઉપર ટકી રહેવાના નથી. આ મહાન્ પ્રવર્તકરૂપ કેસરીસિંહની ઉપદેશવાણીની ગર્જના સાંભળી તમારે પલાયન થઇ જવું જોઇશે હે પરોપકારી ગૃહસ્થ મહાત્માઓ, તમે હીંમતથી તમારૂં કાર્ય કરજો. તમારા અંતરાયોને છિન્નભિન્ન કરનારી આ પ્રવર્તકજીની વાણીરૂપી તીક્ષ્ણ તરવાર સજ્જ છે. તમારા મનોબળમાં હવે મહાન્ વૃદ્ધિ થવાની છે. હે ભારતવર્ષી જૈનપરિષદ્, તું પણ ભય પામીશ નહીં. તને નવીન જીવન આપનાર પ્રવર્તક મહારાજ તારે માટે જાગ્રત છે. જો તારાં અંગભૂત વ્યવસ્થાપકો ખૂટીને પરસ્પર કલહ કરી તારો નાશ કરે તો તેને માટે જવાબદારી રખાતી નથી, પણ જો કોઈપણ અનગાર તારી પર રીપુભાવ ધારણ કરી પ્રવર્ત્તે તો તેને માટે હું જવાબદાર થઈ શકું તેમ છું; કારણ કે, આ પ્રવર્ત્તકજીની વિશ્વાસદાયક વાણી સાંભળી મને તે વિષે પ્રતીતિ આવી છે.”

આ પ્રમાણે અંતરના ઉદ્ગાર કાઢી મહાદેવી દીક્ષાકુમારી અંતરીક્ષમાં ઉભાં હતાં, અને પુનઃ પ્રવર્ત્તકજીના પવિત્ર મુખની વાણી સાંભળવાને ઉત્સુક બન્યા હતા.

પ્રવર્ત્તકજીએ પોતાના શિષ્યોને ઉપદેશ આપતાં જણાવ્યું કે, “ મુનિઓ, તમે સર્વથા દેશકાલને અનુસરી વર્ત્તજો. તમારા હૃદયમાં કોઈ જાતની મલિનતાને પેસવા દેશો નહીં. હૃદયની શુદ્ધિથી વર્ત્તજો અને આર્હત ધર્મને ઉદય કરનારાં દેશકાલાનુસાર સાધનોને ખીલવવામાં સહાયભૂત થજો.

હે અનગારો. હવે તમારા હિતની ખાતર મારે તમને કહેવું

જોઇએ કે, તમારે દેશકાલાનુસાર પ્રવૃતિ કરવાની છે, તે તમારી સામાચારી તરફ પૂરતું લક્ષ આપવાનું છે, અને આપણે નિરાબાધપણે ચારિત્રધર્મને પાળવાનો છે. હું તમોને પ્રતિદિન તમારા વર્ત્તન અને આચારના ગ્રંથોનો અભ્યાસ અને શ્રવણ કરાવું છું, તે તમે લક્ષમાં રાખજો. તે તરફ કદિપણ ઉપેક્ષા કરશો નહીં. તમારા માંહેલા કેટલાએક મુનિઓ તો ચારિત્રધર્મને લગતા ઉત્તમ ગ્રંથોના અભ્યાસી છે, તોપણ મારે તેમને કહેવાનું કે, તેમણે પોતાની સામાચારીના ગ્રંથોનું માત્ર પોપટીયું જ્ઞાન મેળવવાનું નથી, પણ તેને ક્રિયામાં મૂકવાનું છે આજકાલ ઘણા મુનિઓ સૂત્રગ્રંથોના સારા અભ્યાસી હોય છે, પણ તેઓ તે પ્રમાણે વર્ત્તનારા હોતા નથી. આવા મુનિઓ માત્ર જ્ઞાનના ભારને વહન કરનારા છે. તમારે તેવી રીતે કદિપણ કરવું નહીં. જે ગ્રંથનો તમે અભ્યાસ કરો તે ગ્રંથના અર્થનું મનન કરી તે પ્રમાણે વર્ત્તવા તત્પર થવું. જૈનમુનિઓ મન, વચન અને ક્રિયામાં એકજ હોય છે.

મહાનુભાવ પ્રવર્ત્તકજીનાં આ વચનો સાંભળી તેમના શિષ્યોમાંથી એક મોટા શિષ્ય વિનયથી બોલ્યા—" મહારાજજી, શ્રી વીર શાસનના અધિષ્ટાયકની કૃપાથી અને આપ પવિત્ર ગુરૂના પ્રસાદથી આપણા મુનિમંડળમાં હજુ સારી રીતે પ્રવૃત્તિ ચાલે છે, તેનું કારણ આપ મહાનુભાવ પોતેજ છો. કારણ કે, આપ હંમેશાં અમારી તરફ ઉત્તમ પ્રકારની કાળજી ધરાવો છો. અમારામાં પ્રમાદ—આળસ કે બીજો કોઇ દુર્ગુણ ન પ્રવેશ કરે તેને માટે આપ કેટલીબધી સાવધાની રાખો છો ? તે સાથે આપ પોતે પણ સ્વધર્મમાં વર્ત્તી અમોને દૃષ્ટાંતરૂપ બનો છો. વળી આપના પસાયથી આપણા મુનિમંડળમાં કોઇ પણ નાનામાં નાનો શિષ્ય પણ પોતાનાં કર્ત્તવ્યને ચુકતો નથી, તે સાથે સર્વ મુનિઓ સંપ, સલાહ અને શાંતિથી વર્ત્તે છે. "

તે શિષ્યનાં આ વચનો સાંભળી પ્રવર્ત્તકજી પ્રસન્ન થઇને બોલ્યા, " પ્રિય શિષ્ય, એ બધો ઉપકાર આપણા ધર્મનો છે, અને અમારા સ્વર્ગવાસી ગુરૂનો છે. મને આ વખતે એ મહાત્મા ગુરૂના ગુણોનું

સ્મરણ થઇ આવે છે. અમારા મહાન્ ગુરૂની પ્રસાદીથીજ આ સર્વતંત્ર ચાલે છે. તેઓ ભારતવર્ષના શ્વેતાંબરી મુનિઓના અગ્રેસર હતા અને એક પ્રખ્યાત પંડિત, વ્યાખ્યાનકાર અને ગ્રંથ લેખક હતા, તોપણ તેઓ પોતાના ચારિત્રના વર્તનનો નીશાનો ચૂકતા નહીં. તે મહાનુભાવ જેમ જેમ આ ભારતવર્ષની જૈનપ્રજામાં વિખ્યાતિ પામતા ગયા, તેમ તેમ તેઓ પોતાના ચારિત્રને પાળવામાં વિશેષ સાવધાન રહેતા ગયા હતા. તેમણે આર્હત ધર્મનાં ક્રિયા, આચાર, તત્ત્વ અને રહસ્યના માર્ગો ઉપર અનેક ગ્રંથો રચી જૈન પ્રજાનો ભારે ઉપકાર કરેલો છે. આ વીશમી સદીમાં અંધારામાં રહેલી જૈનપ્રજાને તેમણે ધર્મનો ઉત્તમ પ્રકારનો પ્રકાશ આપેલો છે. એ સ્વર્ગવાસી મહાત્માના પસાયથી અમે કાંઇપણ કરી શકવાને લાયક થયા છીએ."

આ પ્રમાણે કહી તે મહાનુભાવ પ્રવર્તકજીએ તેજ વખતે પોતાનાં નેત્રકમળને વીંચી એ પવિત્ર અદૃશ્ય મૂર્તિનું હૃદયમાં ધ્યાન કર્યું હતું અને અંજલિ જોડી હૃદયમાં ભાવરૂપે ખડી થયેલી એ દિવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં હતાં.

ક્ષણવાર પછી મહાનુભાવ પ્રવર્તકજી પ્રસ્તુત વિષયને ઉદ્દેશીને બોલ્યા—"મુનિઓ, આ વખતે તમોને ઉપદેશ આપતાં એક વાત સ્ફુરી આવી છે, પણ અત્યારે રાત્રિનો બીજો પ્રહર ચાલે છે. જો તમારી જાગ્રત રહેવાની શ્રદ્ધા હોય તો હું એ વાત તમારી આગળ પ્રગટ કરૂં, અને જો તમોને નિદ્રા બાધ કરતી હોય તો હવે એ વિષયને સમાપ્ત કરી તમોને સંથારાપર જવાની આજ્ઞા આપું."

આ વખતે આનંદવિજય નામના એક લઘુ શિષ્ય વિનયથી બોલ્યા-"મહારાજજી, આપનો ઉપદેશ સાંભળવામા મને તો ઘણો આનંદ આવે છે અને મને લાગે છે કે, આ મારા વડિલ ગુરૂ બંધુઓને પણ તેવોજ આનંદ આવતો હશે. આપના ઉપદેશના અમૃતમય આનંદને છોડી નિદ્રાના પ્રમાદને સેવવા કોણ ઇચ્છા કરે ? કલ્પવૃક્ષને છોડી લીંબડાની છાયામાં કોણ બેસે ? જેટલો વખત પ્રમાદ ઓછો સેવાય, તેટલો મોટો લાભ છે."

લઘુ શિષ્ય આનંદવિજયની આ વાણી સાંભળી બીજા સર્વ શિષ્યોએ તેને એકી અવાજે અનુમોદન આપ્યું અને તેમણે સર્વેએ મહાનુભાવ પ્રવર્ત્તકજીને ઉપદેશને આગળ ચલાવાની વિનંતિ કરી."

પ્રસન્ન મૂર્તિ પ્રવર્ત્તકજી આનંદના આવેશથી આ પ્રમાણે બોલ્યા—"પ્રિય શિષ્યો, તમારા હૃદયમાં આ વખતે એવો વિચાર સ્ફુર્યો છે કે, "તમારા માંહેલા કેટલાએક શિષ્યોની આ વખતે ચારિત્ર પાળવાના સંબંધે પરીક્ષા લેવી. પ્રતિદિન કરવામાં આવેલા ઉપદેશ અને તેનો સાર તેમના હૃદયમાં રહે છે કે નહીં? અને તેઓ પોતાના ચારિત્રને પાળવાના નિયમોને યાદ રાખે છે કે નહીં? એ ખાત્રી કરવાની મારી ઇચ્છા ઉત્પન્ન થઇ છે. કહો, તમારો શો વિચાર છે?"

સર્વ મુનિઓ એક સાથે આનંદ પૂર્વક બોલી ઉઠયા. 'ભગવન્, જેવી આપની ઇચ્છા. અમે આપની આ ઇચ્છાને આનંદથી સ્વીકારીએ છીએ અને આપને પરીક્ષા આપવાને પૂર્ણ રાજી છીએ. ભગવન્, આપ કયા વિષયમાં અમારી પરીક્ષા લેશો? તે કૃપા કરી જણાવશો."

પ્રવર્ત્તકજી પ્રસન્ન થઇને બોલ્યા—"શિષ્યો, આચારાંગસૂત્રને વિષે તમારી પરીક્ષા લેવાનો મારો વિચાર છે. કારણકે, મેં તમોને એ સૂત્ર હમણાજ ભણાવ્યું છે અને તેનું વિવેચન કરી સમજાવ્યું છે. તમારા હૃદયમાં એ મહાન્ સૂત્રનો આશય રહેલો છે કે નહીં? એ મારે તપાસવાનું છે. પ્રિય શિષ્યો, એ સૂત્રના મૂળ પાઠો તમને કંઠસ્થ કદિ ન હોય, પણ તેનો આશય તો તમારે કંઠસ્થ રહેલો હોવો જોઇએ. વળી હું તમોને પ્રતિદિન તે સૂત્રનાં વચન પ્રમાણે પ્રવર્ત્તન કરવાની સૂચના આપ્યા કરૂં છું, તેથી સૂત્રનો આશય તમોને સારી રીતે કંઠસ્થ હોવો જોઈએ."

આ વખતે લઘુ શિષ્ય આનંદવિજય બોલ્યા—"ભગવન્, કદિ આપ તે સૂત્રના મૂળ પાઠ બોલાવશો, તોપણ હું કરવાને તૈયાર છું."

પ્રવર્ત્તકજી પ્રસન્ન થઇ હસતા હસતા બોલ્યા—"આનંદ, તને

સાબાશી ઘટે છે. વખતે તને મૂળપાઠ પૂછવામાં આવશે. બરાબર હુશિઆર રહેજે, હો."

પછી પ્રવર્ત્તકજીએ પોતાના એક સુમતિવિજય શિષ્યને પૂછ્યું, "સુમતિવિજય, તું હંમેશાં પ્રાયે કરીને આહારપાણી લેવા જાય છે, તો તને પૂછવાનું કે, મુનિએ કેવો આહાર ન લેવો જોઈએ? તેને માટે આચારાંગસૂત્રમાં શું કહ્યુ છે?"

સુમતિવિજયે તરત યાદ કરીને જણાવ્યું, "મહારાજ, તેને માટે તે સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં લખ્યું છે કે, જે અશન, પાન, ખાદિમ કે સ્વાદિમરૂપ આહાર ઝીણાં જંતુઓ, બીજ કે વનસ્પતિથી સેલભેલ થયેલો હોય, થંડા પાણીથી ભીંજાએલો હોય, ધુળથી બગડેલો હોય, તેવો આહાર જે ગૃહસ્થ હાથમાં કે પાત્રમાં ધરીને દેવા માડે તો તે આહાર મુનિએ લેવો નહીં."

પ્રવર્ત્તકજીએ તેને હૃદયમાં ધન્યવાદ આપીને બીજો પ્રશ્ન કર્યો—"સુમતિ, કદિ કોઇ ભૂલચુકથી તેવો આહાર લેવાઈ જવાય તો તેનું શું કરવું?"

સુમતિવિજયે તરતજ ઉત્તર આપ્યો, "ભગવન્, જો તેવો આહાર ભૂલચુકથી લેવાઇ જવાય તો મુનિએ તે આહાર સાથે લઈ કોઇ નિર્જન પ્રદેશમાં જવું અને ત્યા જીવજંતુ, વનસ્પતિ તથા બી નાશ રહિત સ્થળ શોધીને તે આહારને સુધારવો અને પછી તે વાપરવો. તેમ છતાં જો તે સુધરી શકે તેમ ન હોય તો નિર્જન પ્રદેશમાં જઇ બળેલી જમીનમાં અથવા જ્યાં અસ્થિ બહુ પડેલાં હોય ત્યાં અથવા જ્યાં પલાળ કે છાણુ ઘણું પડયું હોય ત્યા, અથવા તેવી જાતના બીજા સ્થંડિલમાં પુંજી પ્રમાર્જી તે આહાર યતના પૂર્વક પરઠવી દેવો."

પ્રવર્ત્તકજીએ આનંદ સાથે કહ્યું, "સુમતિ, તને પૂરી સાબાશી ઘટે છે." પછી તેઓએ પોતાના નાનેરા શિષ્ય આનંદવિજયને કહ્યુ, "આનંદ, હવે તારો વારો આવ્યો કહે—"સાધુએ ગૃહસ્થના ઘરમાં કેવી રીતે પ્રવેશ કરવો? તેને માટે આચારાંગ સૂત્રમાં શું કહ્યુ છે?"

આનંદવિજય આનંદપૂર્વક બોલ્યા—"મહારાજજી, આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં પ્રથમ ઉદ્દેશમાં લખે છે કે, ભિક્ષુ અથવા ભિક્ષુણીએ આહાર લેવા માટે ગૃહસ્થના ઘર તરફ જતાં અન્ય તીર્થીઓ, બ્રાહ્મણો અને પાસત્થા વગેરેનો સાથ કરવો નહીં, તેમની સાથે ઘરમાં પેસવું કે નીકળવું નહીં, તેમજ તેવા લોકોને પોતાનો આહાર આપવો નહીં."

પ્રવર્ત્તકે તરતજ બીજો પ્રશ્ન કર્યો. "જૈન મુનિએ કેવો આહાર ન લેવો જોઈએ ?"

આનંદવિજય સ્મરણ કરીને બોલ્યા—" મહારાજજી, તેને માટે તેજ સ્થળે લખે છે કે, ગૃહસ્થે જે આહાર સાધુને માટે છકાયની હિંસા કરી તૈયાર કર્યો હોય, વેચાતો લીધો હોય, ઉધારે લીધો હોય, કોઈની પાસેથી ઝુંટાવી લીધો હોય, કે માલેકની રજા શિવાય લઈ રાખ્યો હોય તેવો આહાર તે ગૃહસ્થ કોઈ મુનિ કે સાધ્વીને આપવા માંડે તો તેમણે જાણતાં છતાં તે આહાર ગ્રહણ નહીં કરવો. અગર જો કે તે આહાર તે ગૃહસ્થે પોતે કર્યો હોય અથવા બીજાએ કર્યો હોય, ઘરથી બાહેર નીકાળ્યો હોય અથવા ન નીકાળ્યો હોય, તે ગૃહસ્થે તે આહાર પોતાનો કરી રાખ્યો હોય, અગર ન હોય, તેણે વાપરેલો હોય, અગર ન વાપરેલો હોય, તો પણ તે અપ્રાસુક અને અનેષણીય જાણીને મુનિએ કે સાધ્વીએ ગ્રહણ ન કરવો." પ્રવર્ત્તકજીએ પુનઃ પૂછ્યું, " પ્રાસુક અને એષણીય આહાર હોય તોપણ તેને અપ્રાસુક અને અનેષણીય ક્યારે ગણવો ?"

આનંદવિજયે તરતજ ઉત્તર આપ્યો. " મહારાજજી, જે આહાર ગૃહસ્થે ઘણા પણ મુકરર સંખ્યામાંના બ્રાહ્મણ, મીજમાન, દીન, કે ભાટચારણને માટે કરેલ હોય, પણ તે તેણે પોતેજ કરેલ હોય, તે વાપરેલ છતાં કે અવાપરેલ છતાં તેવા આહારને અપ્રાસુક કે અનેશણીય ગણી મુનિએ વ્હોરવો નહીં."

પ્રવર્ત્તકજી ખુશી થઈને બોલ્યા—" આનંદ, તને સાબાશી ઘટે છે. મુનિને જે ઉપયોગી છે, તે વાત તેં બરાબર યાદ રાખેલ

છે. હવે એક નાનો પ્રશ્ન પૂછવાનો છે, તેનો ઉત્તર આપ. પછી બીજા સાધુઓને પૂછીશ."

આનંદવિજયે આનંદ સહિત જણાવ્યું, "મહારાજ સાહેબ, જેવી આપની ઇચ્છા. જે પૂછવું હોય તે પૂછો."

પ્રવર્ત્તકજી બોલ્યા—"મુનિએ હંમેશાં ટુંકામાં કેવી રીતે વર્ત્તવું જોઈએ? અને તે વિષે આચારાંગમાં શું કહેલું છે?"

આનંદ મુનિ વિચાર કરીને તરતજ બોલ્યા,—"ભગવન્, બીજા શ્રુતસ્કંધના પ્રથમ ઉદ્દેશને અંતે કહ્યું છે કે," સાધુ કે સાધ્વીનું એજ કર્ત્તવ્ય છે કે, "હંમેશાં સર્વ પદાર્થોમાં સમભાવ રાખી જ્ઞાન, દર્શન અને ચારિત્ર સાચવતાં થકાં સદા ઉદ્યોગી થઈ વર્ત્તવું."

પ્રવર્ત્તકજીએ પોતાના લઘુ શિષ્યને સાબાશી આપતાં કહ્યુ કે, "આનંદ તું પરીક્ષામાં પ્રથમ પદે પસાર થયો છે. પછી સુમતિવિજય તરફ દૃષ્ટિ કરીને કહ્યુ, સુમતિ, જૈનમુનિએ કેવા કુળમાંથી અહારપાણી લાવવાં જોઇએ? તેને માટે આચારાંગ સૂત્રમાં શું કહેલું છે?"

સુમતિ વિચાર કરીને બોલ્યા—"ભગવન્, બીજા શ્રુતસ્કંધના આઠમા અધ્યયનના બીજા ઉદ્દેશમાં લખે છે કે, "મુનિએ ઉગ્રકુળ, ભોગકુળ, રાજન્યકુળ, ક્ષત્રિયકુળ, ઇક્ષ્વાકકુળ, હરિવંશકુળ, એષ્યકુળ, વૈશ્યકુળ, ગંડુકકુળ, કોટ્ટગકુળ, ગ્રામરક્ષકકુળ અને બોક્કશાલીયકુળ તથા એવીજ જાતના બીજા પણ અતિરસ્કૃત અને અનિંદિત કુળોમાં નિર્દોષ આહાર લેવા જવું."

પ્રવર્ત્તકજીએ તે પ્રશ્નમાં બીજો અંતર પ્રશ્ન પૂછયો, "ઉગ્રકુળ વગેરે છ કુળો અને એષ્યકુળ વગેરે છ કુળો કયા વર્ગના છે? એષ્યકુળ એ કેવી જાત કહેવાય? અને ગંડુકકુળ, કોટ્ટગકુળ અને બોક્કશાલીય કુળ કેવી જાતના છે? તે સમજાવ."

સુમતિએ વિચાર કરીને કહ્યું, "મહારાજજી, ઉગ્રકુળથી હરિવંશ લગીના છ કુળો રજપૂત વર્ગના છે અને એષ્યથી બોક્કશાલીય લ-

ગીના છ કુળો વૈશ્ય વર્ગના છે. એષ્યકકુળ એ ગોવાળ જાતિનું કુળ છે. ગંડુકકુળ ઉદ્ઘોષણા કરનારી જાતિનું કુળ છે, કોટ્ટાગકુળ સુતાર જાતિનું કુળ છે અને બોક્કશાલીય કુળ એ સાળવીની જાત છે." પ્રવર્ત્તકજી પ્રસન્ન થઈને બોલ્યા—" સુમુતિ, સાબાશ છે. આચારાંગ સૂત્ર ઉપર તારો પ્રશંસનીય અભ્યાસ છે. પરંતુ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે, મુનિએ મોટી જમણવારમાં આહાર લેવા ન જવો જોઇએ, એમ લખેલું છે. તેનું શું કારણ છે ? જમણવારમાં આહાર લેવા જવાથી શા શા ગેરફાયદા થાય છે ? તે કહે. "

સુમતિવિજય વિચાર કરીને બોલ્યા—" ભગવન્ , તેને માટે બીજા શ્રુતસ્કંધમાં આઠમાં અધ્યાયના ત્રીજા ઉદ્દેશમાં લખે છે કે, "જમણવારમાં એકઠા થયેલા ગૃહસ્થો,સ્ત્રીઓ,પરિવ્રાજકો,તથા પરિવ્રાજિકાઓ વગેરેની સાથે મુનિ એકલા ભેળાયાથી કદાચ મદિરાપાનમાં પણ ફસી પડે. કારણકે, લોલુપજનને સર્વ કાંઇ સંભવિતછે. તેથી તે મદિરામત્ત બની પોતાને સ્થાને નહીં પહોંચતાં લથડી પડે છે અથવા નીસો કરવાના આવેશથી બેહોસ થઇ સ્ત્રીઓમાં આસક્ત થાય, અથવા ત્યાં રહેલી સ્ત્રીઓ કે નપુંસકમાંનું કોઇ એક મુનિપર આશક થઈ કહેવા માડે કે, " હે આયુષ્યમન્ શ્રમણ, આ બગીચામાં અથવા ઉપાશ્રયમાં રાતે અથવા અમુક વખતે આપણે એકઠા મળી ભોગવિલાસમાં વર્તશું " એમ કહી તેઓ મુનિઓને વિષયોથી લલચાવી કબજે કરે અને તેમાં કદાચ એકલો મુનિ ફસી પણ પડે. માટે એ વાતને અકરણીય જાણીને મુનિએ જમણવારમાં નહીં જવું. વળી જો મુનિ તેવી મોટી જમણવારમાં જાય તો જેમાં ઘણો લોક એકઠા મળ્યા હોય અને ભોજન થોડું રંધાએલું હોય તેથી ભીડાભીડમાં તેનો પગ બીજાઓના પગતળે દબાશે, હાથ બીજાઓના હાથો સાથે અથડાશે, પાત્ર બીજાઓના પાત્રો સાથે અફળાશે, માથું બીજાઓના માથાં સાથે અડકાશે, અને શરીર બીજાઓના શરીરો સાથે ઘસાશે. વળી ત્યાં એવી ભીડમાં લાકડી, હાડકાં, મૂઢ, પત્થર કે ખપ્પરનો માર પણ કદાચ સેહેવો પડશે.

અગર કોઈ મુનિના શરીરપર ટાઢું પાણી રેડશે અથવા ધુળ રેડશે અથવા મુનિને ત્યાં અશુદ્ધ આહાર મળશે અથવા બીજાને મળવાનું છતાં વચમાંથીજ મુનિ તે આહાર ઝુંટાવી લેશે એ રીતે અનેક દોષ સંભવે છે- માટે નિર્ગ્રંથ મુનિએ તેવી જાતના બહુ ભોજનમાં આહાર મેળવવાના ઈરાદાથી કદાપિ નહીં જવું."

પ્રવર્ત્તકજીએ સુમતિને ધન્યવાદ આપી પાછો પ્રશ્ન કર્યો— "સુમતિ, મુનિએ કેવા લોકોનો આહાર ન લેવો જોઈએ?" સુમતિવિજય વિચાર કરીને બોલ્યા—"મહારાજજી, મુનિએ ચક્રવર્ત્તી પ્રમુખ ક્ષત્રિઓ, રાજાઓ, ઠાકોરો, સરદારો, કે રાજવંશી લોકો કે, આ શહેરમાં કે શહેર બાહેર રહેતા વા રસ્તે પ્રયાણ કરતા હોય તેમને ત્યાંથી નિમંત્રણ છતાં યા નહીં છતાં આહાર ગ્રહણ ન કરવો."

સુમતિવિજયના મુખથી આ જવાબ સાંભળી પ્રવર્ત્તક ખુશી થઈ ગયા અને આનંદપૂર્વક બોલ્યા—"સુમતિ, તારાં હૃદયમાં આચારાંગ સૂત્રનો શુદ્ધ આશય યથાર્થ ઉતરી ગયો છે. એમ મને પ્રતીતિ થાય છે. તે છતાં એક પ્રશ્ન પુછવાની પુનઃ ઇચ્છા થાય છે." સુમતિ, કદિ કોઈ ગૃહસ્થ મુનિને સર્વને માટે ભેગોજ આહાર આપે તો મુનિએ તેની શી વ્યવસ્થા કરવી? તેને માટે સૂત્રકાર શું કહે છે?

સુમતિવિજયે વિચાર કરીને કહ્યું—'સ્વામી, તેને માટે આચારાંગસૂત્રમાં લખેલું છે કે, "કોઈ ગૃહસ્થ આહાર આપતાં કહે કે, "હે-આયુષ્મન સાધુઓ, આ આહાર તમો સર્વ જણને આપ્યો છે. માટે તમે બધાજણ ભેગામળી ખાઓ અથવા વેહેંચી લ્યો." તેમ છતાં તે મુનિ આહાર લઈ આવી ચુપચુપ રહી એમ વિચાર કરે કે, "આ આહારતો મનેજ માત્ર મળ્યો છે," આમ વિચારવાથી તે મુનિ દોષપાત્ર થાય છે. માટે એવો વિતર્ક કદાપિ ન કરવો, કિંતુ તે આહાર લઈ બીજા શ્રમણાદિકો પાસે જવું અને શરૂઆતમાંજ જણાવવું કે "આયુષ્મન્ શ્રમણો, આ આહાર આપ સર્વજણને એકઠો મળ્યો છે, માટે ભેગા ખાઓ અથવા વેહેંચી લ્યો." આમ મુનિએ કહેતાં મુનિને કોઈ કહે કે,—"હે આયુષ્મન શ્રમણ, તુંજ બધાને

વેહેંચી આપ." ત્યારે મુનિએ તે વેહેંચી આપતાં પોતા તરફ ઝાઝો ઝાઝો યા સ્વાદિષ્ટ સ્વાદિષ્ટ યા ઉત્તમ ઉત્તમ યા રસિક, રસિક યા મનોહર મનોહર અથવા ઘૃતવાલો કે ચોખો ચોખો નહીં નાંખવો. કિંતુ ત્યાં મુનિએ સર્વ લોલુપપણું છોડીદઈને શાંતપણે તે ખરેખર સરખી રીતેજ વેહેંચી આપવો."

સુમતિવિજયનો આ ઉત્તર સાંભળી પ્રવર્ત્તકજી પ્રસન્ન થઇ ગયા અને તેઓ આનંદિત મુદ્રા કરીને બોલ્યા કે, "સુમતિ, તું પરીક્ષામાં પ્રસાર થયો છે. આ પ્રમાણે તું આપણા આચારના વિધિમાં સર્વદા તત્પર રહેજે. તે સાથે જેવું આચારમાં હોય, તે પ્રમાણે વર્ત્તનમા રાખજે"

પછી તેઓએ વિનયવિજય નામના એક શિષ્યને કહ્યું, "વિનયવિજય, તેં પણ આચારાંગનો સારો અભ્યાસ કર્યો છે, તને તેના આચારનો પ્રકાર યાદ છે?"

વિનયવિજયે મુખ ઉપર પ્રસન્નતાના અંકુરો દર્શાવતા કહ્યું, "સ્વામી, આપના પસાયથી મને યથાશક્તિ યાદ હશે. આપ પુછવાની કૃપા કરો."

પ્રવર્ત્તકજીએ પ્રેમ દર્શાવતા કહ્યુ, "વિનયવિજય, મુનિએ ગૃહસ્થને ઘેર આહાર પાણી લેવા જવુ તે વખતે ગૃહસ્થના ઘરમા કયાં ઉભું રહેવું? અને તે વખતે આહારાદિ શી રીતે માગવા?" વિનયવિજય વિચાર કરીને બોલ્યા—'મહારાજજી, આચારાગ સૂત્રના દશમા અધ્યયનના છઠા ઉદ્દેશમા એ વિષે સૂત્રકારે કહ્યું છે, "મુનિએ ગૃહસ્થને ઘેર જતાં ત્યા ગૃહસ્થના દરવાજાની શાખા પકડી ઉભા રહેવું નહીં. ગૃહસ્થના પાણી ઢોળવાના સ્થાનક તરફ ઉભા રહેવું નહીં તેમજ કોગળા કરવાના કે સ્નાન કરવાના સ્થાન તરફ ઉભા રહેવું નહી. વળી ગૃહસ્થના ઘરની બારીઓ યા છિદ્રો, યા ફાટ તથા પાણીઆરાને મુનિએ પોતાના હાથ કે આંગળીઓ અડકાવી ઉંચા નીચા થઇ તેઓમાંથી ગૃહસ્થનું ઘર જોવું નહીં. મુનિએ ગૃહ

કરેલ, તેના ઉત્તરમાં કહેવાનું કે, " લોટ મશળવા માટેનું પાંણી, તિલ ધોયાનું પાણી, ચોખા ધોયાનું પાણી તથા એવીજ જાતનું બીજું હરેક પાણી જો તરતનું ધોયેલું હોય, અને હજુ તેનો સ્વાદ, ફર્યો ન હોય, તેમજ તેનું પુરતું પરિણામાંતર પણ ન થયું હોય તથા તેનો યોનિધ્વંસ પણ હજુ ન થયો હોય તો તેવું પાણી અને ષણીય જાણીને મુનિએ લેવું નહીંપણ જો તેવું પાણી લાંબા વખતનું ધોયેલું, સ્વાદથી ફરેલું, પરિણામાતર પામેલું અને યોનિરહિત થયેલું હોય તો તે લેવું. "

આ પ્રશ્નના ઉત્તરને માટે દશમાં અધ્યયનના સાતમા ઉદ્દેશમાં કહેવામા આવેલું છે. મહારાજજી, આપે ત્રીજા પ્રશ્નમાં કહ્યું કે, " મુનિએ કેવા ફળ લેવાં ? " તેના ઉત્તરમાં તેજ અધ્યયનના આઠમાં ઉદ્દેશમાં લખે છે કે,—" મુનિએ કેટલાએક ફળોના પાણી, લેવાં નહીં. તેમાં મુખ્યપણે આંબાનું પાણી, અંબાડાનું પાણી કેઠનું પાણી, બીજોરાંનું પાણી દ્રાક્ષનું પાણી, દાડમનું પાણી, ખજુર, નાલીયેર, કેરા, બોર, આંમળાં અને આંબલીનું પાણી, તથા એવીજ જાતનું બીજુ હરેક પાણી ગૃહસ્થ આપવા માંડે તો મુનિએ તેને અપ્રાસુક જાણીને ન લેવું ફલને માટે કહ્યું છે કે, કાચા, શસ્રથી નહીં ભેદાએલા સાલુક નામે જલકંદ વિરાલિકાનામે સ્થલ કંદતથાસર્ષપકંદલી વગેરે કંદો ગ્રહણ કરવા નહી પીપર, પીપરનું ચૂર્ણ, મરચા મરચાનું ચૂર્ણ, આદુ, આદાનું ચૂર્ણ, તથા એવી જાતની બીજી ચીજો પણ જો કાચી અને શસ્રથી ભેદાએલી ન હોયતો અપ્રાસુક ગણીને લેવી નહીં. આંબાના ફલ, અંબાડાના ફલ, તાલફલ, જિઝરી વેલના ફલ, શતદ્રુના ફલ, સલ્લકી ફલ, તથા એવા બીજા હરેકફલ કાચા હોય અને શસ્રથી છુંદાયલા ન હોય તો ગ્રહણ ન કરવાં પીપળાના, વડના પીપળીના નંદીવૃક્ષના અને શલ્લકીના કુપળ પણ કાચા અને શસ્રથી નહીં ભેદાયલા ન લેવા. એવીજ રીતે કાચા અને શસ્રથી નહીં ભેદાએલા આંબાના, કોઠના, દાડમના બીલુના, અને એવીજ જાતના બીજા બોર પણ મુનિએ ગ્રહણ ન કરવા. "

મહારાજજી, આપે ચોથા પ્રશ્નમાં પુછયું કે, " મુનિએ આહાર લેતાં કેમ વર્ત્તવું ? " તેના ઉત્તરમા એજ અધ્યયનના નવમાં ઉદ્દેશમાં કહ્યુ છે કે, " મુનિએ વખતસર ભિક્ષાએ જતાં ગૃહસ્થ તેના માટે ઉપકરણુ કે આહાર બનાવવા માંડે અને મુનિ તેમ જાણીને તે વખતેજ તેને મનાઈ ન કરતાં એમ વિચારે કે, " જયારે મને તે આપવા માંડશે, ત્યારે ના પાડીશ " તો તે દોષપાત્ર થાય છે, માટે એમ નહીં કરવું. કિંતુ શરૂઆતમાંજ મુનિએ તે ગૃહસ્થને જણાવવું કે, ' હે આયુષ્મન, અથવા બ્હેન, મને મારા માટે બનાવેલું આહારપાણી કામ આવતુ નથી, માટે તમે મારા માટે બનાવોમાં " એમ કહ્યા છતા પણુ ગૃહસ્થ આવા કાર્મિક આહારપાણી બનાવી આપવા માંડે તો તે મુનિએ ગ્રહણુ ન કરવું "

ભગવન્, આપે પાચમાં પ્રશ્નમા કહ્યુ કે, " મુનિએ આહાર લાવતાં શી રીતે વર્તવું ?" તેને માટે તે દશમા અધ્યયનના દશમા ઉદ્દેશમાં કહ્યુ છે કે, " કોઈ મુનિ મનોહર ભોજન લાવીને મનમાં વિચારે કે, " રખેને આ ખુલ્લું બતાવીશ તો આચાર્ય કે કોઈ ઉપરી સાધુ આ આહાર લઈ લેશે પણુ મારે તો કોઈને આપવો નથી. એમ વિચારી તે મનોહર ભોજનને હલકા ભોજનવડે ઢાકી કરીને પછી આચાર્યાદિકને તે બાતાવે તો તે દોષપાત્ર થાય છે, માટે મુનિએ એમ નહીં કરવુ કિંતુ તે મનોહર ભોજનના પાત્રને ઉંચા હાથમા ખુલ્લું ધરીને "આ રહ્યુ" એમ ખુલ્લુ બતાવવું. કાંઈ પણુ વસ્તુ છુપાવવી નહીં. વળી મુનિએ લાવેલા ભોજનમાંથી સારૂં સારૂં ખાઇ કરીને ખરાબ ખરાબ બતાવવા જવું નહીં, તેમ કરનાર મુનિ દોષપાત્ર બને છે."

મુનિ વિનયવિજયના આ પાચ પ્રશ્નોના ઉતર સાભળી પ્રવર્ત્તકજી મહારાજ અત્યત પ્રસન્ન થઈને બોલ્યા—" વિનય તું પણુ પરીક્ષામાં સારી રીતે પસાર થયો છે. આચારાંગસૂત્રને વિષે તારો અભ્યાસ ઊચી જાતનો છે, એમ મને ખાત્રી થઇ છે. તારી મનોવૃત્તિ

માં એ પવિત્રસુત્રની વાણી રમણ થઇ રહેલી છે, એમ તારા ઉત્તર ઉપરથી સિદ્ધ થાય છે."

આ પ્રમાણે કહી પ્રવર્ત્તકજીએ ચંદ્રવિજય નામના એક તરૂણ મુનિને પુછ્યું, "ચંદ્ર, તારો અભ્યાસ આચારાંગસૂત્રમાં કેવો છે? તું પરીક્ષા આપીશકે કે નહીં?"

ચંદ્રવિજય વિનયથી બોલ્યા—"સ્વામી, મને અહંકારથી કહેવું યોગ્ય લાગતું નથી, પણ આપ પ્રવર્ત્તકજીનું પાઠન કદિપણ નિષ્ફલ થતું નથી. મને આશા રહે છે કે, હું યથાશકિત પરીક્ષા આપી શકીશ; તે પણ આપનોજ પસાય છે."

પ્રવર્તકજીએ જરા વિચાર કરીને પુછ્યું, 'ચંદ્ર, ઇષણા શબ્દનો શો અર્થ છે? અને તે કેટલા પ્રકારની કહેવાય છે?"

ચંદ્રવિજય, ક્ષણવારમાં વિચાર કરીને બોલ્યા—"ભગવન આચારાંગ સૂત્રના દશમા અધ્યયનના અગીયારમા ઉદ્દેશમાં તે વાત દર્શાવી છે. ઇષણા શબ્દનો અર્થ પ્રતિજ્ઞા થાય છે. આહાર લેવાની પ્રતિજ્ઞા તે પિંડેષણા કહેવાય છે. અને તે સાત પ્રકારની છે. અને પાણી લેવાની પ્રતિજ્ઞા તે પાણેષણા કહેવાય છે. તે પણ સાત પ્રકારની છે."

પ્રવર્તકજીએ આનંદપૂર્વક કહ્યું, "ચંદ્રવિજય, આ તારા ઉત્તારથી સંતોષ મળ્યો છે પરંતુ તે એષણાઓને અર્થને સંક્ષેપમાં કહીને સમજાવ."

ચંદ્રવિજયે તત્કાલ કહ્યું, "ચોખા હાથ તથા પાત્રથી આહાર પાણી માગવા અને લેવા, એ પહેલી પિંડેષણા કહેવાય છે. ખરડેલા હાથ તથા પાત્ર એ બીજી પિંડેષણા કહેવાય છે. હાથ ખરડેલા હોય અને પાત્રો ચોખા હોય અથવા પાત્રો ચોખા હોય અને હાથ ખરડેલા હોય તેવી રીતે ભિક્ષા માગવી એ ત્રીજી પિંડેષણા કહેવાય છે. પૌવા કે ચોખાની ભુકી એવી જણાય કે, જે લીધાથી થોડો પશ્ચાત્કર્મ નામનો દોષ લાગે એવી વસ્તુને ગ્રહણ કરવી, એ ચોથી

ચંદ્રવિજયે વિનયથી કહ્યુ, “ ભગવન, જેવી આપની આજ્ઞા.”

પ્રવર્ત્તકજીએ પુછયું, “ ચંદ્રવિજય, આજકાલ ઘણાં મુનિઓ પોતાના વસતિસ્થાન સંબધી કાંઇ પણ વિચાર કરતા નથી, પોતાને કેવા ઉપાશ્રયમા કે સ્થાનમા રહેવું જોઇએ ? તે સંબંધી કાંઇ પણ તપાસ કરતા નથી અને તત્કાલ તેમા પેશીજાય છે, એટલુંજ નહીં પણ તે ઉપાશ્રયને પોતાની મીલ્કત તરીકે ગણી તેમાં પોતાનું સ્વામીત્વ માને છે, માટે મુનિએ કેવા સ્થાનમા વસતિ કરવી જોઈએ ? અને તેમા કેવી રીતે વાસ કરવો જોઇએ ? તે વિષે સંક્ષેપમાં કહે ”

ચંદ્રવિજય વિચાર કરીને બોલ્યા—“ મહારાજજી, જે ઉપાશ્રય મુનિઓના માટેજ બંધાવેલો કે રાખેલો જણાય. જેમકે તે એક મુકરર સમાન ધર્મી સાધુના માટે જીવહિંસા પૂર્વક બંધાવ્યો હોય યા વેચાતો લઇ રાખ્યો હોય, અથવા ભાડે રાખેલો હોય, વા ઝુંટાવી લીધો હોય, વા માલેકની રજા શિવાય રાખેલો હોય, અથવા તે તૈયાર થતા તરત બીજા માણસની વતી મુનિના સામે જઇ જણાવેલો હોય તેવો ઉપાશ્રય અગર તે દેનાર ધણીએ ચણેલો હોય વા બીજા પુરૂષે ચણેલો હોય, તેમજ તે દેનારે નહીં વાપરેલો હોય યા વાપરેલો હોય તો પણ તેમાં મુનિએ તથા આર્યાએ સ્થાન શય્યા કે બેઠક કરવી નહીં. એજ રીતે ઘણા મુનિઓને કે ઘણી સાધ્વીઓને ઉદ્દેશિને કરેલા મકાનમાં રહેવું જોઇએ. જે ઘણા શ્રમણ, બ્રાહ્મણ, વટેમાર્ગુ, યાચક કે ભાટ ચારણોના માટે કરેલું કે રાખેલું જણાય. અને તે સ્થાન તે દેનાર પુરૂષેજ કરેલુ હોય અને વપરાયલું પણ ન હોય તો તેવા મકાનમા રહેવું નહીં અને જો તે દેનાર પુરૂષ થીબીજા પુરૂષે કરેલ હોય, અને વપરાયેલ પણ હોય તો મુનિ અથવા સાધ્વીએ તેમાં યતનાપૂર્વક રહેવું. વળી મુનિએ કે સાધ્વીએ થાભલાની ટોચ ઉપર રહેલા મકાનમાં, માંચડાઓ ઉપર કે માળ ઉપર અથવા સો ઉપર અથવા અગાશીમા કે બીજા કોઇપણ આકાશવર્તી મકાનમાં જરૂરી કારણો શિવાય રહેવું નહીં તેમજ પોતાની વસતિના ભાગમાં કોઇ જાતની

ગંદકી કરવી નહીં. જે સ્થાનમાં બાલબચ્ચાં કે સ્ત્રીઓ રહેતી હોય અથવા કુતરા બીલાડાં વગેરે ક્ષુદ્ર જંતુઓ અને જાનવરો રહેતાં હોય તથા તેમનાં ખાનપાન ત્યા રખાતાં હોય, તેવા ગૃહસ્થના પરિચયવાળા મકાનમા વાસ ન કરવો. ત્યાં વસવાથી નવ પ્રકારના દોષ લાગવાનો સંભવ છે. કદિ ત્યાં વસતા મુનિને કોઇ જાતનો રોગ થઇ આવે તો તે પડોશમાં રહેતા ગૃહસ્થો ભકિતથી અથવા દયાથી મુનિની વૈયાવચ્ચ કરવાને કેટલાએક આરંભવાળા કાર્યો કરવા મંડી જાય, એ પ્રથમ દોષ છે. કદિ ગૃહસ્થના ઘરમાં રહેનારા હલકા ચાકર વગેરે મુનિની સાથે અવિનયથી વર્ત્તે અથવા લડે, એ બીજો દોષ છે. કદિ ગૃહસ્થો પોતાને માટે અગ્નિ સળગાવે તો તે જોઇ મુનિના દિલમાં કચવાટ થઇ આવે એ ત્રીજો દોષ છે. કદિ ગૃહસ્થ ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભૂષણો પેહેરે તથા પોતાની યુવાન કુમારીઓને પેહેરાવે, તે જોઇ મુનિના મનને વિકાર થઇ આવે, એ ચોથો દોષ છે. ગૃહસ્થની કોઇ અપુત્ર સ્ત્રી કે યુવાન પુત્રી કે પુત્રવધૂ મુનિને જોઇ વિકાર પામે, એ પાંચમો દોષ છે. ગૃહસ્થો સ્નાન તૈલમર્દન કરી સાફ રહેનારા હોવાથી મુનિના સ્નાનરહિત–મલિન શરીરને જોઇ તેમને અભાવ ઉત્પન્ન થાય એ છઠ્ઠો દોષ છે. ગૃહસ્થ પોતાના ઘરમાં વિવિધ જાતના ભોજન મુનિને માટે કરાવે અને વખતે મુનિ પણ તેવા ભોજન જોઇને તેની ઇચ્છા કરે, એ સાતમો દોષ છે. ગૃહસ્થો શીતઋતુમાં લાકડાં ફોડાવે અને તેનો તાપ કરે, તે વડે મુનિને તપાવાની ઇચ્છા કરે, અને વખતે મુનિને પણ તે જોઇ તાપવાની ઇચ્છા થાય એ આઠમો દોષ છે. ગૃહસ્થની પાસે અથવા ઘરમાં વસતા મુનિ કે સાધ્વી વડીનીત માટે રાત્રે અથવા સાંજ સવારે ગૃહસ્થના ઘરનો દરવાજો ઉઘાડે તે વખતે કદાચ કોઇ ચોર અંદર ભરાઇ બેસે તો હવે મુનિથી તો આવું બોલી શકાય નહીં કે " આ ચોર પેસે છે કે છુપાય છે, યા દોડી આવે છે કે બોલે છે, અથવા તેણે ચોર્યું કે બીજાએ ચોર્યું, તે ગૃહસ્થનું ચોરાયું કે બીજા કોઇનું ચોરાયું, આ રહ્યો ચોર, આ રહ્યો, તેનો મદદગાર આ રહ્યો, મારનાર

અને એણે અહિં સઘળું કીધું, ઇત્યાદિ. ” એથી કરીને પાછળથી તે ગૃહસ્થ તે તપસ્વીનેજ ચોર કરી માને છે, માટે મુનિને એવી ભલામણ છે કે, તેણે ગૃહસ્થ સાથે નહીં રહેવું. ”

તે શિવાય અભિક્રાંત ક્રિયા, કાલાતિક્રાંત ક્રિયા, ઉપસ્થાન ક્રિયા, અભિક્રાંત ક્રિયા, વર્જ્ય ક્રિયા, મહાવર્જ્ય ક્રિયા, સાવદ્ય ક્રિયા અને અલ્પ ક્રિયા વગેરે વસતિના નવ દોષો કહેલા છે. તેઓમાં અભિક્રાંત ક્રિયા અને અલ્પ ક્રિયા નામની વસતિ મુનિને ઉતરવા યોગ્ય છે બાકીની વસતિ અયોગ્ય છે. તે શિવાય સુવાની જગ્યાને માટે કેટલાએક નિયમો તે સ્થળે દર્શાવ્યા છે. જો આપની ઇચ્છા હોય તો તે વિસ્તારથી કહી બતાવું.”

મુનિ ચદ્રવિજયના આ સંક્ષિપ્ત અને યથાર્થ ઉત્તરો સાંભળી મહાનુભાવ પ્રવર્ત્તકજી ઘણાજ પ્રસન્ન થઇ ગયા, અને હૃદયમા આનંદ પામતા બોલ્યા—“ચદ્રવિજય, તને પૂર્ણ ધન્યવાદ ઘટે છે તે જે આ વસતિના નિયમો કહ્યા, તે આપણ મુનિઓને સર્વદા ધ્યાનમાં રાખવાના છે એ નિયમો પુસ્તકમા રાખી મુકવાના નથી, પણ ક્રિયામાં મુકવાના છે. મુનિઓ, તમે બધા આ નિયમો કઠસ્થ રાખજો અને યથાશક્તિ તેમને ક્રિયામા મુકજો. કદિ તમારે મારાથી જુદા પડી વિહાર કરવાનો હોય તો તે પ્રસંગે આ નિયમો તમારે ખાસ ધ્યાનમા રાખવા. તે સાથે જો કોઈ બીજા મુનિ એથી વિપરીત રીતે વર્ત્તતા હોય તો તેમને ખાસ સૂચના આપવી, પણ તેમા એટલુ યાદ રાખવુ કે, તે મુનિ વિનીત અને આપણા વચનને માને તેવા હોવા જોઇએ. નહીં તો કેટલાક મુનિઓ ઉલટા આપણી ઉપર નાખુશ થાય છે ”

આ વખતે સત્યવિજય નામના એક સાધુ વિનયથી બોલ્યા—“મહારાજજી, આપ કહો છો, તે યથાર્થ છે. મને પહેલા એ વાતનો અનુભવ થયેલો છે ત્યારથી મે નિશ્ચય કર્યો છે કે, અપરિચિત અને ઉચ્છૃંખલ મુનિને કોઇ જાતની સૂચના આપવી નહી ”

પ્રવર્ત્તકજીએ ઇંતેજારીથી પૂછ્યુ, “સત્યવિજય, તને શો અનુભવ થયો છે? તે વૃત્તાંત સંક્ષેપમા કહી સંભળાવ ”

ગુરૂની આજ્ઞાથી સત્યવિજયે કહ્યુ, " મહારાજજી, બે વર્ષ પહેલા હું સિદ્ધગિરિની યાત્રા કરવા ગયો હતો. આપે અમો ત્રણ મુનિઓને જુદા પાડી યાત્રા કરવા જવા વિહાર કરવાની આજ્ઞા આપી હતી, તે વખતે અમે રસ્તામાં એક શહેર આવ્યું, તેમા વાસ કર્યો હતો. તેવામાં કોઈ બે મુનિઓ ત્યા આવી ચડ્યા તેઓ પણ અમારી સાથેજ ઉતર્યા હતા તેઓ સંઘાડાના હતા, પણ એકજ ગચ્છના હોવાથી અમારી સાથે મળી ગયા હતા જ્યારે સાંજ પડી એટલે તે બને મુનિઓએ અમોને કહ્યુ કે, સંથારાનુ શું કરવું છે ? " ત્યારે મે ઉત્તર આપ્યો. " તેમા શું કરવાનું હોય ? આપણ સાધુને જે કલ્પે તેમ કરવુ જોઇએ. ત્યારે તેમાથી એક મુનિએ કહ્યુ, " એમા વળી કલ્પે શું ? જેમ શરીરને સુખાકારી લાગે, તેમ કરવું જોઇએ. મારે તો સારી પાટ જોઇશે, તે સાથે તે ઉપર કોમળ શય્યાના સાધનો જોઇશે, અને ઉચા ઓશીકા શિવાય મને તો ઉંઘજ આવે નહીં શરીરની તબીયત જાળવવામા કાંઇ આચાર વિચાર જોવાનો નથી. "

તે મુનિના આ વચનો સાભળી મારા મનમા જરા લાગી આવ્યું હું ઉશ્કેરાઇને બોલ્યો—" મહારાજ, સાધુ થઇને તમારે આમ બોલવું ન જોઇએ. આપણ બીજાના જેવા અડાઉ સાધુ નથી. આપણે તો જૈનસાધુ છીએ. આપણે શરીરની સુખાકારી સાચવવી પણ આચારને અનુસરીને સાચવવાની છે

આચારાંગ સૂત્રમા સંસ્તારકને માટે ચાર પ્રતિજ્ઞાઓ દર્શાવી છે તે દરેક જૈનમુનિએ ધ્યાનમા રાખવાની છે અને તેમા યથાશક્તિ વર્ત્તવાનુ છે તેમા ત્રીજી પ્રતિજ્ઞામા દર્શાવ્યું છે કે,—" સાધુ અથવા સાધ્વીએ પોતે જેના મકાનમા નિવાસ કર્યો હોય, તેને ત્યાંથી જો કંઇ સંસ્તારક મળી આવે તો તે ગ્રહણ કરવું, અને જો નહીં મળે તો આખી રાત [1]ઉત્કુટુક આસન અથવા પલાંઠી વાળી બેસી કરીને રાત ગુજારવી " ચોથી પ્રતિજ્ઞામા લખે છે કે, " સાધુ અથવા સાધ્વીએ જે પત્થર કે લાકડાનુ સંસ્તારક યથાયોગ્યપણે પાથરેલુંજ મળી આવે તો તેનાપર રહેવુ, અગર તેમ નહીં મળે તો ઉતરત આસને કે

૧ બે ઘુંટણપર ઉતરતા બેસવુ તે

પલાંઠી વાળી બેસીને રાત ગુજારવી. "

આ મારાં વચનો સાંભળી તે મુનિ નાખુશ થઈ ગયા અને તેમણે મને કહ્યુ કે, " તમારે અમારી વચ્ચે આવવું નહીં. અમારી મરજી આવશે તેમ કરીશું. " આવાં તેનાં ઉદ્ધત વચનો સાંભળી પછી હું કાંઇ પણ બોલ્યો નહીં. સ્વામી, ત્યારથી મે મારા મનમાં નિશ્ચય કર્યો કે, કોઈ પણ અપરિચિત મુનિને કાંઈ પણ કહેવું નહીં "

પ્રવર્ત્તકજીએ સાબાશી આપીને કહ્યુ, " સત્યવિજય, કદિ તે મુનિએ તારા વચનો માન્યાં નહીં, તેથી શું થયું ? પણ તેં પોતાની ફરજ અદા કરી એમ મારે કહેવું જોઈએ. તને પુરેપુરો ધન્યવાદ ઘટે છે. આ ઉપરથી મને યાદ આવે છે કે, તે વખતે જ્યારે તમે વિહાર કરવાને તૈયાર થયા, ત્યારે મેં તમોને જે ઉપદેશ આપ્યો હતો, તે તને યાદ છે ? "

સત્યવિજય ક્ષણવાર વિચાર કરીને બોલ્યા—"મહાનુભાવ, પ્રાયે કરીને હજીસુધી કોઈપણ આપનો શિષ્ય આપના ઉપદેશને ભૂલી ગયો હોય, એવુ બન્યું નથી, કારણકે આપ જે ઉપદેશ આપો છો, તે ઉપદેશની વાણીમા કોઈ ચમત્કારી અને દિવ્ય ગુણ રહેલો છે,તેથી આપનો ઉપદેશ કદિ પણ સ્મૃતિમાર્ગમાંથી જતો નથી. ભગવન્, તે વખતે આપે અમોને ઈર્યાસમિતિ સહિત વિહાર કરવાનો ઉપદેશ આપ્યો હતો. જે અદ્યાપિ અમારા હૃદયમા ઉપસ્થિત છે."

પ્રવર્ત્તકજીએ ઇંતેજારીથી પૂછયું, " સત્યવિજય, તે મારા ઉપદેશને સાર રૂપે કહી સંભળાવ. જો તે સારરૂપે યથાર્થ કહેવામાં આવશે તો તારી સ્મરણશક્તિને પૂર્ણ ધન્યવાદ આપવામાં આવશે."

સત્યવિજય વિચાર કરીને બોલ્યા—" ભગવન્, પ્રથમ આપે ચાતુર્માસ્ય કેવે સ્થળે કરવું ? તે વિષે આચારાંગ સૂત્રનાં કેટલાએક વચનો કહ્યાં હતાં. તે આ પ્રમાણે " જે ગામ કે શહેરમા મુનિને પોતાને યોગ્ય, અને મોટી ભણવાની અનુકૂળતાવાળી જગ્યા ન હોય, તેમજ ઠલ્લે જવાની સવળ પડતી જગ્યા ન હોય અથવા મુનિને ઘટે તેવા જોઈતા પાટ, બાજોઠ કે દર્ભાદિકનાં પાથરણા તથા શુદ્ધ આહાર-

પાણી મળી શકતા ન હોય, અથવા જ્યા ઘણાજ ભિક્ષુકો આવી વસે-લા હોય, કે આવવાના હોય, જેથી મુનિને પોતાના સ્વાધ્યાય ધ્યાનમાં અડચણ પડે તેવું હોય, તેવા ગામ કે શહેરમાં મુનિએ ચાતુર્માસ્ય માટે નિવાસ નહીં કરવો. ”

“ મુનિએ રસ્તામા વિહાર કરતા પોતાની આગળનો ચાર હાથ જેટલો રસ્તો જોતા જોતા ચાલવું. તેમ ચાલતા તે રસ્તામાં ફરતા ફરતા જીવજંતુ દેખવામાં આવે અને બીજો રસ્તો મળી આવતો હોય તો તે જીવજંતુવાળો રસ્તો છોડી બીજા રસ્તેજ ચાલવું. પણ જો બીજો રસ્તો નહીં મળે તો પોતાના પગ જીવજં-તુથી આગળ યા પાછળ યા પડખે સંભાળીને મૂકી ચાલવું. ”

“ એક ગામથી બીજે ગામ જતા વચ્ચે કદાચ વહાણથીજ તરી શકાય એટલું પાણી આડે આવે તો જે વહાણને ગૃહસ્થો પોતાને માટે તે પાણીની આરપાર લઈ જવાના હોય, તેવા વહાણની સાધુ કે સાધ્વીએ તપાસ કરવી. તપાસ કરતા તે માલમ પડયાથી મુ-નિએ એકાંત સ્થળમા આવી પોતાના ઉપકરણ પાત્ર જોઈ તપાસી લેવાં, તપાસી લઈ એક તરફ ઘસી પગથી માથા લગીના શરીરને પ્રમાર્જિત કરવું, તે કર્યા બાદ સાગારી અનશન ગ્રહણ કરવું, અને તે ગ્રહણ કર્યા પછી એક પગ પાણીમાં ધરતા અને એક પગ પાણી ઉપરના સ્થળમાં ધરતા વાહાણપર ચડવું તે વાહાણમાંથી ઉતરતા પાણીથી ભીંજાએલા શરીરને ઘસવું, છાંટવું કે દાબવું નહીં. તેમજ તપાવવું પણ નહીં. અને જ્યારે શરીર પરથી સઘળી ભીનાશ ઉડી જાય ત્યારેજ શરીરને ઘસવુ, છાટવું કે દાબવું તથા તપાસવું. તે પછી ગ્રામાનુગ્રામ ફરવાનું શરૂ કરવું. ”

“ વિહાર કરતાં સાધુ કે સાધ્વીને વચ્ચે તે કોઈ વટેમાર્ગું એવું પૂછે કે,—“ હે આયુષ્મન્, મુનિઓ, તમે કોણ છો ? ક્યાંથી આવો છો ? અને ક્યા જાઓ છો ? ત્યારે તેનો જવાબ મુનિએ ન આપતાં તેમની સાથે આચાર્ય, ઉપાધ્યાય કે વડે-રા સાધુ હોય તેમણે આપવો, અને તેમણે જવાબ આપતા મુનિએ

વચ્ચે કશું બોલવું નહીં. કિંતુ ઉપયોગ અને વિનયથી નમ્ર થઈ વર્ત્તવું.

મુનિ કે સાધ્વી વિહાર કરતાં વચ્ચે કોઈ વટેમાર્ગુ મળે અને પૂછે કે, " મુનિઓ, તમે આ રસ્તાપર જો કોઇ મનુષ્ય, બળદ, પાડું, બીજું કોઇ જાનવર, પક્ષી, સર્પ કે જલચર જંતુ જોયું હોય તો કહો અને બતાવો. " ત્યારે મુનિ કે સાધ્વીએ તે બાબત તેમને કાંઈ કહેવું કે બતાવવું નહીં અને તેમના તે સવાલને કશી રીતે સ્વીકાર ન કરતાં મૌન ધરીને રહેવુ, અથવા તો ખરૂં જાણતાં છતાં પણ જીવદયા નિમિત્તે " હુ કાઇ નથી જાણતો " એમ કહેવું, અને સભાળપૂર્વક ગ્રામાનુગ્રામ ફરતા રહેવુ. " ભગવન, આપે અમોને ઇર્યા અને વિહાર સબધી આટલો ઉપદેશ આપ્યો હતો. તે પછી અમોને બોલવા ચાલવાની રીત દર્શાવી હતી. જો આપની આજ્ઞા હોય તો તે પણ હુ કહી સંભળાવું."

પ્રવર્તકજી મુનિ સત્યવિજયનાં આ વચનો સાંભળી અત્યંત આનંદિત થઇ ગયા અને તેમણે પોતાના શિષ્યને અત્યંત ધન્યવાદ આપ્યો.

તેઓ આનંદ દર્શાવતા બોલ્યા કે, પ્રિય શિષ્ય, તારી સ્મરણ શકિતની સાથે વર્ત્તન શકિતને પણ હું અભિનંદન આપું છુ. મારા બીજા શિષ્યો પણ જો આવી શકિત ધરાવતા હશે, તો હું મને પોતાને કૃતાર્થ માનું છું. તમારા જેવા પાત્ર શિષ્યો ગુરૂના શ્રમને સફળ કરે છે. તમારી મનોવૃત્તિ ઉપર આચારધર્મની સારી અસર જોઇ ગુરૂનું હૃદય અતિ આનંદિત બની જાય, એમાં કાંઇ આશ્ચર્ય નથી. તમારી અંદર સર્વ પ્રકારની યોગ્યતા રહેલી છે. તમારા ઉચ્ચ આશયને પૂર્ણ રીતે વિધિ પ્રવર્ત્તક જોઇ મારૂં હૃદય હર્ષના આવેશથી દબાઇ જાય છે. "જૈનમુનિએ હર્ષ કે શોકનો આવેશ ન લાવવો જોઈએ" એવો આચારધર્મનો પ્રતિબંધ છે, છતા તમારા વર્ત્તનને જોઇ મારાથી એ પ્રતિબંધનું ઉલ્લંઘન થઇ જાય છે. તથાપિ મારા હર્ષનો આવેશ ચારિત્રધર્મના ઉદ્દેશને લઇને છે, તેથી હું મારા મનને કાંઈક સંતોષ તરફ વાળું છું.

ભાષા બોલવી. તે ભાષામા બોલાતા વાક્યોના સોળ ભાગ રહેલા છે. તેના આ પ્રમાણે નામ છે.—" એકવચન, દ્વિવચન, બહુવચન, સ્ત્રી જાતિ વચન, પુરૂષ જાતિ વચન, નપુંસક જાતિ વચન, અધ્યાત્મવાક્ય, ઉત્કર્ષવાક્ય, અપકર્ષવાક્ય, ઉત્કર્ષાપકર્ષવાક્ય, અપકર્ષોત્કર્ષવાક્ય, ભૂતકાલ વચન, વર્ત્તમાનકાલ વચન, અનાગતકાલ વચન, પ્રત્યક્ષ વચન અને પરોક્ષ વચન. આ સોળ પ્રકાર છે. મુનિએ એક વચન જ્યા કહેલાનુ હોય ત્યા એકવચન વાપરવુ. એમ પરોક્ષ વચનને ઠેકાણે પરોક્ષ વચન વાપરવુ. વળી આ સ્ત્રીજ છે કે પુરૂષ જ છે, કે નપુસક જ છે. અથવા આ બાબત આમજ છે કે તેમજ છે. એ સઘળું તપાશી નક્કી કર્યા બાદ ભાષા સમિતિ સાચવી નક્કીપણે બોલવુ આ સઘળી જાતના વચનના દોષોનો પરિહાર કરવો. "

મુનિએ મુખ્ય રીતે ભાષાના ચાર પ્રકારો જાણવા જોઈએ. **સત્યભાષા, અસત્યભાષા, મિશ્રભાષા અને સત્યાસત્ય રહિત વ્યવહારૂ ભાષા.** એ ચાર ભેદોમા વપરાતી ભાષાનાં વર્ણ, ગંધ રસ અને સ્પર્શવાળા પુદ્ગલો છે તે વધઘટ અને ફેરફારને પામ્યા કરે છે. મુનિએ જાણવુ જોઇએ કે, બોલ્યા અગાઉની જે ભાષાભાષાના પુદ્ગલો, તે અભાષા છે, અને બોલ્યા પછીની ભાષા પણ અભાષાજ છે માત્ર બોલાતી ભાષાજ ભાષા કહેવાય છે. "

" મહારાજજી, આપ મહાનુભાવે તે પ્રસંગે જણાવ્યું હતું કે, " શિષ્યો, આજકાલ મુનિઓનો મોટો ભાગ ભાષા સમિતિથી ભ્રષ્ટ થઇ ગયો છે. ઘણા મુનિઓ કર્મબંધને કરાવનારી ભાષા બોલે છે. કેટલાએક તો ઉચ્ચપદને પ્રાપ્ત થયા હોય તોપણ ભાષા બોલવાનો વિચાર કરતા નથી. ભર સભા વચ્ચે વ્યાખ્યાન કરતા અથવા પોતાને સ્થાને બેસતા શ્રાવકોનો તિરસ્કાર કરે છે અને કોઇ કોઈવાર નઠારા શબ્દો સંભળાવે છે. માટે તમારે કદિપણ તેમ કરવું નહીં "

આટલું જણાવ્યા પછી આપ મહાનુભાવે કહ્યું હતુ કે,આચારાંગ સૂત્રમાં તેને માટે શું લખેલુ છે? તે તમોને યાદ હશે, તે છતાં પુનઃ સ્મરણમા લાવવાને કહુ છું, તે યાદ રાખજો. સૂત્રકાર લખે છે

કે "સાધુ અથવા સાધ્વીએ પાપપ્રવૃત્તિ ફેલાવનારી, નિંદિત અક્ષરવાળી, સામા ધણીના દિલમાં કચવાટ ઉપજાવનારી, ધમકી ભરેલી, સામાના મનને ખુલ્લું કરનારી, કર્મબંધ કરાવનારી, કોઇ પણ જીવના અંગ ઉપાંગનો છેદ કરાવનારી, પરિતાપ ઉપજાવનારી, કોઇને ઉપદ્રવ કરનારી અને જીવઘાત કરાવનારી સત્યભાષા, મૃષાભાષા, મિશ્રભાષા કે વ્યવહારભાષા જાણીબુઝીને કદાપિ બોલવી નહીં."

વળી તેજ પ્રસંગે લખે છે કે, "મુનિએ કે સાધ્વીએ કોઈ પણ પુરૂષને બોલાવતાં અથવા બોલાવ્યા છતા તે ન સાભળે તો તેને "અરે ગુલામ, અરે ચાડાળ, અરે કુપક્ષી, અરે ઘુડદાસ, અરે કુતરા, અરે ચોર, અરે વ્યભિચારી, અરે કપટિ, અરે જૂઠા ઇત્યાદિ. અથવા "તું આવો છે, તારાં માબાપ આવાં છે?" ઇત્યાદિ દોષિત ભાષા મુનિએ બોલવી નહીં. મુનિએ તો સર્વથા નિર્દોષ ભાષા બોલવી."

હે આયુષ્મન્, હે શ્રાવક, હે ઉપાસક, હે ધાર્મિક, હે ધર્મપ્રિય, ઇત્યાદિ ભાષા બોલવી. કદિ કોઇ પ્રસંગે સ્ત્રીને બોલાવતાં તે ન સાંભળે કે કોઇ જાતનો ગુનો કરે તો તેની સામે પણ અપમાનના શબ્દો ઉચ્ચારવા નહીં."

- મહાનુભાવ, આપે આટલી શિક્ષા આપીને કહ્યું હતું કે આ વિષે આચારાંગ સૂત્રમાં તે પછીના બીજા ઉદ્દેશમાં વિશેષ કહેલું છે, તે વાંચજો અને તેનું મનન કરી તે પ્રમાણે વર્ત્તજો."

મુનિ વૃત્તિવિજયના આ વચનો સાભળી પ્રવર્ત્તકજી હૃદયમાં અતિ આનંદના આવેશથી પોતાના સ્મરણ શક્તિવાળા તે ચતુર શિષ્યને પ્રશંસાના શબ્દો ઉચ્ચારી ધન્યવાદ આપ્યો હતો.

તે પછી તે મહાનુભાવે રુદ્ધિવિજય નામના એક મુનિને ઉદ્દેશીને કહ્યું—"મુનિ રુદ્ધિવિજય, હવે તમારામાં રુદ્ધિ કેવી છે? તે જોવાની ઇચ્છા થાય છે? તમને અમે મુનિના આચારનો મહાન્ રત્નકોષ આપ્યો છે, તે તમે બરાબર સાચવી રાખ્યો છે કે ગુમાવ્યો છે? એ જાણવાની પ્રબલ ઇચ્છા પ્રગટ થઇ છે."

રુદ્ધિવિજયે પ્રસન્નતા પૂર્વક જણાવ્યું—"ભગવન્, જેવી આપની ઈચ્છા હોય, તેમ કરો. આપે આપેલો એ રત્નકોષ જો અમે ગુમાવી દઈએ, તો પછી અમે કર્તવ્ય ભ્રષ્ટ થયેલા ગણાઈએ. આપે જેમ ઉપદેશ આપી ગુરૂકર્તવ્ય બજાવ્યું છે, તેમ અમારે તે ઉપદેશ ગ્રહણ કરી અમારૂં શિષ્યકર્તવ્ય બજાવવું જોઈએ."

પોતાના શિષ્ય રુદ્ધિવિજયનાં આ વચનો સાંભળી મહાનુભાવ પ્રવર્ત્તકજી સંતુષ્ટ થઈ ગયા અને તત્કાળ આનંદ ઉદધિમાં તરતા તરતા બોલ્યા—"પ્રિય શિષ્ય, મુનિએ વસ્ત્રો કેવાં અને કેમ લેવાં? તે વિષે સંક્ષેપમાં કહી સંભળાવ." આજકાલ જૈનમુનિઓ માંહેલા કેટલાએક તે વિષે જરા સ્વતંત્રતાથી વર્ત્તવા લાગ્યા છે, તે ઘણી અફસોસની વાત છે. પવિત્ર આચારાંગ સૂત્રમાં તેને માટે જે નિયમો કહેવામાં આવ્યા છે, તે તરફ કેટલાએક મુનિઓની ઉપેક્ષા છે. મને કહેવાને આનંદ ઉપજે છે કે, હજુ સુધી દેવગુરૂના પસાયથી આપણા મંડળમાં એ દોષ પેઠો નથી."

રુદ્ધવિજયે વિનયથી જણાવ્યું—"ભગવન્" અમે સર્વે જે એ દોષથી બચ્યા છીએ, તે આપ પુજય ગુરૂનોજ પ્રતાપ છે. વર્તમાન કાલના વિપરીત દોષો જે અમારામાં પેશી શકયા નથી, તે આપ મહાનુભાવની અમારા તરફની કાલજીને લઇને છે. આપ અમારા સર્વના ધર્મ તથા ચારિત્રાચારના રક્ષક છો, તેથી અમે અમારા સંયમમાં નિર્દોષ રહી શકયા છીએ"

પ્રવર્તકજીએ અંતરમાં આનંદ પામીને કહ્યુ.—"રુદ્ધિવિજય, એ બધો ગુરૂનો પ્રભાવ છે. હવે મારા પ્રશ્નનો ઉત્તર આપ." રુદ્ધિવિજય વિચાર પૂર્વક બોલ્યા—"આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના ચૌદમા અધ્યયનમાં વેસૈષણાનો વિષય દર્શાવેલો છે. તેમાં મુનિએ કેવાં વસ્ત્રો લેવાં જોઇએ, તે વિષે વિવિધ પ્રકારે વિવેચન કરેલું છે. તેમાં આપ શું પૂછવા ધારો છો? તે બાબત દર્શાવો."

પ્રવર્ત્તકજીએ પૂછ્યું, "જે મુનિ યુવાન, બલવાન્, અને

મજબૂત બાંધાવાળો હોય, તેણે કેટલાં વસ્ત્રો લેવાં જોઇએ ? તેમાં જિનકલ્પીને માટે શો નિયમ છે ? તે કહો."

રુદ્ધિવિજયે વિચાર કરીને ઉત્તર આપ્યો. "મહાનુભાવ, તેને માટે સૂત્રકાર લખે છે કે, "જે મુનિ યુવાન્, બલવાન્, નીરોગી અને મજબૂત બાંધાવાળો હોય તેણે એકજ વસ્ત્ર પહેરવું. દુર્બલ, વૃદ્ધ કે હલકા સંહનન વાળો હોય, તે પોતાની સમાધિ પ્રમાણે બે કે વધુ વસ્ત્રો પણ ધારણ કરે. પણ જિનકલ્પી તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણેજ વર્ત્તે. તેને અપવાદ નથી. કોઇ ગૃહસ્થે જે એકજ મુનિને માટે તૈયાર કરેલું વસ્ત્ર હોય તે મુનિએ લેવું નહીં. ગૃહસ્થે જે કપડાં સાધુને માટે ખરીદી લાવેલાં, યા ધોઇ રાખેલાં, યા રંગી તૈયાર કરેલાં, યા સાફ કરેલાં, યા સુધારેલા, યા ધૂપ આપી સુગંધી કરી રાખેલાં હોય તેવાં વસ્ત્ર તેજ માણસે તેમ કરેલાં હોય તો તેની પાસેથી નહીં લેવાં, પણ જો બીજા માણસે તેમ કરેલાં હોય તો લઇ શકાય. ચામડાંનાં કપડાં, સુંવાળા અને શોભિતા બકરીના વાળથી બનેલાં, આસમાની રંગના રૂથી બનેલા સફેદ રૂના, બંગાલી રૂના, પટ્ટ સૂત્રનાં, મલય સૂત્રનાં, છાળનાં, [૧]ચીનાંશુક, દેશરાગ, આમિલ, ગજજલ, ફાલિક, કાયહ, ઉન અને મલમલના કપડાં તથા મત્સ્ય કે એવી તરેહનાં બીજાં પણ ઘણી ઉંચી કીંમતનાં કપડાં મુનિએ લેવા નહીં. સોનાના તારથી યા સોના જેવી કાંતિવાળા, સોનાના પાટથી, કીનખાબથી કે જરીથી ભરેલાં, આભૂષણરૂપ કે આભૂષણથી જડેલા કપડા મુનિએ લેવાં નહીં અને પહેરવાં નહીં. તેને માટે તે મહાત્મા સૂત્રકારે ચાર પ્રતિજ્ઞાઓ લીધેલી છે પહેલી પ્રતિજ્ઞામાં મુનિએ ઉનના, રેશમનાં, શણીના, પાનનાં, કપાસના કે રૂના કપડાંમાંનું અમુક જાતનુંજ કપડું લેવાની ધારણા કરવી અને તેવું કપડું માગતા અથવા ગૃહસ્થે આપવા માંડતાં નિર્દોષ હોય તો તે ગ્રહણ કરવું.

બીજી પ્રતિજ્ઞામાં પોતાને ખપતું વસ્ત્ર ગૃહસ્થને ઘરે જોઇને તે માગવું. તે આ રીતે કે, શરૂઆતમા ગૃહસ્થના ઘરમાં રહેતા માણસો

---

૧ આ બધા વસ્ત્રોના નામ દેશ ઉપરથી પડેલા છે.

તરફ જોઇને કહેવું કે, " હે આયુષ્મન, અથવા હે બ્હેન, આ તમારાં વસ્ત્રોમાંથી મને એકાદ વસ્ત્ર આપશો ? " આવી રીતે માગતાં અથવા ગૃહસ્થે પોતાની મેળે તેવું વસ્ત્ર આપતાં નિર્દોષ જાણીને તે વસ્ત્ર ગ્રહણ કરવું.

ત્રીજી પ્રતિજ્ઞામા જે વસ્ત્ર ગૃહસ્થે અંદર પેહેરીને વાપરેલું યા ઉપર પેહેરીને વાપરેલું હોય, તેવું વસ્ત્ર પોતે માગી લેવું યા ગૃહસ્થે આપવા માંડતાં નિર્દોષ જણાતાં ગ્રહણ કરવું.

ચોથી પ્રતિજ્ઞા એ છે કે, " મુનિએ ફેંકી દેવા લાયક વસ્ત્રો માગવાં—એટલે કે જે વસ્ત્રો બીજા કોઇપણ શ્રમણ, બ્રાહ્મણ, મુસાફર, રાંક કે ભીખારી ચાહે નહીં તેવાં પોતે માગી લેવાં, યા ગૃહસ્થે પોતાની મેળે આપતાં નિર્દોષ જણાતાં ગ્રહણ કરવાં."

મહાનુભાવ, આ વિષય ઉપર તે પછી સૂત્રકારે ઘણું વિવેચન કરેલું છે જો આજ્ઞા હોય તો કહી સંભળાવું."

પ્રવર્તકજીએ જણાવ્યું, " પ્રિય શિષ્ય, હવે તે વિષે વિસ્તારથી કહેવાનું નથી. તે વાત પિંડેષણા અધ્યયનમાં દર્શાવી છે, અને તે અધ્યયન તમો બધાને સારી રીતે યાદ છે, એમ હું જાણું છું. હવે પાત્રોને માટે મુનિનો આચાર શું છે? તે સંક્ષેપમાં કહી સંભળાવ."

ઋદ્ધિવિજય વિચાર કરીને બોલ્યા—" મહારાજજી, તેને માટે પંદરમાં અધ્યયનના પહેલા ઉદ્દેશમાં સવિસ્તર લખેલું છે. હું આપને તેનો સંક્ષિપ્ત સાર કહું છું " મુનિએ જયારે પાત્ર જોઇતું હોય ત્યારે તુંબડીનું, અથવા માટીનું તેમજ એવીજ તરેહનું બીજું કોઇ પણ પાત્ર લેવું. જે મુનિ યુવાન કે મજબુત બાંધાવાલો હોય, તેણે માત્ર એકજ પાત્ર રાખવું. તેને માટે ટીકાકાર જણાવે છે કે, આ નિયમ જિનકલ્પી સાધુને માટે છે. મુનિએ બીજાને માટે તૈયાર કરેલ પાત્ર લેવું નહીં. જે પાત્રો ઘણાં કીમતી હોય તે લેવાં નહીં, તેમજ જે પાત્રો કીંમતી વસ્તુઓથી મઢેલાં હોય તે પણ લેવાં નહીં. તેને માટે વસ્ત્રની જેમ ચાર પ્રતિજ્ઞાઓ કહેલી છે, અને

તેજ પ્રમાણે ગૃહસ્થ પાસે પાત્રની માંગણી કરવાના નિયમો પણ સા-ચવવાના છે. આપ મહાનુભાવ જો તે કહેવાની આજ્ઞા કરતા હો તો હું કહેવા તત્પર છું. આપના પસાયથી પંદરના અધ્યયનના બધા વિષયો મને સ્મરણ માર્ગમાં રહેલા છે. ”

મુનિ ઋદ્ધિવિજયના ઉત્તરો સાંભળી પ્રવર્ત્તકજીએ ઉત્સાહથી જણાવ્યું,—“ પ્રિય શિષ્ય, તારી સ્મરણ શક્તિ સાથે મુનિ આચાર ઉપરની પ્રિતિ જોઈ મારૂં મન આનંદમાં મગ્ન થાય છે. ચારિત્રધર્મ-ની પરીક્ષામાં પ્રસાર થયેલા તારા આત્માને હું ધન્યવાદ આપું છું. તારા બીજા ગુરૂભાઈઓ અને તું પોતે પોતાના ધર્મનું સ્વરૂપ સારી રીતે સમજે છે, એ જાણી હું મારા આત્માને કૃતકૃત્ય સમજું છું, અને આશા રાખું છું કે તમે નિરંતર આવી પ્રવૃત્તિમાં તત્પર રહ્યા કરશો. ચારિત્રના ઉચ્ચ ગુણોમાંજ આપણી કૃતાર્થતા અને ચરિતા-ર્થતા છે. આપણું મુનિજીવન ચારિત્રધર્મના અવલંબનથીજ ચ-ડીયાતું છે.

મુનિઓ, હવે રાત્રિનો ઘણો સમય થઇ ગયો છે, માટે સર્વે પોતપોતાના સંથારાપર થઇ ધર્મજાગરણાની ભાવના અંતરમાં રાખી યથા સુખે વર્ત્તો. શરીરના ધર્મને લઈને આપણે રાત્રિને સમયે નિદ્રાના પ્રમાદને સેવવો પડે છે. તથાપિ આપણે આપણા હૃદયમાં ઉચ્ચ ભાવનાને સ્થાન આપવું, કે જેથી નિદ્રાવસ્થા પણ આપણને જાગ્રત અવસ્થાના જેવી અનુભૂત થાય પ્રિય શિષ્યો, તમે શાસ્ત્રથી જાણો છો કે, દૃષ્ટ, શ્રુત અને અનુભૂત વસ્તુ નિદ્રામાં સ્વપ્નરૂપે પ્રગટ થાય છે, અને તે દ્વારા પરાધીન થઈ પડેલા આત્માને કેટલીએક ક્રિયાઓ અને ચેષ્ટાઓ કરવી પડે છે. જો આપણે નિદ્રામાં પણ ઉત્તમ ભાવનાના અનુસવથી સારો અનુભવ કરી શકીએ તો તેથી પ્રમાદની અંગભૂત નિદ્રા પણ આપણને પુણ્યા-નુબંધી થઇ પડે છે. શિષ્યરત્નો, હું હૃદયથી ઇચ્છું છું કે, શ્રી વીર શાસનના પ્રભાવિક દેવતા દિવસરાત્રિ, દરેક ક્રિયામાં, દરેક વ-

ર્ત્તનમાં અને દરેક પ્રવૃત્તિમાં તમારા ચારિત્રરત્નની રક્ષા કરે અને તમોને સુખસમાધિમાં રાખે ”

આટલું કહી મહાનુભાવ પ્રવર્ત્તકજી વિરામ પામ્યા. આ વખતે અંતરીક્ષમાં અદ્દશ્ય રૂપે રહેલાં મહાદેવી દીક્ષાકુમારી આ સર્વ દેખાવ પ્રત્યક્ષ જોઇ આનંદ ઉદધિમાં મગ્ન થઇ રહ્યાં હતાં.-

પ્રવર્ત્તકજીની ઉત્તમ પ્રવૃતિથી તે મહાશયાના હૃદય ઉપર વિદ્યુત્‌ની જેમ અસર થઇ ગઈ હતી. તત્કાળ તેઓ સ્વગત કહેવા લાગ્યાં—“ અરે હૃદય, જરાપણ નિરાશ થઇશ નહીં. પ્રથમ ઉત્પન્ન થયેલી તારી ભાવનાઓને તું તદન નાબુદ કરી દેજે. હજુ ભારત ઉપર આવી ઉત્તમ વ્યક્તિઓ વિદ્યમાન્ છે, સાધુઓના શણગારરૂપ ચારિત્રધર્મ હજુ પૃથ્વી ઉપર ચરણ સ્થાપીને ઉભો છે, અને તારૂં ( દિક્ષાનું ) સ્વરૂપ હજુ સજીવન છે. નિર્ગ્રંથ, અનગાર, મુનિ, ઋષિ, ક્ષમાશ્રમણ, અને યતિ—એ શબ્દો હજુ પોતાના અર્થને ધરી રહ્યા છે. અરે પંચમકાલ, તું હજુ સાર્વભૌમ રાજા થયો નથી, અને તારૂં રાજ્ય સાગરાંબરા પૃથ્વી ઉપર ચાલતું નથી. ભારતવર્ષના સર્વ દેશો તારી સત્તા નીચે આવ્યા નથી. હજુ ઘણા પ્રદેશો તને હંફાવનારા છે. અરે વિષમકાલ, તું ગર્વ કરીશ નહીં; તેમ મલકાઇ જઈશ પણ નહીં.

હે વીર શાસન, હે ચારિત્ર, હે ધર્મ, તમે નાઉમેદ થશો નહીં. તમે તમારા જીવનની શંકા રાખશો નહીં. હજુ તમોને જીવન આપનારા કોઇ કોઈ જૈનમુનિઓ આ ભારતભૂમિને અલંકૃત કરી રહ્યા છે. તમારી જીવનૌષધીઓ હજુ સુકાઇ ગઇ નથી. તમારાં જીવન રૂપ વૃક્ષને સિંચન કરનારા મુનિઓ હજુ આ ભૂમિ ઉપર વિચરે છે. હે તીર્થરૂપ સંઘ, તું નિશ્ચિત રહેજે. ત્રણ શાખાઓને સજીવન રાખનારી તારી પેહેલી સાધુ રૂપ શાખા હજુ સુકાઇ ગઇ નથી. તારા સ્વરૂપને પૂર્ણ રીતે પ્રકાશિત કરનારા આર્હત ધર્મના કેટલાએક ગુરૂઓ હજુ ભારતવર્ષને અલંકૃત કરે છે. અરે યતિ ધર્મ, તું શોક અને ચિંતા છોડી દેજે. તને ઉત્તમ

આ પદ્યનો મધુર સ્વર સાંભળી સર્વ મુનિઓ આશ્ચર્ય પામી ગયા અને ઉપાશ્રયના સર્વ પ્રદેશો તરફ કૌતક ભરેલી દ્રષ્ટિથી જોવા લાગ્યા. ક્ષણવાર પછી જાણે વિદ્યુતનો પુંજ હોય તેવો પ્રકાશ થઈ આવ્યો અને મહાશયા દીક્ષાકુમારીની દિવ્ય મૂર્ત્તિ સર્વના જોવામાં આવી. મહનુભાવ પ્રવર્ત્તકજી અને તેમનો શિષ્યપરિવાર સાનંદાશ્ચર્ય થઇ ગયો. તેમના હ્રદયમાં અનેક તર્કવિતર્ક ઉદ્ભવવા લાગ્યા. ક્ષણવારે મહાદેવી હર્ષિત વદને મધુર સ્વરથી બોલ્યા—" પવિત્ર પ્રવર્ત્તકજી, તમારાં દર્શન કરી હું મારા આત્માને કૃતકૃત્ય માનુ છું અને અહિંના આગમનને સફળ ગણું છુ. હે પુણ્યાત્મા, તમે અને તમારો પવિત્ર પરિવાર મારા દર્શનથી આશ્ચર્ય પામેલ હશો, તેથી પ્રથમ હું મારા સ્વરૂપની ઓળખ કરાવુ છું. હું તમારી અંદર રહેલા ચારિત્રની અધિષ્ટાત્રી છું. મારૂં નામ **દીક્ષાકુમારી** છે. આજ કેટલોક સમય થયા,મારા સ્વરૂપની સ્થિતિ પ્રત્યક્ષ જોવાને મેં આવી આકૃતિને ધારણ કરેલી છે, અને હું ભારતભૂમિ ઉપર પ્રવાસ કરવાને નીકળી છું. આ મારો દ્વિતિય પ્રવાસ છે. મારા પ્રથમ પ્રવાસમા મેં મારા સ્વરૂપની સ્થિતિ અવલોકી હતી,તે પ્રસંગે મને અસંતોષ અને સંતોષ પ્રાપ્ત થયેલ; પણ પરિણામે સંતોષનું બલ વધવાથી મને આ બીજો પ્રવાસ કરવાની ઈચ્છા થઈ છે. આ મારા બીજા પ્રવાસમા અત્યારસુધી અસંતોષનું બળ વધી જતું હતું, પણ પરિણામે આ સમયે તમારા દર્શનથી એ બલ તદન ઘટી ગયું છે. એક મહામુનિ ગુણવિજયના સમાગમે મારા હ્રદયમાં સંતોષના સુંદર બીજને વાવ્યું હતું, તેમાંથી આજે તમારા સમાગમ વડે એ સંતોષનું એક સુંદર સુરવૃક્ષ નવપલ્લવિત થયું છે.

હે પવિત્રાત્મા, હું મારા પ્રવાસમાં મારા સ્વરૂપની સ્થિતિ સુધારવાને માટે સૂત્ર વાણીનો ઉપદેશ આપું છું. પ્રથમના પ્રવાસમા મેં દશવૈકાલિક સૂત્રનો ઉપદેશ આપ્યો હતો, અને આ બીજા પ્રવાસમાં આચારાંગ સૂત્રનો ઉપદેશ આપું છું. આ સમયે તમોએ એ પવિત્ર વાણીની ચર્ચા કરી છે, તે મેં સારી રીતે સાંભળી છે. તમારા

ખંડિત થઇ જવાના ભયથી હું મારી વાણીના વેગને અટકાવું છું. "

મહાશયા દીક્ષાકુમારી આટલું કહી વિરામ પામ્યાં, એટલે મહાનુભાવ પ્રવર્ત્તકજી વિનય સહિત ગંભીર સ્વરથી નીચે પ્રમાણે બોલ્યા.

" મહેશ્વરી, આપનાં દિવ્ય દર્શન કરી અમો સર્વ મુનિઓ કૃતાર્થ થયા છીએ. અમો આપના સ્વરૂપની સાથે રહીએ છીએ, પણ એ સ્વરૂપનો મહિમા માત્ર ભાવ રૂપે જાણીએ છીએ, દ્રવ્ય રૂપે જાણતા નથી. આજે તમારા દર્શનથી અમો તમારાં દ્રવ્ય સ્વરૂપને જોઇ શકયા છીએ આવા સમયમાં તમારા જેવી દીવ્ય મૂર્ત્તિ દૃષ્ટિએ પડે, એ મોટા આશ્ચર્યની વાત છે. કોઇપણ પૂર્વ પુણ્યના પ્રભાવથીજ અમોને આ મહાન્ લાભ મળ્યો છે. વળી અમોને ખાત્રી થાય છે કે, હજુ વિષમકાલનો પ્રભાવ હઠાવી શકાય તેવો થયો છે.

મહેશ્વરી, હવે આપના દિવ્ય દર્શનનો લાભ અમોને મળવો જોઇએ. જેવી રીતે આપે આ દિવ્ય સ્વરૂપને પ્રગટ કરી અમોને કૃતાર્થ કર્યા છે, તેવી રીતે હવે તમારી દિવ્ય ઉપદેશ વાણીનું ભાવ સ્વરૂપ પ્રગટ કરી અમોને કૃતાર્થ કરો. આપની દિવ્ય વાણીનાં કિરણોથી અમારૂં અજ્ઞાનરૂપ અંધકાર દૂર થઇ જશે. "

મહાનુભાવ પ્રવર્ત્તકજીના આવા વિનીત વચનો સાંભળી તે મહાશયા સુખમુદ્રાને આનંદિત કરતા નીચેનો શ્લોક બોલ્યાં—

" यस्यां तत्त्वोंधललिता जावनाः स्युर्विभाविताः ।
स पूर्णो वोधजावेन नान्यवोध मपेक्षते " ॥ १ ॥

" જેના હૃદયમાં બોધથી સુંદર એવી ભાવનાઓ ભાવિત થયા કરે છે, તે પોતે બોધભાવથી પૂર્ણ હોવાથી તેને બીજાના બોધની અપેક્ષા રહેતી નથી. " ૧

મહાનુભાવ પ્રવર્ત્તકજી, આ શ્લોક પ્રમાણે તમને કાંઇ પણ ઉપદેશ આપવાની જરૂર નથી. જે વાણીનો મારે ઉપદેશ આપવાનો

છે, તે વાણી તમારામાં પૂર્ણ રીતે પ્રકાશે છે; એટલુંજ નહીં પણ આ તમારો પરિવાર પણ એ વાણીનો પૂર્ણ અભ્યાસી છે. મહાશય મુનિવર્ય, મને ખાત્રી થાય છે કે, તમે સર્વ ચારિત્રધર્મના આરાધક છો અને સદાચારના પાલક છો. જેને માટે મારે આ સ્વરૂપ ધારણ કરવું પડયું છે, તે હેતુ તમારામાં અને તમારા પરિવારમાં સારી રીતે સિદ્ધ થયેલો દેખાય છે. તેમા કોઈપણ જાતની ન્યુનતા મારા જોવામાં આવતી નથી. મને અત્યારે પ્રત્યક્ષ પૂરાવાથી ખાત્રી થઈ છે કે, આ તમારા પરિવાર માહેલા એક લઘુ મુનિ જેટલી સ્વધર્મમાં યોગ્યતા ધરાવે છે, તેટલી યોગ્યતા બીજા મહાન્ પરિવારના પદવીધર મુનિ પણ ધરાવતા નથી. મેં મારા આ પ્રવાસમાં કેટલાએક પદવીધર મુનિઓને એવા અયોગ્ય જોયા છે કે, જેઓને માટે મને તે વખતે હૃદયમાં ભારે પરિતાપ થયો હતો, અને શ્રી વીરશાસનની હૈયાતીને માટે પણ મારા મનમાં મોટી શંકા આવી પડી હતી. એટલુંજ નહીં પણ હું ઘણીજ નાઉમેદ થઈ ગઈ હતી. આ સ્થલના પ્રવાસની પહેલાં મારા પરિતપ્ત થયેલા હૃદયને એક મહા મુનિ ગુણવિજયે શાંતિ આપી હતી. તે પછી આ સ્થલે પ્રવેશ કરતાં પ્રથમ તો તમારા મંડલમાં આવી વસેલા ચાર સાધુઓ કે જેઓ આ પાસેના બીજા ખડોમાં રહેલા છે, તેમની વાર્ત્તા સાંભળતાં હુ નાઉમેદ બની હતી. પરંતુ આ તમારા પવિત્ર સ્થાનમા આવતા મારા હૃદયમા જે સંતોષ પ્રાપ્ત થયો છે, તે અવર્ણનીય છે. આનંદના આવેશથી મારૂં હૃદય દબાઈ ગયું છે આવા રાત્રિના સમયે પણ પ્રમાદનો ત્યાગ કરી સ્વધર્મ અને સદાચારની ચર્ચા કરનારા તમારા મંડળને જોતાજ મારી મનોવૃત્તિમાં કોઇ વિલક્ષણ અસર થઇ ગઇ છે. ”

આટલું કહી તે મહાશયા કંઠે ગદગદિત થઈ ગયા અને તેમનાં કોમળ હૃદય ઉપર અદ્ભુત લાગણીનો આવેશ પ્રગટ થઈ આવ્યો.

આ વખતે પ્રવર્ત્તક પ્રભાવિજય વિનયની પ્રભાને પ્રકાશ કરતા બોલ્યા—“ મહેશ્વરી, આપ દયાની પ્રતિમા છો, અને પરોપકારના સાગર છો. આપના મુખમાથી સંતોષનાં વચનો પ્રગટ થાય, એ

સ્વભાવિક છે. તથાપિ આપને પ્રસન્ન થયેલાં જોઈ અમોને અતિશય આનંદ થાય છે; કારણ કે, આપના જેવી દિવ્ય વ્યક્તિની પ્રસન્નતા કદિ પણ નિષ્ફળ થતી નથી. તેમાથી કોઈ પણ લોકોત્તર મહાન્ લાભ અમોને પ્રાપ્ત થયા વિના રહેશે નહીં, એવી અમને પૂર્ણ પ્રતીતિ થાય છે.

મહેશ્વરી, અમે જે કાંઇ કરીએ છીએ તેમા કાઇ વિશેષ નથી, એ અમારૂં કર્ત્તવ્ય છે. આપના જેવા જ્ઞાતાની આગળ તે વિષે વિશેષ વિવેચન કરવું, એ પુનરૂક્ત જેવું છે. ભગવાન્ વીર પ્રભુની દરેક આજ્ઞા યથાશક્તિ પાળવી અને તે પ્રમાણે વર્ત્તવું, એ જૈન મુનિનું મુખ્ય કર્ત્તવ્ય છે. અમે તે ભગવાનની પ્રત્યેક આજ્ઞાનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે અમોને લાગે છે કે, અમારાથી કાઇ પણ બની શકતું નથી. તે મહાન્ પ્રભુએ ચારિત્રને પાળવા માટે જે જે નિયમો ઘડેલા છે, તે બધા નિયમો પાળવાને સમર્થ થવું, તે ઘણુંજ અશક્ય છે. તે છતાં જો આપ અમારા વર્ત્તનથી ખુશી થયા હો, તો અમો અમારા ચારિત્રજીવનની કૃતાર્થતા સમજીએ છીએ. તમારા જેવા દિવ્ય આત્માના પસાયથી અમો અમારા ધર્મને, અમારા આચારને અને અમારાં કર્ત્તવ્યને યથાર્થ પાળવાને સમર્થ થઇએ, એજ અમારી અભિલાષા છે, અને એજ અમારી ભાવના છે મહાદેવી, અમારા હૃદયમાં એવી ભાવના સર્વદા જાગ્રત રહ્યા કરે અને અમો એ ભાવનામાંજ અમારા ચારિત્રજીવનને સમાપ્ત કરીએ, એવી અમારાપર કૃપા કરો. મહેશ્વરી આપના જેવા દિવ્ય અધિષ્ટાત્રીની કૃપાથી અમે એટલું તો સમજીએ છીએ કે, આ મનુષ્ય ભવ, આર્ય દેશ, ઉત્તમ કુળ અને જૈન ધર્મ પ્રાપ્ત થવા દુર્લભ છે પૂર્વ પુણ્યના પ્રભાવથી જો એવો યોગ પ્રાપ્ત થયો તો પછી માણસે તેનો લાભ શામાટે ન લેવો જોઇએ? તેમાં પણ આ સંસારની આધિ, વ્યાધિ અને ઉપાધિઓમાથી મુક્ત કરાવનાર ચારિત્ર રત્નનો મહાન્ લાભ પ્રાપ્ત થઇ આવે તો પછી પુરૂષે ત્રિકરણ શુદ્ધિથી તેનું રક્ષણ કરવુ જોઇએ ચારિત્ર રત્નના લાભની દુર્લભતાને માટે ભગવાન તીર્થંકરોએ આગમદ્વારા બહુ

બહુ કહેલું છે અને મહાન ગણધરોએ, ઉપાધ્યાયોએ અને આચાર્યોએ તેને અનુસરી ઘણુ ઘણું લખેલુ છે ગૃહાવાસમાંથી મુક્ત થઇ આત્મસાધન કરવાને અનુકૂળ એવું ચારિત્ર પ્રાપ્ત કર્યા પછી, તેમાં પ્રમાદ કર્યો, એ કેવી મૂર્ખતા કહેવાય? શમ, સમતા, શાંતિ, શાતા અને જ્ઞાનને પ્રાપ્ત કરાવનારા ચારિત્ર રત્નને સંપાદન કરી તે તરફ ઉપેક્ષા કરવી, એ કેટલું બધું શોચનીય છે? મહેશ્વરી, આપના પસાયથી આ ઉત્તમ ભાવના ભાવવાને માટે હજુ સુધી અમે અબાધિત રહ્યા છીએ. આ સર્વ મુનિઓને પણ હું એવીજ ભાવના ભાવવાનું શિક્ષણ આપ્યા કરૂં છુ હું ધારૂં છું કે, એજ ભાવના ભાવવાના ફળ રૂપ આપ મહાશયાનુ પવિત્ર અને દિવ્ય દર્શન અમોને આ સમયે પ્રાપ્ત થયું છે. હવે કૃપા કરી જેમા અમારા દોષોનું અમોને દર્શન થાય, તેવો કાંઇક ઉપદેશ આપો, અને આપના દિવ્ય દર્શનની સફળતા કરો."

મહાનુભાવ પ્રવર્ત્તકજીના આ વચનો સાંભળી મહાદેવી પ્રસન્ન થઇને બોલ્યા—"પવિત્ર પ્રવર્ત્તકજી, તમારા આચાર અને વિચાર મેં પ્રત્યક્ષ જોયા છે અને સાંભળ્યા છે. જેનો ઉપદેશ આપવાને મારી આ પ્રવૃત્તિ છે, તે મહાન્ આચારાગ સૂત્રની ચર્ચા તમે નિરંતર કર્યા કરો છો, એ મે પ્રત્યક્ષ સાંભળ્યું છે. તમારા આ શિષ્યો કે જેઓમા કેટલાએક તો હજુ અલ્પ સમયમાજ મારા સ્વરૂપને પામેલા છે તેઓ પણ એ સૂત્રવાણીના ઉત્તમ અભ્યાસી બની ગયા છે, તેથી મને વિશેષ આનંદ ઉપજે છે. મહાનુભાવ, તેથી આપને એ સૂત્રનો ઉપદેશ આપવાની જરૂર નથી. મને પૂર્ણ ખાત્રી થઇ છે કે, તમે અને તમારા શિષ્યો તમારા મુનિજીવનની ઉપયોગિતાને સમજી ગયા છો. હવે માત્ર એકજ સૂચના આપી હુ અહીંથી જવાની ઇચ્છા રાખુ છુ, અને મારા આ પ્રવાસમા તમોએ મને જે આનદિત કરીછે, તે ખાતે હું તમારો ઉપકાર માનુ છુ."

મહાદેવીનાં આ વચન સાભળી પ્રવર્ત્તકજી પ્રેમે હથો પૂરિત થઇને બોલ્યા—"મહેશ્વરી, આપે અમારે માટે જે વચનો ઉચ્ચાર્યા

છે, તે દરેક વચન ઉપર બોલવાની મને તીવ્ર ઇચ્છા પ્રગટ થાય છે અને હૃદયની લાગણી તેને માટે મને બળાત્કારે પ્રેરણા કરેછે, તથાપિ હું મારા તે આવેશને દબાવું છું. કારણ કે, આ દુર્લભ સમય આપની દિવ્ય વાણીને સાંભળવાને પ્રાપ્ત થયો છે. તેની વચમાં મારે વાણીથી અંતરાય કરવો, એ સર્વ રીતે અયોગ્ય છે, તોપણ ટુંકામાં એટલું તો કહેવું પડે છે કે, આપનાં દિવ્ય દર્શનનો લાભ અને અમારી પ્રત્યેની ઉત્તમ લાગણી એ અમારા જીવનને, ચારિત્રને અને જ્ઞાનને સાર્થક કરવામાં પૂર્ણ રીતે ઉપયોગી થયાં છે હવે આપ અમોને સૂચના આપી શો ઉપકાર કરવા ધારો છો? તે કૃપા કરી જણાવશો. આપની સૂચના, એ અમારાં કર્ત્તવ્યને માર્ગદર્શક થઇ પડશે. પ્રવર્ત્તકજીના આ વચનો સાંભળી મહેશ્વરી દીક્ષાકુમારી લાગણી દર્શાવતાં બોલ્યાં—" મહાનુભાવ, હમણાં હું આ ઉપાશ્રયના પ્રથમ ખંડમાં પેઠી, તે વખતે **માનવિજય** અને **દર્પવિજય** નામના બે મુનિઓ પોતાના સંથારામાં પડયા પડયા વાર્ત્તાલાપ કરતા હતા. તેઓ કોઇ બીજા પદવીધર મુનિના સંઘેડાના છે, અને હાલ તે ગુરૂને છોડી અહિં તમારા આશ્રય નીચે આવેલા હોય એમ લાગે છે. તેમણે પોતાના વાર્ત્તાલાપમાં એવા વિચારો દર્શાવ્યા છે કે જે ઉપરથી મને ખાત્રી થઇ છે કે, તેઓ મારા ચારિત્ર સ્વરૂપને તદન લાયક નથી. તેમના મલિન વિચારોમાં શુદ્ધ ચારિત્ર તરફ તિરસ્કાર હોય તેવું દેખાયું છે. વળી તેઓના ગુરૂ પણ ચારિત્રધર્મથી તદન વિમુખ હોય, તેમ લાગે છે. તેમના વાર્ત્તાલાપ ઉપરથી મને મારા સ્વરૂપને માટે મોટી શંકા થઇ હતી. હું તેજ વખતે તેમને આક્ષેપ કરી શિક્ષા આપવાની ઇચ્છા રાખતી હતી, પરંતુ તેમની વાર્ત્તાલાપમા તમારી ઉત્તમ વૃત્તિનો ચિતાર સાભળવાથી મેં તે વખતે શાંતિ પકડી હતી. કારણ કે, ત્યારથીજ તમારાં દર્શન કરવાની મારી પ્રબળ ઇચ્છા જાગ્રત થઇ હતી. મહાનુભાવ, મારે ખાસ તમોને જણાવવાનું કે, પ્રાતઃકાળે એ બંને મુનિઓનો ત્યાગ કરી દેજો. તમારા પવિત્ર પરિવારમાં તેમને સ્થાન આપશો નહીં. એવા મુનિઓના સંસર્ગમાં રહેવાથી વ-

ખતે મોટી ઉપાધિ થઇ પડે છે. જો કે, તમારો આ શિષ્ય વર્ગ સર્વ રીતે તમે સુશિક્ષિત બનાવ્યો છે, તથાપિ એવા મલિન વૃત્તિવાળા મુનિઓ અને ગૃહસ્થોથી તેને દૂર રાખવો,એ ઇષ્ટ છે. કારણકે, કુસંગનું મહા વિષ વખતે અમૃતને પણ ઝેર કરી દે છે.

મહાનુભાવ, ને પછી હું તે પાસેના આ બીજા ખંડમાં આવી. ત્યાં કેપવિજય અને યુક્તિવિજય નામના કોઇ બે મુનિઓ વાર્ત્તાલાપ કરતા મારા સાંભળવામાં આવ્યા હતા. તેમનો વાર્ત્તાલાપ એટલો બધો હલકો અને મલિન હતો કે, જે તમારા જેવા પવિત્ર મુનિની આગળ કહેવામાં પણ લજ્જા ઉત્પન્ન કરે છે. તેઓના વાર્ત્તાલાપ ઉપરથી મને જણાયું છે કે, તેઓ કોઇ વેષવિજય નામના આચાર્યના શિષ્યો છે. તેમનો ગુરૂ પણ ખરેખર વેષવિજયજ લાગે છે. તે હલકી વૃત્તિવાળા બંને મુનિઓએ આપણા આર્હત ધર્મની ઉન્નતિના તૈયાર થતાં શિખરને તોડી પાડનારી વાતો કરેલી છે. વર્ત્તમાનકાળે ધાર્મિક અને સાંસારિક અભ્યુદયને આપનારી અને વિદ્યા તથા કળાના પ્રવાહને વહન કરાવનારી જે જે સંસ્થાઓ ઉભી થયેલી છે અને તે સંસ્થાઓને વ્યાખ્યાન તથા ભાષણદ્વારા ખીલાવનારા અને તેમા આત્મભોગ આપનારા જે મહાનુભાવ વિદ્વાનો અને વક્તાઓ તૈયાર થયેલા છે, તેમને માટે એ બંને મુનિઓએ જે વિચારો દર્શાવેલા છે અને તેને અંગે અનેક યુક્તિવાળી તથા પ્રપંચ ભરેલી જે વાતો કરેલી છે, તે સાંભળી મને ભારે પરિતાપ થયેલો છે મારી મનોવૃત્તિને તે વાર્ત્તાઓએ આકુળવ્યાકુળ કરી દીધેલી છે. મહાનુભાવ, એ મારો પરિતાપ અને વ્યાકુલતા તમારા દર્શનથીજ ઉપશમેલ છે. એવા મુનિઓનો મન, વદન અને વાણીનો યોગ ઘણોજ ભયંકર છે. તેમનો સંસર્ગ બાહ્ય અને આંતર બંને જીવનને મલિન કરનારો અને સન્માર્ગનો લોપ કરનારો છે.

તે ઉપર એક જૈન મહાત્મા ગુરૂનું દૃષ્ટાંત છે. કોઇ એક જૈન ગુરૂ પોતાના શિષ્યોના પરિવાર સાથે વિહાર કરી સિદ્ધક્ષેત્રની યાત્રાએ જતા હતા. તેવામાં માર્ગે એક મોટું નગર આવ્યું. તે ન-

ગર જૈનપ્રજાની ધનાઢ્ય વસ્તીથી ભરપૂર હતું, અને અનેક સુંદર ચૈત્યો અને ઉપાશ્રયોથી તેની રમણીયતા વિશેષ લાગતી હતી. તે પવિત્ર મુનિના આગમનની વાત સાંભળી તે શહેરના ગૃહસ્થ શ્રાવકોએ તેમનું સામૈયું કરવાને માટે મોટી તૈયારી કરવા માડી. તેમના પ્રવેશોત્સવને પ્રસંગે અનેક જાતના આડંબરો ઉભા કરી જૈન પ્રજાનો મોટો ભાગ વરઘોડો કાઢીને મુનિ મહારાજની સામે તૈયાર થયો.

તે પવિત્ર ગુરૂ વિહાર કરતા શહેરના દરવાજા તરફ આવતા હતા, તેવામા તેમણે તે સામૈયાના આડંબરને દૂરથી અવલોકયો. તે જોતાજ તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે, "શિષ્યો, જુવો. આ આપણી ઉપર ધાડ આવે છે, માટે આપણે અહિંથી પાછા ફરી કોઈ બીજે રસ્તેથી ચાલી ગામમાં પેશી જઇએ" ગુરૂના આ વચન સાંભળી તે શિષ્યોએ પ્રશ્ન કર્યો—"મહારાજજી, તેમ કરવાનું શું કારણ છે?"

તે વખતે ગુરૂએ કહ્યુ, "શિષ્યો, આ સામૈયામાં જેવી રીતે શ્રાવકોનો મોટો સમુદાય આવે છે, તેવી રીતે તેની સાથે બીજો પણ સમુદાય આવે છે. એ સમુદાય આપણા મુનિવર્ગને મોટી હાનિ કરનારો છે. તમે આ બધો બાહ્ય સમુદાય જુવો છો, પણ તે સાથે રહેલા આંતર સમુદાયને જોઇ શકતા નથી. એ આંતર સમુદાય આપણા બાહ્ય અને આંતર—બંને જીવનને મલિન કરનાર અને દૂષિત કરનાર છે. તેનાથી આપણે મોટી વિપત્તિ ભોગવવી પડશે અને પરિણામે તે આપણને ચારિત્રના મહા માર્ગમાંથી પતિત કરી દેશે."

ગુરૂના આવા વચન સાંભળી તે શિષ્યોએ પ્રશ્ન કર્યો. "સ્વામી તે બીજો સમુદાય કયો છે? અને તે આપણને શી હાનિ કરનારો છે? તે વિષે કૃપા કરી સમજાવો."

તે મુનિએ કહ્યુ, "શિષ્યો, જે આ શ્રાવકો આડંબર કરી સામૈયું કરે છે, તે બધા શુદ્ધ શ્રાવક નથી. તેઓ અનેક જાતની પ્રકૃતિવાલા છે. કેટલાએક બીજા ધર્મની સ્પર્ધાથી, કેટલાએક બીજા

સાધુની અદેખાઈથી, કેટલાએક પોતાને ધર્મી કહેવરાવવાની ઈચ્છાથી, કેટલાએક પોતાની કીર્ત્તિ વધારવાની અભિલાષાથી, કેટલાએક આપણી ઉપરના રાગથી, કેટલાએક દુરાગ્રહથી અને કેટલાએક મમતાથી આ સામૈયું કરે છે. તેથી આ શ્રાવકોના સમુદાયની સાથે સ્પર્ધા, અદેખાઈ, આડંબર, કીર્ત્તિ, રાગ અને દુરાગ્રહ વગેરે બધા દુર્ગુણોનો સમુદાય આવે છે. આવાં સંબંધોથી આપણને પણ હાનિ થવાનો સંભવ છે. સંસર્ગના દોષો ચેપી રોગની પેઠે બીજાઓને વળગી જાય છે, માટે આપણે આવા સમુદાયમાં રહી આ નગરમાં પ્રવેશ કરવો ન જોઈએ."

ગુરૂનાં આ વચનો સાંભળી તે શિષ્યોમાંથી એક શિષ્યે પ્રશ્ન કર્યો—મહારાજ, ત્યારે તો આપણે નગરમાં પ્રવેશ કરવો પણ ન જોઈએ; કારણકે, જેમાં આવા લોકો વસતા હોય, તેવા નગરમાં રહેવું, એ હાનિકારક છે. જો આપણે આવા નગરમાં રહીએ તો હમેશાં તેવા લોકોના સંસર્ગમાંજ રહેવું પડે તેમની સાથે મન, વચન અને કાયાના યોગ થવાથી આપણામાં પણ એમના દોષો સંક્રાંત થઈ જાય છે."

ગુરૂએ પોતાના શિષ્યનાં આ વચનો સાંભળી કહ્યું કે, "શિષ્ય, તારાં વચનો બરાબર છે. ખરી રીતે તો આવા નગરમાં આપણે ન જવું જોઈએ. પરંતુ તેમાં એટલું વિચારવાનું છે કે, આપણે પોતાના હૃદયને મજબૂત રાખી અને તે લોકોના દુર્ગુણોને બરાબર જોઈ તેનાથી દૂર રહેવા ઉજમાલ થવું જોઈએ તે સાથે આપણે આપણું કર્ત્તવ્યનો વિચાર પણ કરવો જોઈએ. કેટલાએક એવા ક્ષેત્રો હોય છે કે, જેઓમાં ઉપદેશના અભાવથી ધર્મ, નીતિ, આચાર અને વર્ત્તનમાં ઘણો ફેરફાર થયેલો માલુમ પડે છે. તેવા ક્ષેત્રોમાં જઈ મુનિઓએ ઉપદેશ આપી તે વિષેની સુધારણા કરવી જોઈએ. તે સાથે તેવા લોકોના દુર્ગુણો પોતામાં ન દાખલ થાય, તેને માટે પૂર્ણ સાવચેતી રાખવી જોઈએ. ચારિત્રના આચારવિચારના પૂર્ણ અભ્યાસથી અને સંવેગ, વૈરાગ્ય, શમ અને સમતાના યોગથી મુનિઓ-

એ પોતાને એવું મનોબલ પ્રાપ્ત કરવું જોઇએ કે, જેથી તેઓ સર્વદા શુદ્ધ રહી બીજાઓને સુધારવા તત્પર રહ્યા કરે. આવા મનોબલને પ્રાપ્ત કરનારા મુનિઓ ગમે તેવા ક્ષેત્રોમાં વિહાર કરે તોપણ તેઓને દુર્જનોના દુર્ગુણોનો ચેપ લાગતો નથી. શિષ્યો, તમારામાંના કેટલાએક મુનિઓ હજી તરૂણ વયના છે. તેમનામાં જોઇએ તેવું મનોબલ પ્રાપ્ત થયેલું નથી. તેથી આવા સામૈયાના ખોટા આડંબર કરનારા અને દેવ, ગુરૂ અને ધર્મનાં તત્ત્વોને ભાવથી નહીં સમજનારા શ્રાવકોના નગરમાં જવું, એ મારા મનને શંકા ઉપજાવનારૂં છે. તમારી દ્રષ્ટિએ તો આવા સામૈયા વિગેરેના આડંબરો ન પાડવા જોઇએ. વખતે તેમ થવાથી તમારી મનોવૃત્તિમાં વિકાર થવાનો સંભવ છે.

ગુરૂનાં આ વચનો સાંભળીને શિષ્યો ઘણા આનંદ પામી ગયા હતા અને તેમના મનમા એ વાત સત્ય લગવાથી તેમણે મનોબલ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો હતો. તે પછી તેઓએ સામૈયાના આડંબરની ઉપેક્ષા રાખી તે નગરમાં સામાન્ય રીતે પ્રવેશ કર્યો હતો."

મહાનુભાવ પ્રવર્ત્તકજી, આ દ્રષ્ટાંત ઉપરથી તમારે સમજવાનું છે કે, એવા હલકા વિચારના મુનિઓના સંસર્ગમાં તમારા શિષ્યોને ન રાખવા જોઇએ. તે બને મુનિઓના વિચારો એટલા બધા મલિન છે કે, તેઓ કોઈ રીતે પણ મુનિપદને લાયક નથી. તેમનાથી કેટલાએક સંસારી શ્રાવકો ઘણે દરજ્જે શ્રેષ્ટ છે. આવા મુનિઓને સંઘમાથી બહિષ્કૃત કરવા જોઈએ. એટલુંજ નહીં પણ કોઇ સમર્થ સાર્વભૌમ રાજાને ઉપદેશ આપી તેમને દેશપાર કરવા આજ્ઞા કરાવવી જોઇએ.

મહાશયા દીક્ષાકુમારી આવા ઉદ્દગારો પ્રગટ કરી વિરામ પામ્યાં એટલે મહાત્મા પ્રવર્ત્તકજીએ વિનીત વાણી પ્રગટ કરી–"મહેશ્વરી, આપે આપેલી સૂચના યથાર્થ છે. એ મુનિઓ આવા દુર્ગુણી છે, એ વાત મારા જાણવામાં આજેજ આવે છે. જો કે, તેમને માટે મારા મનમાં શંકા તો હતી, કારણ કે, તેમના ગુરૂઓને હું સારી-

રીને ઓળખું છું. વર્તમાનકાળે વિચરતા મુનિઓમાં તેમના ગુરૂઓ હલકી વૃત્તિના અને સ્વાચારથી વિમુખ થયેલા સંભળાય છે. તેમાં આચાર્ય ચેરવિજયનો મને કેટલોએક અનુભવ છે, અને તેથી મારા મનમાં અદ્યાપિ ભ્રમ રહ્યા કરે છે કે, કોઈ વખતે તે વીરશાસનના પ્રભાવને મોટી હાનિ પહોંચાડશે. તે કલહપ્રિય અને ઇર્ષ્યાળુ આચાર્ય ધર્મની સંસ્થાઓમાં મહાન વિક્ષેપ કરી આર્હત ધર્મની ભારે નિંદા કરાવશે મહાદેવી, આપે આપેલી સૂચના ઉપરથી હું હવે વધારે સાવચેત રહીશ અને અહીં આવેલા તે લઘુવૃત્તિ મુનિઓના વિક્ષેપ લેપથી મારા શ્રિપામ ડલને બચાવીશ."

પ્રવર્તકજીનાં આ વચનો સાંભળી મહાદેવી પ્રસન્ન થઇ ગયાં અને તેથી તેમનાં હૃદયમાં તે વિષે સારો સંતોષ પ્રાપ્ત થયો. મહેશ્વરી આનંદમાં મગ્ન થઇને બોલ્યાં—"મહાનુભાવ, હવે હું મારા આ પ્રવાસને કૃતાર્થ કરી અહીંથી જવાની ઇચ્છા રાખું છું તમને અને તમારા પરિવારને જોઇ મારા મનને જે હર્ષ અને સંતોષ થયો છે, તે અવર્ણનીય છે. મારા પ્રથમના પ્રવાસમાં સ્વર્ગવાસી મહાત્મા સુધાવિજયે જે મને આનંદ અને સંતોષ આપ્યો હતો, તેવોજ આનંદ અને સંતોષ તમારાથી મને પ્રાપ્ત થયો છે. મહાશય, આ મારો બીજો પ્રવાસ પૂર્ણ રીતે સફલ નીવડયો છે અને તેથી હું મારા આત્માને પુણ્યવાન અને કૃતાર્થ થયેલો સમજું છું. પરમાત્મા, તમારૂં અને આ તમારા પરિવારનું સદા કલ્યાણ કરો અને શ્રી વીરશાસનના પ્રભાવિક દેવતાઓ તમારા સર્વ અંતરાયોને દૂર કરો "

આટલું કહી તે મહાદેવી નીચે પ્રમાણે એક સુભાષિત બોલ્યાં હતાં.

"जैनं जयतु चारित्रं सर्व कल्याण कारणम् ।
यदाश्रितं मुनिगणैर्व्रियते मुक्तिसुंदरी" ॥ १ ॥

"સર્વ પ્રકારના કલ્યાણને કરવામાં કારણરૂપ એવું ચારિત્ર જય પામો. જેને આશ્રિત થયેલા મુનિગણો મુક્તિસુંદરીને વરે છે."૧

મહાદેવીનાં મુખમાંથી આ પદ્ય સાંભળી પ્રસન્ન થયેલા પ્રવર્ત્તકજીએ ગદગદ કંઠે જણાવ્યું—" મહામાતા, આપના પસાયથી એ ચારિત્ર અમારા આત્માનું કલ્યાણકારી થાઓ, એવું અમે પ્રાર્થીએ છીએ. આપે કૃપા કરી અમોને કાંઇપણ ઉપદેશ આપ્યો હોત તો અમોને મહાન્ લાભ થઈ પડતે. આપની દિવ્ય ગિરા અમારા સર્વ અંતરાયોને દૂર કરી અમોને આત્મિક ઉન્નતિ આપતે."

પ્રવર્ત્તકજીનાં આ વચનો સાંભળી મહાદેવી દીક્ષાકુમારી વિશેષ પ્રસન્ન થઇને બોલ્યાં-" મહાનુભાવ, મારા હૃદયમાં ઉપદેશ આપવાના જે તરંગો ઉછળી રહેલા છે, તે તરંગો સૂક્ષ્મ રૂપે તમારા હૃદયમાં પ્રવિષ્ટ થયેલા છે, એવી મને પ્રતીતિ થાય છે, તેથી હવે ઉપદેશ આપવાની જરૂર મારા જોવ માં આવતી નથી. તો પણ હું મારી દિવ્ય શક્તિનો ઉપયોગ તમારા પવિત્ર હૃદય ઉપર કરવાની ઈચ્છા રાખું છું. એ શકિતથી તમારી ઉપદેશ વાણી કદિ પણ નિષ્ફળ થશે નહીં. તમારી વાણીમાં અપાર ગુણો સ્થાપિત થશે."

આ પ્રમાણે કહી મહેશ્વરી દીક્ષાકુમારી જયધ્વનિ કરતાં અદૃશ્ય થઇ ગયાં અને તેમનું દિવ્ય તેજ વિદ્યુત્‌ની જેમ વેગથી અંતર્હિત થઈ ગયું મહાનુભાવ પ્રવર્ત્તકજી અને સર્વ મુનિ મંડલ ચારેતરફ એ મહાદેવીની દિવ્ય મૂર્ત્તિને શોધતા હોય તેમ જોવા લગ્યા.

તે પછી મહાનુભાવ પ્રવર્ત્તકજી અને મુનિમંડલ વચ્ચે કેટલીએક વાર્ત્તા ચાલ્યા પછી અને પરસ્પર ઉહપોહ થયા પછી સર્વે પોતપોતાના સંથારા તરફ જઇ પૌરૂષીના પાઠો ભણવા લગ્યા અને પ્રમાદની સેવાને માટે હૃદયમા અભાવ રાખી નિદ્રાને આધીન થઇ ગયા. મહાદેવી દીક્ષાકુમારી પણ અદૃશ્ય થઇ એ મહાનુભાવ પ્રવર્ત્તકજીને હૃદયથી ધન્યવાદ આપતાં આપતાં એ નગરને છોડી બીજે સ્થલે ચાલ્યાં ગયાં હતાં.

# અષ્ટમ પ્રવાસ.

એક નાના શેહેરમાં આનંદ ઉત્સવ વર્તાઈ રહ્યો છે. તરૂણ અને વૃદ્ધ સર્વ જૈન પ્રજાના મુખ ઉપર હર્ષ તથા ઉત્સાહ પ્રસરી રહ્યા છે. તરૂણ શ્રાવિકાઓ વિવિધ શૃંગાર ધારણ કરી શ્રેણીબંધ એકઠી થતી જાય છે. બાળકો અને બાલિકાઓ વિવિધ ક્રીડા કરતા સ્વેચ્છાએ ઉછળતા જાય છે, અને સુંદર વેષ ધારણ કરી પોતાના વડિલોના હૃદયને મોહમાં મગ્ન કરી દેછે નિર્ધન શ્રાવિકાઓ ધનાઢ્ય શ્રાવિકાઓના સુંદર શૃંગાર ભરિત વેષને જોઈ પોતાના હૃદયમા નિશ્વાસ મુકે છે, નિર્ધનના બાળકો ધનાઢયો બાળકોના વેષ અને હાથમા ઊંચી જાતના રમકડા જોઈ પોતાના દીન માબાપોની પાસે તેવા લેવાને માટે માગણી કરે છે, અને કોઈ કજીયા પણ કરે છે કેટલાએક નિર્ધન શ્રાવકો ઉદ્યોગના સાધન વગર દુઃખી થયેલા પોતાના કુટુંબની ચિંતા કરતાં પણ તે ઉત્સવમાં સામેલ થાય છે. વેપારનો ધક્કો લાગવાથી દીવાળું કાઢનારા શ્રાવકો હૃદયમા મ્હેણાથી બ્હીના અને શરમાતા બીજા શેઠીઆની સાથે ચાલે છે. લોભી શ્રીમતો 'આ ઉત્સવને પ્રસંગે કાંઇ આપવું પડશે' એવા ભયથી મનમાં ચિંતાતુર રહી અંદર ભાગ લે છે. દ્વેષ અને ઇર્ષ્યાથી દગ્ધ થયેલા કેટલાએક બીજાના ઉત્કર્ષને તોડવાની નઠારી ધારણા ધારણ કરતાં તેમાં સામિલ થાય છે. કેટલાએક મતાગ્રહી ગૃહસ્થો અન્ય મતનો પરાભવ કરવાની ઈચ્છાથી ઉત્સવની મોટી શોભા દેખાડવા પ્રયત્ન કરે છે.

આ પ્રમાણે ક્ષણવારમા સર્વ જૈન સમાજ એકત્ર થઈ ગયો હતો. વિવિધ જાતના વાદ્યોના નાદ થવા લાગ્યા અને અગ્ર ભાગે આર્હંત ધર્મના વિજયને સુચવનારો ઈંદ્રધ્વજ ચાલવા લાગ્યો. પાછળ સ્ત્રીમહાજન મહાજન અનુક્રમે ગોઠવાઇ ગયું.

તેજ્વરઘોડો શહેરની બાહેર આવી એક નાની વાટિકાની પાસે ઉભો રહ્યો. આ પ્રસંગે એકત્ર થયેલા શ્રાવકો વિવિધ પ્રકારની વાતો અને ચર્ચાઓ કરવા લગ્યા. એક ગૃહસ્થે કહ્યુ, કેમ ભાઈ, આચાર્ય મહારાજ કેટલે દૂર હશે ?' બીજાએ કહ્યુ, 'હવે હમણાંજ તેઓ પધારશે ' કોઈ બોલ્યો—'તેમની સાથે આઠ ઠાણાઓ છે.' કોઈએ કહ્યું, "આચાર્ય મહારાજની તબીયત હાલ સારી નથી, તેથી તેઓ ઉતવળા વિહાર કરી શકતા નથી, તેથી અહીં પહોંચતા વાર લાગશે." કોઈ બોલ્યો—"હા, એ ખરી વાત છે. બે માસ પેહેલાં તેમની તબીયત સુધારવાને માટે રોજના પચાશ રૂપીઆ ઠરાવી એક મોટો ડૉકટર રોકવામાં આવ્યો હતો." કોઇ બોલ્યો—"ભાઇ, એ વાત સાચી હશે, પણ હું પંદર દિવસ પેહેલા આચાર્યજીને વાંદવા ગયો હતો, ત્યારે તેઓની તબીયત ઘણી સારી હતી." એક બોલ્યો—" ભાઈ, તે મોટા પુરૂષ કહેવાય. તેમની તબીયત ઘડીમાં બગડી જાય અને ઘડીમાં સુધરી જાય." એક ઉતાવળા સ્વભાવનો શેઠ બોલી ઉઠયો. "ભાઇ, આ આચાર્યને આપણે કદી પણ જોયા નથી તેઓ કેવા છે? મારા સાંભળવામાં આવ્યું છે કે, તેઓ સ્વભાવે ક્રોધી અને ખેપી છે. જે ગામમાં તેઓનાં પગલાં થાય છે, ત્યા સંઘમાં બખેડા જાગી ઉઠે છે. પછી સાચી વાત જ્ઞાની જાણે." બીજાએ ટાપશી પૂરી. "હા, એ વાત સાચી છે. તેમનો સ્વભાવ ક્રોધી છે અને સંઘમાં કલહ કરાવવાનો છે. હું તે સારી રીતે જાણું છું." કોઇ બોલ્યો—"ત્યારે તો આપણા ગામનું આવી બન્યું. જો કે આપણામાં કુસંપ તો છે, પણ બીજા ગામના પ્રમાણમા આપણો સારો સંપ કહેવાય છે." કોઇ બોલી ઉઠયો "અરે ભાઇ, શામાટે તેવી ચિંતા કરો છો? તે આચાર્ય અહિં ઘણા દિવસ રહેવાના નથી, તેમ વળી આપણા ગામથી તેમનો ખર્ચ નભાવી શકાય તેમ નથી. તેમનું માસિક ખર્ચ કેટલુ છે તે જાણો છો ?" કોઈ બોલ્યો—" ભાઈ, શું બોલે છે? જૈન અનગાર સાધુને વળી ખર્ચ શું હોય ? તેમને આહાર પાણી

શિવાય બીજું શું જોઇએ ? " " એ ખરી વાત પણ આ આચાર્ય-ને માટે તેમ નથી. તેઓનો માસિક ખર્ચ ઘણો છે. ઘેર હાથી બાંધવો અને આ આચાર્યને બોલાવવા, એ સરખું છે. તેમાં જો તેઓ અહિં ચાતુર્માસ્ય રહેશે, તો આપણા ગરીબ શહેરના તો બાર વાગી જાશે. " બીજાએ ઉશ્કેરાઇને કહ્યું. " આવા વિદ્વાન્ આચાર્ય ચાતુર્માસ્ય રહેતા હોય અને તેમનાં મુખનાં વ્યાખ્યાનો સાંભળવાનો લાભ મળતો હોય તો તેઓનો ગમે તેટલો ખર્ચ હોય તોપણ તે લેખે થશે. " એક તેમના રાગી શ્રાવકે પક્ષ લઈને કહ્યું, "ભાઇ, એ ખરી વાત છે. પણ તમારા જેવા બે ચાર પૈસાવાળા શેઠીઆઓને તેમ લાગે પણ જ્યારે તેમનો ફાળો અમારા જેવા ગરીબ ઉપર આવે ત્યારે ખહુ આકરૂં પડી જાય " કોઈ સત્યવાદી શ્રાવક બોલ્યો—" અરે એ ખરી વાત છે. પણ જે બીચારા મધ્યમ સ્થિતિના શ્રાવકો છે, તેઓને માથે એ બોજો ભારે પડ્યા વગર રહે નહીં. " કોઇ તટસ્થ રહીને બેલ્યો. "આ વખતે નવીન કેળવણી પામેલો એક યુવાન બોલી ઉઠયો." " ભાઇઓ અમોએ એક નાની સભા સ્થાપી છે. અને " સાધર્મિ સુખ શોધક સભા " એવું તેનું નામ આપવામાં આવ્યું છે. તે સભાના ઉદ્દેશ પ્રમાણે અમોએ આ ગામની જૈનપ્રજાનું એક વસ્તીપત્રક તૈયાર કર્યું છે, તે જો તમો સાંભળો તો તમને એમજ લાગે કે, આપણે ઘણી નઠારી સ્થિતિમાં આવતા જઇએ છીએ. " ભાઇ તે અમોને સંભળાવો તો ખરા. " એક પ્રૌઢ વયના શ્રાવકે ઇંતેજારીથી પ્રશ્ન કર્યો.

તે યુવાન ક્ષણવાર વિચાર કરીને બોલ્યો—" ભાઇઓ, આ નાના શહેરમાં આપણી શ્રાવક કોમના પાંચસો ઘર છે. તેમાં ત્રણસો ઘર વસ્તીવાલા છે અને બસો ઘર ખાલી છે. તેઓ આ શહેરમા ઉદ્યોગ ન ચાલવાથી હેરાન થઇ પરદેશ ચાલ્યા ગયા છે. ત્રણસો ઘરમાં સો ઘર તદન ગરીબ સ્થિતિના છે. તેઓ સામાન્ય નોકરી અને મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. દોઢસો ઘર સાધારણ સ્થિતિના છે. ત્રીશ ઘર કાંઇક સારી ઉદ્યોગવાળી સ્થિતિના છે અને વીશ

ઘર પૈસાવાળાં કહેવાય છે તેઓમાં ખરા પૈસાવાળાં ઘર તો પાંચજ છે, કે જેઓ પચાસ હજારથી બે લાખ રૂપી માની પૂજીવાલા કહેવાય છે. તેઓમા બેજ શેઠીઆઓ જરા ઉદાર છે અને ત્રણ શેઠીઆઓ લોભી છે. કુલ જૈન પ્રજાની વસ્તી ઓગણી સોની છે. તેમાં અગીઆરસો પુરૂષો અને આઠસો સ્ત્રીઓ છે. પુરૂષોમાં છસો પુરૂષો પરણેલા, ચારસો વાંઢા અને એક સો વિધુર છે. આઠસો સ્ત્રીઓમાં ત્રણસો વિધવા, ત્રણસો સધવા અને બસો કુંવારી છે. ત્રણસો વિધવાઓમાં દોઢસો બાલ અને તરૂણ વિધવા અને પચાશ વૃદ્ધ વિધવાઓ છે. કેળવણીના વિષયમાં પુરૂષોની અંદર ત્રણસો ચારસો ભણેલા અને છસો આઠસો અભણ છે. આઠમો સ્ત્રીઓમાં વીશ ભણેલી અને બાકીની અભણ છે. ઉંચી કેળવણી લેનારાઓમાં માત્ર પરદેશમા રહેનારા બેજ મેટ્રીક થયેલા છે, અને બાકીના ચાલીસ ઇંગ્લીશ લખી વાંચી જાણે તેવા છે. ઓગણીશસોની વસ્તીમાં માત્ર ધાર્મિક કેળવણી પામેલા પાંચ પુરૂષો જ છે. બાકીના માત્ર નવકાર મંત્ર જાણનારા છે. તેમાં પણ શુદ્ધ નવકાર મંત્ર જાણનારા દશ બારજ છે ધર્મ, નીતિ અને વ્યવહારના વર્ત્તનની પણ અમે ગણત્રી કરેલી છે. તેઓમાં ધર્મની શુદ્ધ શ્રદ્ધા ધરનારા, નીતિ પ્રમાણે ચાલનારા અને શુદ્ધ વ્યવહાર રાખનારાં પાચ કુટુંબો છે. બાકીના બધા અધર્મી, અન્યાયી, અને અપ્રમાણિક છે. સર્વમાં છલ-કપટ કરનારા અને જુઠું બોલનારાઓની સંખ્યા ઘણીજ વધારે છે. આ કુલ પાંચસો ઘરોમાં ત્રણસે કુટુંબ કન્યાવિક્રય કરનારાં છે, અને બસો કુટુંબ કન્યાવિક્રય નહીં કરનારાં છે. વિવાહના સંબંધમાં બાલવયમાં પરણેલા ત્રણસો કુટુંબો છે, તેમાં સો કજોડાં છે, અને બસો સજોડાં છે. વળી અહીં વસતા ત્રણસો વસ્તીવાળાં ઘરોમાં બસો ઘર કરજવાળાં છે, અને પચાશ ઘર દીવાળું કાઢનારા છે. આ પ્રમાણે આ શેહેરની જૈન પ્રજાનું વસ્તીપત્રક અમે તૈયાર કરેલું છે.”

“તમારો આ પ્રયાસ સ્તુત્ય છે અને તમે જે તારવણી કરી છે,

તે ઘણીજ ઉપયોગી થઇ પડે તેવી છે." એક પ્રમાણિક શેઠીઆએ ઉત્તેજન આપતા જણાવ્યું આ વખતે એક નવીન કેળવણી પામેલો યુવાન બોલી ઉઠયો "ભાઇ, આ વસ્તીપત્રક ઉપરથી વિચાર કરો કે, જયારે આપણા શહેરની સ્થિતિ આવી છે, તેમાં આ આચાર્યરૂપી ગજેંદ્રને કયાં બાંધશો? તેમનું ખર્ચ આપણા ગામથી શીરીતે ઉપાડી શકાશે? કેટલાએક બિચારા શરમાઇને દ્રવ્યની ટીપમા પોતાનું નામ લખાવે છે, પણ પાછળથી તેઓને પૈસા કાઢવા ઘણાજ મુશ્કેલ થઇ પડે છે. આજના વરઘોડાના ખર્ચને માટે શું કરવું? તેનો વિચાર કરવામાં આવ્યો, ત્યારે માત્ર જે થોડા પૈસાદાર હતા, તેમણે કહ્યુ કે,અમો દશ રૂપીઆ આપીશું, બાકીના બીજા દશ રૂપીઆની ટીપ કરો. તે વખતે ઘણા લોકો બોલી ઊઠ્યાં કે, અમારાથી બની શકશે નહીં, માટે આવો ખર્ચ કરીને સામૈયુ કરવાની શી જરૂર છે? આચાર્ય મહારાજ પોતાની મેળે ચાલ્યા આવશે. પછી બીજાઓ જુદી જુદી રીતે બોલવા લાગ્યા, અને આ વરઘોડાની વાત ઉડી જવા લાગી, તે વખતે એક વિધવા શ્રાવિકાએ કહ્યુ કે, "દશ રૂપીઆ હું મારા પલ્લામાથી આપીશ." તે શ્રાવિકાના કહેવાથી તે ટીપ ઉભી થઇ અને આ સામૈયાનો વરઘોડો થઇ શકયો છે." તેનાં આવાં વચન સાભળી એક શ્રાવક બોલ્યો. "ભાઇ, જયારે આટલી બધી મુશ્કેલી હતી, ત્યારે આવી ધામધુમ કરવાની શી જરૂર હતી?' બીજાએ ઉત્તર આપ્યો. "જો ધામધુમથી સામૈયું કરવામા ન આવે તો આ આચાર્ય મહારાજ નારાજ થઇ જાય તેમ છે. તેમનો સ્વભાવ એટલો બધો ક્રોધી છે કે, જો કાંઇ ધામધુમ તેઓ જોવે નહીં તો ગામને પાદર આવીને પાછા ચાલ્યા જાય." એક સત્ય વક્તા શ્રાવક બોલી ઉઠયો "જયારે એવા ક્રોધી સ્વભાવના સાધુ હોય તો તેમને આપણાં ગામમાં લાવવાજ શામાટે જોઈએ? કદિ આપણા આ સામૈયાથી સંતોષ પામશે, પણ બીજી ઘણી બાબતોમાં જો ખામી આવશે તો તેઓ નારાજ થયા વિના રહેશે નહીં. આપણા ગરીબ ગામથી તેમની મરજી ઉઠાવવી મુશ્કેલ છે." તેમની તરફ રાગ

ધરાવનારો એક શ્રદ્ધાળુ શ્રાવક બોલ્યો—"ભાઇ, સાધુઓની સેવા કરવી મુશ્કેલ છે, ગમે તેમ કરીને પણ તેમનાં મન રાજી રાખવાં જોઇએ, તે શિવાય લાભ કયાંથી મલે ? આવા વિદ્વાન અને વક્તા આચાર્ય આપણાં ગામમાં કયાથી હોય ?" એક આકળો અને સત્ય-ભાષી શ્રાવક બોલ્યો—"ભાઇ,લાભની વાત્ત ખરી છે,પણ જૈન મુનિઓ એવા ન જોઇએ, તેમને સામૈયાની ઇચ્છા રાખવી એ ખોટું છે.સંઘની સ્થિતિનો વિચાર કરવો જોઇએ. આજકાલ એવા ધાંધલીઆ મુનિઓ ઘણા થયા છે ગયા વર્ષમા એક ગુણવિજય નામના મુનિ આવ્યા હતા, તે કેવા ઉત્તમ હતા ? તેઓ કાંઇપણ આડંબર વગર આવેલા અને સંઘની સ્થિતિનો ક્ષણે ક્ષણે વિચાર કરતા હતા. તેમનામા ક્રોધ, ગર્વ અને બીજો કોઇ પણ દુર્ગુણ ન હતો, એ તમને યાદ છે ?"

આ પ્રમાણે વાર્ત્તાલાપ અને ચર્ચા કરતા લોકો ધામધૂમથી વરઘોડો કાઢી શહેરની બહાર ગયા,અને એક વાટિકાની પાસે આવી પોહોચ્યા,તેવામા ત્યાં આઠ મુનિઓ સાથે આચાર્ય મહારાજ આવ્યા, તેમને ભેટી વાદી ગાજતે વાજતે પોતાના નગરમાં લાવવામાં આવ્યા હતા.

આ બધો દેખાવ મહાદેવી દીક્ષાકુમારી અંતરીક્ષમાં અદૃશ્ય રહી જોતાં હતાં. રસ્તામા ઉપર પ્રમાણે શ્રાવકો જે વાતો કરતા હતા, તે પણ તે મહાદેવી સાંભળતાં જતા હતાં, અને તે સાભળી અંતરમા પોતાના સ્વરૂપની સ્થિતિનો વિચાર કરતાં હતા.

વાંચનાર, આ આચાર્ય કોણ છે ? તેને ઓલંખવાની તમોને ઇચ્છા થઇ હશે ? તે આચાર્ય પ્રથમના પ્રવાસમા વર્ણવેલા આચાર્ય વેષવિજય છે.તેમને માટે પ્રવર્ત્તકજીની પાસે આવેલા બે મુનિઓએ વાતચિત કરેલી છે. જે વાચક વર્ગના ધ્યાનમા હશે. આ વેષવિજય આચાર્ય ઘણા ક્રોધી, આડંબરી અને નવીન સંસ્થાઓ તથા તેમના વ્યવસ્થાપકો, વક્તાઓ અને વિદ્વાનો તરફ તિરસ્કાર બતાવનારા છે જમાનાને લઇને ચાલતી પ્રવૃત્તિ કે જે ધર્મ, સંસાર અને

વ્યવહારની ઉન્નતિ કરવામાં સાધનભૂત છે, તેને તોડી પાડવામાં તેઓ એક્કા છે. તેમના હૃદયમાં દ્વેષ, ઇર્ષ્યા અને અભિમાનના તરંગો સર્વદા ઉછળ્યા કરે છે. તે આચાર્ય વેષવિજય આ સમયે આ નગરમાં આવી ચડયા છે. ”

આચાર્ય વેષવિજય અને તેમના પરિવારે સામૈયાના આડંબર સાથે તે નગરમા પ્રવેશ કર્યો, અને ઉપાશ્રયમાં આવીને પોતાની સમૃદ્ધિ સાથે પડાવ કર્યો તે વખતે શહેરની જૈન પ્રજા બાલકથી તે વૃદ્ધ સુધી ત્યાં હાજર હતી. પ્રથમ તે આચાર્યે પોતાની ગંભોર અને કઠોર વાણીથી સર્વને દેશના આપી દેશના પુરી થઈ, અને સર્વ લોકો તે સાંભળી તેમને ભક્તિથી વંદના કરવા લાગ્યા. તત્કાળ આચાર્યે શેઠીઆઓને બોલાવીને કહ્યુ,“આ ઉપાશ્રયમાં મારે માટે એક સારી અને ઉંચી પાટ જોઇશે, ઓઢીંગણ રાખવાને માટે તકીયાના જેવું કોમળ એક પાટીયુ જોઈશે, મારા પુસ્તકો રાખવાને માટે નકશીદાર કબાટો જોઈશે, વારંવાર થુંકવાને માટે સારૂં એક પાત્ર જોઈશે, મારા સાધુઓના દરેક આસન પાસે પણ તેમને અનુકૂળ આવે તેવી વસ્તુઓ જોઈશે,અમારે આહાર પાણી કરવાને સુંદર અને સ્વચ્છ એકાતવાળું જુદું સ્થાન જોઈશે, અમારા કપડા ધોવાને માટે ઉંચી જાતના સાબુઓ, તથા તાંબાની વિશાળ તાસો જોઈશે, અમારા કપડા સુકવવાને માટે મજબૂત અને સુંવાળી દોરીઓ બંધાવવી જોઈશે, પાનાપોથી રાખવાને માટે નવરંગિત ઘોડી અને નકશીદાર સુશોભિત પુંઠાઓ જોઈશે, લખવાને માટે ઉંચી જાતના ખડીઆ, હડતાળની વાટકીઓ, કાગળો, નોટપેપરો, ઉંચી જાતના કવરો, હોલડરો અને પીંછીઓ જોઈશે,તે સાથે વીશ રૂપીઆની ટીકીટો જોઇશે. આ શિવાય જે વસ્તુનો અમારે ખપ પડે તે વસ્તુ તરત હાજર કરવી જોઈશે, જ્યાંસુધી અમે અહીં રહીએ ત્યાંસુધી અમારી બરદાસ કરવાને માટે ચાર માણસો અહીં હાજર રાખવા જોઈશે. એક માણસ અમારી ટપાલ લેવા દેવામા ખાસ રાખવો જોઈશે,તે શિવાય અમારી અને અમારા સાધુઓની તબીયત જોવાને માટે એક ડૉકટર કે દેશી

વૈદ્ય રાખવો પડશે."

આચાર્યજીનાં આવાં વચન સાંભળી બધા શેઠીઆ વિચારમાં પડી ગયા.તેઓમાંથી એક ખુશામતીયો શેઠ બોલ્યો—"મહારાજજી, આપના કહેવા પ્રમાણે બધુ' થઈ રહેશે. કોઈ રીતે આપને અડચણ આવશે નહીં." તે વખતે એક બીજા શેઠીઆએ સત્ય અને હીંમતને અવલ'બન કરીને કહ્યુ "મહારાજ, આપના કહેવા પ્રમાણે અમે યથાશક્તિ કરીશુ', પર'તુ આ ગામનો સ'ઘ ગરીબ છે; આપ મોટા મોટા ધનાઢ્ય શહેરોમાં રહેલા, તેથી આપને નાના ગરીબ ગામનો ખ્યાલ ઓછો હોય, તેથી આપની બરદાસને માટે કાંઇ ખામી રહે તે ખાતે ક્ષમા કરશો. અહીંના ગામની સારી સ્થિતિ નથી. ઘણા લોકો ઉદ્યોગ વગર આ ગામને છોડી વિદેશમાં ચાલ્યા ગયા છે. માત્ર આ બે ચાર શેઠીઆને લઈને આ બધો આડ'બર દેખાય છે. બાકીનો મોટો ભાગ ગરીબી સ્થિતિ ભોગવે છે."

તે શેઠના આવા વચનો સાંભળી આચાર્ય વિષવિજય ક્રોધાતુર થઇ ગયા અને ગર્જના કરીને બોલ્યા—"અરે તુ' શું બોલે છે? તુ' શ્રાવક છે કે મુસલમાન છે? શ્રાવકના મુખમાંથી આવા શબ્દો નીકળે નહીં. શુ સાધુને માટે આ ગામ ગરીબ છે? તમે બધા લુચ્ચા લાગો છો? તમે મોજમજાહ માણો અને સાધુને માટે કાંઇ નથી, એમ કહેવુ' એ કેવી વાત કહેવાય? શુ' તમે ભુખ્યા રહો છો? શુ' તમારા શરીર ઉપર કપડાં નથી? શુ' તમોને ખાવાપીવા નથી મળતુ'? જુવોને, આ તમારા વેશ કેવા છે? તમારાપર કશબી ખેશ રહી ગયા છે. તમારી સ્ત્રીઓ ઊંચી જાતનાં વસ્ત્રાભૂષણો ધારણ કરી ફરે છે, અને તમારા છોકરાઓ અને છોકરીઓ નવર ગિત થઈ ચાલે છે, અને અમારા સાધુને માટે તમારાથી કાઇ પણ બની શકે તેમ નથી? તે વખતે 'આ ગામ ગરીબ છે,' એવુ' તમે બોલો છો. શેઠીઆઓ, લુચ્ચાઇ કરશો નહીં. તમારી વણિકવિદ્યા અમારી પાસે ચાલવાની નથી. અમે કાંઇ જાતે કુ'ભાર નથી, અમે પણ વાણીઆમાંથીજ

સાધુ થયા છીએ. જો,વધારે પડતું કહેશો અને અમોને છેતરવાના પ્રપંચ કરશો તો અમો અત્યારેજ અહીંથી વિહાર કરીને ચાલ્યા જઈશું. અમારે તમારી અને તમારા ગામની કાંઇ પણ પરવા નથી. બીજા હજારો શેઠીઆઓ અમારા તાબામા છે, અમારે માટે જે જોઇએ, તે હાજર કરનારા છે, તમારા જેવા બકાલ અમારા હીસાબમા નથી. તમે ઘણા સાધુઓને જોયા હશે પણ આ મૂર્ત્તિને ઓળખતા નહીં હો. હું વિષવિજય આચાર્ય છું. મારાથી બધો ભારતવર્ષ ભય પામે છે. ભારતવર્ષ ઉપર વિચરતા મુનિઓ મારાથી નાસી જાય છે, મારી દરેક આજ્ઞા સર્વ સાધુઓ અને શ્રાવકો પાળે છે. જે શ્રાવક કે સાધુને હું સંઘની બાહેર કરૂં, તેને બધા શ્રાવકો અને સાધુઓ બાહેર કરી દે છે, જૈન વર્ગમાં તો મારી સત્તા હોય પણ ઇતર વર્ગ પણ મારી આજ્ઞાને તાબે થઇ જાય છે, ગમે તેવો વિદ્વાન કે વક્તા હોય, તે મારી સામે ટકી શકતો નથી. અરે શેઠીઆઓ, તમે વિચાર કરજો. તમારા આવા રેઢીઆર ગામમાં મારૂં આગમન પણ થાય નહીં. આ તો દૈવયોગે અથવા તમારા ભાગ્યયોગે બની ગયું છે. હું જેવા તેવા ગામમાં વિહાર કરી જતો પણ નથી. જો તમારાં સારાં ભાગ્ય હોય તો આ અવસર ચુકશો નહીં. મોટા મોટા શહેરોના સંઘો તરફથી વિનંતિઓ આવ્યા કરે છે, તેમની વિનતિઓના થોકડા બંધ પત્રો મારી પાસે મોજુદ છે. અરે શેઠીઆઓ, મને તો લાગે છે કે, તમારો દિવસ ફરી ગયો છે, નહીં તો તમારા મુખમાથી આવાં વચનો નીકળે નહીં, તમો બધા કાંઇ ભુખે મરતા નથી. તમારામાં શુદ્ધ શ્રાવકનુ સ્વરૂપ દેખાતું નથી. જો શુદ્ધ શ્રાવકો હોય તો તે ગમે તેમ કરીને સાધુની સેવા ભક્તિ કરે છે. સાધુઓને માટે પોતાના પ્રાણ પણ અર્પણ કરે છે,તે ઉપર એક બનેલો વૃત્તાંત સાંભળવા જેવો છે. કાઠીઆવાડમાં એક શહેરની અંદર અમે ચાતુર્માસ્ય રહ્યા હતા. તે શહેરનું નામ પ્રખ્યાત છે, પણ હું તમોને જણાવીશ નહીં. તે શહેરમાં એક શ્રાવક રહે છે. તેનુ નામ જાહેર કરવાની મારી ઇચ્છા નથી. તે શ્રાવક દેવ, ધર્મ અને ગુરૂને શ્રદ્ધાથી માનનારો

છે. તેમા ખાસ કરીને તે ગુરૂ ઉપર ઘણી ભક્તિ ધારણ કરનારો છે. કોઇ પણ જૈન મુનિ તેના જોવામાં આવે તો તે ઉપર તે ગાંડો ઘેલો બની જાય છે. તેમાં ખાસ કરીને કોઇ વિદ્વાન કે પદવીધર મુનિ ઉપર તેનો ભાવ ઘણોજ ઉત્તમ પ્રકારનો હોય છે. તે શ્રાવક હમેશાં અમારી પાસે આવતો અને અમારા વ્યાખ્યાનો સાંભળતો હતો. વ્યાખ્યાન સાભળી તે એટલો બધો ખુશી થઇ જતો હતો કે, વ્યાખ્યાન પૂર્ણ થયા પછી તે અમારા ચરણની સેવા કરવા મંડી જતો હતે, તે શિવાય બીજા કેટલાએક શ્રાવકો પણ એવાજ રાગી હતા, પણ તેઓ બધાથી એ શ્રાવક ચડીઆતો હતો કારણ કે, બીજાનું હૃદય તેના જેવું નિર્મળ ન હતુ.

એક વખતે મારા કોઇ શિષ્યની આગળ તે શ્રાવક વાંદવા આવ્યો. વાતનો પ્રસંગ નીકળતાંને શિષ્યે કહ્યું કે, " મારે કલ્પસૂત્ર લખાવવું છે, તો કોઇ સારો લહીઓ શોધી લાવજો " મારા શિષ્યનાં આ વચન સાંભળી તે શ્રદ્ધાળુ શ્રાવક તરતજ બેઠો થયો અને ગામમાં ફરીને એક સારા લહીયાને શોધી લાવ્યો તે લહીઓ પરભાર્યો મારા શિષ્યની પાસેથી કલ્પસૂત્ર લઇ ગયો, અને થોડા દિવસમા લખીને લાવવાનું કહી પોતાને સ્થાને ચાલ્યો ગયો. આ વાત મારા જાણવામા બીલકુલ ન હતી તે શિષ્યે કે પેલા શ્રાવકે તે વિષે મને કાઇ પણ જણાવ્યું નહી. થોડા દિવસ પછી પેલો લહીઓ પુસ્તક લખીને મારા શિષ્યની પાસે આવ્યો અને તેની લખામણીના પૈસા માગ્યા. મારા શિષ્યને આ વાત મારાથી છુપી રાખવી હતી, એટલે તેણે તે લહીઆને કહ્યુ કે, " તે પૈસા પેલા શ્રાવકની પાસેથી લેજે. " લહીઓ તરત તે શ્રાવકને ઘેર ગયો, અને ત્યા જઇ તેણે લખામણીના પૈસા માગ્યા. તે શ્રાવક નિર્ધન સ્થિતિનો હતો માડમાંડ પોતાનો વ્યવહાર ચલાવતો હતો, તે વખતે આ લહીયાને આપવાને માટે તેની પાસે એક રૂપીઓ પણ ન હતો. તત્કાળ તે મુંઝાયો, તેણે તે લહીયાને વિનંતિ પૂર્વક કહ્યું કે, ભાઇ, પૈસા હુ આપીશ પણ હાલ મારી પાસે નથી. તો થોડા દિવસ ક્ષમા કરો તો મહેરબાની થાય, "

લહીઓ સ્વભાવે અધીરો હોવાથી ઉતાવળો થઇને બોલ્યો—" શેઠ, હાલ મારે પૈસાની ઘણી જરૂર છે, મારાથી ખમી શકાય તેમ નથી ગમે તેમ કરીને મને હાલને હાલ પૈસા આપવા જોઇશે. મારા કુટુંબનો આધાર લખણાના પૈસા ઉપરજ છે. "

લહીઆનાં આવા વચનો સાભળી તે શેઠ મનમા ઘણોજ મુંઝાઇ ગયો, અને ચિંતાના પરિતાપથી તેનું હૃદય દગ્ધ થઇ ગયુ. તે ઉંચા સ્વભાવનો હોવાથી તત્કાળ પોતાના ઘરમા ગયો અને ઘરનું કોઇ માણસ ન જાણે તેવી રીતે પોતાની સ્ત્રીના સૌભાગ્યનુ એક આભૂષણ લીધુ, પછી તે આભૂષણ લઇ પેલા લહીયાની સાથે બજારમા ગયો, અને ત્યા નાણાવટીની દુકાને તેની કીંમત કરાવી તેને ગીરો મુકી જોઈતા રૂપીઆ લઇ પેલા લહીયાને ચુકવી આપ્યા લહીઓ પૈસા મલવાથી હૃદયમાં ખુશી થતો પોતાને ઘેર ચાલ્યો ગયો અને તે શેઠ જરા નિશ્ચિંત થઇ અમારા શિષ્યની પાસે આવ્યો આ વાત તદ્દન મારાથી છુપી હોવાથી તે સાધુએ મને જણાવી નહીં. તેમજ તે શેઠે પણ મને જણાવ્યુ નહીં. કેટલાએક દિવસ વીત્યા પછી તે શેઠની સ્ત્રીના જાણવામાં આવ્યું. કે, પોતાના સૌભાગ્યનું એક આભૂષણ ઘરમાથી ગુમ થયુ છે, તે સ્ત્રી સ્વભાવે આકળી અને તીવ્ર હતી, તેથી તેણે પોતાના સ્વામીને આગ્રહથી જણાવ્યુ કે, ' આભૂષણ તમેજ લીધુ' છે. તમે ખોટી આના કાની કરો છો. " એમ કહી તેણીએ મોટી લડાઇ કરી અને આડોશ પાડોશના સેંકડો લોકો એકઠા કર્યા જયારે આવુ ધાંધલ મચ્યું એટલે તે ભોળા દિલનો શેઠ આભૂષણ સબંધી બધી વાત માની ગયો. તે વાતની જાણ થવાથી તે સ્ત્રી અમારા ઉપાશ્રયમા આવી અને મારા સાધુની આગળ આવી ઉંચે સ્વરે વઢવા લાગી. તેણીની સાથે કેટલાએક લોકો આવ્યા હતા તેઓ પણ અમારા સાધુની સાથે લડવા લાગ્યા ઉપાશ્રયની પવિત્ર ભૂમિમા મોટું તોફાન થઇ પડયું તે શેઠની સ્ત્રી ક્રૂર અને તીવ્ર સ્વભાવની હતી તેથી તેણીએ રોવા કૂટવાનુ ધાધલ કરવા માડયુ આ દેખાવ જોઈ હુ અને બીજા સાધુઓ

તે સ્થલે ગયા. તે વખતે કેટલાએક શ્રાવકો પણ એકઠા થઇ ગયા હતા. હૃદયમાં આશ્ચર્ય પામેલા અને ભયની શંકા રાખતા એવા મે તે ધાંધલ કરનારી સ્ત્રીને પુછી જોયું, તે ઉપરથી તે શ્રાવિકાએ બધો વૃત્તાંત મને કહી સંભળાવ્યો હતો. તે પછી મારા શિષ્યને મેં તે વિષે સર્વ વૃત્તાંત પુછી જોયો અને તેમાં તે વાત સત્ય લાગવાથી બીજા બે શેઠીઆઓને તે સ્ત્રીને સંતોષ પમાડવાની ગોઠવણ કરી. એક ધનાઢય શેઠે પોતાના ઘરના રૂપીઆ આપી તે ગીરો મુકેલા આભુષણને છોડાવી દીધું અને તે સ્ત્રીને સંતોષ પમાડી ઘેર મોકલી હતી.

તે પછી મે મારા શિષ્યને ઠપકો આપ્યો અને ફરીવાર છુપી રીતે આમ ન કરવાની સૂચના આપી, જે શ્રાવકે માત્ર ગુરૂની ભક્તિ કરવા માટે આવું છુંપુ કામ કર્યું હતુ, તે બીચારો મારાથી શરમાઇ ગયો અને કેટલાએક દિવસ સુધી મને મુખ બતાવી શક્યો નહીં. આખરે મેં તેને બોલાવીને દીલાસો આપ્યો એટલે તે શ્રાવક ત્યારથી હંમેશાં મારી પાસે આવવા લાગ્યો.

શેઠીઆઓ, આ વૃત્તાત ઉપરથી શો સાર લેવાનો છે ? તે તમારા સમજવામા આવ્યું કે નહીં ? જે શ્રાવકે પોતાની સ્ત્રીના સૌભાગ્યનો અલંકાર વેચીને પણ સાધુનું પુસ્તક લખાવી આપ્યું, એ કેવા આશ્ચર્યની વાત કહેવાય ? તેની ગુરૂભક્તિને ધન્યવાદ ઘટે છે. એવા શ્રાવકોનું જીવનજ સાર્થક છે, કદિ તેઓ નિર્ધન હોય, પણ જો તેમનામા શ્રદ્ધાનું દિવ્ય બલ હોય તો તેઓ ધનવાનથી પણ સો દરજ્જે ઉત્તમ છે. તમારા જેવા અધમવૃત્તિવાલા અને દ્રવ્યનેજ માન આપનારા સ્વાર્થી શ્રાવકોને હું ધિક્કાર આપું છું. તમારામાં દેવ, ગુરૂ અને ધર્મના તત્ત્વો ઉપર પૂર્ણ શ્રદ્ધા કે ભક્તિ છેજ નહીં. જો તમારામા એ શ્રદ્ધા હોત તો તમો અમારા જેવા વિદ્વાન્ અને પદવીધર મુનિઓની આગળ એમ ન કહેત કે આ ગામ ગરીબ છે. આવા દીન વચનો ગુરૂની સમક્ષ બોલવા, એ તમારી શ્રદ્ધાનીજ નબલાઈ છે. સંઘને કોઇ વાતનો તુટો હોતો નથી, હંમેશાં સંઘ સમૃદ્ધિવાનજ ગણાય છે. એક સામાન્ય ગામડાનો સઘ પણ મોટાં કાર્યો

કરી શકે છે. જ્યાં સુધી એક બે શ્રાવકોના ઘરમાં ધન હોય છે. ત્યાં સુધી સંઘની સમૃદ્ધિ અખંડિત છે. અરે લુબ્ધ શ્રાવકો, વિચાર કરો, તમારા શેહેરમા આ મૂર્ત્તિ ક્યાંથી હોય? તમારા કોઈ ભાગ્યનો ઉદય થયો છે. જે શહેર કે ગામમાં અમે જઈએ છીએ, તે શહેર કે ગામના શ્રાવકો ગાંડા ઘેલા બની જાય છે અને અમારે માટે જે જોઇએ, તે હાજર રાખે છે. તમારા જેવા શઠ શ્રાવકો કોઈપણ ઠેકાણે મારા જોવામાં આવ્યા નથી. તમોને જોઇને મારા મનમા અફશોસ થાય છે કે, તમે શ્રાવક નામ શામાટે ધરાવતા હશો. ?"

આચાર્ય વેષવિજયના આવા શબ્દો તે સર્વે સાભળી રહ્યા. ક્ષણવાર કોઈપણ બોલી શક્યું નહી. કેટલાએક આચાર્યનો રોષાવેશ જોઇ મનમા ભય પામી ગયા. જ્યારે ક્ષણવાર કોઈપણ બોલ્યું નહીં એટલે આચાર્ય વધારે જોસમા આવીને બોલ્યા. "અરે કપટી શેઠી-આઓ, શો વિચાર કરો છો? કાંઈપણ કેમ બોલતા નથી? જો તમારી ઇચ્છા ન હોય તો અમે હમણાંજ વિહાર કરીએ."

આ વચનો સાંભળી દબાઇ ગયેલા શેઠીઆઓમાથી કેટલાક મનમાં વિચાર કરવા લાગ્યા કે, "જો આવા પ્રખ્યાત આચાર્ય વિ-હાર કરી ચાલ્યા જશે તો આપણા સંઘની આબરૂ જશે, માટે ગમે તેમ કરીને પણ તેમના મનને સંતોષ આપી અહીં રાખવા જો-ઇએ." આવું વિચારી તેઓ બોલ્યા—"મહારાજજી, કોઇ વાતની હરકત આવશે નહીં. સંઘને કાંઈપણ તુટો રહેતો નથી. આપને મા-ટે જે જોઇએ તે તૈયાર કરી આપીશું, આપના જેવા મહાન્ આચાર્ય અમારા ગામમા ક્યાથી હોય! આપના આવવાથી અમે અમારા અ-હો ભાગ્ય સમજીએ છીએ. આપ ખુશીથી અહીં બિરાજો અને આ-પની વિદ્વત્તા ભરેલી ઉપદેશ વાણીનો અમોને મહાન્ લાભ આપો. સાહેબ, ક્ષમા કરી અમારી વિનંતિ સ્વીકારો. આ સર્વ શેઠીઆઓ આપના દાસ છે અને આપની પવિત્ર સેવા કરવાને તૈયાર છે."

તેમનાં આવાં વચનો સાંભળી આચાર્ય જરા હૃદયમાં પ્રસન્ન થઈ ગયા, અને તેમનો ક્રોધાવેશ શિથિલ થઇ ગયો. તેમણે પોતાના મનમાં વિચાર કર્યો કે, “ આ લુચ્ચા શેઠીઆઓ મારા ક્રોધથી દબાઇ ગયા છે. હવે તેમની ઉપર આપણી પૂર્ણ સત્તા ચાલશે.’ આવું વિચારી આચાર્ય શાંત થઇને બોલ્યા—“ શેઠીઆઓ, તમારામાંના કેટલાએક ઉતાવળા થઇને બોલી ગયા, તેથી મારે કટુ વચનો કહેવાં પડયાં છે. હવે તમારી શુદ્ધ શ્રદ્ધા જોઇ હું મારા હૃદયમાં સંતુષ્ટ થયો છું. મને ખાત્રી થાય છે કે, હવે ગુરૂ તરફ તમારૂં જે કર્ત્તવ્ય છે, તે તમે પૂર્ણ રીતે બજાવશો. શ્રાવકો, અમે એવા દુરાગ્રહી સાધુ નથી. અમે અમારા મનમાં સમજીએ છીએ કે, ગામના પ્રમાણમાંજ બધી વાત બની શકે છે. ધનાઢય શ્રાવકોવાળા શહેરમાં અમારે માટે જેવી ગોઠવણ હોય, તેવી ગોઠવણ નાના શહેર કે ગામડામાં કયાથી હોય ? અમારે પણ શ્રાવકોની સ્થિતિ ઉપર વિચાર કરવાનો છે. તમે પ્રથમજ શ્રદ્ધાને શિથિલ કરી કેટલાંએક વચનો બોલી ગયા, તે ઉપરથી અમારે તમોને આવા કડવાં વચનો કહેવાં પડયાં છે. ”

આ પ્રમાણે આચાર્યનાં વચનો સાભળી સર્વ શ્રાવકો પણ સંતોષ પામી ગયા, અને પુનઃ વણિકવિદ્યાને અનુસરી પરસ્પર વિનયનાં વચનો કહેવા લાગ્યા.

મહાદેવી દીક્ષાકુમારી આ બધો દેખાવ અંતરીક્ષમા રહી સાંભળતાં હતાં, અને આચાર્યના વર્ત્તનને માટે હૃદયમાં અફ્રશોસ કરતાં અનેક વિચારો કરતા હતાં. તે વખતે શ્રાવકોએ એકત્ર થઈ આચાર્યને અનુકૂળ એવી કેટલીએક ગોઠવણો કરી દીધી, અને તેમની બરદાસને માટે જુદા જુદા માણસોને ગોઠવી દીધા હતા. આ વખતે વિહાર કરી તરત આવેલા આચાર્ય અને મુનિઓને માટે બધી જાતની યોજના અને આહાર પાણીની ગોઠવણ કરી સામૈયામાં આવેલો શ્રાવકવર્ગ વીખરાઇને પોતપોતાને ઘેર ચાલ્યો ગયો. શ્રાવક વર્ગ ગયા પછી આચાર્યજીએ પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કે, મુનિઓ, આ તમારા ગુરૂએ કેવો ઝપાટો માર્યો છે ? આ ગામના શ્રાવકો લુચ્ચા

છે. મને લાગે છે કે, તેઓ આપણાથી કપટમાં રમે છે, પણ તેઓ જાણતા નથી કે, આ આચાર્ય તમો બધાને પહોંચી વળે તેવા છે. આ પ્રમાણે કેટલીએક વાતચિત કરતા હતા, તેવામા એક મુનિએ ખબર આપ્યા કે, " આહાર પાણી હાજર છે, માટે પધારો. "

આચાર્યજી તરતજ બે મિનિટમાં જરા મનમાં પાઠ ભણી બેઠા થયા, અને આહાર પાણીની જગ્યા ઉપર આવ્યા. ત્યાં સર્વ મુનિઓની સાથે આહાર પાણી લીધાં અને તે પ્રસંગે રસોઈની કેટલીએક ચર્ચા કરતાં આહાર લઇ પાછા પોતાને સ્થાનકે આવ્યા. મહાદેવી દીક્ષાકુમારી અદૃશ્ય રહી તેમની બધી ચર્ચા વિલોકતા હતા

આચાર્યજી પોતાને સ્થાને આવ્યા, તે વખતે એક માણુસ ટપાલ લઈને આવ્યો. ટપાલનો મોટો થોકડો તેણે આચાર્યજીના હાથમા આપ્યો. તે સાથે એક શ્રાવક પણ આવ્યો હતો. પછી આચાર્યજીએ અનુક્રમે ટપાલ ફોડી વાંચવા માંડી, જેમ કોઇ સરકારી અધિકારી કે મોટો વેપારી ટપાલ વાંચવામા તલ્લીન થઈ જાય તેમ આચાર્ય તલ્લીન થઈ ગયા હતા. કોઈને દીક્ષા આપવાના, કોઇ શહેરના રાગી શ્રાવકોના, કોઇ સંઘની વિનતિના, કોઇ સંઘ અને જ્ઞાતિના ટંટાના, કોઇ સાધુને સંઘાડા બાહેર મુકવાના, કોઇ શ્રાવકને સંઘ બહાર કાઢવાના, અને કોઇ પૂર્વના સગાવ્હાલાંઓની જુદી જુદી માગણીઓના પત્રો આચાર્યજીએ આદ્યંત વાંચી લીધા. તે પછી એક મોટા પત્રનું કવર તેમણે ફોડી વાચવા માંડયું; પ્રથમ તેઓ પોતાની મેળે મનમાં વાંચી ગયા, તે પછી પોતાના કેટલાએક શિષ્યોને બોલાવી તેમણે તે પત્ર સાનંદાશ્ચર્ય થઇ સર્વને વાચી સંભળાવ્યો. પ્રથમ તે પત્રના મથાળાં ઉપર આચાર્યને ઘટે તેવા મોટા મોટા વિશેષણો આપ્યા હતાં. જેથી કરીને પત્રનો આદ્ય ભાગ તેમાંજ રોકાઈ ગયો હતો તે પછી તેમા નીચે પ્રમાણે બીના લખેલી હતી.

" કૃપાસાગર મહાન્ આચાર્યજીના ચરણ કમળમાં વિનંતિ કરવાની કે, આપનાથી જુદા પડયા પછી અમોને ભારે પશ્ચાત્તાપ થયેલો છે. આપના આશ્રયની શીતળ છાયા નીચે રહેલા શિષ્યોને

બીજે સ્થળે સુખશાતા થતા નથી, એ અમોને પૂર્ણ અનુભવ થયો છે. અમે કેટલેક સ્થળે ફર્યા પછી હાલ પ્રભાવિજય પ્રવર્ત્તકજીના આશ્રયમાં આવ્યા હતા. તેમણે અમોને પ્રથમ તો સારી રીતે રાખ્યા હતા, પણ હાલ તેઓ અમારી ઉપર શિથિલાદર થયેલા છે. આપના પ્રતાપથી અમે કોઇની દરકાર કરીએ તેવા નથી. પ્રવર્તકજી કદિ અમોને આગ્રહથી સાથે રાખે તોપણ હવે અમે તેમની પાસે રહેવાને ખુશી નથી; કારણ કે, તેમનું વર્ત્તન જુદાજ પ્રકારનું છે, તેઓ સાધુઓની ઉપર વધારે દાબ રાખ્યા કરે છે. તે સાથે સાધુઓને તેમના ધર્મ કર્મમાં વર્ત્તવાની ફરજ પાડી ઘણા હેરાન કરે છે. આપના આશ્રય નીચે તેમનાથી મુનિઓને ઘણે દરજ્જે સુખ છે. કાંઇ પણ ચીજ કે ઉપકરણું જોઈતું હોય તો તેમની આજ્ઞા શિવાય લઇ શકાતું નથી. તેમ છતાં તેમની આજ્ઞા મેળવવામાં પણ ઘણી મુશ્કેલી પડે છે. આપ મહાશયની પાસે સ્વેચ્છાથી વર્તેલા અને અનેક જાતના લાડ પામેલા અમો અહીં રહી શકીએ તેમ નથી. હવે જો આપ કૃપા કરી અમોને બોલાવો, અને અમારા અપરાધને ક્ષમા આપો તો અમે સત્વર આપનાં ચરણ કમળમા આવવાને ખુશી છીએ. આટલો વખત ફરવાથી અમોને ખાત્રી થઇ છે કે, શ્રી વિજયવેષસૂરિના મંડળમાં રહેવામાં જે સુખ છે, તેવું સુખ બીજા કોઇ પણ મંડળમાં નથી. આપના મંડળમાં રહેનારા દરેક સાધુ સ્વતંત્રતા મેળવી શકે છે, અને પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તી શકે છે. કોઇ સાધુ પોતાની ક્રિયા કરે વા ન કરે, કોઇ પોતાના કર્ત્તવ્યને બજાવે, વા ન બજાવે, કોઇ પોતાનો આચાર પાળે, વા ન પાળે, અને કોઇ સામાચારી પ્રમાણે વર્તે કે ન વર્તે, તે વિષે સર્વ પ્રકારની છુટ મળી શકે છે. ટુંકામાં કહેવાનું કે, આપની પાસે રહેનારા સાધુઓ રાજકુમારની જેમ અનેક જાતના લાડ પામે છે, અનેક જાતના આહાર મેળવે છે, અને મનની ઇચ્છા પ્રમાણે પોતાની કામના પૂરી કરી શકે છે. કોઇ પણ બીજા આચાર્ય, પન્યાસ, પ્રવર્ત્તક કે ગણીની પાસે આપના જેવું સુખ છેજ નહીં, એવો અમોને નિશ્ચય થયો છે.

કૃપાસાગર સૂરિવર, આપના સહવાસના સુખનું એટલું વર્ણન કરી હવે એક ઉપયોગી વાત લખવાની અમે રજા લઇએ છીએ. આજકાલ નવી કેળવણી પામેલા કેટલાએક પ્રૌઢ અને યુવાન વયના પુરૂષો વકતા અને લેખક થઈ બહાર પડવા લાગ્યા છે. તેઓ છટાદાર ભાષણો કરી લોકોનાં મન ઉપર સારી અસર કરી દેછે તે સાથે તેઓ કેટલીએક સંસ્થાઓ ઉભી કરી લોકોની દ્રષ્ટિએ પોતાનાં કરેલાં જાહેર કાર્યો બતાવી દેછે આથી લોકો તેમની તરફ પૂજ્યભાવ ધારણ કરે છે. કેટલાએક લોકો તો તેમને ભાવસાધુ ગણી પૂજે છે, અને ભારે માન આપે છે. આ ખબર પ્રથમથી આપ શ્રીના જાણવામાં છે, એટલે તે વિષે વિશેષ લખવાની જરૂર નથી. અમોને જો ખબર છે કે, આપ પોતે પ્રથમથીજ તે લોકોની વિરૂદ્ધ છો. હવે આ તરફ વિહાર કરતાં અમારા સાંભળવામા અને જોવામાં આવે છે કે, તે વકતાઓ અને સંસ્થાઓના વ્યવસ્થાપકો તરફ જૈનપ્રજાની લાગણી વિશેષ થતી જાય છે. કેટલાએક તો તેમને ધર્મના મહાન્ ઉદ્ધારક અને ઉપકારી માને છે અને તેમના વચન ઉપર હજારો અને લાખો રૂપી આ ખર્ચે છે. તેમનાં છટાદાર ભાષણોની એટલી બધી સરસ અસર થાય છે કે, જેથી કરીને હજારો શ્રાવકો અને શ્રાવિકાઓ તેમના આપેલા નિયમોને દ્રઢતાથી ગ્રહણ કરે છે, અને તે સારી રીતે પાળે છે

સૂરિવર, તેથી આ લોકોનો પરાભવ થાય તેવી યુકિતઓ કરવાની જરૂર છે તેમની ઉપર ખોટો દોષારોપ કરી તેમને સંઘની બાહેર મુકાવવા જોઇએ. નવીન લોકોમા વકતૃત્વની કળામા અને ઉપદેશની શકિતમાં જેઓ અગ્રેસર હોય, અને જેમની પ્રતિષ્ઠા જૈન વર્ગમાં ઉંચી જાતની જામેલી હોય, તેવા એક બે પુરૂષોને આપણે તોડી પાડવા જોઈએ. તેમને કોઇ પણ રીતિથી કે યુક્તિથી દૂષિત ઠરાવી સંઘની બાહેર મુકાવવા, એટલે બીજા તેમના અનુયાયીઓ તરત મોળા પડી જશે. તેમજ તેમના દોષો જાહેરમાં લાવવાથી બીજા જૈન વર્ગના લોકો પણ તેમની તરફ અનાદરવાળા થઇ જશે. સૂરિવર, આ કાર્ય આપનાથીજ થઇ શકે તેમ છે વળી આપની ઇચ્છા

કેટલોક વખત થયાં તે માટે ઉત્પન્ન થયેલી છે. જો આપ ખંત અને ઉત્સાહથી આ કામ શિર પર લેશો તો બીજા બધા સાધુઓ આપનો પક્ષ સ્વીકાર્યા વગર રહેશે નહીં. કારણ કે, સર્વ સાધુઓની ઉપર આપની સત્તા પ્રબળતાથી પ્રવર્તે છે. જે કાંઇ આજ્ઞા આપના તરફથી બહાર પડશે, તે આજ્ઞાને સર્વ સાધુઓને જરૂર તાબે થવું પડશે. અમોને લાગે છે કે, આપની આજ્ઞાનો અનાદર કરવાને કોઇ પણ સાધુ હિંમત કરી શકશે નહીં. વળી આ કાર્ય સર્વ સાધુઓના હિતનું છે. કારણ કે, જો એવા ગૃહસ્થો ભાષણ અને લેખોથી જૈન વર્ગને પોતાને વશ કરી લેશે તો પછી કોઈ પણ શ્રાવક સાધુઓને માન આપશે નહીં. સાધુઆનાં વ્યાખ્યાનો ફીકાં પડી જશે, એટલે લોકોમાં તેમનો અનાદર થઇ જશે. આથી ગુરૂતત્વ ઉપર મોટી હાનિ આવી પડશે ગૃહસ્થો ગુરૂપદને લઇ લોકોમાં પૂજાશે અને વરઘોડાનાં સામૈયાં સાધુઓના બદલે તેમને થશે. આજકાલ હજુ સુધી લોકોમા મુનિઓનું ગૌરવ છે, અને મુનિઓને ઉંચી જાતનું માન મળેછે, તે હવે થોડા દિવસમા અસ્ત થઇ જશે. આથી સર્વ સાધુઓ આપની આજ્ઞાને માન્ય કરશે અને એક સંમતિ મેળવી આપણને સહાયભૂત થયા વિના રહેશે નહીં.

સૂરિજી, આ પ્રસંગે અમો આપને ખાનગી રીતે જણાવીએ છીએ કે, જે ગૃહસ્થો ભાષણોદ્વારા લોકોને ઉપદેશ આપે છે. તે લોકો ઘણું સારૂં લોકોપયોગી કામ કરી શકે છે. તેઓએ જે સંસ્થાઓ સ્થાપી છે, તે સંસ્થાઓથી જૈન પ્રજાને મોટો લાભ થાય છે. અનેક રીતે જૈન બાળકો અને બાળાઓ મહાન્ લાભ મેળવી શકે છે. જૈન બોર્ડીંગ, જૈન બાળાશ્રમ, જૈન વિધવાશ્રમ અને જૈન ધર્મના વાચનને પ્રસાર કરનાર વર્ગ સભા, વગેરે જે સંસ્થાઓ તે લોકોએ ઉભી કરેલી છે તે, લોકોનાં મનપર અસર કરે તેવી છે. વળી તેઓ તેને માટે આત્મભોગ આપે છે અને તન, મન ધનથી તેની ઉન્નતિનો પ્રયત્ન કરે છે. અમારે કહેવું જોઇએ કે, તે નવીન ગૃહસ્થો જેવું કામ કરે છે અને જેવો લોકોપકાર કરે છે, તેવું કામ અને તેવો ઉપ-

કાર સાધુઓથી થઇ શકવાનો નથી. આપણે આપણી વાત તો છાનીજ રાખવાની છે. ખરી રીતે વિચાર કરીએ તો એ લોકોની આગળ આપણે કાંઇ પણ હીસાબમાં નથી. આપણુ સાધુઓનો મોટો ભાગ સુખશીલ થઇ ગયો છે. કેટલાએક તો ચારિત્ર ધર્મથી તદ્દન વિમુખ થઇ ગયા છે, મધુર આહાર, ઉંચાં કપડા અને વિવિધ જાતનાં ઉપકરણાજ આપણે જોઇએ છીએ. તે લોકો ગૃહસ્થ છતાં શરીરની દરકાર કરતા નથી, અને સ્ત્રી, પુત્ર કે બીજા પોતાના સંબંધીઓ તરફ મોહ રાખતા નથી. તેમનામા એટલુ બધુ મનોબળ હોય છે કે, તેઓ પોતાની ધારણાને અને પોતાના દ્રઢ નિયમને કદિ પણ ચુકતા નથી.

સૂરિજી, આ પ્રમાણે જોતા તેઓ આપણાથી ઘણે દરજ્જે ચડીઆતા છે. જો આ પ્રમાણે તેઓ આગળ વધતા જશે તો પછી આપણુ સાધુઓનો કોઈ ભાવ પણ પૂછશે નહીં લોકોમાં મુનિઓનું માન ઘટી જશે, અને ગૃહસ્થો ગુરૂ થઇ પડશે તે લોકોની ઉપકારવૃત્તિ એટલી બધી વધતી જાય છે કે, લોકો તેમની પર આફ્રીન થતા જાય છે. તેમની આગળ આપણુ સાધુઓ નિરૂપકારી અને ખર્ચાલ ગણાઇએ છીએ. તેઓ પોતાને ખર્ચે ગામોગામ ફરે છે, અને સંસ્થાઓના દ્રવ્યથી અનેક રીતે પરોપકાર કરે છે. લોકોને ઉપદેશનો મોટો લાભ મળે છે, અને તેમનો કોઈ જાતનો ખર્ચ પડતો નથી, એટલે તેમને વધારે ચાહે છે અને આપણુ સાધુઓના ખર્ચનો લોકોને મોટો બોજો પડે છે. શાસ્ત્રીઓ, લહીઆઓ, માણસો અને મજુરોનો મોટો ખર્ચ આપણા તરફથી થાય છે. તે શિવાય બળાત્કારે આપણે બીજા અનેક જાતના મોટા ખર્ચ, ઉત્સવો કરાવીએ છીએ. આથી લોકો આપણી તરફ કંટાળતા જાય છે. માટે સૂરિજી, આપને વિનંતિ કરવાની કે, ગમે તે યુક્તિથી તે લોકોને આપણે હલકા પાડવા જોઇએ. તેઓની ખોટી દોષવાર્તા ફેલાવી તેમના માનનું ખંડન કરવું જોઇએ. અમોને પૂર્ણ આશા છે કે, આપ આ વાત ઉપાડી લેશો અને આપની અંતરની તે ઇચ્છાને જાગ્રત અને સતેજ કરી અમારી

અભિલાષા સફલ કરશો.

મહાશય સૂરિજી, એક બીજી વાત આપને જણાવવાની કે, આ તરફ વિચરતા પ્રવર્ત્તક પ્રભાવિજય વખતે આપણાથી વિરૂદ્ધ પડે એવો સંભવ છે. કારણકે, તેઓ પ્રથમથીજ આપણી પ્રતિકૂલ છે, અને સ્વતંત્ર વિચારના છે. ખાનગી રીતે મારે આપને જણાવવું જોઇએ કે, તે પ્રવર્ત્તકજી ન્યાયી અને પ્રમાણિક છે. જો તે ગૃહસ્થો જૈન પ્રજાનુ કલ્યાણ કરતા હશે, અને ખરી રીતે નિર્દોષ હશે તો તેઓ કદિ પણ તેમની વિરૂદ્ધ થશે નહીં. તેઓ જરૂર સત્ય માર્ગનુંજ અવલંબન કરશે. માટે કોઇ પણ યુક્તિથી તેમને આપણાં પક્ષમાં લઇ લેવા પ્રયત્ન કરવો. જો પ્રવર્તકજી આપણને સંમત થશે, તો તે ગૃહસ્થ લોકોને દૂષિત કરી પરાભવ કરવામાં આપણને મોટું બળ પ્રાપ્ત થશે.

સૂરિજી, આ પત્રનો આશય ધ્યાનમાં લઇ આપ તે વાત વાચવામા કે વાણીમા નહીં રાખતા તરત ક્રિયામાં મુકશો એવી આશા છે. આપ કૃપાના મહાસાગર થઇ આ અપરાધી શિષ્યોના અપરાધને ક્ષમા કરશો અને શુભ કાર્યમાં અમોને સંભારી કૃતાર્થ કરશો. કાંઇ પણ અમારે લાયક ધર્મકાર્ય હોય તો લખવા કૃપા કરશો. દેવ ગુરૂના પસાયથી અત્રે શાતા વર્તે છે, અને આર્હતધર્મનો ઉદ્યોત વધતો જાય છે. આપ કૃપાસાગર સુખશાતામાં હશો. આપના સુખશાતાના શુભ સમાચારની સાથે આ પત્રનો પ્રત્યુતર લખવા કૃપા કરશો.

લી. આપ સૂરિવરના આજ્ઞાંકિત શિષ્યો,
મુનિ દ્વેષવિજય તથા
યુક્તિવિજયની વંદના સ્વીકારશો.

આ પત્ર વાચી આચાર્ય વેષવિજય પ્રથમ તો મ્હલકાઇ ગયા. પોતાનાથી જુદા પડેલા શિષ્યોને પશ્ચાત્તાપ થયો છે, એ વાત જાણી તેમને વિશેષ આનંદ થઇ આવ્યો. તે પછી પત્રમાં જે બીના લખેલી હતી, તે તેમને અત્યંત રૂચિકર લાગી હતી. તેઓ ઉત્સાહથી

પોતાના મુખ્ય શિષ્યોને ઉદ્દેશીને બોલ્યા—"શિષ્યો, જુવો મુનિ દ્વેષવિજય અને યુક્તિવિજયના કેવા હાલ થયા છે? તેઓ આપણાથી જુદા પડી ખરેખર પસ્તાયા છે. તેમને તેમની ભૂલની ખરી શિક્ષા મળી છે. આપણી સાથે સાધુઓને જે સુખ છે, તેવું સુખ બીજે કોઇ ઠેકાણે નથી. આપણી સાથે મુનિઓની મરજી અને સ્વતંત્રતા જેવી સચવાય છે, તેવી બીજે ઠેકાણે સચવાતી નથી, એ વાત આ બને મુનિઓના વૃત્તાત ઉપરથી સાબીત થાય છે. હવે તેઓને આપણે પત્ર લખીને અહીં બોલાવવા અને પછી તેમને એવાં મ્હેણાનાં વચનો સંભળાવવાં કે જેથી તેઓ શરમાઇને અધોમુખ થઇ જાય.

શિષ્યો, તેમણે નવીન પક્ષવાળા ગ્રહસ્થોને માટે જે લખેલું છે, તે યથાર્થ છે. આજ ઘણા દિવસ થયા, મારા મનમાં એ વાત આવ્યા કરે છે. કેટલાએક ગૃહસ્થો ભાષણોદ્વારા જૈન પ્રજા ઉપર સારી અસર કરવા લાગ્યા છે. તેઓનો ભારે અનાદર કરવાની મારી ઈચ્છા છે. તે લોકો ઘણાજ ઉન્મત્ત બની ગયા છે, અને સાધુઓનું ગૌરવ–માન ઘટાડવાના ઉપાયો હાથ ધરી બેઠા છે. તે લોકોમાથી જેઓ અગ્રેસર થઇ ભાગ લે છે, તેમને જો સખ્ત શિક્ષા કરવામાં આવે તો પછી આપણા સાધુઓનું નિષ્કંટક રાજ્ય થઇ જાય. મારા સાંભળવામાં આવે છે કે, એ વક્તાઓ જાહેર ભાષણોમા સાધુઓની નિંદા કરે છે, અને સ્વતત્રતાથી સાધુઓનાં આચરણની ચર્ચા કરે છે. તેઓને કેવી રીતે દૂષિત કરવા? એ વિષે દીર્ઘ વિચાર કરી કોઈ યુક્તિ શોધી કાઢવી જોઇએ, અને તે વાત ઘણાઓ માની શકે, તેવી યોજના ઉભી કરવી જોઇએ. હું મારૂં બુદ્ધિબળ વાપરી હમણાંજ તે યુક્તિ શોધી કાઢીશ. તે કાર્ય કરવાનું મારામાં પૂરેપૂરૂં સામર્થ્ય છે."

આચાર્ય આ પ્રમાણે કહી પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યા, તેવામાં મૂર્છાવિજય નામનો એક શિષ્ય બોલી ઉઠયો—"સૂરિજી, જો આપની આજ્ઞા હોય તો તે લોકોને દૂષિત કરવાની એક યુક્તિ મને સ્ફુરી આવી છે, તે નિવેદન કરૂં."

સૂરિજીએ ઇંતેજારીથી જણાવ્યું—"મૂર્છાવિજય, કહે તને શી યુક્તિ સ્ફુરી આવી છે?"

મૂર્છાવિજયે ઉત્સાહથી કહ્યું. "એક જાહેર પત્રમાં તેઓ માંહેલા એક વકતાનુ ભાષણુ મારા વાંચવામાં આવ્યું છે, તે ભાષણમાં તેણે કેટલાએક મિથ્યાત્વીઓના દાખલાઓ આપ્યા છે, એટલુંજ નહીં પણ તેમના શ્લોકો, કવિતાઓ અને વર્તનોનાં પ્રમાણ આપ્યાં છે, અને તે સાથે તેમની પ્રશંસાનાં વચનો કહેલાં છે. આ તેમની વાણીને આપણે દૂષિત ઠરાવવી જોઇએ. મિથ્યાત્વીનાં વચનોને પ્રમાણભૂત માનવા અને તેમની પ્રશંસા કરવી, એ તદ્દન આપણાં શાસ્ત્રની વિરૂદ્ધ છે. કહો, સાહેબ, આ મારી યુક્તિ ખરી છે કે ખોટી?"

સૂરિવર સાનંદ થઇને બોલ્યા—"મુનિ મૂર્છાવિજય, તને પૂરી શાબાશી ઘટે છે. તારી આ યુક્તિ મને મારી યોજનામાં સહાયભૂત થઇ પડશે. તેમને દૂષિત ઠરાવવામાં એ યુકિત ઘણીજ ઉપયોગી થઇ પડશે." આ વખતે એક પ્રમાણવિજય નામના આચાર્યના શિષ્ય બોલી ઉઠ્યા. "મહારાજ, જો આપની આજ્ઞા હોય તો હું એક સાચી વાત જાહેર કરૂં? પરંતુ તે સાચી વાત કહેવામા વખતે આપ અને આ મૂર્છાવિજય મારી ઉપર નાખુશ થઇ જશો. કારણકે, મારા કહેવામા આપની આ યુકિતનું ખંડન આવે છે." મૂર્છાવિજય ઉતાવળે બોલી ઉઠયો.

"પ્રમાણવિજય, તમારૂં કહેવું તદ્દન અયોગ્ય છે, કારણ કે, આ યુકિત એટલી બધી મજબૂત છે કે, કોઇપણ રીતે તેનું ખંડન થઇ શકે તેમ નથી. તેમ છતાં કહો, તમે શી રીતે તેનું ખંડન કરોછો?"

પ્રમાણવિજય ઉત્સાહિત હૃદયથી બોલ્યા—" તમે કહો છો કે, તે વક્તાઓ પોતાનાં ભાષણમાં મિથ્યાત્વીઓનાં દ્દષ્ટાંતો આપે છે, તથા તેમના શ્લોકો, કવિતાઓ અને વચનોનાં પ્રમાણ આપે છે અને તેમની પ્રશંસાના વચનો ઉચ્ચારે છે. આપણાં જૈનશાસ્ત્રના ઘણા ગ્રંથોમાં તેવાં પ્રમાણો આવે છે તેમાં ખાસ કરીને હરિભદ્રસૂરિ,

યશોવિજયજી, વર્દ્ધમાનસૂરિ, સિદ્ધસેનદિવાકર અને બીજા ઘણા આચાર્યોના ગ્રંથોમા અન્ય મતિઓના શ્લોકો અને વિચારો ઘણા જોવામાં આવે છે. કેટલેક સ્થલે તો તેમણે ઘણી માનબુદ્ધિથી તે પ્રમાણો સ્વીકારેલા છે માટે સત્ય રીતે કહેવું જોઈએ કે, તે લેકોમાં આપણા જેવી હલકી બુદ્ધિ ન હતી તેઓ સારગ્રાહી અને ગુણપક્ષપાતી હતા. શિક્ષણીય વસ્તુ ગમે ત્યાં હોય તો ત્યાંથી ગ્રહણ કરવી અને તેનું અનુકરણ કરવું, એ તેમના હૃદયની મહાન્ વિશાળતા હતી. આપણામાં એ વિશાળતાનો એકપણ અંશ નથી. આપણા હૃદય ઈર્ષ્યા અને દ્વેષથી દગ્ધ થઈ ગયેલા છે. ”

મુનિ પ્રમાણવિજયના આવા સાચા શબ્દો સાંભળી આચાર્ય વેષવિજય રોષાતુર બની ગયા. તેઓ ઉંચે સ્વરે બોલી ઉઠયા—“ અરે મૂર્ખા, એવી વાતો ક્યાં કરે છે ? આ વખતે આપણે પૂર્વાચાર્યોનું અનુકરણ કરવાનું નથી. આપણે તો આપણા માનનો બચાવ કરવાનો છે. તે મોટા પુરૂષોનું અનુકરણ આપણાથી બની શકે નહીં. કદિ જો આપણે તેમનુ અનુકરણ કરવા જઈએ તો પછી આપણે આપણુ બધું ગુમાવી બેસીએ. આજ કાલ તો ધોકાનું રાજ્ય ચાલે છે. જેનામાં મિથ્યાદંભ, ખલતા, લુચ્ચાઈ, દુરાગ્રહ, માન, મમતા, હઠ અને યુક્તિ સહિત પ્રપંચ હોય તેનોજ આજ વિજય થાય છે. લોકો તેવાઓને પૂજે છે અને માન આપે છે. હાલ જેવો ખોટામા વિજય છે, તેવો સાચામાં નથી જો આપણે આપણા ચારિત્રની શુદ્ધ રીતિ પકડી બેસી રહીએ તો હાલના નવીન સુધારકો ફાવી જાય અને તેઓ આપણા માનનુ ખંડન કરી પોતેજ ગુરૂ બની જાય. પ્રતાપવિજય, તું આવું ડહાપણ કરીશ નહીં. જે શબ્દો તું હમણા બોલ્યો છો, તેવા શબ્દો બીજે કોઇ સ્થલે કહીશ નહીં. આજકાલના લોકો સુધરેલા છે. જો તેઓને કાંઇ પણ ખાનું મળે તો તેઓ આપણાં સાધુઓનો અનાદર કર્યા વગર રહેશે નહીં. હવે તો ધોકો ચલાવવાની વાત છે. વર્ત્તમાન કાલે જાગેલા વકતાઓમાંથી જે એક બે મુખ્ય હોય તેમને દૂષિત કરાવી સંઘની બાહેર મૂકી દેવા, અને તેમા

આપણુ સર્વ સાધુઓએ એક થઇ જવું. મને તો આ મૂર્છાવિજયની યુકિત ઘણી સારી લાગે છે. તે વકતાઓનાં ભાષણમાં મિથ્યાત્વની પ્રશંસાનો દોષ ઠરાવી તેમને દૂષિત કરવા, જેથી આપણી ધારણા સફળ થયા વિના રહેશે નહીં. આ વખતે મૂર્છાવિજય જરા દીર્ઘ વિચાર કરી ઉત્સાહ લાવીને બોલ્યો—"મહારાજજી, એક બીજી વાત પણ મારા સાંભળવામાં આવી છે કે, સાંપ્રતકાળે તે વકતાંઓના એક બે અગ્રેસરોએ લોકોનો પ્રેમ એટલો બધો મેળવ્યો છે કે, કેટલાએક લોકો તેમની સેવા ભક્તિ કરે છે, તેમને ઇષ્ટ ગુરૂ માની પૂજા કરે છે, અને તેમની જય બોલાવે છે. જો આ વાત સાચી હોય તો તે પણ આપણે આગળ ધરવા જેવી છે."

આચાર્ય આ સાંભળતાંજ આનંદના આવેશમાં આવી ગયા અને તત્કાળ ઉત્સાહ લાવીને બોલ્યા. "મૂર્છાવિજય, તને પૂરેપૂરી શાબાશી ઘટે છે. એ વાત જરૂર આગળ ધરવા જેવી છે. હવે તેમા સાચ ખોટ જોવાની નથી. કદિ તે વાત ખોટી હશે તો પણ આપણે લોકોમા સાચી ઠરાવી દઇશું. શ્રાવક લોકો આપણ સાધુઓનાં વચન ઉપર જેટલો વિશ્વાસ રાખે છે, તેટલો ગૃહસ્થોનાં વચન ઉપર વિશ્વાસ રાખતા નથી. તેઓ માને છે કે, મૃષાવાદને ત્યાગ કરવાના મહાવ્રતને ધારણ કરનાર જૈનમુનિ કદિ પણ મિથ્યા ભાષણ કરે નહીં."

આ વખતે સત્ય પક્ષનો સ્વીકાર કરનાર અને અસત્ય પક્ષને ધિક્કારનાર મુનિ પ્રમાણુવિજય બોલ્યા વિના રહી શકયા નહીં તેમણે વિનયપૂર્વક જણાવ્યું, ' મહારાજ, જો આપ મને ક્ષમા આપો તો હું મારા વિચાર નિવેદન કરૂં."

આચાર્ય આક્ષેપ કરીને બોલ્યા—"અરે અલ્પમતિ, તારા વિચારમાં કાંઇ પણ માલ હશે નહીં તે છતાં જો તારે કહેવું હોય તો કહે. મને લાગે છે કે, આ મારો મૂર્છાવિજય તને બોલતોજ બંધ કરી દેશે."

મૂર્છાવિજય આચાર્યનાં આ વચનો સાંભળી મનમાં ગર્વ ધરીને બોલ્યો—"મહારાજ, પ્રમાણુવિજયને બોલવા દો. હમણાંજ હું તેનાં વચનોનું ખંડન કરી દઈશ. આપના પસાયથી આ મૂર્છાવિજય કોઇનાથી હાર્યો જાય, તેવો નથી. પ્રમાણુવિજય, તમારે જે કહેવું હોય તે કહો. હું તેનું ખંડન કરવાને તૈયાર છું."

પ્રમાણુવિજય સત્યના બળનું અવલંબન કરી નિડર થઈને બોલ્યા—'મહારાજ, આ મૂર્છાવિજયે કહ્યું કે, "એ વકતાઓની લોકો પૂજા કરે છે, બહુ માન કરે છે, તેમની સેવા ભકિત કરે છે, અને તેમની જય બોલાવે છે, એવું સાભળવામાં આવ્યું છે, તો તે બાનું લઇ આપણે તેને દોષિત ઠરાવવા જોઈએ." આ દલીલ કોઈ રીતે ટકી શકે તેમ નથી. જે લોકો શુદ્ધ હૃદયથી ઉપદેશના ભાષણો આપતા હોય અને તે ઉપદેશ પ્રમાણે પોતે વર્તી બીજાને વર્ત્તાવા મહાન્ પ્રયત્ન કરતા હોય, તેમજ અનેક રીતે પરોપકારનાં કાર્યો કરી લોકોમા પોતાની શુદ્ધ કર્ત્તવ્યતા દર્શાવતા હોય, તેવા વક્તાઓનું બહુ માન શામાટે ન થવું જોઇએ? અનેક રીતે ઉપકારધર્મને પ્રવર્તાવનારા એ લોકો ઉપર લોકોની પૂજ્ય બુદ્ધિ થવી જોઇએ. સ્વાર્થનો તદ્દન ત્યાગ કરી પરમાર્થ સાધનારા પુરૂષો પૂજનીય અને માનનીય છે, એ વાત શાસ્ત્ર પણ જણાવે છે. કોઈ કોઇ સ્થળે તો એટલે સુધી જોવામાં આવે છે કે, પરોપકારી પુરૂષોમા કેટલેક અંશે દેવત્વ પણ રહેલું છે. અઢાર દૂષણોમાંથી જેટલા દૂષણો ઓછા હોય, તેટલે અંશે તેમનામાં દેવત્વ હોઈ શકે છે. જો કે, એ વકતાઓ પોતાને દેવ તરીકે કે મોટા આચાર્ય તરીકે મનાવાની ઇચ્છા રાખતા નથી, તેમ તેઓ માન, પૂજા, કે ગૌરવની ઇચ્છા રાખી કાંઈ પણ કરતા નથી. માત્ર તેમના હૃદયમાં પરોપકાર વૃત્તિ અથવા સર્વનું કલ્યાણ કરવાની મહાન્ ઇચ્છા હોય છે. તે સાથે તેમના પવિત્ર હૃદયમા સમતા અને સર્વાત્મભાવની ઉત્તમ ભાવનાઓ સ્ફુરી રહેલી હોય છે, તેથી તેઓના હૃદયમાં પૂજાવાની કે માન મેળવવાની શુદ્ધ ભાવના કદિ પણ ઉત્પન્ન થતી નથી. લોકો તેમનાં ઉત્તમ આચરણને જોઈ તેમની પૂજા કરે, તેમની

સેવા ભકિત કરે અને તેમની જય બોલાવે, તેમાં તેઓનો શો દોષ છે? કદિ તેઓ લે કોની ભાવનાને તૃપ્ત કરવા અથવા લોક રૂચિને માન આપવા પોતાની પૂજા ભકિત કે બહુમાન કરવા દે, અને તેમને અટકાવે નહીં, તેથી કાંઇ તેઓ દૂષિત થતા નથી. કારણ કે, તેમનાં હૃદય એટલાં બધાં શુદ્ધ હોય છે કે જેથી તેઓમા કોઇ જાતની સ્વાર્થબુદ્ધિનો પ્રવેશ થઇ શકતો નથી. મહારાજજી, મને લાગે છે કે, આપની આ મિથ્યા યુકિત ચાલી શકશે નહીં. કદિ આપ વગને વધારી એક વાર ફાવશો પણ આખરે તમારી મિથ્યા યુકિતનું બળ ટકી શકશે નહીં. આ જગતમા જે જે ખોટી બનાવટો ઉભી થયેલી છે, તે આખરે તુટી પડયા વિના રહી નથી. વળી યોગવિદ્યાના સિદ્ધાંત પ્રમાણે એવો નિયમ છે કે, શુદ્ધ, નિઃસ્વાર્થ, નિરીહ અને મહોપકારી પુરૂષોની ભાવના અને મનોબલ એટલાં બધા શુદ્ધ હોય છે કે, જેથી લોકોનો અંતરાત્મા તેમની તરફ સ્વભાવિક રીતે આકર્ષાય છે. તે વિષે એક સુભાષિત મેં કંઠસ્થ કરેલ છે, જે સાંભળવાથી આપને તે વિષે પૂર્ણ પ્રતીતિ આવશે.

આ પ્રમાણે કહી મુનિ પ્રમાણવિજય નીચે પ્રમાણે એક શુભાષિત બોલ્યા હતા.

शुद्धं समाकर्षति चित्तमांतर-
बलेन संद्भाव विभावितेन ।
भव्यत्व संभूषित हृत्कजानां;
मनांसि सद्भावभृतां जनानाम्. ”

શુદ્ધ એવું ચિત્ત ઉત્તમ ભાવવાળા અંતરના બળથી જેમનાં હૃદય કમળ ભવ્યપણાથી વિભૂષિત છે, એવા ભાવધારી લોકોનાં હૃદયોને આકર્ષણ કરે છે.

આ શુભાષિત સાંભળી આચાર્ય વેષવિજય પ્રસન્ન થવાને બદલે ઉલટા વિશેષ રોષાતુર થઇને બોલ્યા—“ પ્રમાણવિજય, તું તારા મનમાં એમ સમજે છે કે, ‘ હું મોટો વિદ્વાન્, સજ્જન અને પ્રમાણિક છું. ’ પણ આ તારાં વચનો મારા હૃદયમાં મોટી શંકા ઉત્પન્ન

કરે છે. તું સર્વ રીતે અમારી વિરૂદ્ધ વર્ત્તનારો લાગે છે. તારા જેવા વિરોધી શિષ્યને અમારા મંડલમાં સાથે રાખવો, એ ઘણું જોખમ ભરેલું છે. અરે મૂર્ખ મુનિ, તું ઘણેજ અવિનયી પણ છે. મારા જેવા આચાર્ય ગુરૂની પાસે તારે શ્લોકનું પ્રમાણ આપવું, એ કેટલો અવિનય કહેવાય? હું કાંઈ તારા જેવો મૂર્ખ નથી. કોઈ પણ ગ્રંથ મારાથી અજ્ઞાત નથી. દરેક ગ્રંથ મેં સારી રીતે વિલોકયા છે. મારા જેવા સમર્થ વિદ્વાન્‌ની આગળ તું પ્રમાણ આપતાં કેમ શરમાતો નથી? તારાં આ વચનો ઉપરથી મને ખાત્રી થાય છે કે, તારામાં જરા પણ બુદ્ધિ નથી. તને મેં મહેનત કરીને ભણાવ્યો છે, તેનો બદલો આપવાને તું તૈયાર થયો છે, એ મારા સમજવામા સારી રીતે આવી ગયું છે.

પ્રમાણવિજય, તારા હિતની ખાતર મારે કહેવું પડે છે કે, તું તારી આ નઠારી ટેવ સુધારજે, નહીં તો તને તેના કડવા ફળ ચાખવાં પડશે. જો તું દુરાગ્રહથી તારી ટેક નહીં સુધારે અને વારંવાર અમારી વિરૂદ્ધ વચનો બોલીશ તો તને ઓઘો મુહપત્તી લઈ અહીંથી કાઢી મુકવામાં આવશે. મારા જેવા સત્તાધારી આચાર્યથી વિમુખ થયેલા એવા તને પછી કોઈ પણ ઉભો રહેવા દેશે નહીં. માટે તું તારી ચાલ સુધારી અમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવા તત્પર રહે અને જે કાર્ય કરવાની અમારી ઇચ્છા થાય તે કાર્ય કદિ ધર્મ, નીતિ અને વ્યવહારથી વીરૂદ્ધ હોય, તો પણ તારે તે કાર્યમાં સામેલ થવું અને તે વિષે કોઈપણ અમારી સાથે ખોટી ચર્ચા કરવી નહીં. આવા નિયમો પાલવાની જો તારી ઇચ્છા હોય તો તે કબુલ કર, નહીં તો તને અહીંથી રજા દેવામા આવશે. તારા જેવા ઉન્મત્ત શિષ્યોને સંઘ અને સંઘેડાની બાહેર મુકવામા કાંઈપણ દોષ નથી, તે વિષે એક વિદ્વાન્ નીચેનો શ્લોક લખે છે, તે તું ધ્યાન દઈને સાંભળ—

"अविनीत मनाचारं
गुर्वा ज्ञोल्लंघनोद्यतम् ।
मिथ्याभिमान संयुक्तं
शिष्यं सद्यो गुरुस्त्यजेत् ॥ १ ॥

" અવિનયી, અનાચારી, ગુરૂની આજ્ઞાને ઉલ્લંઘન કરવામાં ઉજમાળ થયેલા અને મિથ્યાભિમાની એવા શિષ્યનો ગુરૂએ તત્કાળ ત્યાગ કરવો જોઈએ. ૧

આ શ્લોક પ્રમાણે તારામા પણ કેટલાંએક લક્ષણો દેખાય છે, તો તું સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. તારા જેવા સ્વતંત્ર વર્ત્તી શિષ્યને યોગ્ય શિક્ષા આપવી જોઇએ. જો શિક્ષાને લાયક એવા શિષ્યને ગુરૂ બચાવે તો તે ગુરૂ અયોગ્ય ગણાય છે. તે વિષે એક વિદ્વાન્ નીચે પ્રમાણે લખે છે—

" दंडनीयं व्रत भ्रष्टं
आलोचन पराङ्मुखम् ।
शिष्यं संपालयन् रक्षन्
अनर्हो गुरु रुच्यते ॥ १ ॥

વ્રતથી ભ્રષ્ટ થગેલા. કોઇપણ અતિચારની આલોચણા નહીં કરનારા અને તેથી દંડ કરવાને લાયક એવા શિષ્યને બચાવે અને તેનું પાલન કરે, તે ગુરૂ અયોગ્ય કહેવાય છે. ૧

મુનિ પ્રમાણવિજય, આ તને ચેતવણી રૂપે કહેવામાં આવ્યું છે. હવેથી કદિપણ આવાં વિરૂદ્ધ વચનો બોલીશ નહીં. જો તું આ પ્રમાણે સામો થઈશ અથવા કાંઇપણ અવિનય કરીશ તો તને વેષ રહિત કરી કાઢી મુકવામા આવશે, એ નિશ્ચયથી માનજે. આ મુનિ મૂર્છાવિજયને પૂરેપૂરો ધન્યવાદ ઘટે છે. તે પોતાના ગુરૂની ઇચ્છાને અને વચનને તાબે રહે છે. તારે પણ તેની જેમ વર્ત્તવું જોઇએ. કેવો શિષ્ય ગુરૂની પ્રીતિ મેળવી શકે છે ? તેને માટે એક વિદ્વાન્ નીચે પ્રમાણે લખે છે.

विनीतश्च गुरोराज्ञा,
वर्त्ती वचनपालकः
स्वाचार तत्परः शिष्यः
स्याद्गुरोः प्रीतिभाजनम् ॥ १ ॥

વિનીત, ગુરૂની આજ્ઞામાં વર્ત્તનાર, ગુરૂનું વચન પાલનાર, અને પોતાના આચારમાં તત્પર રહેનાર શિષ્ય ગુરૂની પ્રીતિનો પાત્ર થાય છે. ૧

આ સુભાષિત સર્વદા યાદ રાખજે અને તે પ્રમાણે વર્ત્તવા સાવધાન રહેજે." આચાર્ય વેષવિજયનાં આવાં વચનો સાંભળી મુનિ પ્રમાણુવિજય ક્ષણુવાર કાંઇ પણુ બોલ્યા નહીં. તે પોતાના મનમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા—

"અહા! જૈન ધર્મના મોટા આચાર્ય થઇને કેવા હલકા વિચાર કરે છે? જગતના પરોપકારી જીવોના શિરપર મિથ્યા દોષનો આરોપ કરવો અને તેમની સત્પ્રવૃત્તિને અટકાવવી એ કેવો અન્યાય છે? પવિત્ર અને ઉચ્ચ પદને પ્રાપ્ત કરનારા જૈન મુનિ આવું પાપરૂપ વર્ત્તન કરે, એ કેવો જુલમ કહેવાય? આવા મુનિમંડલમા રહેવાથી ઉલટા કર્મના બંધ થાય છે. ચારિત્ર રત્નને પ્રાપ્ત કરી આવી અનુચિત પ્રવૃત્તિ કરવી, એ સર્વથા અઘટિત છે. કદી આ આચાર્ય મને પોતાના મંડલમાંથી દૂર કરે તો તે વધારે સારૂં છે. અહિં રહેવાથી આત્મસાધન થઇ શકશે નહીં. જ્યાં ગુરૂ અને શિષ્ય સ્વધર્મથી વિમુખ થયેલા હોય અને દુરાચારને સેવવાની વાતો કરતા હોય, ત્યા આત્મકલ્યાણુની વાર્ત્તા કયાંથી હોય? અરે આત્મા, તું તારા ગુણુને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરજે, અને આ પ્રમાણુવિજયને દૃઢતાવાળું મનોબળ આપજે. આવા ગુરૂના અનુચિત દબાણુથી દબાઇશ નહીં. આવા અયોગ્ય ગુરૂની આજ્ઞા માનવામાં નહીં આવે અને તેમનાથી વિરૂદ્ધ થવાનો પ્રસંગ આવે તો પણુ તું તારા હૃદયમા ભય પામીશ નહીં. તને ગુરૂની આજ્ઞા ભંગ કરવાનું મહા પાપ નહીં લાગે, કારણુકે, તારા ગુરૂની આજ્ઞા તારા ધર્મથી વિપરીત છે. તું વીર પ્રભુની જ આજ્ઞા માનજે. જો તેમની આજ્ઞાનો ભંગ કરીશ તો તું પૂર્ણ રીતે દૂષિત થઇશ, એ વાત લક્ષમાં રાખી તું તારા પ્રવર્ત્તનને શુદ્ધ રીતે ચલાવજે. ધર્મ અને આચાર—એ ઉભય માર્ગથી કદિ પણુ ભ્રષ્ટ થઇશ નહીં. શ્રી વીર શાસનના પ્રભાવિક દેવ તારા શુદ્ધ ચારિ-

ત્રની રક્ષા કરશે.”

મુનિ પ્રમાણુવિજય આ પ્રમાણે મનમાં વિચારી અને હીંમતના બળને પ્રાપ્ત કરી વિનિત વાણીથી બોલ્યા—“ મહારાજજી, આપ મારી ઉપર નાખુશ થાઓ છો અને મને એક આપનો પ્રતિપક્ષી ગણો છો, એથી મારા મનને પરિતાપ ઉપજે છે. આપને હાથે હું દીક્ષિત થયો છું અને આ આધિ, વ્યાધિ અને ઉપાધિવાળા સંસારના દુઃખરૂપ જીવનમાંથી આપે મારો ઉદ્ધાર કર્યો છે, તે વિષે આ મારો આત્મા આપને યાવજ્જીવિત આભારી છે. પરંતુ હવે આ મારા ચારિત્ર રત્નની રક્ષા કરવી એ મારૂં પ્રધાન કર્ત્તવ્ય છે. એ અમૂલ્ય રત્નની રક્ષા કરવામાં મારે અતિશય સાવચેતી રાખવી જોઇએ. વળી આપે મને સારો અભ્યાસ કરાવ્યો છે, હું ઉત્તમ પ્રકારે વ્યુત્પન્ન થયેલો છું, વ્યુત્પન્ન થવાના બળથી મેં મારા કર્ત્તવ્યના અને સામાચારીના અનેક ગ્રંથો વાચ્યા છે, દશવૈકાલિક અને આચારાંગ સૂત્રના રહસ્યને હું યથામતિ વાંચી સમજી શક્યો છું, અને એ વાંચનના યોગથી મારા હૃદય ઉપર સારી અસર થયેલી છે ને મુનિના ગુણ અને દોષ ઓળખવાની મહાન્ શકિત મને પ્રાપ્ત થયેલી છે. મહારાજ, આપ ગુરૂ છો, એટલે હું આપની પાસે હીંમતથી કહી શકતો ન હતો, પણ હવે મારામાં હીંમત આવી છે. હું ઘણો સમય થયા આપનો અને આપના શિષ્યોનો અત્યાચાર જોઉં છું, પણ તે વિષે મારા મનમાં સમજીને બેસી રહેતો હતો, અને વિનયનો ભંગ કરવાનો મને મોટો ભય લાગતો હતો. હવે લાંબો વિચાર કરતાં મને નિશ્ચય થયો છે કે, માત્ર વિનયને સાચવતાં બીજો ઘણો અનર્થ થાય છે, તેથી ગુરૂને પણ યથાર્થ વાત કહેવી જોઇએ. પાપ કરતા પિતાને શું પુત્ર ન અટકાવી શકે ? સ્વાર્થનો ત્યાગ કરી પરમાર્થ વૃત્તિને ધારણ કરનાર પુરૂષે સત્ય અને હિતકારી વચનો કહેવા, એ નીતિ છે. મહારાજ, આપના જેવા પૂજ્ય પુરૂષને મારા જેવો એક લઘુ શિષ્ય ઉપદેશનાં વચનો કહે, એ તદ્દન અયોગ્ય

છે, પરંતુ આત્માર્થીપણાનું અવલંબન કરી, અને કલ્યાણધર્મનો આશ્રય લઈ મારે કહેવું પડે છે કે, આપણું હાલનું વર્તન ઘણુંજ વિપરીત છે. આ મૂર્છાવિજય જેવા અલ્પમતિ શિષ્યો આપને ઉન્માર્ગે દોરી જાય છે, અને આપ પોતે પણ શિષ્યોને ઉન્માર્ગે દોરો છો. આપને પૂર્વના શુભ કર્મયોગે જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત થયેલ છે, છતાં આપ અંધકારમાં સપડાઈ જાઓ છો. મહારાજ, દીર્ઘ વિચાર કરો. આપ પોતાના સ્વરૂપને ઓળખો. આપ એક સામાન્ય પુરૂષ નથી, પણ જૈન ધર્મના ઉચ્ચપદધારી આચાર્ય છો. આપે આ સંસારનો ત્યાગ કરી ચારિત્રરત્ન પ્રાપ્ત કર્યું છે. આપ શાસ્ત્રદ્વારા જાણો છો કે, એ રત્ન ઘણુંજ દુર્લભ અને પુણ્ય યોગે પ્રાપ્ય છે. જૈન વિદ્વાનો આ સંસાર સાગરને ઉતરવામાં તેને નાવની ઉપમા આપે છે. આપને પણ એ નાવ પ્રાપ્ત થયું છે, છતાં આપ પ્રમાદરૂપ મોટા પાષાણ ભરી તે નાવને ડુબાડો છો. મહારાજ, આજે હું હિંમતની સાથે બાથ ભીડી નિર્ભય થઈ આપને કહેવા આગળ પડ્યો છું. કદિ આપ મારી ઉપર નાખુશ થશો અને મને મોટી શિક્ષા કરશો, તો પણ હવે હું ડરવાનો નથી. મને ખાત્રી થઈ છે કે, આપની શિક્ષા મને લાભકારી થઈ પડશે. કારણકે, આપ મને અહીંથી વેષ લઈ કાઢી મુકવાની મહાન્ શિક્ષા કરશો. એ શિક્ષા મને આપનો વિયોગ કરાવશે, પણ મારા ચારિત્રના રક્ષણનો વિયોગ નહીં કરાવશે, પણ યોગ કરાવશે. આપના મંડળની સાથે રહેવામા હું કોઈ પણ જાતનો લાભ જોતો નથી, એટલુજ નહીં પણ મહાન્ હાનિ જોઉં છુ. ગુરૂજી, આપને વધારે કહેતાં મને શરમ આવે છે, તથાપિ આત્માના હિતની ખાતર કહેવુ પડે છે કે, આપણે પંચ મહાવ્રતધારી મુનિઓ છીએ. એ મહાવ્રતો આપણે યાવજ્જીવિત અખંડિત પાળવાં જોઈએ. જ્યારે આપણે એ વ્રતોનો ભંગ કરીએ તો પછી આપણામા મુનિપણું શી રીતે કહેવાય ? સૂરિજી, વિશ્વના જીવોનો ઉપકાર કરનારા, આત્મભોગ આપી લોકોને કલ્યાણના માર્ગોને દર્શાવનારા અને પ્રગટ કરનારા વક્તાઓ કે જેઓ પોતાના માનવજીવનને ક્રિયાથી કૃતાર્થ

કરનારા છે, તેમની નિર્દોષ પ્રવૃત્તિને દૂષિત કરવાની ક્રૂર યોજના કરવાને તમે તૈયાર થયા છો અને તેમની શ્રેયઃસાધક પ્રવાહરૂપ સંસ્થાઓને તોડવા તત્પર બન્યા છો, એ કેવી અનુચિત પ્રવૃત્તિ કહેવાય? આવી પાપમય યોજના કરવાથી તમે અનેક કર્મોને બાંધશો, અને તે સાથે આ લોક તથા પરલોક—ઉભય લોકને બગાડશો. લોકોને કલ્યાણ પ્રાપ્ત કરવામાં ઉત્પન્ન થતા અંતરાયોને દૂર કરનારા અનગાર થઇ તમે તેમાં અંતરાયોને ઉત્પન્ન કરનારા થાઓ એ કેવો જુલમ કહેવાય? આમ કરવાથી તમે અનેક આત્માઓના અશુભ કરનારા અને પાપાચારને સેવનારા થશો. સૂરિજી, આ વિષે હજુ વધારે કહેવાના ઉદ્ગારોથી મારૂં અંતર ભરાઇ જાય છે, પરંતુ વિનયના વિશેષ ભંગથી ભીરૂ થયેલા મારા મુખમાંથી તેવા ઉદ્ગારો બાહેર કાઢવા, એ મને યોગ્ય લાગતું નથી, તેથી મારી વાણીના વેગને હું અટકાવું છું." મુનિ પ્રમાણવિજયનાં આવાં હિતકારી છતાં કઠોર એવાં વચનો સાંભળી આચાર્ય વેષવિજયના હૃદયમાં ક્રોધોદધી ઉછળી ગયો. મૂર્છાવિજય વગેરે બીજા મુનિઓ પણ રોષથી રક્તમુખ થઇ ગયા. ક્રોધમૂર્ત્તિ વેષવિજય તત્કાળ શરીર કંપાવતા, રક્ત નેત્ર કરતા અને હોઠ ફરકાવતા બેઠા થયા. એ દયાધર્મના આચાર્યે નિર્દય થઇ હાથમાં ઓઘો ગ્રહણ કર્યો અને તેઓ મુનિ પ્રમાણવિજયના મૃદુ શરીર ઉપર તેના છુટા ઘા કરવા લાગ્યા. તે પ્રચંડ આચાર્યે ઉપરા ઉપર સાત ઘા કર્યા. ઘા કરતી વખતે તેમણે આ પ્રમાણે તિરસ્કારના શબ્દો કહ્યા, "અરે અધમ, અરે ચાંડાલ, અરે ગુમાની, અહીંથી ચાલ્યો જા. તારૂં મુખ મને બતાવીશ નહીં. 'હું કોણ છું' તે તું જાણે છે કે નહીં? હું તારો મોટો બાપો છું. મને ઉપદેશ અને શીખામણ આપતાં કેમ શરમાતો નથી? અરે નીચ સાધુ, અહીંથી વેષ ઉતારી ચાલ્યો જા. તારા જેવા પાપી ચેલાની મારે જરૂર નથી." આટલું કહી તેમણે પોતાના બીજા શિષ્યોની સામે જોઇને કહ્યું, "શિષ્યો, શું જોઇને બેસી રહ્યા છો? આ ચાંડાલને પકડીને મારી નાંખો. અરે મુર્છાવિજય, દાંડો ઉપાડ,

આ અધમ સાધુના મસ્તક ઉપર તેનો ઘા કર, અને આ ઉપકરણોનો ઉપયોગ કર. આટલું કહી વેષવિજયે પ્રમાણવિજયની ઉપર ઓઘાનો આઠમો ઘા કર્યો. તે ઘા એટલો બધો જોરથી વાગ્યો કે, તે બીચારા મુનિનું મસ્તક ફુટી ગયું અને તેમાથી રૂધિરની ધારા ચાલી."

મહેશ્વરી દીક્ષાકુમારી અદ્રશ્ય રહી આ દેખાવ જોતાં હતાં. જ્યારે મુનિ પ્રમાણવિજયના મસ્તકમાંથી રૂધિરની ધારા છુટી, ત્યારે તે મહાદેવી ઘણાજ ઉશ્કેરાઈ ગયા અને તેજ વખતે ગર્જના કરતાં નીચેનો શ્લોક બોલ્યા હતાં—

श्री वीरशासनोद्याने विषवृक्ष सहोदरं ।
वेषाचार्य मिमं दृष्ट्वा तप्तं जवति मे मनः ॥ १ ॥

શ્રી વીરશાસનરૂપ ઉદ્યાનમા વિષવૃક્ષ જેવા આ વેષાચાર્યને જોઇ મારૂં મન પરિતાપ પામે છે.

આ શ્લોક સાંભળતાંજ આચાર્ય વેષવિજય અને બીજા મુનિઓ ચકિત થઇ ચારે તરફ જોવા લાગ્યા. એ અદ્રશ્ય વાણીનું કારણ તેમના જાણવામાં આવ્યું નહીં. ક્ષણવાર પછી પુન: નીચેનું પદ્ય પ્રગટ થયું હતું.

विनश्यतु प्रजावोऽत्र नित्यं पंचमकालिकः ।
प्रजवंति अहो यत्र आचार्या वेषधारकाः ॥ १ ॥

અહા ! આ લોકમાંથી પંચમકાલનો પ્રભાવ નાશ પામો કે, જેમાં આવા વેષધારી આચાર્યો ઉત્પન્ન થાય છે. ૧

આ પદ્યને અર્થ સહિત સમજી આચાર્ય વેષવિજય ભયભીત થઇ ગયા. મુનિ પ્રમાણવિજય 'પોતાની રક્ષા કરવાને માટે કોઇ દિવ્ય વ્યક્તિનો આવિર્ભાવ થયો,' એમ માનવા લાગ્યા ક્ષણવારમાં તો દિવસના પ્રકાશમાં અકસ્માત્ વૃદ્ધિ થઈ આવી અને એ દિવ્ય મૂર્ત્તિ સર્વ મુનિસમાજની વચ્ચે પ્રગટ થઇ. તે પ્રકાશ જોતાંજ પ્રેક્ષકો ચકિત થઇ અંજાઇ ગયા અને તે તેજના પુંજથી તેમની આંખો પ્રતિહત થઇ ગઇ. મહાદેવી ગર્જના કરતાં બોલ્યાં—' અરે અના-

ચારી આચાર્ય, તું આ શું કરે છે? દયાધર્મનો સાધુ થઈ આ શિષ્યની હત્યા કરવાને તૈયાર થયો છે. હે દુરાશય, હે વેષધારી, આ જૈન મુનિના વેષને છોડી દે. તારા સંસર્ગથી આ પવિત્ર મુનિલિંગ અપવિત્ર થયું છે. અરે સાધ્વાભાસ, આ ઉપાશ્રયની પવિત્ર ભૂમિ ઉપર શા માટે રહે છે? તારા સંસર્ગથી આ ભૂમિ પણ અપવિત્ર થાય છે. અરે પ્રપંચી, તેં ધારણ કરેલું મારૂં સ્વરૂપ નિંદા પાત્ર બન્યું છે. અરે અજ્ઞાની, તારા જેવા અલ્પમતિ પુરૂષને કોણે દીક્ષા આપી છે? અરે આચાર્યપદ, તારી વિડંબના કરનાર આ પુરૂષનો સંસર્ગતું છોડી દે. અરે આર્ય ભૂમિ, આવા અધમ મુનિના ભારથી તને પણ પીડા થતી હશે. અરે દુરાચાર્ય, તું મને ઓળખે છે? તારા જેવા અનાચારી મુનિઓને શિક્ષા કરવા માટેજ મારો અવતાર છે. દુષ્ટ મુનિઓને દંડ આપવાને માટેજ હું દેવલોકમાંથી અવતરી છું. મારૂં નામ તારા સાંભળવામાં નહીં આવ્યું હોય દીક્ષાથી ભ્રષ્ટ થયેલા પુરૂષોને શિક્ષા કરનારી હું **દીક્ષાકુમારી** છું. મારી પ્રચંડ શક્તિનો પ્રભાવ તું હજુ જાણતો નથી. હું એક દયાધર્મની દેવી છું, એટલે તને શારીરિક શિક્ષા કરતી નથી; પણ તારા જેવો અનાચારી મુનિ તો તેવીજ શિક્ષાનો અધિકારી છે.

હે પવિત્ર મુનિ પ્રમાણવિજય, તમારી હીંમતને હું ધન્યવાદ આપું છું. તમે આવા અયોગ્ય આચાર્યના શિષ્ય છો, છતાં તમારામાં સત્ય, ધર્મ અને નીતિનાં તત્ત્વો પ્રકાશે છે. તમારા જેવા ચારિત્રપ્રિય મુનિને આવા અનુચિત આચાર્યના સહવાસમાં ન રહેવું જોઈએ. મુનિરત્ન, તમારા આ વખતના હીંમત ભરેલા ઉદ્ગારો સાંભળી મને અતિશય સંતોષ પ્રાપ્ત થયેલો છે. હે ભવ્યાત્મા, તમારી મનોવૃત્તિમાં ઉત્તમ સંસ્કારો પડેલા છે. એ સંસ્કારો આખરે તમારા જીવનને યશસ્વી અને ઉજવલ બનાવશે. મને ખાત્રી થાય છે કે, તમે આર્હત ધર્મના પવિત્ર ગુરૂપદના અધિકારી છો. તમારી મનોવૃત્તિમાં ગુરૂતત્વના પૂર્ણ અંશુઓ પ્રકાશે છે મુનિરાજ, તમે હવે સત્વર આ અનાચારી અનગારોના મંડળનો ત્યાગ કરી દો અને આ મંડળની

મલિન છાયામાંથી તમારા આત્માને બચાવો. તમારા અંતરમાં રહેલા શુદ્ધ ચારિત્રના ગુણો આ મંડળમાં ખીલી શકશે નહીં ”

મહાદેવી દીક્ષાકુમારી આ પ્રમાણે કહી વિરામ પામ્યાં. તેમનાં મુખ ઉપર રોષની રક્ત પ્રભા પ્રસરી રહી હતી. અધર અને ઉત્તર બંને હોઠ ક્રોધના આવેશથી કંપતા હતા.

ક્ષણવાર સર્વત્ર શાંતિ પ્રસરી રહી. આચાર્ય વેષવિજય શ્યામવર્ણ ધારણ કરી અધોમુખ થઇ રહ્યા હતા. તે સાથે તેનું શરીર કંપાયમાન થતું હતું. અકસ્માત્ બનેલા આ બનાવે તેમના હૃદયમાં ભારે આઘાત કર્યો હતો. મહાદેવી દીક્ષાકુમારીએ કહેલા તિરસ્કારના શબ્દો તેમના મર્મસ્થલમાં બાણોની જેમ વાગ્યા હતા. ભયથી આક્રાંત થયેલા તે આચાર્ય ઘણીવાર સુધી કાંઇ પણ બોલી શકયા નહીં.

આ વખતે મુનિ પ્રમાણવિજય કે જેઓ એ મહાદેવીને પોતાના શ્રેષ્ઠ સહાયકારી તરીકે પ્રગટ થયેલા જાણતા હતા,તેમજ મહાદેવીએ પોતાને માટે સારા ઉદ્‌ગારો કાઢેલા, તેથી તેઓ પોતાની શિરોવેદનાને પણ ભૂલી ગયા હતા. તેમના મસ્તકમાંથી નીકળતી રૂધિરધારા ક્ષણવારમા બંધ થઇ ગઇ અને ચમત્કારી રીતે તેમની શીરોવેદના શાંત પડી ગઇ. આથી તેમના આસ્તિક હૃદયમાં મહાદેવી તરફ પૂજ્ય ભાવના વિશેષ પ્રગટ થઇ આવી હતી.

મહામુનિ પ્રમાણવિજય પીડાનો પરિહાર થવાથી પ્રસન્ન થઇને બોલ્યા—પૂજ્ય માતા, આપે મારા જેવા ગરીબ સાધુ ઉપર કૃપાવલી પ્રસારી, તેથી હું આપનો અત્યંત આભારી થયો છું. આપના આવિર્ભાવથી મારા આંતર દુઃખો દૂર થઇ ગયાં છે અને મને મારા ચારિત્રજીવનમાં વિશેષ બળ પ્રાપ્ત થયું છે. મહેશ્વરી, આપે જે અહિં પ્રત્યક્ષ બનાવ જોયો અને તેથી આપના હૃદય ઉપર જે અસર થઇ આવી, તે વિષે વિશેષ કહેવાની મારી ઇચ્છા નથી; કારણ કે, પ્રત્યક્ષ જોયેલા વિપરીત બનાવો ગમે તેવા શાંતગુણી પ્રેક્ષકોને પણ ઉશ્કેરે છે; તેમાં ખાસ કરીને ધર્મનિષ્ટ, સત્ય પ્રિય અને નીતિ પરાયણ આત્માઓની ઉપર તે વધારે અસર કરે છે. મહેશ્વરી, આપ

સર્વજ્ઞ ધર્મના અધિષ્ટાત્રી છો, એટલે આપનાથી અજ્ઞાત કાંઇ નથી, તોપણ મારે નિવેદન કરવાનું કે જેના ઉપર આપે આ પ્રચંડતા દર્શાવી છે, તે આ આચાર્ય મારા ગુરૂ છે. તેઓ ગમે તેવા છે, તોપણ તેમના હાથથી મને આ આપનું સ્વરૂપ પ્રાપ્ત થયેલ છે. આપ સારી રીતે જાણો છો કે, આ જગતમા કષાયોના સંસર્ગથી ઘણાં વિપરીત કાર્યો થઇ જાય છે. કષાય રૂપ ચાડાળને અડકેલો પુરૂષ બહાર અને અંદરની પોતાની પવિત્રતા ગુમાવી બેસે છે. જેમનું આંતરજીવન કષાયરૂપ અગ્નિમાં હોમાયું છે, તેઓ માત્ર ધમણની જેમ શ્વાસોશ્વાસ લે છે, અને તેમનું જીવન તદ્દન નિષ્ફળ બની જાય છે. આ મારા ગુરૂ વેષાચાર્ય તે કષાયોને વશ થઇ ગયા છે, અને તેમનો દીન આત્મા કષાયના કષ્ટરૂપ જાળમાં બંધાઇ ગયો છે. તેઓ સારા વિદ્વાન્, વ્યુત્પન્ન અને બુદ્ધિમાન્ છે, પણ તેમના એ ગુણો કષાય રૂપ ચોરોએ લુંટી લીધા છે. આર્હત ધર્મમાં ઉત્તમ પ્રકારની પ્રતિષ્ઠાને પામેલું સૂરિપદ આ મારા ગુરૂએ પ્રાપ્ત કરેલ છે, છતાં કષાયોના પ્રબળથી તે પવિત્ર પદની વિડંબના થાય છે. તેમનો ઉદય પામેલ આચાર્યપદ રૂપ પ્રતાપી સૂર્ય કષાય રૂપ મેઘથી આચ્છાદિત થઇ ગયેલ છે. મહેશ્વરી, આથી આ આચાર્ય દયાને પાત્ર છે. આવા પરાધીન આત્મા ઉપર દયા કરવી, એ દયા ધર્મનાં મહાદેવીને ઘટે છે. જો આપ એમના દોષ ભરેલા વર્ત્તન તરફ જોશો તો તેઓ કદિપણ દયા પાત્ર થઇ શકશે નહીં. પણ આપ કૃપાળુએ તેમના આત્મા તરફ જોવાનું છે. તેમનો પરાધીન બનેલો આત્મા કે જે તેના સ્વાભાવિક ગુણોથી વિયુક્ત થયેલો છે, તેને એ ગુણો સાથે સંયોગ કરાવવો-તેને તેના શુદ્ધ સ્વરૂપનું દર્શન કરાવવું, એવો નિશ્ચય રાખી આ મારા ગુરૂનો ઉદ્ધાર કરો. મને આશા છે કે, આપ મહેશ્વરી મારાં આ વચનોને અંગીકાર કરશો, અને આપના દયાર્દ્ર હૃદયમા મારી આ પ્રાર્થનાને અવકાશ આપશો."

મુનિ પ્રમાણવિજયનાં આ પ્રૌઢ વચનો સાંભળી મહાદેવી પ્રસન્ન થઇ ગયાં અને તેમના હૃદયમાં સ્વાભાવિક રહેલી દયા જાગ્રત

થઇ આવી. તેઓ શાંત થઇને બોલ્યાં—"ભદ્ર પ્રમાણવિજય, તમારા વિદત્તા ભરેલાં વચનોએ મારા રોષને નિર્મૂલ કરી દીધો છે. મારૂં રોષાતુર હૃદય શાંતિ મેળવવા તત્પર બની ગયું છે. કષાયી આત્મા બીજાને કષાયી બનાવે, એ સ્વાભાવિક છે. આ તમારા ગુરૂને કષાયી જોઇ હું પણ કષાયવતી થઇ ગઈ હતી; પરંતુ તમારાં વચનોએ મારા હૃદયને હવે કષાયમુક્ત કરી દીધું છે. મુનિરાજ, હવે તમારા ગુરૂને માટે તમે નિશ્ચિંત રહેજો. હવે તેને મારી આવેશવાળી શિક્ષા થશે નહીં; પરંતુ તેને એવી શિક્ષા તો કરવી પડશે કે જેથી તેમનું હૃદય પશ્ચાત્તાપનું પાત્ર બની પાછું સન્માર્ગ તરફ દોરાય. આ પ્રસંગે મારે આનંદ સાથે જણાવવાનું કે, તમે તમારા ગુરૂને માટે જે ભાવના બાવી છે, અને ઉત્તમ પ્રકારની શિષ્યવૃત્તિ દર્શાવી છે, તે તમારા ચારિત્ર ગુણોની પૂર્ણ પ્રકાશક બની છે. તમારા જેવા શિષ્યોના સહવાસમાં રહેનારા ગુરૂ પોતાના કોઇ પૂર્વકર્મને યોગે વિલોમમાર્ગના પથિક બની ગયા હોય તોપણ તેઓ તેમાથી પાછા વળી શકે છે, એટલુંજ નહીં પણ તેઓ પાછા પોતાના શુદ્ધ સ્વરૂપને મેળવી શકે છે. ભદ્ર મુનિરાજ, આ અવિચારી આચાર્યે કષાયને વશ થઇ જે આ અત્યાચાર કર્યો છે, તેમાં જો કોઇ બીજો અયોગ્ય શિષ્ય હોય તો આ ગુરૂને સામી તેવીજ શિક્ષા કરવાને તત્પર બની જાય. કદિ બીજા શિષ્યોના બલથી ગુરૂ બચી જાય તોપણ તેમાથી કાંઇપણ વિપરિત પરીણામ આવ્યા વગર રહે નહીં. આ વખતે તમોએ જે ક્ષમાગુણ ધારણ કરેલો છે, તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. આવા અવિચારી અને અપરાધી ગુરૂ ઉપર ઘાયલ થયેલો શિષ્ય દયા લાવે, એ અપવાદરૂપ છે. મારે આનંદપૂર્વક કહેવું જોઇએ કે, તમે ક્ષમાના મહાસાગર છો, અને વિનય ગુણના શુદ્ધ તત્ત્વોથી ભરપૂર છો. આવા વિષમ કાળમાં આવે સમયે પોતાના ચારિત્રને શુદ્ધ રાખનાર જૈન મુનિ તમો એકજ જોવામા આવ્યા છો. મને વિશેષ આશ્ચર્ય એ થાય છે કે આવા ગુરૂ અને તેમના સંસ્કારને પામેલા શિષ્યોના મંડલમાં તમે તમારા શુદ્ધ સ્વરૂપને શી રીતે જાળવી શકયા હશો ? નઠારાના સં-

સર્ગમાં રહી સંસર્ગનો દોષ ન લાગે. એ પણ એક મોટું આશ્ચર્ય છે. તમારા જેવો વીર પુત્ર જો આ સ્થળે હાજર ન હતે, તો મારા હૃદયને કેટલો બધો ક્ષોભ થાત, તે હું કહી શકતી નથી, મારે કહેવું જોઈએ કે, આ સમયે મારા અતિ ક્ષોભ પામેલા અને કર્ત્રિમ કષાયથી ઉશ્કેરાઇ ગયેલા હૃદયને શાંતિ આપનાર તમે પોતેજ થયેલા છો. હમણાજ મારા પ્રવાસમાં મને જે આનંદ મળ્યો હતો, અને જે આનંદના આવેશથી હૃદયમા પ્રવાસની સાર્થકતાને માનતી હું આ સ્થળે આવી હતી, તે આનંદના આવેશનો લોપ કરનાર આ વેષાચાર્યનો મહાન્ પ્રસંગ હતો, અને તે પ્રસંગે મને તમોએ મારા એ પૂર્વના આવેશને જરા જાગ્રત કરેલો છે, અને તેથી હું તમારો ઉપકાર માનું છું, ”

મહાદેવીએ વેષાચાર્યને ઉદ્દેશીને જણાવ્યું, અરે સાહસી આચાર્ય, તું સર્વથા તુંકારાને લાયક છે, છતાં આ મુનિ પ્રમાણવિજયને લઈને તેમજ આર્હત ધર્મના આચાર્યના પવિત્ર નામને લઈને હું તારી સાથે હવે બહુવચનની વાણીનો ઉપયોગ કરૂ છું. આચાર્ય, તમારે આ પ્રસંગે આ તમારા શિષ્ય પ્રમાણવિજય મુનિનો પૂરેપૂરો ઉપકાર માનવાનો છે. તેમણે ક્ષમાગુણ અને મુનિધર્મ ઉભયના બલથી તમારી રક્ષા કરી છે. ધર્મધ્વજના નામથી પ્રખ્યાત્ એવા આ ઓઘાને હથીઆર બનાવી તમોએ આ નમ્ર અને વિનીત શિષ્ય ઉપર જે પ્રહાર કર્યો છે, તે યાદ કરતાં મારૂં હૃદય હજુ પણ ઉશ્કેરાઇ જાય છે. એક જૈન મુનિના મસ્તકમાંથી રૂધિરની ધારા નીકળે અને તે પણ દયાધર્મના આચાર્યને હાથે નીકળે એ કેવો જુલમ કહેવાય ? જૈન મુનિઓના પ્રાચીન કે અર્વાચીન ઇતિહાસમાં કદિ પણ આવો બનાવ નહીં બન્યો હોય. જૈન ધર્મના ઉજ્વલ ઇતિહાસને તમોએ કલંકિત કર્યો છે અને આચાર્યપદની મહત્તાને પાતાળમાં પેસાડી દીધી છે. આ ઉપાશ્રયની પવિત્ર ભૂમિ ઉપર પડેલા મુનિના મસ્તકના રૂધિરના છાટા જોઈ શકાય તેવા નથી. આ વિપરીત. કાર્યથી તમે આ ઉપાશ્રયની ભુમિને અને તમારા જીવનને અપવિત્ર

કર્યું છે. આ મહાપાપનું પ્રાયશ્ચિત શોધવું મુશ્કેલ છે. પંચમહાવ્રતની પ્રતિજ્ઞા ગ્રહણ કરનાર જૈન મુનિનું આ કાર્ય ઘણું જ નિંદનીયછે. આવા મહાપાપથી દૂષિત થયેલા મુનિની સાથે ભાષણ કરવું પણ યોગ્ય નથી, છતાં આ પવિત્ર શિષ્ય પ્રમાણુવિજયના વર્તન તરફ નજર કરતાં મને ભાષણ કરવાની પ્રેરણા થાય છે. પાપના પંકમાં લીંપાએલા મુનિને મારી દિવ્ય મૂર્ત્તિના દર્શન પણ ન હોય તો તેની સાથે ભાષણ ક્યાંથી હોય ? જે કાંઈ પણ આ પ્રસંગે કરવામા આવ્યું છે, તે મુનિ પ્રમાણુવિજયને લઈને છે. ”

મહાદેવી આટલું કહી વિરામ પામ્યાં, એટલે આચાર્ય વેષવિજય કે જેઓ ભય, શંકા અને પશ્ચાત્તાપનો પૂર્ણ અનુભવ કરતા હતા, અને ગ્લાનિ તથા ખેદના મહાસાગરમાં મગ્ન થઈ ગયા હતા, તેઓ માંડ માડ હીંમત લાવીને નીચે પ્રમાણે મંદ સ્વરથી બોલ્યા—

હે દયાળુ માતા, હે દયામૂર્ત્તિ, આ પામરના મહાન્ અપરાધને ક્ષમા આપો. આ પાપી આત્મા કોઈ પણ રીતે ક્ષમાને લાયક નથી, અને કોઈ પણ પ્રકારે દયા કરવાને યોગ્ય નથી, તોપણ તે નિર્લજ્જ થઈ ક્ષમાની યાચના કરે છે. મહેશ્વરી, આ જીવનનો હવે અંત આવે તો વધારે સારૂં છે, નહીં તો આવી મલિનતાવાળી સ્થિતિમા રહી સર્વદા નિંદનીય બનવું પડશે મહેશ્વરી, હું આજ કેટલોક સમય થયા કષાયોથી ઘેરાઈ ગયો છુ. કષાયોએ એકઠા થઈ મારા ચારિત્રને ચોરી લીધું છે, અને મારૂં આંતર ધન ઝુંટાવી લીધું છે મહેશ્વરી, ચારિત્ર ધનથી રહિત થયેલો અને માનથી મત્ત બનેલા આ નાલાયક પુરૂષને યોગ્ય શિક્ષા આપો. આપ અહિંસા ધર્મના દેવી છો, એટલે આપને કહેવું યોગ્ય નથી, પણ જો કોઈ રીતે મારા જીવનનો નાશ થઇ શકે તેમ કરો તો પણ હું ખુશી છું. હવે આવું મલિન જીવન ધારણ કરી જીવવુ, તે પણ વિડંબના રૂપ છે મહેશ્વરી, મને ક્ષમા પૂર્વક શિક્ષા આપો, અને મારા મલિન આત્માનો ઉદ્ધાર કરો ”

આચાર્ય વેષવિજય મહાદેવી દીક્ષાકુમારીને આ પ્રમાણે કહી

પછી તેઓ પોતાના શિષ્ય મુનિ પ્રમાણુવિજયને ઉદ્દેશીને બોલ્યા—

" ભદ્ર, પ્રમાણુવિજય, તમે પણ આ તમારા દુરાચારી ગુરૂના મહાન્ અપરાધને ક્ષમા કરી જે શુદ્ધ ભાવના બતાવી છે, તેને માટે આ અપરાધી ગુરૂ તમારો યાવતજ્જીવિત આભારી છે. તમારી મનોવૃત્તિમાં આવી ઉચ્ચતા છે, એ આજેજ મારા જાણુવામાં આવ્યું છે. તમારી ઉપર જુલમ કરતાં હું પાપી અચકાયો નહીં, તેને માટે મને ભારે પશ્ચાત્તાપ થાય છે. પ્રિય શિષ્ય, તમારા જેવી વ્યકિત મારી શિષ્યવૃત્તિ કરવાને લાયક નથી. તમે તો સર્વ રીતે ગુરૂપદને લાયક છો. આ મારા શિષ્યો કે જેઓ મારી પાપ ભરેલી પ્રવૃત્તિમાં પ્રેરકરૂપ બનેલા છે, તેઓને માટે મને પશ્ચાત્તાપ સહિત ભારે ખેદ થાય છે. કુપાત્રને આપેલી દીક્ષા કેવી હાનિકારક બને છે ? એ દૃષ્ટાંતનો અનુભવ મને આજે થયો છે. તમારા જેવા એક સદ્ગુણી અને પાત્રને દીક્ષા આપવાની પ્રેરણા મારા પૂર્વના કોઇ શુભ કર્મોએજ કરી હશે, નહીં તો મારી પાપી પ્રવૃત્તિનું આવું શુભ પરિણામ ક્યાંથી આવતે. સ્વભાવથી કુપાત્ર એવો હું આ કુપાત્ર શિષ્યોના મંડળમાં સામેલ થઇ અનાચારી અને અત્યાચારી બની ગયો છું. હે ઉપકારી મુનિ, તારા જેવો ક્ષમાસાગર જૈન મુનિ કોઇકજ હશે. તારીજ ઉપર જુલમ કરનારા અને પાપના પંકથી ખરડાએલા આ અનાચારી અને વેષધારી અનગારને તેં પોતેજ અવલંબન આપ્યું, એ મારા મલિન મનને સાનંદાશ્ચર્ય કરે છે.

મુનિ પ્રમાણુવિજય, તારી પ્રમાણિકતાને માટે જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે. કોઇ પૂર્વ કર્મના યોગથી ઉત્પન્ન થયેલી કુબુદ્ધિવડે મારા હૃદયમાં જે મલિન વિચારો હમણાં ઉદ્ભવ્યા હતા, તેને દૂર કરવાને માટે તેં જે વચનો મને સંભળાવ્યાં છે, તેનું સ્મરણ કરતાં મારા મનને અતિશય ખેદ ઉત્પન્ન થાય છે. વિપરીત વિચારોના આવેશને લઇને મેં જે તારાં વચનોનો અનાદર કર્યો છે, તેને માટે મને આ વખતે ભારે પશ્ચાત્તાપ ઉત્પન્ન થાય છે. હે ઉપકારી શિષ્યરત્ન, આ તારા પાપી ગુરૂનો ઉદ્ધાર કરવા આવેલાં આ

મહાદેવીનાં દર્શનથી મને ભારે લાભ થયો છે. આ દિવ્ય મૂર્ત્તિ આ સ્થળે ન પધાર્યા હોત તો હું મારા મલિન કર્મમાંથી મુક્ત થઇ શકતે નહીં. આ પાપી હૃદય મલિનતાના પ્રવાહમા વેગથી તણાતું હતું, અને તેના સ્વરૂપનું ભાન ભુલી ગયું હતું. ભદ્ર, આ મારો મહાન્ અપરાધ ક્ષમા કરજે અને આ દિવ્ય મૂર્ત્તિનાં દર્શનનો અપૂર્વ લાભ અપાવજે. એજ મારી અંતરની પ્રાર્થના છે. ”

આચાર્ય વેષવિજયની આવી દીન વાણી સાભળી મહાદેવી દીક્ષાકુમારી અને મુનિ પ્રમાણુવિજયના હૃદયમા વિશેષ દયા ઉત્પન્ન થઇ આવી. તત્કાળ એ મહાશયા ગંભીર અને મધુર સ્વરથી બોલ્યાં—“ આચાર્ય વેષવિજય, તમારાં વચનોમાં પશ્ચાત્તાપનો પૂર્ણ પ્રકાશ જોઇ મારા હૃદયમાં દયા ઉત્પન્ન થઇ છે. તમારાં વચનોની અંદર દીનતા અને વિનયના ધ્વનિ નીકળે છે, તેથી તમારા હૃદયની સુધારણા થવાની મને પૂરેપૂરી પ્રતીતિ આવે છે. જો આ ભાવના સર્વદા હૃદયપર સ્થાપિત રહેશે તો તમારા ચારિત્રનું ઉત્તર જીવન સુધર્યા વગર રહેશે નહીં.

આર્હત ધર્મના ઇતિહાસોમાં ઘણી વાર એવા પ્રસંગો વર્ણવેલા છે કે, સર્વ પાપસ્થાનને સેવનારા અને અનાચારના મહાગર્તમાં પડેલા જીવો પણ ક્ષણવારમાં ઉચ્ચકોટીમા આવી ગયેલા છે. સંસારની શ્રેણીમાં સપડાઇ ગયેલા અને ભાવોપગ્રાહી કર્મના જાળમાં ગુંથાઇ ગયેલા જીવો પાપનો પશ્ચાત્તાપ કરતા કરતા કર્મમુક્ત થઇ ગયેલા છે. આચાર્ય વેષવિજય, જો તમારા હૃદયમાં ભાવનાની શુદ્ધિ પ્રાપ્ત થયેલી હોય તો તમે તમારા ઉત્તર જીવનને સુધારવા સારી રીતે સમર્થ થઇ શકશો.

શુદ્ધ ભાવનાનું બળ એટલુ બધું પ્રબલ છે કે તેની આગળ મહા પાપો પણ પલાયન કરી જાય છે તે વિષે એક અનુભવી વિદ્વાન્ નીચેનું પદ્ય લખે છે—

प्रबला भावना यस्य, हृदि स्फुरति सर्वदा ।
तस्यापि प्रबलं पापं, सद्य एव पलायते ॥ १ ॥

"જેના હૃદયમા સર્વદા પ્રબલ એવી શુભ ભાવના સ્ફુરે છે, તેનાથી તત્કાલ પ્રબલ પાપ પણ પલાયન કરી જાય છે." ૧

આચાર્ય વેષવિજય, હવે તમે સર્વ પ્રકારની ચિંતા છોડી દઈ તમારી ભાવનાશુદ્ધિને આગળ વધારો. એથી તમે જીવનની ઉચ્ચ કોટીમા આવી શકશો."

મહાદેવીનાં આ વચનો સાંભળી આચાર્ય વેષવિજય પુનઃ દીનતાથી બોલ્યા—"મહા માતા, મારી શક્તિ પ્રમાણે ભાવનાશુદ્ધિ રાખવાને હું પ્રયત્ન કરીશ; પણ તે વિષેની શક્તિની પ્રેરણા થવાને માટે આપ મને ઉપદેશ આપો. આપના ઉપદેશની દિવ્ય વાણી મારા હૃદયનો વિકાશ કરશે, અને તેનો મહા પ્રકાશ મારી મલિનતાના અંધકારને દૂર કરશે."

આચાર્ય વેષવિજયની આ પ્રાર્થના સાભળી મહાદેવી દીક્ષાકુમારી પ્રસન્ન થઈને બોલ્યાં—'આચાર્ય વેષવિજય, તમારો ઉપદેશ સાંભળવાની તીવ્ર ઈચ્છા જાણી હું ઘણી ખુશી થઈ છું. આ સમયે વિશેષ ઉપદેશ આપવાનો મને અવકાશ નથી તો પણ તમારા શિક્ષણીય આત્માના શ્રેયની ખાતર હુ સંક્ષેપમાં ઉપદેશ આપવાની ઈચ્છા રાખું છું, તે સાવધાન થઈને શ્રવણ કરો.

આચાર્ય, પ્રથમ તો તમારે તમારા બે પ્રકારના આચારનો વિચાર કરવાનો છે. આચાર બાહ્ય અને આંતર એવા બે પ્રકારનો છે. બાહ્યાચારમાં વસતિ–સ્થાન, ઉપકરણો આહારવિહારની રીતિઓ અને વાણી વિષેના વર્ત્તનો આવી જાય છે. તમે વિદ્વાન્ છો એટલે તમે તમારા સામાચારીના ગ્રંથો જાણતા હશો. દશવૈકાલિક અને આચારાંગસૂત્ર વગેરે તમારા પ્રવર્ત્તનને દર્શાવનારા મુખ્ય ગ્રંથો છે, તે તમારે સર્વદા મનનપૂર્વક વાંચવા જોઈએ, તમે જે કાંઇ

ભાષાનો બોધ મેળવ્યો હોય, તેનો ઉપયોગ એ ગ્રથોમાં તમારે કરવો જોઇએ.

જૈન મુનિએ કેવા સ્થાનમા રહેવું જોઇએ, કેવા ઉપકરણો રાખવા જોઇએ અને ઉભા રહેવા માટે કેવી જગ્યા પસંદ કરવી જોઇએ ? ઇત્યાદિ ઘણા વિષયો તેમા ચર્ચેલા છે. તે વિષયોમાં નિ-ષીથિકાનું લઘુ પ્રકરણ ખાસ લક્ષપૂર્વક વાંચવાનું છે. તેમા મુનિએ પોતાનો અભ્યાસ કરવા કેવા સ્થાનમાં રહેવું એ દર્શાવેલ છે. સ્વાધ્યાય કરવો એ મુનિનું પ્રથમ કર્તવ્ય છે. કારણકે, મુનિજીવનની ઉપયોગિતા તેમાંજ સિદ્ધ થાય છે. તે પછી સૂત્રકારે શબ્દ, રૂપ, પર-ક્રિયા, અન્યોન્ય ક્રિયા અને ભાવના વિષે વિવેચન કરી લખેલું છે. તે વિષયો વાંચવાથી શબ્દ સાભળવાનો મોહ, રૂપમોહ, બીજાની ક્રિયામા વર્તવાનો પ્રકાર, અને અરસપરસ થતી ક્રિયાના બારીક નિયમોનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમા જે ભાવના છે, તે વિષય ઘણો ગહન અને સુબોધક છે આચાર્ય, તમે એ બધા વિષયો ઘણી વાર વાચી ગયા હશો, પણ તે ઉપેક્ષા પૂર્વક વાચી ગયા હશો, નહીં તો તમારા વર્તનમા સુધારો થયા વિના રહેત નહીં. આચાર્ય, આચારાગસૂત્રના છેલ્લા વિષયમા શ્રી વીરપ્રભુના ચરિત્રને અંગે જે પાચ મહાવ્રતોની પચવીશ ભાવનાઓ દર્શાવી છે, તેને તમે મનન પૂર્વક વાચ્યા કરજો, અને તે ભાવનાઓને યથાશકિત ક્રિયામાં મુકતા જજો. જે પ્રથમ ક્રિયા તથા વર્તનને લગતો આચાર કહેવામાં આવ્યો છે, તે બાહ્યાચાર કહેવાય છે, અને પંચ મહાવ્રતોની પચવીશ ભાવનાઓને ઉદ્દેશીને જે કહેવામા આવેલ છે, તે આંતરાચાર કહેવાય છે. બાહ્યાચાર કરતાં આતરાચાર શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે તેને હૃદયની સૂક્ષ્મતાની સાથે સંબધ છે. હૃદયની સુધારણા તેજ ખરી સુધારણા છે, અને તે સુધારણાથી અતરના દોષો દૂર થઇ જાય છે. તમે વ્યુત્પન્ન થયા છો અને તેના બળથી આગમના સ્વરૂપને સારી રીતે સમજો છો, છતા તમારામા દોષો જોવામા આવે છે, તેનું કારણ તમારા હૃદયની સુધારણા ન થવાનું છે. તે સુધારણાને અભાવે તમારામા મલિનતા

રહેલી દેખાય છે, કે જે મલિનતાને લઇને તમે અનાચાર–અત્યાચારને સેવવા તત્પર બનો છો.

આચાર્ય, શ્રી વીર પ્રભુ આ જગત્‌ના પૂજ્ય અને ત્રિલોકના પતિ કહેવાય છે, તો પણ તેમણે બાહ્યાચાર અને આંતરાચાર સુધારવા પ્રયત્ન કર્યો હતો. શ્રી આચારાંગ સૂત્રની ત્રીજી ચૂલિકાના ચોવીશમાં અધ્યયનમાં તે મહાત્માનું જીવનચરિત્ર આપેલું છે, તે તમે સારી રીતે જાણુતા હશો. શ્રી વીર પ્રભુએ જ્યારે સામાયિક ચારિત્રનો સ્વીકાર કર્યો, ત્યારે પોતાના મનમાં પ્રતિજ્ઞા કરી કે ' મારે કાંઇ પણ પાપ કરવુ નહીં. ' તે પછી તે વીર પ્રભુએ મિત્ર, જ્ઞાતિ, સગાં, તથા સંબંધિઓનો ત્યાગ કરો એવો અભિગ્રહ લીધો કે, "બાર વર્ષ સુધી કાયાની સંભાળ નહી કરતાં જે કાંઇ દેવ, મનુષ્ય, કે તિર્યંચો તરફથી ઉપસર્ગો થશે તેને હું સારી રીતે સહન કરીશ." આવો અભિગ્રહ લઇ શરીરની મમતાથી રહિત થઇ તેઓ કુમાર નામના ગામમાં આવી પહોંચ્યા. તે વખતે દિવસ એક મુહૂર્ત જેટલો બાકી હતો. પ્રભુએ આ વખતે ઉત્કૃષ્ટ આલય ઉત્કૃષ્ટ વિહાર તેમજ તેવા સંયમ, નિયમ, સંવર, તપ, બ્રહ્મચર્ય, ક્ષમા, ત્યાગ, સંતોષ, સમિતિ, ગુપ્તિ, સ્થાન, કર્મ તથા ઉત્તમ ફલવાલા નિર્વાણ માર્ગથી પોતાને ભાવતાથકા વિચરતા હતા. એમ વિચારતાં એ પ્રભુને જે કાંઇ દેવ, મનુષ્ય તથા તિર્યંચો તરફથી ઉપસર્ગ થયા તે સર્વે ભગવાનને સ્વચ્છ ભાવમાં રહી, અદીન મનને ધારણ કરી અને મન વચન કાયાને ગુપ્ત રહી સહન કર્યા હતા. તે પ્રસંગનું વર્ણન કરતા એક કવી નીચેનું પદ્ય લખે છે.

" सहमानोप्युपसर्गान् शांतिसुधा तृप्तमानसो वीरः ।
क्षमा गुणालंकृतिमान् जयति तरामंतरंग बलवीरः " ॥ १ ॥

" શાંતિ રૂપ અમૃતથી જેમનું હૃદય તૃપ્ત છે, જે ક્ષમા ગુણથી અલંકૃત છે અને જે અંતરના બલથી શૂરવીર છે, એવા શ્રી મહાવીર ભગવાન ઉપસર્ગોને સહન કરતાં અતિશય જય પામે છે.

આ પ્રમાણે વર્ત્તી પ્રભુએ બાર વર્ષ નિર્ગમન કર્યા હતા. તેરમા

વર્ષમાં તેઓ જંભિક ગામ નામના નગરમા આવ્યા હતા. સૂત્રકાર તેને માટે લખે છે કે, તે સમયે વૈશાખ માસની શુકલ દશમીનો સુવ્રત નામનો દિવસ હતો. ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર સાથે વિજય નામના મુહૂર્ત્તમાં છેલ્લે પહોરે પ્રભુ તે ગામની બહાર સજુવાલિકા નદીને ઉત્તર કિનારે રહેલા વ્યાવૃત્ત નામના ચૈત્યની ઇશાન ખૂણે આવેલા શાળ વૃક્ષ પાસે આવી ઉભા હતા. તે વખને બે નિર્જળ ઉપવાસ કરી જઘાઓ ઉંચી રાખી અને મસ્તક નીચે ઘાલી તેઓ ધ્યાન કોષ્ટમાં રહ્યા હતા. આ વખતે શુકલ ધ્યાનમાં વર્ત્તતા તેમને કેવલ જ્ઞાન ઉત્પન્ન થઈ આવ્યું. તે કેવલી પ્રભુ સર્વજ્ઞ તથા સર્વભાવ-દર્શી થઇ દેવ, મનુષ્ય તથા આખા લોકના પર્યાય જાણવા લાગ્યા. સર્વ જીવોના સર્વ ભાવ જાણી તેઓ આનંદ મગ્ન અને નિરૂપાધિ થઇ વિચરતા હતા. જે દિવસે તે પ્રભુને કેવળ જ્ઞાન તથા કેવળ દર્શન ઉત્પન્ન થયા તે દિવસે ભવનપતિ વગેરે ચતુર્વિધ દેવ દેવીઓનું ગમના-ગમન થવાથી આકાશ દેવમય અને પ્રકાશમય થઇ રહ્યુ હતુ.

આચાર્ય, આ સમયનું વર્ણન વાચતા પ્રબુદ્ધ હૃદયવાળા ઉત્તમ આત્માને અપૂર્વ આનદ પ્રાપ્ત થાય છે. તમે ઘણી વાર એવા પ્રસંગો વાચ્યા હશે, પણ હૃદયની શુદ્ધિ પ્રાપ્ત ન થવાથી તમારી મનોવૃત્તિને એ આનંદનો અનુભવ થયો નહીં હોય. કારણકે, તમે આજ સુધી બાહ્ય અભ્યાસી રહ્યા છો, અને આંતર અભ્યાસનો એક પણ અંશ તમોને પ્રાપ્ત થયો નથી. ગૃહસ્થ કે મુનિ ગમે તેવા બાહ્ય અભ્યાસમાં આગળ વધ્યો હોય, પણ જ્યાં સુધી તેણે આંતર અભ્યાસ સંપાદન કર્યો નથી, ત્યા સુધી તે ચંદનના ભારને વહન કરનારા ખરના જેવો છે. મનુષ્યે કેવળ બાહ્ય અભ્યાસ કરી પોતાને કૃતાર્થ માનવાનુ નથી, પણ તેણે આતર અભ્યાસ અવશ્ય કરવો જોઈએ. આંતર અભ્યાસથી આત્મિક બોધ પ્રાપ્ત થાય છે અને જીવનને ઉચ્ચ બનાવવાના ઉપાયો શોધાય છે. હૃદયની નિર્મળતા કરવી, લોક કલ્યાણ અને આત્મ કલ્યાણની ભાવનાઓ ભાવવી, ઉપકાર વૃત્તિના વિચારોને પલ્લવિત કરવા. દેશકાલને અનુસરી વર્ત્તનો કરવા, પરહિતમા આત્મ-

હિતની બુદ્ધિ રાખવી, સમભાવ-અભેદ ભાવ રાખતાં શીખવું, મન, વચન અને ક્રિયાની શુદ્ધિ રાખવી અને સર્વ પ્રકારના દોષોથી દૂર રહેવું, એ આંતર ઉદ્યોગનાં ફળ છે.

આચાર્ય, શ્રી વીર પ્રભુ જ્યારે કેવળ જ્ઞાન દર્શનને ધરનાર થયા, ત્યારે લોકને સંપૂર્ણપણે અવલોકી પહેલાં દેવતાઓને ધર્મ કહી સંભળાવ્યો અને પછી મનુષ્યોને કહી સંભળાવ્યો હતો. તે પ્રસંગે તે ઉપકારી પ્રભુએ પાચ મહાવ્રતોમાંથી પ્રત્યેક મહાવ્રતની પાંચ ભાવનાઓ દર્શાવી છે, તેનું તમારે મનન કરવું જોઈએ. જો તમે તે એકંદર પચવીશ ભાવનાઓને ભાવ્યા કરશો તો પછી તમારા હૃદયમાં કોઇ પણ દુરાચાર કે અત્યાચાર પ્રવેશ કરી શકશે નહીં. શ્રી આચારાંગ સૂત્રના ચોવીશમા અધ્યયનમાં એ ભાવનાઓ દર્શાવેલી છે, તેને તમે પુન. મનન કરી વાંચી જજો. પહેલા પ્રાણાતિપાતની ભાવના ભાવવાથી તમારા આત્માને તમે સર્વથા અહિંસક રાખી શકશો. આ સમયે તમોએ ક્રોધ કષાયને વશ થઈ આ તમારા નિર્દોષ શિષ્ય પ્રમાણવિજય ઉપર જે ઓઘાના ઘા કર્યા છે, તેવી નિર્દયતા અટકાવવાને માટે એ ભાવના ઉત્કૃષ્ટ સાધન રૂપ થઇ પડે છે. કોઇ પણ પ્રાણીને શારીરિક કે માનસિક કષ્ટ આપવાની કુપ્રવૃત્તિ ન થાય, તેને માટે એ ભાવના એક પ્રબલ શક્તિ રૂપ થાય છે.

આચાર્ય, મૃષાવાદનો ત્યાગ કરવાના બીજા મહાવ્રતની પાંચ ભાવનાઓ સૂત્રકારે દર્શાવેલી છે, તે તમે મનન પૂર્વક વાંચજો. તેમાં ક્રોધ, લોભ, ભય અને હાસ્યથી મૃષા ભાષણ નહીં કરવાની પ્રતિજ્ઞા છે. નિર્ગ્રંથે વિમાસીને—વિચારીને બોલવું જોઇએ. કાંઇ પણ વગર વિચારે બોલવું નહીં, એ પહેલી ભાવનામાં દર્શાવેલું છે. મુનિએ ક્રોધનું સ્વરૂપ ઓળખીને ક્રોધી ન થવું જોઇએ, કારણકે, ક્રોધના આવેશથી મૃષા બોલી જવાય છે, એમ બીજી ભાવનામાં કહેલું છે. એવી રીતે ત્રીજી ભાવનામાં લોભ, ચોથી ભાવનામાં ભય અને પાંચમી ભાવનામાં હાસ્ય, એમ અનુક્રમે જાણી લેવું. એટલે લોભથી,

ભયથી અને હાસ્યથી મૃષા બોલવાનો સંભવ છે. તેથી મુનિએ લોભ, ભય અને હાસ્યનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.

આચાર્ય, એ વિષે તમે પોતેજ દૃષ્ટાંતરૂપ બન્યા છો. ક્ષણવાર પહેલાં ક્રોધ, દ્વેષ અને ઇર્ષ્યાના આવેશને લઇને તમે કેવા કુવિચારો કર્યા હતા ? તેનો વિચાર કરો. એક નિર્દોષ અને જગત્‌ના ઉપકારી પુરૂષોને સદોષ ઠરાવવા પ્રયત્ન કરવો, એ કેવા ખેદની વાત કહેવાય? જે પુરૂષો સ્વાત્મભોગ આપી તન,મન અને ધનથી અનેક આત્માઓનું કલ્યાણ કરવા તત્પર થયા છે, અનેક સંસ્થાઓ સ્થાપી સ્વધર્મી બંધુઓનો ઉદ્ધાર કરવા ભગીરથ પ્રયત્ન કરે છે, દેશ વિદેશમાં વિચરી લોકોને ભાષણદ્વારા ઉપદેશ આપી ધર્મ, ઉપકાર અને કલ્યાણના પવિત્ર માર્ગો દર્શાવે છે અને તેમને ક્રિયામાં મુકે છે, એવા પુરૂષોને દોષપાત્ર ઠરાવવા, તેમના માનનું ખંડન કરવું, તેમને સંઘનો તિરસ્કાર અપાવવો અને તેમને મિથ્યા દોષથી આરોપી ઠરાવી વગોવવા, એ કેવો અધર્મ કહેવાય ?

આચાર્ય, વિચાર કરો. એક જૈન ધર્મના મહાન્ આચાર્ય થઇ તમે કેવા કામ કરવા તૈયાર થયા છો? જૈન ધર્મના મહાન્ ગુરૂની આવી વિપરીત પ્રવૃત્તિ થાય, એ કેવું શરમ ભરેલું છે ? તમે જાણો છો કે, તમારૂ કર્ત્તવ્ય કેવુ હોવુ જોઈએ ? આર્હંત ધર્મનો ઉદ્યોત જેનાથી વૃદ્ધિ પામે અને જેના ઉપદેશથી લોકો ધર્મ અને નીતિને માર્ગે પ્રવર્તે એવા આચાર્યે કેવા કાર્યો કરવા જોઇએ ? જે લોકો સ્વાત્માર્પણ કરી ધર્મ અને ઉભય લોકના કલ્યાણના માર્ગને વધારનારા છે, તે લોકોને તમારે હૃદયથી ઉત્તેજન આપવું જોઇએ. બીજા પરોપકારી પુરૂષોને જોઇ ઉત્તમ પુરૂષો ઘણા ખુશી થાય છે અને તેમને તેમના શુભ કાર્યોમા અનુમોદન આપે છે આચાર્ય, આ પ્રસગે એક સાંભળેલુ દૃષ્ટાંત મને યાદ આવે છે, તે તમે સાવધાન થઇને સાભળો.

એક મહાન્ ધર્મના ગુરૂ લોકોપકાર કરવાને માટે દેશવિદેશ વિચરી ઉપદેશ આપતા હતા તેઓ એટલા બધા શુદ્ધ હૃદયવાળા, કે તેમના પવિત્ર હૃદયમા સર્વોત્તમ ભાવ પ્રગટ થયો હતો. “ આ

જગતના તમામ જીવો દયાને પાત્ર છે, તેથી સર્વ પ્રકારનો ભેદાભેદ છોડી તેમનું કલ્યાણ કરવું, એ સર્વોત્તમ ધર્મ છે." આ સિદ્ધાંતને શુદ્ધ રીતે અનુસરી તેઓ પ્રવર્ત્તતા હતા અને લોકોને ઉત્તમ પ્રકારનો ધર્મ તથા નીતિનો બોધ આપતા હતા. તેમનામાં વિદ્વતા અને વ્યાખ્યાન કરવાની કળા એવી ઉંચી હતી કે કોઈ પણ માણુસ તેમનાં વ્યાખ્યાનનો એક વાર શ્રોતા થયો હોય, તો તે તેમનો પરમ ભક્ત બની જતો હતો. તેઓ તેનાથી લોકોના હૃદયોને એટલાં બધાં હલાવી શકતા કે જેથી તેમનો ઉપદેશ પ્રાયે કરીને સફલ જ થતો હતો—એટલે તેઓ જે વિષયનો ઉપદેશ આપતા તે વિષયને સાંભળી લોકો માત્ર રાજી થતા નહીં, પણ તેને ક્રિયામાં મુકવાને તત્પર થતા હતા.

આ મહાત્મા એક વખતે કોઇ શહેરમાં આવ્યા, ત્યાં તેઓએ પોતાના નિયમ પ્રમાણે વ્યાખ્યાનો આપવા માડયાં. તેમનાં વ્યાખ્યાનોની એટલી બધી અસર થઇ કે, લોકો તેમને એક ઇષ્ટદેવ તરીકે માનવા લાગ્યા, અને તેમનું બહુમાન કરવા લાગ્યા. આ અરસામાં કોઇ એક બીજા વ્યાખ્યાનકાર તે શહેરમાં આવી ચડયા. તેઓ પણ વ્યાખ્યાન કરવામાં પ્રવીણ હતા. તેમણે પણ કોઈ શહેરના બીજા ભાગમાં વ્યાખ્યાન આપવાનો આરંભ કર્યો. તે વ્યાખ્યાનકાર આ મહાત્માના જેવા સરલ અને શુદ્ધ હૃદયવાળા ન હતા. તેઓ પોતાનો ઉત્કર્ષ કરવાની ઇચ્છા ધરાવતા હતા. તેમણે પ્રથમથીજ સાંભળ્યું હતું કે, અહીં કોઇ બીજા વ્યાખ્યાનકાર વ્યાખ્યાનો આપે છે, અને તેઓ શ્રોતાઓના હૃદયને વધારે આકર્ષે છે. આથી તેમના હૃદયમાં સ્પર્ધા ઉત્પન્ન થઇ હતી અને તેથી તેઓ પોતાની વ્યાખ્યાન કરવાની શક્તિથી તેમનો પરાભવ કરવાની ઇચ્છા રાખતા હતા.

પેલા પવિત્ર મહાત્માના જાણુવામાં આવ્યું કે, આ શહેરમાં કોઈ બીજા વ્યાખ્યાનકાર આવેલ છે અને તે શહેરના બીજા ભાગમા પોતાનાં વ્યાખ્યાનો આપે છે, તે સાંભળતાંજ તેમણે પોતાનાં વ્યાખ્યાનો તરત બંધ કર્યા અને પોતાના શ્રોતાઓને કહ્યુ કે, 'તમે તેમના વ્યાખ્યાનનો લાભ લેવા જાઓ.' તે મહાત્માના આ શબ્દો સાંભળી

તેમના રાગી બનેલા લોકોએ આગ્રહથી કહ્યુ કે, "મહારાજ, અમોને આપનું વ્યાખ્યાન જેવું રૂચિકર લાગે છે, તેવું બીજાનું વ્યાખ્યાન રૂચિકર લાગતું નથી, માટે અમે કદિપણ તેમનું વ્યાખ્યાન સાભળવાને જઇશું નહીં. આપના જેવું મધુર, રસિક અને બોધક ભાષણ બીજાનું હોયજ નહીં. વળી જો આપ વ્યાખ્યાન બંધ કરશો તો આ ગામમાં આપની આબરૂ જશે, અને પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠાનો ભંગ થઇ જશે. તે સાથે આપના આ સર્વ શ્રોતાઓને ગ્લાનિ થઇ આવશે અને તે નવો વ્યાખ્યાનકાર ગર્વ ધરીને ગર્જના કરશે, એટલુંજ નહીં પણ પોતાનો મોટો ઉત્કર્ષ થયેલો સમજાશે. તેથી આપે આપનું વ્યાખ્યાન બંધ કરવું ન જોઈએ."

હે આચાર્ય વેષવિજય, લોકોના આવા વચન સાંભળી પવિત્ર ગુરૂએ જે શબ્દો કહ્યા હતા, તે ખરેખર બોધનીય હતા. ઉત્તમ મહાત્માઓના હૃદયો કેવાં નીખાલસ અને શુદ્ધ હોય છે, તેનો તે ઉત્તમ નમુનો હતો. તે પવિત્ર મહાત્મા મંદમંદ હાસ્ય કરતા બોલ્યા કે, "ગૃહસ્થો, તમારી આ પ્રાર્થના સાભળી મને ઘણો અફસોસ થાય છે. કારણ કે, આજ સુધી મેં જે વ્યાખ્યાનો આપ્યા, તેમનાથી તમને કાંઇ પણ બોધ પ્રાપ્ત થયો નથી, એમ આ ઉપરથી સિદ્ધ થાય છે. તમારે માટે મેં જે યથા શક્તિ શ્રમ કર્યો, તે મારો બધો શ્રમ નકામો થયો છે. મારા વ્યાખ્યાનોમાં જે બોધ ગ્રહણ કરવા યોગ્ય હતો, તે તરફ તમે પૂરેપૂરી ઉપેક્ષા કરી છે તેમાં ખાસ કરીને સમાન ભાવ અથવા અભેદ ભાવનાનું મારૂં વ્યાખ્યાન તમે મનન કરી સાભળ્યુંજ નથી, અથવા તે એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાંખ્યુ છે. જો તમે એ ઉપયોગી વ્યાખ્યાન ધ્યાન પૂર્વક સાભળ્યું હોત તો તમારામા આવી લઘુતા રહેત નહીં—તમારાં હૃદયનો આવો મહાન્ સ કોચ દેખાત નહી ગૃહસ્થો, તમે દર્શાવેલા આવા હલકા વિચારોને માટે પુન. પશ્ચાત્તાપ કરો અને ફરી વાર એવા વિચારો ન લાવવાની પ્રતિજ્ઞા કરો

અરે અલ્પમતિ ગૃહસ્થો, તમારા આ વચનો એટલા બધાં

અયોગ્ય અને પાપથી ભરેલાં છે કે, જો આ વખતે મારી જગ્યાએ કોઇ બીજો અદૃઢ હૃદયનો વ્યાખ્યાતા હોય તો તે પણ તમારી સાથે જોડાઇને તમારા પાપનો ભાગીદાર બની જાય. મારી પર દેવગુરૂની પૂર્ણ કૃપા છે, તેથી મારા હૃદય ઉપર કોઈ જાતની મલિન છાયા પડી શકતી નથી, પરંતુ જો એ કૃપાનો અભાવ હોય તો મારી પણ તમારા જેવી નઠારી સ્થિતિ થઈ જાય. ગૃહસ્થો, તમારી તરફ હિત-બુદ્ધિથી હું તમોને જણાવું છું કે, હવે કદિપણ આવા મલિન વિ-ચારોને જન્મ આપશો નહીં. સર્વ ઉપર સમાન ભાવ રાખવાની પ્રવૃત્તિ કરજો. તમે જેની સાથે મને સ્પર્ધા કરાવવાની ઇચ્છા રાખો છો તે પુરૂષ પણ એક મારા જેવો વ્યાખ્યાનકાર છે, અને લોકોને ધર્મ તથા નીતિનો ઉપદેશ આપી પોતાનું કર્ત્તવ્ય બજાવનારો છે. એવા પરોપકારી આત્માનો નિષ્કારણ દ્વેષ કરવો અને તેનાં વ્યાખ્યાનોમાં અંતરાયો કરવા, એ અંતરાય કર્મને બાંધનારૂં મહાપાપ છે. તમારે તેવા પુરૂષોને ઉલટો ધન્યવાદ આપવો જોઇએ, કારણકે, તે સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કરી ઉપકાર બુદ્ધિએ લોકોને ઉપદેશ આપે છે.

ગૃહસ્થો, તે વ્યાખ્યાનકારની પ્રશંસા સાંભળી મને તો એટલો બધો આનંદ થાય છે કે,જે હું મુખેથી વર્ણવી શકવાને સમર્થ નથી. ઘણીવાર મારા હૃદયમાં એવી ભાવના ઉઠે છે કે, આ ભારત ઉપર જો ઘણા ઉત્તમ વક્તાઓ અને ઉપદેશકો ઉત્પન્ન થાય તો ભારતની સર્વ પ્રજાને મહાન્ લાભ થાય. કારણકે. વક્તાઓની અલ્પ સંખ્યાને લઇને આખા ભારતના સર્વ દેશોની પ્રજા ઉપદેશનો લાભ મેળવી શકતી નથી. ગૃહસ્થો, જ્યારે કોઈ બીજો ઉપકારી વક્તા થયેલો છે, એવી વાત મારા સાંભળવામાં કે જાણવામાં આવે, ત્યારે હું મનમાં એમ સમજુ છું કે, 'મને સહાય કરનાર એક પુરૂષ મળી આવ્યો.' આવા વિચારને લઈને પ્રભુની પ્રાર્થના કરતાં હું એક પદ્ય બોલું છું, તે સાંભળો.

" याचे मन्तो सकलसज्यजनोपकार—
धर्मप्रवीण मनसो ह्युपदेशदातॄन् ।

येनाहमत्र निजसत्करणीयभार—
साहाय्य मेव परमं सुखदं हि मन्ये ॥ १ ॥"

હે પ્રભુ, હું તમારી પાસે સર્વ સભ્ય જનોના ઉપકારધર્મમાં તત્પર હૃદયવાળા ઉપદેશકોની માગણી કરૂં છું, કે જેથી તેને હું મારા આલોકના સત્ કર્ત્તવ્યના ભારમા એક સુખદાયક ઉત્કૃષ્ટ સહાય માનું છું." ૧

ગૃહસ્થો, આ પદ્ય મારા અંતરનો ઉદ્ગાર છે, અને મારી શુદ્ધ ભાવનાનું સ્વરૂપ છે,એમ તમે માની લેજો.હવેથી તમે કદિપણ આવા હલકા વિચાર લાવશો નહીં. આજ કાલમાં ચાલતા કોઈપણ ધર્મની કે ધર્મગુરૂની તમે કદિ પણ નિંદા કરશો નહીં. ગમે તે ધર્મનો કે પંથનો માણસ કોઇપણ રીતે જનકલ્યાણ કરતો હોય અને પરોપકારના પવિત્ર ધર્મનો ઉપદેશ આપતો હોય તો તેને તમે હૃદયથી માન આપજો અને તેના ઉપકારી જીવનને પૂરેપૂરો ધન્યવાદ આપજો. કોઇ સ્થળે એક કર્ત્તવ્ય કરનારા એકથી વધારે થયા હોય તો તે બધાની તરફ તમો સમભાવ રાખજો, તેમની વચ્ચે કોઇ જાતનો કલહ ઉત્પન્ન કરાવશો નહીં અને તેમને સર્વથા સ્પર્ધા દોષથી દૂર રખાવજો. ગૃહસ્થો, આ શહેરના પ્રમાણમાં બે ઉપદેશકોની જરૂર નથી, તેથી મેં આજે મારૂં વ્યાખ્યાન બંધ રાખેલ છે. હવેથી હું આ શહેરને છોડી બીજે સ્થળે જઇશ. કારણકે, આ શહેરને લાભ આપનાર એક પુરૂષનો યોગ થઇ આવ્યો છે, તેથી મારે બીજા કોઇ શહેરમાં જઇ ઉપદેશ દ્વારા જનસમૂહની સેવા બજાવવી જોઇએ. ગૃહસ્થો, તમે હૃદયમાંથી પક્ષાપક્ષનો અને સ્પર્ધાને દોષ દૂર કરી તે ઉપકારી મહાશયનો ઉપદેશ સાંભળજો અને તેમને મારી સમાન ગણી તેમનો પણ હૃદયથી ઉપકાર માનજો"

તે મહાત્માનાં આવાં વચનો સાભળી તે શ્રોતાઓ સાનંદાશ્ચર્ય થઇ ગયા હતા. તેઓમાંથી જેઓને એ પવિત્ર ઉપદેશનો ખરો બોધ લાગેલો હતો, તેઓ ઘણાજ ખુશી થયા અને તે મહાત્માની ઉચ્ચ

વૃત્તિની પ્રશંસા કરતા પોતાના હૃદયમાં તેવી ઉચ્ચ ભાવના ભાવવા લાગ્યા. પછી તે મહાત્મા આ પ્રમાણે શ્રોતાઓને ઉપદેશ આપી ત્યાંથી બીજે સ્થલે ચાલ્યા ગયા હતા.

આચાર્ય વેષવિજય, તમારે પણ આવી ઉચ્ચ વૃત્તિ રાખવી જોઈએ. જે પુરૂષો કોઈ પણ પ્રકારે જૈન પ્રજાને ઉપદેશ આપે છે અને તેમના સર્વ પ્રકારના કલ્યાણના માર્ગોને દર્શાવે છે, તેવા પરોપકારી લોકોને તમારે સહાય આપવી જોઈએ, અને તેમની તરફ દ્વેષ કે ઈર્ષ્યા રાખવી ન જોઈએ. કારણકે, તેઓ આત્મભોગ આપીને તમારૂં જ કાર્ય બજાવે છે. આચાર્ય, જો તમે મૃષાવાદનો ત્યાગ કરવા રૂપ બીજી મહાવ્રતની ભાવનાઓ ભાવ્યા કરશો, તો તમારામાં એ દોષો ઉત્પન્ન થશે નહીં.

આચાંર્ય વેષવિજય, તે સૂત્રમાં ત્રીજી મહાવ્રત અદત્તા દાનની પાંચ ભાવનાઓ દર્શાવેલી છે,તેમને તમે ગંભીરતાથી મનન કરી વાંચજો.તેની અ દર અવગ્રહને માટે, કાઈપણ વસ્તુનો ઉપયોગ લેવાને માટે, અવગ્રહ સંબંધી માંગણી કરવા માટે, તેમાં મર્યાદા રાખવા માટે, અને પરિમિત અવગ્રહ કરવા માટે વિવેચન કરી લખેલું છે. જો તમે એ મહાવ્રતની પાંચ ભાવનાઓને મનન કરી વિચારશો તો તમારામાં અવગ્રહ સંબંધી કોઈ જાતનો દોષ ઉત્પન્ન થશે નહીં. તે સાથે શિષ્યમોહ,શ્રાવકમોહ અને બીજા બધી જાતના મોહ તમારાથી દૂર રહેશે.

હે આચાર્ય, ચોથા બ્રહ્મચર્ય વ્રતની પાંચ ભાવનાઓ તમારે અને તમારા શિષ્યમંડળને ભાવના યોગ્ય છે. એ ભાવનાઓ ભાવવાથી તમારા સર્વ પ્રકારના વિકારો દૂર થઈ જશે, અને તમે આહાર વિહારમાં ખરેખરા નિયમિત થઈ જશો. આચાર્ય, મારે તમોને કહેવું જોઇએ કે, તમારી મનોવૃત્તિમાં સુખશીળતા વધારે પ્રસરી ગઇ છે. સુખશીળતા એ પંચ મહાવ્રતધારી મુનિના જીવનમાં વિષરૂપ થઇ પડે છે. તેને માટે એક અનુભવી વિદ્વાન્ સુબોધક પદ્ય લખે છે, તે તમે સર્વદા કંઠસ્થ રાખજો. તે પદ્ય આ પ્રમાણે છે—

" मुनीनां सुखशीलत्वं व्रतसंहार कारणम् ।
तस्मात्त दूरतस्तिष्ठेत् महाव्रतधरो मुनिः " ॥ १ ॥

" મુનિઓને સુખશીલપણું તેમના મહાવ્રતોના નાશનું કારણ રૂપ થાય છે, તેથી મહાવ્રતધારી મુનિએ તેનાથી દૂર રહેવું. " ૧

આચાર્ય, જો તમે આ પદ્યનું સર્વદા સ્મરણ કર્યા કરશો, તો તમારામાં આહાર વિહારના દોષો ઉત્પન્ન થશે નહીં. તમે નિર્દોષપણે તમારા ચારિત્રને પાળવા સમર્થ થઇ શકશો.

આચાર્ય, પાંચમા અપરિગ્રહ મહાવ્રતની પાચ ભાવનાઓ સૂત્રકારે તે સ્થળે દર્શાવેલી છે. તેની પહેલી ભાવનામા અપશબ્દો સાંભળતા તેમા આસક્ત અને મોહિત ન થવાને કહેલું છે બીજી ભાવનામાં ચક્ષુ ઇંદ્રિયથી સારા કે નરસાં રૂપ દેખી રાગદ્વેષ ન કરવાને સૂચવેલું છે. ત્રીજી ભાવનામા પ્રાણેંદ્રિયની આસક્તિને માટે દર્શાવેલું છે. ચોથી ભાવનામાં રસના ઇંદ્રિય અને પાંચમી ભાવનામા સ્પર્શ ઇંદ્રિયના વિષયો તરફ રાગદ્વેષ ન કરવા જણાવેલું છે. આચાર્ય, એવી રીતે પાંચ મહાવ્રતોની ભાવાના મનન પૂર્વક વાચી તેમને સર્વદા ભાવ્યા કરશો તો તમે તમારા ચારિત્રના શુદ્ધ માર્ગને મેળવી અધોગતિ તરફ ઉન્મુખ થયેલા તમારા આત્માને બચાવી શકશો. તેને માટે આચારાગ સૂત્રની નીચેનાં વચનો સવંદા હૃદયસ્થ રાખજો.

" એ મહાવ્રતોની પચીશ ભાવના વડે સંપન્ન થયેલો અનગાર સૂત્ર, કલ્પ તથા માર્ગને યથાર્થપણે સારી રીતે કાયાથી સ્પર્શી, પાલી, પોહોંચાડી, કીર્ત્તિત કરી ભગવંતની આજ્ઞાનો આરાધક થાય છે, અને તેવી આરાધક થયેલો આત્મા ચારિત્રના શુદ્ધ માર્ગે ચાલી આત્માનો ઉદ્ધાર કરી શકે છે. "

આચાર્ય વેષવિજય, તે પછી આચારાગ સૂત્રના છેલ્લા પચવીશમા વિમુક્તિ નામના અધ્યયનમાં જે પાંચ અધિકારો દર્શાવેલા છે, તેને તમે સર્વદા મનન પૂર્વક વાંચ્યા કરજો. તેઓમાં પેહેલો અનિત્યત્વ અધિકાર છે. તેની અંદર સૂત્રકારે જે સૂચના આપેલી

છે, તેને તમે હૃદયમાં ધારણ કરશો તો તમે સર્વ પ્રકારના પરિગ્રહના આરંભને નિવારી શકશો. તે પછી બીજો પર્વતાધિકાર છે, તેના સ્વરૂપનું યથાસ્થિત મનન કરવાથી તમારા સાધુ ધર્મનું પાલન કરવામાં તમે પર્વતની જેમ અચળ રહી શકશો. તે પછી ત્રીજો રૂપ્યાધિકાર છે, જે સમજવાથી જેમ અગ્નિના તાપવડે રૂપાનો મેલ દૂર થઇ જાય, તેમ તમારા કર્મમલો દૂર થઇ જશે, અને તમે ચારિત્રના નિર્મળ તેજથી પ્રકાશમાન થશો. તે પછી ચોથો ભુજગાધિકાર છે, તેનું સમ્યક્ પ્રકારે મનન કરવાથી જેમ ભુજંગ–સર્પ કાંચલીનો ત્યાગ કરે તેમ તમે દુઃખાવલીને ત્યાગ કરી શકશો. ત્યાર બાદ પાંચમો સમુદ્રાધિકાર છે, જે લક્ષ આપીને વાંચવા જેવો છે. તેના સ્વરૂપનો ઉત્તમ બોધ થવાથી આ દુસ્તર મહાસાગર રૂપ સંસારને તરવાને તમે સમર્થ બની શકશો અને તેનો અંત કરી તમારા આત્માને મુક્તિ માર્ગનો પથિક બનાવી શકશો.

આચાર્ય વેષવિજય, આ પાચ અધિકારોમા ગુંથેલી સૂત્રવાણીનો વિચાર કરી તેને ક્રિયામાં મુકજો, અને તમને પ્રાપ્ત થયેલ આચાર્યપદને કૃતાર્થ કરવા પ્રયત્ન કર્યા કરજો. તેમ કરવાથી નીચેની સૂત્રવાણી તમારા આત્માનો ઉદ્ધાર કરવાને ઉપયોગી થઇ પડશે.

(15579)

### उपजातिछंद.

"આલોકમા ને પરલોકમાંહિ,
જેને નહીં બંધન હોય કાંઇ;
નિરાશ ને અપ્રતિબદ્ધ જેહ;
સંસારમાર્ગે ભટકે ન તેહ.[૧]" ૧

આટલું કહી તે મહાદેવીએ પોતાની દિવ્ય વાણીનો પ્રવાહ બંધ કર્યો એટલે આચાર્ય વેષવિજય વિનીત વાણીથી બોલ્યા—"મહેશ્વરી, આપે કૃપા કરી જે ઉપદેશ આપ્યો છે, તેને માટે આ પામર મુનિ આપનો યાવજ્જીવિત આભારી થયો છે. હું આપ મહેશ્વરી-

૧ આ ભાષાંતરકારની સમશ્લોકી કવિતા છે.

ની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે, હવેથી આ પામર મુનિ કોઈ જાતના પાપના આરંભમાં પડશે નહીં આપની ગંભીર શિક્ષાએ તેના હૃદય-ની મલિન છાયા દૂર કરી દીધી છે, અને તેનાં અંતરનાં કમાડો ખોલી નાંખ્યા છે. આજ સુધી ધર્મની, નીતિની, ચારિત્રની અને બીજા કોઇ જીવોની વિરાધના કરી હોય, તેને માટે હું ક્ષમાપૂર્વક વ્યુત્સર્જન કરૂં છું અને હૃદયમા એવી ભાવના ભાવું છુ કે, પુનઃ તેવી વિરાધના થશો નહીં. મન વચન અને કાયાની શુદ્ધિમાંજ મ રો આત્મા પ્રવ ર્ત્તજો અને તેનામા ચારિત્રજીવનને ઉચ્ચ કોટીમાં લાવવાની ભાવના સદા જાગ્રત રહેજો. મહાદેવી, આપે કૃપા કરી મને યોગ્ય શિક્ષા આપી છે, અધોગતિમાં ઉન્મુખ થયેલા મારા આત્માને તેનાથી વિમુખ કરી બચાવ્યો છે, અને પ્રાપ્ત થયેલા મારા માનવંતા આચાર્યપદની રક્ષા કરી છે."

આ વખતે મહાદેવી હાસ્ય કરીને બોલી ઉઠ્યા. "આચાર્ય વેષવિજય, આટલો બધો ઉપદેશ આપ્યા છતા પણ હજુ તમારા અંતરમા માનવંતા આચાર્યપદનું મમત્વ રહેલું છે તમારે હવે એ પદની મમતા રાખવી નહીં. તમારામા જો યોગ્યતા આવશે, તો એ પદ સ્વતઃ તમારી પાસેજ આવશે તમારામા આચાર્યપણાના ગુણો કયા છે અને કયા નથી ? તેનો વિચાર તમારે પોતાને કરવાનો છે. જયારે તમે નિરભિમાન તથા મમતા રહિત થઇ એ વિચાર સૂક્ષ્મ દૃષ્ટિથી કરશો, એટલે તમોને ખાત્રી થશે કે, મારામા જે યોગ્યતાની ખામી છે, તે યોગ્યતા મેલવવાને મારે પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ, અને તે યોગ્યતા મેળવ્યા પછી આચાર્યપદની ઈચ્છા રાખવી જોઇએ આચાર્ય વેષવિજય, હવેથી તમે તમારા મનમાં 'હું આચાર્ય છું' એવું અભિમાન રાખશો નહીં. યોગ્યતા વગરનું તમારૂં એ અભિમા-ન ક્ષણવાર પણ ટકશે નહીં અભિમાન એ મોટામા મોટો દુર્ગુણ છે એ દુર્ગુણનુ મહાવિષ પ્રસરી જાય છે, અને તેથી અનેક જાતના સદ્-ગુણોનો નાશ થઇ જાય છે એ અભિમાનને લઇને તમારામા બીજા અનેક દુર્ગુણો દાખલ થઇ ગયા છે. દ્વેષ, ઇર્ષ્યા, અસૂયા વગેરે દુર્ગુ-

ણોએ તમોને ઘેરી લીધા છે. કોઈ પણ માણસ અભિમાનથી દબાય છે, તો તેની પર બીજા દુર્ગુણો ધસારો કરી આવે છે.

આચાર્ય, મારે તમોને ખરેખર કહેવું જોઇએ કે, અભિમાનનો એવો એક વિચિત્ર સ્વભાવ છે કે, જે તેના આશ્રિતને કોઇ વાર નઠારી સ્થિતિમાં લાવી મુકે છે. જેમ મદિરાનો નીસો માણસને ચક્કર ખવરાવે છે, તેમ અભિમાનનો નીસો પણ માણસને ચક્કર ખવરાવે છે, અને પોતાના આશ્રીતને કઢંગી સ્થિતિમા મુકી ફજેતી કરાવે છે. અભિમાની માણસ એવા અંધારામાં પડી જાય છે કે જેથી તે આસપાસના સંયોગોને જોઇ શકતો નથી અને ઉન્માર્ગે ચડી કોઇ ઉંડા કુવામાં પડી જાય છે. વળી તે અભિમાનીના હૃદયમાં એવી માન્યતા ઉત્પન્ન થાય છે કે, " આ જગતમાં સર્વ સત્તાનો અધિપતિ હું એકજ છું, મારી આજ્ઞા અસ્ખલીત ચાલવાની છે અને મારી સામે કોઇ ટક્કર ઝીલી શકે તેમ નથી. " તેમ વળી તે એટલે સુધી માને છે કે, " હું ન્યાય કે અન્યાય ગમે તે કરીશ, તે સર્વને કબુલ કરવું પડશે અને મારો ભય રાખી સર્વેએ મને અનુસરવું પડશે. "

આચાર્ય, આ વાત તમારે વિચારવા જેવી છે. તમારા હૃદયમાં પણ એવુંજ અભિમાન ઉત્પન્ન થયું હતું, અને એ અભિમાનના આવેશથી તમે અનેક દુર્ગુણોથી ઘેરાઇ ગયા હતા. હવે હું તમોને ચેતવણી આપું છું કે, તમે તમારા આત્માને હવે અભિમાનના પાશમાંથી તદન મુક્ત કરજો અને તમારા હૃદયમાથી આચાર્યપદની મહત્તાનું માન કાઢી નાંખજો. આચાર્ય, હું તમોને ચેતવણીની ખાતર દર્શાવું છું કે ક્ષણવાર પહેલા તમોએ જે કુભાવના ભાવી હતી, અને જે કુભાવના તમારા શિષ્ય દ્વેષવિજય અને યુક્તિવિજયના પત્ર ઉપરથી ઉત્તેજિત થઈ હતી, એ તમારી કુભાવના પુનઃ પ્રગટ ન થાય, તેવી વૃત્તિ સર્વદા ધારણ કરજો. જો તમે તેવી કુભાવના પુનઃ પ્રગટ કરશો તો આ પૃથ્વી ઉપર તમારૂં ભારે અપમાન થશે, લોકો તમોને મોટો ધિક્કાર આપશે અને પ્રત્યેક ઠામે તમારી નિંદા થશે

જો તમો સાહસ કરી સાંપ્રતકાલે લોકોપકાર કરનારા મહાનુભાવ વક્તાઓને અને લેખકોને સંઘનો તિરસ્કાર કરાવશો, તો તમારો પોતાનો પણ તિરસ્કાર થઈ જશે, અને તમારો અન્યાય ઉઘાડો પડ્યા વિના રહેશે નહીં. આવા બારીક સમયમાં પણ હજુ ન્યાયદર્શી મુનિઓ વિચરે છે, તેઓ તમારો અન્યાય દૂર કરવાને તત્પર બની જશે અને તે ઉપકારી નિર્દોષ મહાશયો ન્યાય આપી તમારા કુકર્મને ખુલ્લુ કરી બતાવશે. આ દીક્ષાકુમારીની દિવ્ય વાણી કદિ પણ અન્યથા થશે, એ વાત યાદ રાખજો. તેને માટે એક ચતુર વિદ્વાન્ નીચેની કવિતા લખે છે, તેનું સર્વદા મનન કરજો

" पराहितं चिंतयन् यः चिकीर्षुर्हितमात्मनः।
तस्याहितं भवत्येव विशेषो दुर्गतिः फलम् " ॥ १ ॥

" જે પોતાનું હિત કરવાની ઇચ્છાથી બીજાનું અહિત ચિંતવે છે, તેનું અહિતજ થાય છે, અને વિશેષમા તેને દુર્ગતિનું ફળ મળે છે. " ૧

મહાદેવી દીક્ષાકુમારીના આ વચનો સાંભળી આચાર્ય હૃદયમાં પોતાની કુભાવનાનો વિચાર કરીને બોલ્યા—"મહાદેવી, આપની વાણી યથાર્થ છે. હવે હું કોઇ જાતનો પ્રમાદ નહીં કરૂં. આપની શિક્ષાને શિરપર ધારણ કરી હું શુદ્ધ પ્રવર્ત્તનમાજ પ્રવર્ત્તીશ. મારા હૃદયમાથી આચાર્યપદના અભિમાનને દૂર કરી હું એક સામાન્ય સાધુના જેવું વર્ત્તન રાખીશ અને સન્માર્ગનો સર્વદા આશ્રય કરીશ "

આચાર્ય વેષવિજયની આ વાણી સાંભળી મહ શયા દીક્ષાકુમારી શ કિત હૃદયથી બોલ્યા—"આચાર્ય, તમારાં વચન ઉપર મને પ્રતીતિ આવે છે, તથાપિ હૃદયમા શ કા રહ્યા કરે છે. મને લાગે છે કે, તમે આ સમયે જે આ બોલો છો, તે માત્ર મારા ભયથીજ બોલો છો ભયથી આક્રાંત થયેલું હૃદય વિનય અને નમ્રતા ગ્રહણ કરે છે ભય એવી વસ્તુ છે કે, તે બળાત્કરે હૃદયને હલાવી ઉત્તમ ભાવના પ્રગટ કરાવે છે અને મલિન ભાવનાને આચ્છાદિત કરી દેછે. તમારા

પ્રસંગમાં પણ તેમજ બન્યું છે, એમ હું ધારૂં છું. જો મારી ધારણા સત્ય હશે તો અલ્પ સમયમાં તમારા માનનું ખંડન થશે અને કોઈ ન્યાયના પ્રવર્ત્તક મહાનુભાવ મુનિ તમારી સદોષ યુક્તિનું ખંડન કરી તમોને શ્યામ બનાવી દેશે. આ વચનો યાદ રાખજો."

મહાદેવી દીક્ષાકુમારી આટલાં વચનો બોલતાં અને મુનિ પ્રમાણવિજયને ધન્યવાદ આપતાં આપતાં અંતર્ધ્યાન થઈ ગયાં, તે સમયે તેમના મુખમાથી નીચેનાં વાક્યો પ્રગટ થયાં હતાં. જેના શબ્દોના પ્રતિધ્વનિથી ઉપાશ્રયની ભૂમિ ગાજી રહી હતી. તે વાક્યો આ પ્રમાણે હતાં.

" स्वप्रमादमवधार्य तदुत्थ जनमनो—
विमोहन वाधकं कोविदप्रसिद्धं
प्रमाद परिमार्जन प्रयत्नमनुष्ठीयेत ॥ "

" તમારે તમારી ભૂલ થયેલી સમજીને તેનાથી બીજાઓ ભૂલાવામાં ન પડે એવી રીતે વિદ્વાનોની રીતિને અનુસરીને તે ભૂલ સુધારવી જોઈએ."

આ ગાથાનો ઉચ્ચાર સાભળ્યા પછી એ દિવ્ય મૂર્ત્તિનું દર્શન કરવા આચાર્ય વેષવિજય અને બીજા મુનિઓ ચારે તરફ જોવા લાગ્યા, પણ તે પવિત્ર દિવ્ય મૂર્ત્તિ તેમના દૃષ્ટિમાર્ગમાં જોવામા આવી નહી. ક્ષણવાર પછી નીચે પ્રમાણે બીજો ધ્વનિ પાછો સાંભળવામા આવ્યો.

" सूत्रवाग् देशना ध्वस्त जगन्मोहं सुसिद्धिदम् ।
जगतां धर्मदातारम् ध्यायामाः श्री जिनेश्वरम् " ॥ १ ॥

સૂત્રવાણીની દેશનાથી જેમણે જગત્‌ના જીવોનો મોહ નાશ કરેલો છે, તે ઉત્તમ સિદ્ધિને આપનારા અને ધર્મના દાતા શ્રી જિનેશ્વરનું અમે ધ્યાન કરીએ છીએ " ૧

આ ધ્વની સાંભળી સર્વ મુનિમંડળ પુનઃ ચકિત થઈ ગયુ, અને તે-

મના હૃદયમાં પાછી દર્શનની આશા ઉત્પન્ન થઈ આવી, પણ એ દિવ્ય મૂર્ત્તિનાં પુનઃ દર્શન થયા નહીં.

મહાદેવી દીક્ષાકુમારી અદૃશ્ય થયા પછી આચાર્ય વેષવિજય, મુનિ પ્રમાણુવિજય વગેરે પોતપોતાના કાર્યમા પ્રવર્ત્યા હતા. આચાર્ય વેષવિજયના હૃદયમાં એ મહાદેવીનો ઉપદેશ ચિરકાલ ટકી રહ્યો ન હતો. જે જ્ઞાન તેમને થયું હતું તે સ્મશાન જ્ઞાન હતું. આખરે મુનિ પ્રમાણુવિજય પોતનુ આત્મહિત કરવાને તેમનાથી જુદા પડ્યા હતા. તે ઉત્તમ મુનિ જુદા પડ્યા પછી આચાર્ય વેષવિજયના હૃદયની દબાઈ ગયેલી મલિનતા પાછી ઉદય આવી હતી. કેટલાક સમય પછી પેલા દ્વેષવિજય અને યુક્તિવિજય મુનિ તેમને આવી મળ્યા અને તેઓ તેમની એ મલિનતાના ઉત્તેજક થઈ પડ્યા હતા. છેવટે આચાર્ય વેષવિજય મહાદેવીની શિક્ષાથી ભ્રષ્ટ થઈ પુનઃ અનાચારને માર્ગે પ્રવર્ત્યા. એ દિવ્ય મૂર્ત્તિની ભવિષ્યવાણી ખરી પડી અને તેથી તે વેષધારી આચાર્યને પશ્ચાત્તાપના મહાસાગરમા મગ્ન થવું પડ્યું, આખરે તેમની પ્રતિષ્ઠાનો ભંગ થયો અને જગત્માં નિંદનીય બની ગયા. દ્વેષ, ઈર્ષ્યા, અસૂયા અને અનાચારને સેવનારા અનગારોની એવી દશા થાય, એમાં કાંઈ આશ્ચર્ય નથી.

મહાશયા દીક્ષાકુમારી પોતાનો આ દ્વિતીય પ્રવાસ પૂરો કરી પોતાના સ્વરૂપને અદૃશ્ય કરી સ્વધામમા જવાને તત્પર બન્યા હતાં. તે પ્રવાસ પૂર્ણ કર્યા પહેલા તેઓએ પોતાના ઈષ્ટ પવિત્ર મુનિઓને દર્શન આપ્યું હતું અને કેટલીએક સૂચનાઓ કરી હતી. તે પછી નીચેનું અર્ધ પદ્ય બોલતા બોલતા એ મહાદેવી પોતાનાં એક દ્રવ્ય સ્વરૂપને આ વિશ્વપર રાખી અને અધિકાર પરત્વે ભાવસ્વરૂપ દર્શાવી પોતે અંતર્હિત થઈ ગયા હતા.

" पापाचारनिरोध कर्म निपुणं सद्युक्तिरंदोज्वलं ।
जीयात्तज्जिन शासनं त्रिजगति स्फीत प्रबोधप्रदं ॥ "

" પાપાચારને અટકાવવાના કાર્યમા નિપુણ, ઉત્તમ પ્રકારની

યુક્તિઓના સમૂહથી ઉજ્વલ અને ત્રણ જગત્‌માં ઝળકતા બોધને આપનાર શ્રી જિનશાસન જય પામો.”

આ પદ્યના ધ્વનિથી ગગનમાર્ગ ગાજી ઉઠયો હતો. તે સાથે અદૃશ્ય વાણીથી નીચેનાં વાકયરૂપી પુષ્પોની વૃષ્ટિ થઇ હતી.

“[1]બાહ્ય અને આંતર સ્વરૂપનું મહદંતર જૈન પ્રજામાં ખૂણે ખૂણામાં વ્યાપી ગયેલ છે, તેથી અનેક પ્રકારના કલહ, દ્વેષ અને વિક્ષેપ ઉપજ્યા છે અને ઉપજતા જાય છે, એટલુંજ નહીં પણ એથી જૈન પ્રજાના ધર્મ અને શિક્ષણની પ્રવૃત્તિ પણ નિષ્ફળ થઇ ગઇ છે. નાટકમાં વેષ ભજનારાને પણ પોતે જે ભૂમિકા ભજવતા હોય તેનો કાંઇક પાશ લાગી જાય છે. અને તેવા ચાળા, તેવી વાણી અને તેવા વિચાર પણ આવી જાય છે. પરંતુ આ મહા સંસારના નાટકમાં શ્રાવક તથા સાધુના વિવિધ વેષ ભજનારને પોતપોતાના વેષનો પણ રંગ લાગતો નથી એ આશ્ચર્ય છે. સાધુ કે ગૃહસ્થ ગમે તે મનુષ્યના મનમાથી કર્ત્તવ્યની ભાવના કોઇ એવી રીતે શિથિલ થઇ ગઈ છે કે, શબ્દ માત્રથી અણઘટતી ઈર્ષ્યા અને તુલનાના અયોગ્ય વિવેચનોથી પોતપોતાનાં કર્ત્તવ્યની એટલે કે પોતે જે વેષ લીધો છે, તે પરિપૂર્ણ ભજવ્યાની જે જે ખામીઓ છે તેનો પરિહાર કરી શકશે એમ માને છે. શબ્દથીંજ જાણે વસ્તુની પણ ગરજ સરી જશે એવું માનવા અને મનાવવા પ્રયત્ન કરે છે અને જે મિથ્યા બોધની ઘણાં જનોને મુખે નિંદા સાંભળવામાં આવે છે, તેજ બોધનું અનુકરણ થતું જાય છે.

પોતાના વેષને અનુસાર સમતા અને ઉદારતા રાખીને તેવાં થવાનો યત્ન કરવામા આવે કે તેથી અધિકની સ્તુતિ ભકિત કરવામાં આવે તો પોતાના હૃદયને વિસ્તાર અને શાંતિનો માર્ગ જડતાં કર્ત્તવ્યનો શુદ્ધ માર્ગ પણ દેખાય છે. વેષ અનુસાર વિચાર આચાર ન રાખી તે વેષ અને તે કરતાં અધિક મનાતા વેષની તુચ્છતા અને નિંદામાજ તૃપ્તિની શોધ કરવામાં આવે તો સંકોચ અને નીચતાજ

---

૧ એક મહાન્ લેખકના ઉદ્‌ગારો.

હૃદયમાં વાસ કરે છે, અને અધમતાનો માર્ગ સમીપ આવે છે. માટેજ મહાત્માઓએ વારંવાર કહ્યું છે કે, ગુણગ્રાહી થવું. મધુમક્ષિકાનો ગુણ ગ્રહી સર્વ માર્ગો સાર લેતાં શીખવું અને પોતાના હૃદયની પૂજા ત્યાં મદની રોગ તથા ઉદારતાથી, અસંકોચથી અને પ્રસિદ્ધ રીતે અર્પવી. જેનામાં જે હશે, તેજ તે આપી શકશે, એવું સર્વત્ર પ્રસિદ્ધ છે."

## દીક્ષાકુમારી દ્વિતીય પ્રવાસ.



છપાય છે ! છપાય છે !

કન્યાવિક્રય આદિ દુષ્ટ રીવાજોથી નિપજતા પરિણામોનું યથાર્થ

ચિત્ર દર્શાવનાર

# વિદ્યાચંદ્ર અને સુમતિ.

આ પુસ્તક પ્રસિદ્ધ ભકતરાજ શ્રી શિવજીભાઇની કલમથી લખાએલું છે. તેમાં એક શુદ્ધ સંસ્કારી ગૃહપત્ની, અધમ રીવાજોના ગુલામ રૂપ પોતાના પતીને, કેવી રીતે સુધારાના માર્ગ ઉપર લાવે છે, સત્તાની શોખીન સાસુઓ પુત્રવધુને એક ગુલામડી માની કેવો જુલમ ગુજારે છે, અને એવી દુષ્ટ સાસુઓને ગુણવંતી વધુ કેવી યુકિતથી સદ્વર્ત્તનના માર્ગ ઉપર લાવે છે, બાળલગ્નથી નાનાં બાળકોનાં હાડમાંસ કેવી રીતે ચૂસાય છે, અને તેની સ્વાભાવિક શકિતઓ કેવી રીતે ચગદાય છે, તેનું એવું તો અસીરકારક ચિત્ર આમાં આલેખવામાં આવ્યું છે કે, તે વાંચીને સહૃદય પુરૂષોની લાગણીઓ આવા કુરીવાજો પ્રત્યે ઉશ્કેરાયા વિના રહે નહીં. માત્ર સાંસારિક સુધારાના માર્ગ દર્શાવી બેસી નહીં રહેતા ધર્મને નામે જે ધમાધમો વધી પડી છે તથા ભાવશૂન્ય સ્થિતિમાં જે અતિચારો એવવામાં આવે છે તેનું પણ પ્રસંગોપાત દર્શન કરાવી લેખક શ્રીએ પોતાના અનુભવને અસરકારક શૈલીમાં પ્રકટ કર્યો છે. સમાજના આગેવાનો તથા વિવિધ સાક્ષરોને પણ આવા પ્રકારના સુધારાના ક્ષેત્રમાં બહાર પડવાને લેખકે લલકાર્યા છે. એકંદરે પુસ્તક એક બાળકથી લઇ સાક્ષર પર્યંત સરલતાથી તથા એક રસથી વાંચી શકે એવી શૈલીમાં ગુંથવામા આવ્યું છે.

લખોઃ—મેસર્સ મેઘજી હીરજીની કુંપની

પ૬૬ પાયધુની મુંબઇ.